સાકોરીના સદ્દગુરૂ શ્રી

# ઉપાસની મહારાજના પ્રવચનો

અથવા

## સર્વ-શાસ્ત્ર-સિદ્ધાન્ત

નો

## અનુવાદ

[ અદૃષ્ટ નિરાકાર પરમેશ્વરની ગુપ્ત વાત પ્રત્યક્ષ અનુભવમાં લાવી આપનારૂં મુખ્ય સાધન ]







અનુવાદક:—

**વામનરાવ પ્રાણગોવિંદદાસ પટેલ**

બી. એ. એલ. એલ. બી. સોલીસીટર

લાલ દરવાજા—**અમદાવાદ**

પ્રકાશક:—

**ગોવિંદદાસ નારણદાસ શેઠ**

ચંપાગલી—**મુંબાઇ**

કિંમત રૂા. ૨




ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું અને પ્રકાશક: ગોવિંદદાસ નારણદાસ શેઠે ચંપાગલી મુંબઇમાંથી પ્રગટ કર્યું.




બહાર પડે છે. બહાર પડે છે.

# લેખકના બે બોલ



વ્યવહારિક દૃષ્ટિથી સત્ય કહીએ તો આ ગ્રંથ માંહ્યના પ્રવચનો સાકોરીની શ્રી સચ્ચિદાનંદ ઉપાસની મહારાજ નામે ઓળખાતી એક વિભૂતિના મુખદ્વારા નીકળ્યાં છે, અને તેથીજ મુખપૃષ્ઠ પર "સાકોરીના સદ્‌ગુરૂ શ્રી ઉપાસની મહારાજનાં પ્રવચનો" એવું નામ આ પુસ્તકને આપ્યું છે. છતાં વાંચકને પુસ્તકની અંદર જોતાં દરેક પાને "સાંઇ વાક્‌સુધા" નામ છાપેલું જોવામાં આવશે. આનું કારણ એ છે કે મૂળ પુસ્તક જેનો આ અનુવાદ છે તેનું નામ "સાંઇ વાક્‌સુધા છે અને આ વિભૂતિ પોતે એમના મુખદ્વારા બ્હાર પડેલા ઉદ્‌ગારો પોતાના છે એમ માનતા નથી. એ ઉદ્‌ગારો તો ગમે ત્યાંથી આવે છે અને ગમે ત્યાં જાય છે. એમ એઓ કહે છે, "સાંઇ વાક્‌સુધા" નામ એ પ્રવચનોને એમની અનુજ્ઞાથી આપવામાં આવ્યું છે. "સાંઇ" ની વાક્‌સુધા બ્હાર પડવામાં એમનો શેરડીના શ્રી સાંઇબાબા સાથેનો સંબંધજ કારણભૂત છે એ જણાવવાનો એમનો આશય હોય એમ જણાય છે. એમના મત પ્રમાણે સાંઇબાબા એ સાક્ષાત્ કાશી વિશ્વેશ્વરજ, પરમેશ્વરજ, સર્વજગત્‌માં વ્યાપીને પણ જે શેષ રહ્યા છે તે. આ પ્રવચનો તે તેમણેજ સોંપેલી કામગિરી, તે કામગિરી કરાવી લેનાર પણ તે સાંઇજ અને જેમને માટે એ કામગિરી તે પણ તે સાંઇજ એવી એમની ભાવના હોવાથી "સાંઇ" નામ પર એમની મમતા સ્વાભાવિક છે અને તેથીજ આ પુસ્તકમાં દરેક પાને સાંઇ વાક્‌સુધા" નામ છાપવામાં આવ્યું છે.



# શ્રી સાંઇ-વાક્સુધા.

## અનુક્રમણિકાઃ—

# શ્રી સાંઇ-વાક્સુધા.

## વિષયોનું સૂચિપત્ર.



ઇ



ઈ



ઉ



એ



ઓ



ક



ખ

## ગ



## ચ



## જ



## ત

ફ



બ

હ



જ્ઞ



श्रीसच्चिदानंद-सद्गुरु योगिराज

उपासनी बाबा महाराज, साकोरी

बोधामृतं पिबति यो हृदि भावयित्वा ।
श्रीमद्गुरोः परममंगल पाद कंजम् ॥
श्री साईनाथ कृपया सकलेप्सितेषु ।
कार्येषु पूरुषवरो विजयी भवेत्सः ॥१॥

अयं ग्रंथः पठेद्भक्त्या
यो नरस्तन्मनाः सदा ॥
सद्गुरोः सांइनाथस्य
कृपा पात्रं भवेत् ध्रुवम् ॥२॥

# શુદ્ધિ પત્રક (મુખ્ય ભૂલો)



| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬ | ૨૫, ૨૬ | કષ્ટ | કષ્ટ |
| ૧૩ | ૪ | કરવા | કરો |
| ૪૧ | ૧૧ | કરતાં | કરતી |
| ૪૮ | ૫ | પણ | પપ |
| ૭૧ | ૧ | એ | ની |
| ૯૫ | ૨૮, ૨૯ | ત્યાં હું કહું સુધી છું | ત્યાં સુધી હું કહું છું |
| ૯૬ | ૨૯ | પસે | પાસે |
| ૧૦૦ | ૫ | હેય | હોય |
| ૧૧૪ | ૧૬ | નિમિત | નિશ્ચિંત |
| ૧૨૦ | ૬ | આસ્ત | આસ્ત |
| ૧૨૨ | ૨૩ | કરવવાનું | કરાવવાનું |
| ૧૨૫ | ૨૮ | અથ | અર્થ |
| ૧૨૮ | ૨ | અમને | એને |
| ૧૩૭ | ૧૧ | દેવેડ | દેવડ |
| ૧૩૭ | ૨૬ | સ્વતંતત્રા | સ્વતંત્રતા |
| ૧૪૪ | ૧૩ | ત | તે |
| ૧૫૯ | ૨૮ | તે તો | તો તે |
| ૧૬૦ | ૧૩ | મોટે | માટે |
| ૧૬૦ | ૧૩ | તેમનોજ | |
| ૧૬૨ | ૨૩ | કરવો | |
| ૧૬૬ | ૧૦ | વિશ્રામ | નિશ્રા |
| ૧૭૧ | ૧૩ | સાધુ | ચાંધુ |
| ૧૭૧ | ૧૩ | સિદ્ધો | વિદ્ધો |
| ૧૭૨ | ૨૨ | હવ | હવે |
| ૨૦૫ | ૨૪ | એક | એ |
| ૨૪૬ | ૫ | આપણો નથી; | આપણો નથી; છતાં |

| | | | |
|---|---|---|---|
| ૨૬૦ | [illegible] | ‘સમજ’ તે તે | ‘સમજ’ ને કેરીમાં |
| ૨૮૬ | [illegible] | રહેવાની | રહેવાનો |
| ૨૮૮ | [illegible] | ખાડાનો દેખાવ | ખોટા દેખાવ |
| ૨૮૯ | [illegible] | પહોંચ્યા | પહોંચ્યો |
| ૨૯૦ | [illegible] | ‘સમજણ’ પણનો | ‘સમજણ’ પણના |
| ૩૨૪ | [illegible] | નિવૃત્ત | નિવૃત્તિ |
| ૩૩૧ | ૩ | ન થઇ ન શકે કે | ન થઇ શકે કે |
| ૩૩૬ | [illegible] | જ નવું | ન જવું |
| ૩૪૧ | [illegible] | જો તમોજ જો નથી | જો તમોજ નથી |
| ૩૭૧ | [illegible] | થનારી | થનારાં |
| ૩૭૧ | [illegible] | શું જ | શુ જ |
| ૩૭૨ | [illegible] | वद्दा | वेडा |
| ૩૭૫ | [illegible] | દુઃખાદાયક | દુઃખદાયક |
| ૩૯૦ | [illegible] | પેતાની | પોતાની |
| ૩૯૬ | [illegible] | સત્પુરષ | સત્પુરૂષ |
| ૩૯૩ | ૧૮ | અગ્નિ | અગ્નિના |
| ૫૦૬ | ૪ | જે નથી ગમતુ નથી | જે નથી ગમતું |
| ૪૦૫ | [illegible] | પરમેશ્વરી | પરમેશ્વર |
| ૪૧૬ | [illegible] | વિદ્યનો | વિદ્યાનો |
| ૪૩૬ | [illegible] | આનંદ આનંદ પણ | આનંદ પણ |
| ૪૩૮ | [illegible] | અનેક પ્રકારનો | અનેક પ્રકારના |
| ૪૪૬ | [illegible] | લેવયા | લેવાય |
| ૪૧૮ | [illegible] | થવાનું | થાય |
| ૪૬૩ | [illegible] | કમનિ | કામનિક |
| ૪૭૧ | [illegible] | કિયા | ક્રિયા |
| ૫૨૩ | [illegible] | स्वयमेवौ | स्वयमेवा |



# શ્રી સાંઇ વાક્સુધા.

ગુરૂવાર તા. ૧૭ જુલાઇ ૧૯૨૪ આષાડ વદ ૧ શકે ૧૮૪૬

**પ્રકૃતિ અને તેના ગુણધર્મ-પરમેશ્વરી ગુપ્ત અને તેના અધિકારી-सिंदूरबिंदुर्विधत्वाललाटे-શ્રી કૃષ્ણનો ફોટો પ્રકૃતિ નાશવંત કે અવિનાશી-દ્વૈતની ઉત્પત્તિ-ખરો આનંદ કેમ મેળવવો-કિરણો ઉપરથી યોગાભ્યાસ-વસ્તુ દર્શન કેમ થાય છે-અખંડ સુખની કલ્પના-જગતરૂપી નાટકના અદૃશ્ય મેનેજર.**

વાદગ્રસ્ત અવસ્થા ઉલટી સુલટી અવસ્થામાંથી ઉત્પન્ન થાય છે. બે વિરૂધ્ધ સુરૂદ્ધ વસ્તુઓ હોય, એટલે વિરૂદ્ધ અવસ્થાનો અભિમાની જે કોઇ હોય, તે વિરૂદ્ધ લક્ષણને અનુસરી પોતાનો મત પ્રતિપાદન કરશે; સુરૂધ્ધ મતવાદી જે હોય, તે, તે અવસ્થાના ગુણધર્મો અને લક્ષણોને અનુસરી વાદ કરશે. આવી અવસ્થા શાથી થાય છે? અને આ બેઉ પોતપોતાના મત પ્રતિપાદન કરે છે ત્યારે સાંભળનારને બેઉના મતો ખરા શા માટે ભાસે છે? તો આ ઉપરથી એવો સિદ્ધાંત નીકળે છે કે, જે બે વિરૂદ્ધ સુરૂદ્ધ (ઉલટી સુલટી) અવસ્થાઓ છે, તેના મૂળમાં જે કંઇ છે, તે, તે વાદ કરનારાઓને પોતાની વિરૂદ્ધ સુરૂદ્ધ બાજુઓ પૂર્ણ પણે

સિદ્ધ થવા દેતું નથી. વિરૂદ્ધ મતવાદી પોતાનો મત સાબીત કરવા માંડે એટલે બીજો સુરૂદ્ધ મતવાદી તેનું ખંડન કરવાને તૈયાર થાય છે. એટલે પહેલાનું પ્રતિપાદન પૂર્ણપણે થતું નથી અને તેથીજ બીજાને ખંડન કરવાની જગ્યા મળે છે. જો પૂર્ણપણે તે પ્રતિપાદન થાય વિરૂદ્ધમત પ્રતિપાદન કરનારને આંગળી ખોસવાની જગ્યાજ ન રહે તો તેનાથી તેનું ખંડન થશે નહી. ખંડન કરવા માટે બીજો તૈયાર થાય છે, તે પરથીજ સાબીત થાય છે કે પહેલા પક્ષવાળાનું પ્રતિપાદન કાચુંજ છે, ને તેથી બીજાને જગ્યા મળે છે. એનું કારણ એવું છે કે મૂળમાં જે કંઇ એક છે, તે કહે છે કે, "તે તેમ નથી." મૂળમાં જે એક છે, તે "તેમ નથી" એમ કહેવાની અવસ્થામાં આવે, અથવા ક્રિયાકર્તૃત્વ વ્યવહારની અવસ્થામાં આવે એટલે એને પ્રકૃતિ કહેવામાં આવે છે. એવી રીતની ગુપ્ત પ્રકૃતિ તે એકજ છે. અને તેના ગુણધર્મો અનેક છે. તે અનેક ગુણધર્મો ઉપયોગમાં આવે અને તેનું પરિણામ જે થવું જોઇએ તે થાય એ તે પ્રકૃતિનું કામજ છે. તે, જે કંઇ "તેમ નથી" કહેનારી અવસ્થા (**પ્રકૃતિ**) ઉત્પન્ન થઇ, તે વિરૂદ્ધ બાજુ પ્રતિપાદન કરતાં કરતાં, બીજી બાજુ તરફ વળે છે, ત્યારે તે તે બાજુનો મત સાબીત કરવા મંડી જાય છે, અને તે મત સાબીત થાય ન થાય એટલામાંજ તેની

**પ્રકૃતિ અને તેના ગુણ ધર્મો**

તેજ ફરી બીજી બાજુએ પ્રકટ થઇ કહે છે કે આ "તેમ નથી". એકજ તે, જે બાજુએ વળે, તે બાજુ સિદ્ધ કરવા માટે તેજ રીતની સાધન સામગ્રી લઇ, તે બાજુ સિદ્ધ કરવા તૈયાર થાય છે. તે બાજુ સિદ્ધ થાય નથાય એટલે ફરી વિરૂદ્ધ બાજુ ઉપર તેજ પ્રકૃતિ, તે વિરૂદ્ધ બાજુની જવાબદારી અને તેને જોયતાં સાધન સામગ્રી લઇ તે બાજુ સિદ્ધ કરવાને તૈયાર થાય છે. તે મૂળની છે. તે શું લંગડી હોય કે ? કોર્ટમાં કોઇ પર આરોપ મૂકયા પછી, સરકાર તેને પૂછે છે, "તારી પર આવો આવો આરોપ છે," તે કહે છે, "તેમ નથી, સરકાર. તમો જે રીતનો મારી પર

આરોપ કરો છો તે તેમ નથી." તે આરોપી ગુન્હેગાર ખરો, પરંતુ તે ગુન્હો પોતાની ઉપર સાબીત ન થાય માટે તે જે 'તેમ નથી" એમ કહે છે, તે માટે, તેણે અથવાં તેના આપ્તેષ્ટોએ, સાક્ષી પુરાવાની સાધન સામગ્રી આગળ આણી રજુ કરી. તેણે 'તેમ નથી' એમ જે કહ્યું તે કંઇ ખરૂં નથી; કારણ તે ગુન્હેગાર છે. તેથી તેણે 'તેમ નથી' એમ સાબીત કરવા માટે જે સાધન સામગ્રી આણી તે પણ ખરી નથી. અહીં સાધન સામગ્રી એટલે 'પુરાવો' વગેરે સમજવાં. એટલે કે 'તે એમ નથી' એમ કહેવું તે જેમ કાચું છે, તેમ તેનું સાધન પણ કાચું જ છે. પુરાવાથી તે તેનું કહેવું સિદ્ધ થાય છે એટલામાં તે 'તેમ નથી' એ મૂળમાંથી પ્રકટ થાય છે. તે સરકારની બાજુ છે. પછી પુરાવાથી જેની પૂર્ણતા થાય તે બાજુ ખરી ઠરે છે. ખરૂં હોવા છતાં, તે "તેમ નથી" એવી ખોટીજ જે સાધન સામગ્રીઓ ભેગી કરી, તે મૂળમાં કંઇ થોડીજ તેવી છે? એક સાબીત કરવાનો પ્રયત્ન પૂરો થાય ન થાય એટલામાં જ "તેમ નથી" કહેનારી પ્રકૃતિ સાધન સામગ્રી સાથે પ્રકટ થાય છે, અને તેની પૂર્ણતા થાય ન થાય એટલામાંજ બીજી બાજુએ તે ફરી પ્રકટ થાય છે, અને કહે છે "તે, તેમ નથી." આ'વી ભાંજગડ ચાલુ છે. આ યંત્ર છે. બધું જે જગત્ છે, તે અને તેનો બધો વ્યવહાર, આ ઉલટ સુલટ યંત્રમાંજ થાય છે. સુખદુઃખ જે છે, તે મૂળની પ્રકૃતિની જે બે અવસ્થા છે, તેનાં કાર્ય અને પરિણામ છે. આ'વી રીતે આ અનાદિકાલથી ચાલુ છે. આ વિચાર બહુ ઉંડો છે. જેની કુશાગ્ર બુધ્ધિ હોય અથવા જે આ માર્ગનો જ હોય, અથવા જેના પૂર્વ સંસ્કાર સારા હોય, તેનેજ આ ઉલટી સુલટી રીતે એક જ પ્રકૃતિ દ્વારા સર્વત્ર રચના અને ભાંગ-તોડ (પ્રલય) કેમ થાય છે, તે સમજાશે. અને તેનો ઉદ્દેશ તેના લક્ષમાં આવશે. ફકત સ્થૂલ દૃષ્ટિથી જોનારા એવા'તો જગત્માં બહુએ છે. કારણ, તે પોતે સ્થૂલ અવસ્થામાંના

**સાબીતી**

**પરમેશ્વરી ગુપ્ત અને તેના અધિકારી**

હોઇ, સ્થૂલનોજ અનુભવ લેવાની તેમને જન્મોજન્મ ટેવ પડી હોય છે. તેથી તેમની બુધ્ધિ સૂક્ષ્મ અથવા કુશાગ્ર બની પરમેશ્વરી ગુહ્ય એકાએક તેમના લક્ષમાં આવે એ શકય હોતું નથી. તેથી પરમેશ્વરી ગુહ્યની પરમેશ્વરી અવસ્થામાં જે ગયો હોય તેનેજ ખબર. તે પરમેશ્વરી ગુહ્ય પુષ્કળ પ્રકારે લોકોને કહેવા માંડે, તો પણ તેનો યથાયોગ્ય બોધ લોકોને થતો નથી. ઉલટું, તે સ્થૂલ દૃષ્ટિના લોકો તેનો ખોટો અર્થ કરી તેનું પરિણામ પણ ખોટુંજ આવવાનો સંભવ છે. તેથી પરમેશ્વરી ગુહ્ય કોઈ અધિકારી હોયાં શિવાય કહેવું નહીં, બોલવું નહીં, એવો એક નિયમ કરી મૂકયો છે. તેથીજ ભગવાને ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ–

इदं ते नातपस्काय, नाभक्ताय कदाचन ।

न चाशुश्रुषवे वाच्यं, न च मां योऽभ्यसूयति ॥

भ० गी० अ० १८ श्लो० ६७

તેજ પ્રમાણે એવું પણ એક વાક્ય છે કેઃ—

इदमथर्वशीर्षमशिष्याय न देयं ॥

કારણ, તેની બુધ્ધિ સૂક્ષ્મ બની, આ ઉપદેશ અંદર જઇ ખરૂં આકલન તેનાથી થઇ શકતું નથી; તેથી સદ્ગુરૂ મારફતે જે ગુપ્ત–સૂક્ષ્મ કહેવામાં આવે છે તેનું ખોટું પરિણામ આવે છે, અને અનેક તરેહના ખોટા પ્રકારો બની બધો ગોટાળોજ ગોટાળો થાય છે. કોઇ કોઈવાર શંકરે પાર્વતીને ઉપદેશ કરતી વખતે, તેમણે અથવા બીજી જગ્યાએ પણ એમ કહી રાખ્યું છે કે, ફલાણાને ફલાણાએ ઉપદેશ કરવો તે તેનો અધિકાર હોયાં શિવાય ન કરવો, કારણ ગુરૂના કહેવાનું પરિણામ તેની ઉપર થતું નથી. હવે, અધિકાર એટલે શું ? અધિકાર આવ્યો એમ શા ઉપરથી સમજવું ? તો ગુરૂએ જે કહ્યું હોય તે પર કુશંકા લેતો બેસતો નથી અને જે કંઇ કહ્યું હોય તેજ તેને ખરૂં લાગે છે. કદાચિત્ તેનો કંઈ સવાલ નીકળે, તો તે પણ ગુરૂ જે ઉપદેશ

કરે છે, તેને અનુકૂળજ હોય છે; તેવીજ રીતે સદ્દગુરૂ ઉપર તેની જે ભક્તિ વા નિષ્ઠા હોય તે ગમે તે પ્રકારે વા ગમે તેની મારફતે તોડવાનો પ્રયત્ન થાય તો પણ તે નાશ પામતી નથી, તેના અંતઃકરણની વૃત્તિ સદય, કોમળ અને પ્રેમાળ હોય છે. વ્યવહારની વાતોમાં તેનું વધારે લક્ષ હોતું નથી. આના જેવાજ બીજા જે સદ્દગુણ જેનામાં હોય તેને અધિકારી સમજવો, આવી રીતની આ અવસ્થા આવવાને નૈસર્ગિક સ્વભાવજ તેવો હોવો જોઇએ. અને નૈસર્ગિક એવો સ્વભાવ આવવાને પૂર્વ પુણ્ય જોઇએ.

तुका ह्मणे येथें पाहिजे जातीचें । येरा गबाळाचें काम नाही ॥

(=તુકા કહે અહીં જોઇએ જાતીનો, ઘોટાળીયા અન્યનું કામ નથી.)

આ વચન તદ્દન યથાર્થ છે. આ લક્ષમાં આવી હું પણ ગુંચવાઉં છું કે, હું અધિકારીઓ પાસેજ બોલું છું કે અનધિકારીઓ પાસે ? પછી હું ફરી વિચાર કરૂં છું કે આ હું મારૂં બોલતો નથી. જેની તરફથી તે આવતું હશે તેની તરફ તે જતું હશે. મારે શું તેનું ? જેમ કોઇ મ્હોટી ન્હેરમાંથી પાણી આવી એકાદા તળાવમાં પાણી ભેગું થાય છે; તે ભેગાં થયેલાં પાણીનો સર્વને ઉપયોગ થાય, તેથી સરકારે તે તળાવના પાણીને કયાંક છોડવાની યોજના કરી હોય, તો તે પાણી ત્યાંજ થોભી રહેશે કે ? અથવા એમ પણ સમજો કે એક ગામના વપરાશ માટે શરૂઆતમાં નદીમાંથી પાણી લઈ, ગમે ત્યાં જલાશય વા ખાડો કર્યો છે અને તેમાંથી પાણી બીજાના વપરાશ માટે જાય છે, આમ હોય એટલે તે જલાશયને વા ખાડાને અભિમાન નહીં આવે. કારણ એને ખબર છે કે શરૂઆતમાં એનામાં પાણી નહોતું. હવે એ પાણી કયાંથી આવ્યું અને કયાં જાય છે તેનું પણ જ્ઞાન તેને નથી. તે તો માત્ર છેજ. તળાવમાં તો મૂળ થોડું પણ પાણી હોય છે તેથી થોડું પણ અભિમાન થવાનો સંભવ છે. પરંતુ એવી એક જગ્યા હોય છે કે, એક બાજુથી પાણી આવે છે, અને બીજી બાજુએથી

ચાલી જાય છે, અને તે જગ્યા તો પાછી કોરીને કોરીજ રહે છે. તે જગ્યાને એવો અનુભવ આવે છે કે હું કોરી છું. જેમ રાહતા અને સાકોરી વચ્ચે જે વ્હેળો છે તેમાં હંમેશ પાણી હોતું નથી. કોઇ પ્રસંગે ગમે ત્યાંથી આવે છે, તે કયાંથી આવે છે અને કયાં જાય છે તેનું ભાન તે વ્હેળાને હોતું નથી. હું મૂળ કોરો એવું જે તેને તેના સ્વભાવનું ભાન (=જ્ઞાન) તે તે વીસરતો નથી. વચ્ચે ગમે ત્યારે પાણી આવે છે અને ગમે ત્યાં જાય છે. તેવીજ આ મગજની અવસ્થા છે. એમાં વિચાર ગમે ત્યાંથી આવે છે અને ગમે ત્યાં જાય છે. જેમ તે વ્હેળામાં કોઇવાર સારૂં પાણી કોઇવાર ખરાબ, કોઇવાર આંબાનું ડાંખળું, કોઇવાર બાવળના કાંટાકુટા, કોઇવાર મરેલા જનાવરનું પ્રેત, તો કોઇવાર કોઈ હગ્યું હોય તો તેનું ગુ પણ વહી આવે છે. અથવા કોઈ મા-બાની ખાવાની પોટલી તણાઇ ગઇ હોય તો તે પણ તણાઇ આવે છે. પરંતુ ત્યાં કોઈ પણ ચીજ ટકી રહેતી નથી. આવે કે જાય. જોનાર જે હોય છે તે લોકો કહે છે "આ પાણી સારૂં આવ્યું, અથવા ખરાબ આવ્યું, એમાં ફુલ અથવા કાંટા આવ્યાં વગેરે. એવીજ અહીંના વિચાર પ્રવાહની સ્થિતિ છે. જેને જે પસંદ હોય તે પ્રમાણે પાણી વ્હેતું વ્હેતું આવે તો તે તેને ગમે છે, નહીં તો તે ગમતું નથી. સારાંશ, પરમેશ્વર અવસ્થા અને તેને લગતી ગુપ્ત વાતો સાંભળવાની યોગ્યતા અને સમજી લેવાની લાયકી જેની હોય તેનેજ આ વિષય પસંદ પડશે અને સમજાશે પણ. અને તેમાંથી તેને જે લેવાનું હશે તે તે લેશે પણ ખરો, અને તેનો ખોટો અર્થ પણ તે નહીં કરે. પરંતુ એવા લોકો બહુ થોડા હોવાનો સંભવ છે. જેનો નૈસર્ગીક સ્વભાવ જેવો હોય તેમ બને છે.

મૂળમાંનું જે "આવું અને તેવું" ( **નીચે, ઉપર અથવા પાછળ, આગળ** ) છે, તેનાં કારણભૂત જે મૂળ પ્રકૃતિ તેનો નાશ કદીજ થતો નથી. આ ઉપર કોઇ એવી શંકા કરે કે, તેને તો નાશવંત કહે છે. તેનું કેમ ? તો જવાબ એ છે કે, એ વાત

ખરી, પણ વાસ્તવિક રીતે તો તે નાશવંત પણ નથી અને અવિનાશી પણ નથી, પરંતુ તમોને તે નાશવંત અથવા અવિનાશી દેખાય છે.

•

( એટલામાં યશ્વંત નંદરામ બોરાવકેએ આવી મહારાજને પૂછ્યું કે ગુરૂ પૂર્ણિમા માટે આવેલાં વાજાંવાળાને શું આપવું અને ક્યાં આપવું ? " મહારાજે તેમને જે કહેવાનું તે કહી ફરી ત્યાં બેઠેલી મંડળીને ઉદ્દેશી બોલવાનો આરંભ કર્યો. )

હમણાંજ અહીં થયેલો વ્યવહાર જોઇ " પૈસા આપવાનું કામ પણ તમો કરો છો કે કેમ ? તમોને તો હમો પૂર્ણ પર બ્રહ્મ સચ્ચિદાનંદ કહીએ છીએ. તમારે આ બધી ભાંજગડ શું કામ જોઇએ ? એમ કોઇને લાગશે, કોઇને એમ પણ લાગે કે "આ દેવ છે કે મનુષ્ય ?" તે ઉપર હું એમ કહું છું કોઇપણ રીતનો આરોપ અહીં લાગુ પડતો નથી. મને માણસ કહેશો તો તેના ગુણધર્મ પૂરેપૂરા લાગુ પડતા નથી. રીતસર બેસવું, બોલવું, પૈસા મેળવવા, સ્ત્રીઓ પોષવી, ખૂબ ચિંતાઓ કરવી, છોકરૂં છૈયું ન હોય તો ઇષ્ટ હેતુ પુરો કરી આપનાર કોણ છે તેનો વિચાર કરવો, કામ ક્રોધ ઉત્પન્ન થવો, તારૂં આમ અને મારૂં તેમ વગેરે બોલવું, આ ગુણધર્મ, બરોબર જોશો તો મારામાં મળશે નહીં. માણસને છોકરાં છૈયાંની જરૂર હોય છે. ધનદોલત જોઇએ છે. ખોટા સુખને ખરૂં માની અનેક ધંધાઓ કરતા બેસે છે વગેરે વગેરે એવા કોઇપણ પ્રકારો અહીં દેખાશે નહીં.

" **सपत्र पश्यति** " એવું વાકય એક ઠેકાણે છે. એનો અર્થ જે જોનાર તેજ જોનાર. જેને ખરૂં દેખાય તેજ જોનાર. નહી તો તો ગમે તેમ જોનાર હોય તેને ખરૂં દેખાશે નહીં.

ભોજ રાજાના વખતમાં, બ્રાહ્મણની એક મુંડણ કરાવેલી વિધવા બાઈ હાથમાં વાસણ લઈ જતી હતી ત્યારે ભોજ રાજાએ તેને જોઇ, તો તેના કપાળમાં નાનો સીંદૂરના રંગનો ચાંલ્લો

દેખાયો. રાજાને વિચાર થઇ પડયો કે, આ સધવા હશે કે વિધવા ? કદાચિત્ બંગડી ફૂટી ગઈ હશે, અને કંઇ રોગને લીધે મુંડણુ કરાવ્યું હશે. પરંતુ તેને કપાળે સિંદુર તો છે, માટે તે સધવા હોવી જોઇએ. તો પણ રાજાનો સંશય ફીટયો નહીં, તેથી કાળીદાસ આગળ શ્લોકનું ફક્ત ચોથું ચરણુજ **सिंदूर बिंदु विघवा ललाटे"** મૂકી તે શો ઉત્તર આપે છે, તે જોઉં એવો વિચાર કરી કાળીદાસ આવ્યા કે તરતજ રાજાએ આ ચોથું ચરણુ કહ્યું. કાળીદાસે વિચાર કર્યો કે "આ શી ભાંજગડ છે ?" તેને સારસ્વતી પ્રસન્ન હતી તેને કંઈ આ અઘરૂં પડયું નહીં. રાજાના મનની અંદરનો આશય જાણી લઈ તરતજ શ્લોકનાં પ્હેલાં ત્રણ ચરણો કહ્યાં.

**सिंदूर बिंदु विघवा ललाटे**

*नमीत होती विधवा शिवाला । मसूर—दाळी जडली कपाळा ।
तेणें तुझां विस्मय फार वाटे । सिंदूर बिंदुर्विधवा ललाटे ॥

શંકરને શ્રાવણ મહિનામાં શિવમૂઠ વહેવાનો વહિવટ છે. કોઇ ઘઉં, કોઇ ચોખા વહે છે. તે પ્રમાણેજ મસૂરની દાળની શિવમૂઠ વહેવાનું મહત્વ છે. તે પ્રમાણે કોઇએ શિવની પિંડીપર મસૂર–દાળની શિવમૂઠ ચ્હડાવી હતી. આ વિધવા જે વખતે દર્શન માટે ગઇ તે વખતે તેને કપાળે ઘામને લીધે બે ત્રણ દાણા દાળના ચોંટયા, અને રાજાની તે દૃષ્ટિએ પડયા તેથી ઉપરનો પ્રસંગ બની આવ્યો. મારા પગપર માથું મૂકતાં, પગપર ચ્હડાવવામાં આવેલાં આવળીનાં પીળાં પાંનો કોઇ કોઇ સ્ત્રીને કપાળે ચોંટી જાય છે, અને પછી હું કહું છું આણે આ પીળું કંકુ કયાંથી લગાડયું ? સારાંશ, ઉપર ઉપર જોશો તો ભોજ રાજા પ્રમાણે

---

* નમતી હતી વિધવા સ્ત્રી શિવને
મસુર–દાળ ચ્હોંટી કપાળે
તેથી થયું આ આશ્ચર્ય તમને
સિંદુર બિંદુ વિંધવા લલાટે.

સિંદુરબિંદુ દેખાશે. પરંતુ અંદર જઈ જોનારનેજ ખરૂં સમજાશે. તેવી અહીંની સ્થિતિ છે. મનુષ્ય કહેશો તો તે નથી; પશુ કહીએ તો પૂછડી, શિંગડાં ઇત્યાદિ કંઈ નથી. વૃક્ષ કહીએ તો તેની છાયા નથી, તેનાં લાકડાં ઉપયોગી થઇ પડતાં નથી. પત્થર, માટી, પક્ષી કિડા, ઇત્યાદિ જેટલી વસ્તુઓ છે તેમાંનો કોઇનો ગુણ ધર્મ અહીં લાગુ પડતો નથી. તો પછી આરોપ કરી શો ઉપયોગ ? પરમેશ્વરનો આરોપ કરો તો તેના પણ ગુણ ધર્મ અહીં નથી. સંતોના ગુણ-ધર્મો જોશો તો સંતોને ગુણધર્મ હોતાજ નથી. એટલે કે તેમનામાં કંઇજ નથી. તેથી તમો જેવા હશો તેવું તમને દેખાશે. એટલે તમારૂં પ્રતિબિંબ જોવાનું સાધન કહીએ તો તે ફક્ત છે. તમો પ્રકૃતિ ધર્મ સહિત કેવા છો અને પ્રકૃતિરહિત કેવા છો, તેનું તમારૂં પ્રતિબિંબ પાડી, તે જોવાનું આ એક સાધન છે.

એકવાર શ્રીકૃષ્ણનો ફોટો લેવા એક ચિત્રકાર આવ્યો. તેણે કહ્યું "તમારો ફોટો લેવો છે." તે વખતે સમક્ષ જોઇ હાથવડે ફોટો કહાડતા હતા, જેમ આ ધુરંધર* અહીં બેઠા છે તેમ. તે ચિત્રકારે ફોટો કહાડવા માંડયો ત્યારે ભગવાને એમ મનમાં આણ્યું કે ફોટો જેવો હું હોઉં તો હું ભગવાન નહીં. તેમાં છે, આમાં છે, અને બેઉમાંએ નથી એવી સ્થિતિ જ્યાં હોય તેનેજ ભગવાન કહેવા. એવો વિચાર મનમાં લાવી, ફોટો તૈયાર થયો અને પછી શ્રીકૃષ્ણે પોતાના રૂપમાં ફરક કર્યો. તેથી લોકોની દૃષ્ટિમાં, ચિત્રકારની દૃષ્ટિમાં, તેજ પ્રમાણે ફોટોમાં અને તેના રૂપમાં ફરક દેખાવા માંડયો. ફરી તેણે બીજો ફોટો લીધો (કહાડયો) અને ફરીથી શ્રીકૃષ્ણે પોતાના રૂપમાં ફરક કર્યો. એમ પુષ્કળ વખત કર્યું તો પણ તેમનાં રૂપમાં ફરકજ દેખાવા માંડયો. તે ભગવાનજ હતા. તેનો શું પત્તો લાગે ? ચિત્રકાર ખિન્ન થઇ ગયો. (ઘણો વિચાર કર્યો છતાં) તેને કંઈ સૂઝયું નહીં; પછી તેને એક

* આ વખતે ધુરંધર નામના મુંબાઇના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રીનો ફોટો હાથે કહાડતા ( ચીતરતા ) બેઠા હતા.

ચતુર માણસ મળ્યો. તેણે કહ્યું આમ ખિન્ન શુ કામ થાય છે? તારી અક્કલનો ત્યાં કંઇ પણ ઉપયોગ થાય એમ નથી. માટે તારી અક્કલનો ત્યાં કંઇ પણ ઉપયોગ ન કરતાં, એક સ્વચ્છ આરસો લઇ જા અને તે એમ પૂછે કે "ફોટો લાવ્યો કે?" ત્યારે કહેજે કે "હા, લાવ્યો છું." ચિત્રકાર કહે મેં બે લીટી પણ ન કહાડી હોય ને એમ ખોટું કેવી રીતે કહું? ત્યારે તે ચતુરે કહ્યું "આરસો દેખાડજે એટલે થયું." તે ફોટોગ્રાફરે તે પ્રમાણે કર્યું. ભગવાન જે આકાર લે તે ત્યાં (આરસામાં) છેજ. તે ફોટોગ્રાફરે કહ્યું, તમારા હઝારો ફોટા હોય તો તે આ એકમાંજ છે. આ જોઈ ભગવાને કહ્યું કે "તને કોઇ પણ ગુરૂ મળ્યો છે, હું કોઈ પણ આકાર ન લઉં તો પછી કેમ? ચિત્રકારે કહ્યું "નિરાકારનો અથવા સાકારનો ફાવે તે પ્રકારનો ફોટો આમાં છે." સારાંશ ગમે તે રીતે જુઓ તો પણ તમો લોકો કે'વા છો તેનો તમને પોતાને બોધ કરી લેવા માટે હું એક આરસા જેવુંજ જોવાનું સાધન છું. આરસાની સામે આરસો ધરીએ તો તેમાં કંઈ છે કે? દૂધમાં દૂધ નાખીએ, સો ટચનાં સોનામાં તેટલાજ ટચનું સોનું નાંખીએ તો શું સમજાય?

એવી સરખી અવસ્થા થાય ત્યારે

गुरुशिष्ययोरभेदः ॥ किंवा ॥ शिवरामयोरभेदः ॥

એવી રીતે મૂળની અવસ્થામાં ભેદ નથી. શિવ, રામ, પ્રકૃતિ પુરૂષ, ગુરૂ, શિષ્ય એકજ પણ તે કયારે? તો તે અવસ્થામાં ગયો હોય ત્યારે. એનાથી થોડા ઉલટા જાય તો શું બને છે, તે આપણે જોવાનું છે. પ્રકૃતિનો નાશ છે કે? એવો એક પ્રશ્ન આ પહેલાં (ઉત્પન્ન) કર્યો છે. એનો ઉત્તર તેનો નાશ છે અને નથી. જેને નાશવંત કહો છો તે ખરેખરજ નાશવંત છે કે અવિનાશી છે?

**પ્રકૃતિ નાશવંત કે અવિનાશી**

તે નાશવંત કહીએ તો તેની અવસ્થા દેખાતી નથી એમ નથી. ઠીક, હમેશાની (કાયમની) છે એમ કહીએ, તો નહીં જેવી અવસ્થા તેની દેખાય છે. પ્રકૃતિ અવિનાશી છે, એવા મતનો કોઈ હોય તો તે તેને 'અવિનાશી' કહેશે અને

'નાશવંત' મતવાળો તેને 'નાશવંત' કહેશે. સરકાર ટંકશાળમાંથી રૂપીઆ કહાડે છે તેને તમો નાશવંત કહો છો કે અવિનાશી ? તમો ગમે તે કહો પણ હમો તેને અવિનાશી કહીએ છીએ. કેવી રીતે તે જુઓ. એક રૂપીઓ તમારા હાથમાં છે. જ્યાં સુધી તે તમારા હાથમાં છે ત્યાં સુધી તે અવિનાશી છે. કારણ તેનો ઉપયોગ તમો કરો છો. નાશવંતનો ઉપયોગ કરી શકાતો નથી. એમ હાલતો કબુલ કરો. પછી તમારૂં ખરૂં સાબીત થાય તો હમે તે કબુલ કરીશું. અરે, જ્યાં સુધી તે રૂપીઓ તમારી આંખને દેખાય છે, ત્યાં સુધી તેને અવિનાશી સમજો. પરંતુ જ્યારે તે રૂપીઓ વાણીઆની દૂકાનમાં અથવા દક્ષિણા આપવામાં તમારી પાસેથી જાય છે, ત્યારે તમો તેને નાશવંત કહોછો કે અવિનાશી ? આ ઉપરથી 'નાશવંત' કહેનાર ગુંચવાડામાં પડે છે. તે મનમાં કહે છે કે આને નાશવંત કહું તો તે વાણીઆની દુકાનમાં છે. અવિનાશી કહું તો પાસે નથી. આવી રીતે નિરૂત્તર બનીને હું હું કરતો બેઠો. આટલા ઉદાહરણ પરથી બધું સ્પષ્ટીકરણ થાય છે. કંઇ બાકી રહેતું નથી. પછી તે રૂપીઆવાળો વિચાર કરી કહે છે કે અરે ભાઇ તેતો નાશવંતજ છે. તે રૂપીઆનો આકાર જતો રહી તે લીસો બને એટલે તેનો નાશ થશે કે નહીં ? તે અવિનાશી મતવાદી કહે છે " તું તે એકને નાશવંત ઠેરવે તો બીજો રૂપીઓ તારા હાથમાં આવશે. અરે, પણ તેતો બીજો. અરે હા. બીજો જો કે છે પણ છે તો રૂપીઓજને ? ત્યારે કયાં સુધી તેને તું નાશવંત ઠરાવશે ? ફરી તે ઘોટાળામાં ( ગુંચવાડામાં ) પડયો. અરે, તું તેને નાશવંત શા માટે કહે છે ? તેમ ન કહેતાં, તું જેને નાશવંત કહે છે તે નાશવંત પ્રકૃતિનેજ એમ કહે કે તે પોતે અવિનાશી હોઇ નાશ થયાં પેઠે તે દેખાવ કરે છે. જેને સ્વભાવ છે તેનેજ પ્રકૃતિ કહેવી. જેને કંઇ ગુણધર્મ અથવા સ્વભાવ આવ્યો છે તેનું નામ પ્રકૃતિ. સ્વભાવ અને ગુણધર્મ એ શબ્દો છે અને તે શબ્દો પ્રમાણે જ્યાં અનુભવ ત્યાં " પ્રકૃતિ " નામ આવે છે. તેનો સ્વભાવજ આ છે કે દેખાવું અને અદૃશ્ય થવું.

દેખાવવા માંડે કે તમો અવિનાશી કહો છો અને દેખાતું બંધ થાય કે તે સ્થિતિને "નાશવંત" કહો છો. નાશ થયાં શિવાય ફરી કેવી રીતે દેખાય? એ પ્રકારના ઉલટા સુલટા ગુણધર્મ એકજ જગ્યાએ હોઇ તેનો અનુભવ દેખાડનારી અને વિવિધ પ્રકારે "આવાં અને તેવાં" નો અનુભવ દેખાડનારી જે તે તેને નાશવંત કેમ કહેવાય? તે અવિનાશી છે. અરે ભાઇ અવિનાશી તો પરમાત્મા છે એમ જો કહેશો તો પરમાત્મા ઉપર અવિનાશીપણાનો આરોપ કર્યો કે નાશવંતપણાંનો આરોપ પણ તેની ઉપર આવેજ છે. ત્યારે તો તે પણ પ્રકૃતિજ છે. એ ઉપરથી નાશવંત વાદી કહે છે "ત્યારે કહો છો શું?"

અવિનાશવાદીઃ-પ્રકૃતિને તું નાશવંત કહીશ નહીં.

નાશવંતવાદીઃ-ત્યારે શું કહુ ?

અવિનાશવાદીઃ-તેના ગુણધર્મ નાશવંત, તેનો સ્વભાવ નાશવંત, પરંતુ તે અવિનાશી છે, એમ કહે.

નાશવંતવાદીઃ-અરે, તે પણ તેમાંથીજ છે ને? ત્યારે તેને નાશવંત શા માટે કહેતા નથી?

અવિનાશવાદીઃ-**उत्पद्यन्ते विलीयन्ते दरिद्राणां मनोरथाः ॥** જે દરિદ્રી હોય છે, તેના મનોરથો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. પરંતુ તે દરિદ્રીનો કંઇ નાશ થોડોજ થાય છે? તે તો તેવોજ છે. તે પ્રમાણે જે આવ્યું છે તે ન આવ્યાં જેવું હોય, તો તેનો વિચાર પણ શા માટે?

નાશવંતવાદીઃ—ઠીક નહીં કરૂં. ત્યારે પ્રકૃતિને નાશવંત કહું કે નહીં?

અવિનાશવાદીઃ--ના, તે નાશવંત નથી; તેનો સ્વભાવ અને ગુણધર્મ નાશવંત છે. તેને જે, '"આવું ને તેવું" દેખાય છે તેને નાશવંત કહે.

નાશવંતવાદીઃ—ત્યારે તમો અવિનાશી એવી એકજ પ્રકૃતિ ઠેરવી અને બીજી નાશવંત પ્રકૃતિ તો નથી કહો છો, પણ તે અવિનાશી પ્રકૃતિના ગુણધર્મ, થાય છે, જાય છે, તે નાશવંત છે અને તેનો વિચાર કરવો નહીં એમ કહો છો કે ?

અવિનાશવાદીઃ—હા. અમો જેને અવિનાશી પ્રકૃતિ કહીએ છીએ તેના ગુણધર્મ તને દેખાય છે, તે છે અને નથી બધું સરખુંજ છે એમ સમજ. ત્યારે તે અવિનાશી પ્રકૃતિ વળી શું કામ ઉત્પન્ન થઈ એમ પૂછે તો તને જે આવું

**દ્વૈતની ઉત્પત્તિ**

અને તેવું ભાસે છે (દેખાય છે) એ ભાસવાની (દેખાવવાની) જરૂર છે તેથી. મધ્ય પ્રકૃતિ એટલે જેને અમો અવિનાશી અથવા મૂળ પ્રકૃતિ અથવા આદિમાયા વગેરે કહીએ છીએ, તે દ્વૈતની ઉત્પત્તિ દેખાડનારી છે. દ્વૈતના મૂળમાં એજ અવિનાશી અદ્વૈત અવસ્થાની પ્રકૃતિ છે. તે અવિનાશી પ્રકૃતિમાંથી "આવું ને તેવું" જે દ્વૈત નીકળે છે તે નથી એમ સમજો. આ અવિનાશી પ્રકૃતિના મૂળમાં જાણ (જ્ઞાન) અજાણ (અજ્ઞાન) વગેરે કોઇપણ પ્રકારનો અનુભવ ન આવવા જેવું જે એકજ એક છે તે અનંત છે. વચ્ચે અવિનાશી પ્રકૃતિ હોઇ તેમાંથીજ પછી 'થાય છે જાય છે' એવા દ્વૈતનો ભાસ થાય છે. અને તેની ઉપરજ વિવિધ પ્રકારના ખેલો થઈ રહ્યા છે. આ અદ્વૈત પ્રકૃતિમાંથી જે 'આવું ને તેવું" દેખાય છે, તે બે ભાસમાન અવસ્થા ઉત્પન્ન કરવાનું કારણ, તે અદ્વૈત પ્રકૃતિમાંથી આવું ને તેવું દેખાડનારૂં એક ફોર્સ નીકળે છે, અને તે હોવું અને ન હોવું, સારૂ અને માઠું વગેરે જેટલી ઉલટસુલટ અવસ્થા છે, તે તે દેખાડે છે , પરંતુ બેઉ બાજુ એકદમ ન દેખાડતાં, તે ફોર્સ જે બાજુ લે તે બાજુ પેઠે (બરોબર) દેખાડે છે. કારણ એકજ હોવાને લીધે બેઉ ઠેકાણે તે એકદમ હોઇ શકતું નથી. પરંતુ કંઇ કારણ સિવાયજ તે અહીંનું ત્યાં થાય છે, તેનું કારણ તે તેનો સ્વભાવજ છે. જેમ કાગડાને બે આંખો હોય છે, પરંતુ જોનારી કીકી ફક્ત એકજ હોય છે; અને તે જરૂર પડે તેમ ડાબી બાજુએ અથવા

જમણી બાજુએ જઇ તે તે તરફનો દેખાવ જુએ છે. જે વખતે ડાબી આંખે તે તરફનો દેખાવ જુએ છે ત્યારે જમણી બાજુનું કંઇ દેખાતું નથી. અને જ્યારે તે ત્યાંથી અહીં (જમણી બાજુએ) આવે છે ત્યારે ડાબી બાજુનું કાંઇ દેખાતું નથી.

આ અવિનાશી અદ્વૈત પ્રકૃતિમાંથી 'આવી અને તેવી' એવી જે બે ભાસમાન અવસ્થા ઉત્પન્ન થાય છે તેનેજ એક સ્ત્રી પ્રકૃતિ અને એક પુરૂષ પ્રકૃતિ એમ શાસ્ત્રકારોએ કહી હશે અને તેજ બે અવસ્થા દ્વૈતની રચનામાં કારણીભૂત થઈ. તે જે કંઇ દ્વૈત–ઉલટી સુલટી રીતે ભાસનારૂં દ્વૈત–તે કેવળ ભાસમાન, નાશવંત અને ખોટું સમજો. આ બે ઉલટી સુલટી પ્રકૃતિ અનાદિકાળથી હોઇ તેની ઉલટી સુલટી ક્રિયા થઇ રહી છે. જગતના સુખદુઃખના વ્યવહાર અને વિવિધ પ્રકારની ભાસમાન જે સ્થિતિ છે તેની પૂરણી, આ બે પ્રકૃતિઓ, પેલી અવિનાશી વચ્ચેની (મધ્ય) પ્રકૃતિને આધારે, મૂળમાં જાણ અજાણ રહિત જે છે તે અનંતમાંથી કહાડી કહાડી કરે છે. વાસ્તવિક અનંતમાં કોઇપણ પ્રકારની જાણ (જ્ઞાન) પણ નથી.પરંતુ સમજાય માટે એમ બોલવું પડે છે. મૂળમાં તેમ નથી. અવિનાશી પ્રકૃતિ જે છે તેનોજ આ ગુણધર્મ છે. તેના ગુણધર્મને લીધે તે અનંત જે છે તેને જો કે ગુણ ધર્મ નથી, તોપણ પ્રકૃતિને લીધે જે ક્રિયા થાય છે, તે ક્રિયા તેને આધારે બને છે. તેથી તેનામાં તેવા ગુણધર્મ હોયાનો ભાસ થાય છે. પરંતુ તેને તેની જાણ નથી, જેને હમો અવિનાશી કહીએ છીએ તેમાંથી આ બધું 'આવું ને તેવુ' દેખાય છે. પરંતુ તે કેવળ ભાસમાન છે. ત્યારે ભાસમાન જે છે તેને નાશવંત અથવા અવિનાશી પણ કેમ કહેવાય એમ જો પૂછો તો, તેનું, સમાધાન એ છે કે જે સહજાસહજ [પોતાની મેળે] થાય છે તેનો વિચાર કરતા નથી. પછી તેને અવિનાશી પણ શું કામ કહેવી અને નાશવંત પણ શું કામ કહેવી ? જે આપોઆપ છે તેની ગણત્રી કરવામાં આવતી નથી. ત્યારે એવી રીતે અવિનાશી પ્રકૃતિને આધારે, જે 'એવું ને તેવું' દેખાય છે તેને ત્યારે શું કામ ગણત્રીમાં લો છો ? અરે

અમોને તેવો અનુભવ થાય છે તો પછી તેને નાશવંત કેમ કહેવી ? એમ જો કહેવાનું હોય તો તો અમે પણ તેજ કહીએ છીએ. અરે ખરી રીતે ત્યાં કંઇજ નથી છતાં તે તેવું છે એમ ભાસે છે. આપણું સ્થુલરૂપ સાડાત્રણ હાથનું છે. પરંતુ આપણા મુળરૂપનો અનુભવ આવવા માંડે એટલે ખૂબ વખત સુધી, જગત આપોઆપ છે, તેનો અનુભવ આપણને આવેછે. તે અવસ્થા બહુ સ્હેલી છે. આપોઆપ થયેલ વિચારની જેમ ગણત્રી થતી નથી, તેમ પુષ્કળ દિવસ રહેનારૂં જે દેખાય તેની પણ ગણત્રી ન કરવી. ધારો કે તને છોકરો થયો તે દસ વીસ વર્ષનો થઇ મરી ગયો, હવે કેમ કરવું કહી રડે છે;

**ખરો આનંદ કેમ મેળવવો ?**

તો તેને પણ આપોઆપજ સમજ એટલે થયું. આપણા અભિમાન અથવા અહંકારને લઇને જે આપણાથીજ કરવામાં આવે છે, આપણા પોતાનાં સુખને માટે ઘરબાર વગેરે અભિમાન ધરી જે જે કરવામાં આવે છે, તેને તમો આપોઆપ થયેલું ન સમજતાં, આપણી મેળે આપણે તે કર્યું છે એમ સમજો છો, તેથી તમો તેને ગણત્રીમાં ( જમામાં ) લો છો, પોતાનું માનો છો; તેથી તેની ઉત્પત્તિ અથવા નાશ થાય એટલે તેમનાથી થતાં સુખદુઃખનું પરિણામ તમારે ભોગવવું પડે છે. આપોઆપ જે આવે છે અને જાય છે તેનું તમે સુખ પણ માનતા નથી અને દુઃખ પણ માનતા નથી. અભિમાન રાખી જે જે ચીજો આપણાથી થાય છે તે અને આપોઆપ જે થાય છે તે બેઉ ભાસમાન અવસ્થામાં છે. આમ સમજી તે માટે સુખદુઃખ ન કરવું. સુખદુઃખ વગેરે દ્વૈતની બાજુ સહજાસહજજ છે એમ સમજો. “સહજાસહજ” એટલે જે વસ્તુને અભિમાનથી ઉત્પન્ન કરવાને કોઈપણ કારણીભૂત નથી એવી, “સ્હેજ આવી અને સ્હેજ ગઈ” એ ભાષા વાપરવાને તદ્દન થોડો વખત લાગે છે. થોડા વખતમાં પૂર્ણ અનુભવ લઈ શકાતો નથી તેથી સ્હેજ આવી અને ગઈ એમ કહેવામાં આવે છે. પરંતુ ખૂબ વખત અનુભવ

લીધા પછી સ્હેજ આવે છે અને જાય છે એમ કહેવાતું નથી. હા, ભાઇ, તેથીજ લોકો તેને પકડી બેસે છે અને તેથી દુનિઆમાં ઘોટાળો થઇ બેઠો છે. તને કાળ મોટો લાગે છે પરંતુ મૂળમાં જઈ જોઇએ તો તદ્દન સૂક્ષ્મ કાળ છે. તે અવસ્થા જો તમને આવે તો જગત્‌ના એકંદર વ્યવહાર સ્હેજ આવ્યા અને સ્હેજ ગયા હોય એ પ્રમાણે બને છે. તે અવસ્થા આવવાને યુક્તિ "જેમ હોય તેમ" અને "જે અવસ્થા આવે તેમાં" રહેવું. તેમાં તારે કાંઈ ઘાલમેલ કરવી નહીં. ઘાલમેલ કરશે તો ફક્ત હાથમાં કંઇપણ આવશે નહીં. આ ભાસમાન "આવું ને તેવુ" જે પ્રકટ થાય છે તે તે અવિનાશી પ્રકૃતિનું કિરણ છે. જેમ આપણે દીવા તરફ જોઇએ તો તેમાંથી કિરણો નીકળે છે તે નાનાં મોટાં હોય છે. એક સરખી દૃષ્ટિ રાખી જોયાં કરીએ તો (માલૂમ પડે છે કે) મૂળ જે જ્યોતી હોય છે તેમાંથી પ્રકાશના કિરણો નીકળી આપણી આંખ સુધી આવે છે, પણ આંખો સ્થિર રહે તોજ એમ બને છે. દૃષ્ટિ જો ચલવિચલ થાય તો તે કિરણો આગળ આવે છે અને પાછળ જાય છે, અને ફરી દીવાની જ્યોતમાં મળી ગયાં જેવાં દેખાય છે. તમો દીવાના ગુણ ધર્મ પ્રકાશનો અનુભવ લઇ તેની ગણત્રી કરો છો, પરંતુ તે કિરણોની ગણત્રી કરતા નથી. તે કિરણોને ( તારાને ) પકડી કોઇ વાંચતો બેસે એ શકય નથી. તે કિરણોનો "આવજાવ" જેવો જે વ્યવહાર થાય છે, તે તે દીવામાંથી ઉત્પન્ન થઈ આપણને ભાસમાન થાય છે. કિરણ ખોટાં, અને દીવો ખરો. તેથી કિરણોને ખરાં ન ન સમજતાં તે તરફ દુર્લક્ષ કરો છો. તેવીજ રીતની આ ભાંજગડ છે. આ જગત્‌માંના દ્વૈતભાવ, સુખદુઃખાદિ પ્રકાર તે કિરણો જેવા છે. તેની આવજા મજરે લેવીજ નહીં. તમો જો દીવા તરફ જોશો નહીં તો અનુભવ આવશે નહીં. તેજ પ્રમાણે તમો તે પ્રકૃતિ તરપ્ એટલે વિષય વસ્તુ તરફ લક્ષ આપશો નહીં, તો તેના તરફથી કિરણ જેવી જે આકર્ષણ ક્રિયા થાય છે, તે થશે નહીં; અને તેને આધારે ભાસમાન થનારાં સુખદુઃખ પણ તમારા તરપ્

આવશે નહીં. હા, બાબા, હવે લક્ષમાં આવ્યું. અમો તે પ્રકૃતિ તરફ એટલે વિષય વસ્તુ તરફ લક્ષ આપીએ છીએ તેથી તેની આકર્ષણ ક્રિયામાં સપડાઇ જઇ, તેમાંથી નીકળેલાં ભાસમાન નાશવંત દ્વૈત તરફ જોતા બેસીએ છીએ. તેનાજ આધાર પર અમો અમારા જન્મ અને સુખ દુઃખોપભોગ લઇએ છીએ; તેથી તેની જેવી આવ જાવ થાય છે તેવી અમારી પણ 'આવ જાવ' એટલે જન્મ મરણની અવસ્થા કાયમની થઈ પડે છે; એટલે અમો પણ તે દીવાના કિરણો પેઠે ભાસમાન હોઈ, આવજા અવસ્થામાં છીએ એમ કહીએ તો ચાલે. તેથી પ્રકૃતિથી ઉત્પન્ન થનારૂં જે ભાસમાન દ્વૈત તે તરફ જોવું નહીં, અને તેના વિશ્વાસ (આધાર) પર તારે તારૂં આયુષ્ય ગુમાવવું નહીં. જેમ આપણે દીવાના કિરણો તરફ લક્ષ આપતા નથી, અને તે દીવાથી ઉત્પન્ન થનારા પ્રકાશ વડેજ ફાયદો કરી લઇએ છીએ, અથવા વ્યવહારમાં સૂર્યનારાયણ અથવા તેનાં કિરણો તરફ કોઈ જોતું બેસતું નથી, પણ તેના પ્રકાશમાંથીજ આનંદનો અનુભવ લે છે. તેજ પ્રમાણે આપણે જો ખરો આનંદ જોય તો હોય તો, ઉલટા સુલટી દ્વૈતની પ્રકૃતિના જે ગુણ ધર્મ છે, તે તરફ દુર્લક્ષ્ય કરીએ, એટલે તે અવિનાશી સ્વયં પ્રકૃતિ પાસેથી આપણે ફાવે તેટલો અવિનાશી આનંદ એની મેળેજ (અપ્રયાસે) લઈ શકીએ છીએ. તે પ્રકૃતિ જેવી અવિનાશી, તેવોજ તેમાંથી મળતો આનંદ તે પણ અવિનાશી. આપણી પોતાની પાસેના આનંદનો અનુભવ આપણને આપવા માટેજ તે પ્રકૃતિ આપણીજ પાસેથી પ્રકટ થાય છે અને પછી તેની મારફતે આનંદ લેવાય છે. આ પ્રકૃતિથી ઉત્પન્ન થનારો પ્રકાશ, જે પ્રમાણમાં પડે તે પ્રમાણમાં આનંદ લઈ શકાય છે. તે પ્રમાણથી વધારે આનંદ લેવો હોય તો તે પ્રકૃતિ ફાવે તેટલી મોટી પણ બની શકે છે. નાના દીવાથી ચાલતું નથી, તેથી ગ્યાસનો, વિજળીનો દીવો સળગાવો છો તેવીજ પ્રકૃતિ નાની પણ છે અને મોટી પણ છે. જેટલો આનંદ લેવો હોય તેટલી તે મોટી થાય છે. તે પણ જો આપણે આનંદ લેવો હોય તો. અને જો કંઈ કરવુંજ ન હોય

તો તે પ્રકાશમાન પાસે હોવા છતાં પણ તેનો અનુભવ આપણને આવતો નથી. જેમ દીવો હોય છતાં આપણે ગાઢ નિદ્રા લઇએ છીએ, ત્યારે તેનો પ્રકાશ આપણી પર પડયાનો અનુભવ આવતો નથી; ને તેજ પ્રમાણે દીવો બુઝાઈ ગયો કે નહીં તેની પણ કલ્પના નથી હોતી, તેવું આ છે.

**કિરણો પરથી યોગાભ્યાસ**

તારા પોતાના અનુભવ માટે જો તું છે તો તારો અનુભવ તને આપવા માટે તે પ્રકૃતિ પણ છેજ. જાણ અજાણનો વ્યવહાર તને નથી, એ વ્યવહારની જાણ કરી આપવામાં પણ તે પ્રકૃતિજ કારણ છે. એટલે કે ગાઢ નિદ્રાનું કારણ પણ તે પ્રકૃતિજ છે, પરંતુ તે તે અવસ્થા પ્રમાણે તે બને છે. આ ઉપરથી તમો કહેશો, "બાપુ દીવા તરફ લક્ષ આપશો નહીં, એટલે કિરણનો અનુભવ આવશે નહીં. એમ તમો કહો છો, પરંતુ અમારૂં લક્ષ ત્યાં જાય છે તેને શું કરવું ?" તો તેનો પણ ઉપાય કહું છું. કિરણ ન આવે તેથી દીવા તરફ જોવું નહીં એમ કહું તો તે અમારાથી બનતું નથી એમ કહો છો. ઠીક ત્યારે તે કિરણો તો પૂર્ણપણે જુઓ, તે ભાસમાન દ્વૈત ઉપર લક્ષ રાખો છો તેથી તે અવિનાશી પ્રકૃતિના આનંદનો અનુભવ આવતો નથી. જો તમારૂં તે ભાસમાન કિરણ ઉપર લક્ષ જાય છે તો તે કિરણજ જોતા બેસો, તે કિરણ તરફ જોતાં જોતાં નેત્રની સ્થિર વૃત્તિ થાય છે. યોગી લોકો એવો અભ્યાસ કરે છે. પરંતુ તેને ગુરૂના સાંનિધ્યની જરૂર છે. દીવા તરફ જોઈ કિરણ જોવાનો અભ્યાસ દૃઢ થાય તો તે કિરણો આંખમાં ઘુસે છે એવો અનુભવ આવે છે. અને તે જેમ જેમ ઘુસે છે તેમ તેમ આંખ વડે બ્હાર જોવાનું અંદરથી આવનારૂં જે ફોર્સ તે પાછળ ને પાછળ હટતું જાય છે. અને તે જેમ જેમ પાછું હટતું જાય છે, તેમ તેમ નેત્રની સ્થિરતા વધારેને વધારે થઈ બ્હારનું તેને દેખાતું બંધ થાય છે. અંદરથી આવનારાં જ્ઞાન જ્યોતિનાં ફોર્સને બ્હારનું કિરણ ( તેજ ) અંદરને અંદર હઠાવતાં હઠાવતાં ઠેઠ સુધી લઈ જઈ પ્હોંચાડે છે. જ્યાંથી તે ફોર્સ

નીકળ્યું, ત્યાં સુધી તે હટતું હટતું પાછળ પહોંચે છે. (તે ફોર્સ જયાંથી નીકળ્યું તે ઠેકાણું આંખથી બે ત્રણ આંગળના અંતર ઉપર છે.) એટલે કિરણ લેનારી આંખની કીકી સ્થિર થઈ તે દીવાની જ્યોતિજ કિરણ સહિત આંખમાંથી અંદરનાં ઠેકાણાં પર જઈ પહોંચ્યા પ્રમાણે થાય છે. એટલે કે આત્મજ્યોતિને જઈ મળે છે. પછી આગળ ઉપર આપણને જ્યાં ત્યાં આત્મપ્રકાશનો એટલે સ્વયંપ્રકાશનો અનુભવ આવે છે.

**વસ્તુદર્શન કેમ થાય છે**

તમોને અંદરના જ્ઞાનદીવાનાં કિરણ વા જ્યોતિ બ્હાર પાડવાની ટેવ છે. બ્હારની જ્યોતિ અંદર લેવાની ટેવ નથી. પ્રત્યેક બાહ્ય વિષય વસ્તુ જ્ઞાન જ્યોતિ છે. તે તમારી પાસેનો જે જ્ઞાન દીવો, તેનું કિરણ બ્હાર ખેંચી કહાડે છે. બાહ્ય વસ્તુના જ્યોતિના કિરણને અંદરનાં જ્ઞાન જ્યોતિનાં કિરણ બ્હાર ખેંચવાની શકિત છે. તમારી પાસેનો જે જ્ઞાન દીવો તે બાહ્ય વિષય વસ્તુનાં કિરણો સાથે લુબ્ધ બને છે. બાહ્ય વિષય જ્યોતિનાં કિરણ અંદરની જ્યોતિને ખેંચે છે. વ્યવહારની સર્વ સાધારણ મનુષ્યની સ્થિતિમાં અંદરનો જે આત્મદીવો એટલે જ્ઞાન જ્યોતિ છે તેની જ્યોતિનાં કિરણ બ્હાર પડે છે. આપણી આત્મ જ્યોતિમાંથી બ્હાર નીકળનાર કિરણ પૂર્ણપણે નીકળી તે વિષયની જ્યોતિમાં જો પૂર્ણપણે મળી જાય, વિષય રૂપ થાય, તો કાર્ય થયું. કિરણ કિરણની લ્હડાઈ થાય છે. તે કિરણ કોઈપણ એક બાજુએ ખેંચાઈ ઠેઠ સુધી જઈ પહોંચે તોએ કામ થાય. જો તમો કોઈપણ એક વિષય વસ્તુમાં પૂર્ણપણે ખેંચાઈ ગયા, તો તમો જગભર પ્રસર્યા, અને જો વિષય વસ્તુમાંની જ્યોતિ તમારાં કિરણ તરફ પૂર્ણપણે ખેંચાઈ આવે અને તે તમારી જ્યોતિમાં મળી જાય તો પણ કામ થઈ જાય. આંખમાં જે આપણી જ્યોતિ છે તે જ્ઞાન જ્યોતિ છે અને બ્હારની વિષય વસ્તુ પણ જ્ઞાન જ્યોતિજ છે. બે જ્ઞાન જ્યોતિ હોય ત્યારે વસ્તુદર્શન થાય છે.

બાહ્ય દીવાની જ્યોતિનું જે કિરણ તે તરફ એકી નજરે જોતાં જોતાં, આપણી આંખમાં જે કીકી છે તેને આધારે તે કિરણ ખેંચતાં ખેંચતાં આખો દીવોને દીવો અંદર જઈ મળે, એટલે આંખની કીકી સુદ્ધાં હાલતી નથી; તે વખતે આખા શરીરનું ભાન સુદ્ધાં રહેતું નથી. કારણ સમજવાનું સાધન આંખ છે. એક જ્ઞાનેંદ્રિય સ્થિર થાય તો સર્વે જ્ઞાનેંદ્રિયો તટસ્થ થાય છે. અંદર જ્યોતિ ગઈ એટલે જે આંખને આધારે તે જ્યોતિ લેવામાં આવી, તે આખનું અને શરીરનું કામ પૂરૂં થયું. તેથી કંઈ શરીરનો નાશ નથી થતો. બાહ્યજ્યોતિ અને અંદરની જ્યોતિનું ઐક્ય થયું કે, શરીર હોવા છતાં તે નહીં જેવું બને છે અને મ્હારના જગત્નો અંદર આનંદ લઈ શકાય છે. દ્વૈતનો નાશ થઈ ઐક્ય થાય એટલે જગત્ના આનંદનો અનુભવ આવે છે. અને તે અનુભવ લેતી વખતે નથી હાથ હાલતો કે નથી પગ હાલતો. બધું સ્થિર થાય છે. બાહ્ય પ્રકૃતિને આધારે અને પોતાને આધારે આનંદનો અનુભવ લેવા માટે જે શરીર લીધું તેનું કાર્ય પૂરૂં થયું. અનંત પ્રકાશ જે છે તેમાં તમારાં હાડકાં પાંસળાંના શરીરનો અને જગત્નો શો પાડ ! તે સર્વ પ્રકાશ અંદર આવી પહોંચે છે. તે અનંત જે પ્રકાશ તેની અવસ્થા આપણામાં આવે છે. આ ઉપર કોઈ એવો સવાલ કરે કે, મહારાજ, તમોએ કહ્યું ખરૂં, પણ આ બધો ખેલ પ્રકૃતિનોજ છે ને ? હા. તે પ્રકૃતિને આધારે જ્યારે અંદર ઐક્ય થાય છે ત્યારે સર્વ પ્રકાશમાન આપણેજ છીએ એવો અનુભવ લેવામાં આવે છે. જેમ દીવાની જ્યોતિમાંથી બારીક બારીક કિરણ મ્હાર આવી, પૂરી પોતાને ઠેકાણે એટલે દીવામાં જઈ મળે છે, અને તે દીવોજ ફક્ત રહે છે, તેમજ એકવાર તે પ્રકૃતિને આધારે તમો પ્રકાશરૂપ બન્યા પછી પ્રકૃતિ રહેતી નથીજ. પ્રકાશ રૂપજ છો. પછી પોતેજ સ્વયંપ્રકાશરૂપ થયાં પછી શેને આધારે અને શેનો અનુભવ લેવો બાકી રહ્યો ? તે આખું જગત્જ આત્મ પ્રકાશરૂપ બની ગયું ! અને જાણજ ફક્ત બાકી રહી. તે જાણને આધારે સત્, ચિત, આનંદનો

અનુભવ અખંડ અને પુષ્કળ લઈ શકાય છે. આ આનંદ લેવા માટે કોઈપણ પ્રકૃતિની ગરજ (જરૂર) પડતી નથી. કારણ પ્હેલાં પ્રકૃતિ દ્વારા સર્વ પ્રકારે અનુભવ લઈ પ્રકૃતિને આધારે આ પોતાના સ્વરૂપમાં આવી મળ્યો. પ્રકૃતિ પણ તેમાં મળી ગઈ, અને જાણ જ ફક્ત બાકી રહી. હવે જો તમને સમજાવવા માટે કંઈ કહેવુંજ હોય તો, તે મળી ગયેલી જે પ્રકૃતિ તે જ જાણ રૂપે છે, એમ કહેવું હોય તો કહો, અને જાણને આધારે ફાવે તેટલો આનંદ લઈ શકાય છે. હવે તે જાણને (જ્ઞાન-કળાને) તમો પ્રકૃતિ કહો અથવા ન કહો. ફાવે તે કહો, પરંતુ તે નિરાકાર અવસ્થામાંની જાણ છે. કંઈ જ અનુભવ ન લેવો હોય તો જાણ અને આપણે એકજ થઈ બેસવું. તે વખતે જાણ અજાણ કંઈજ રહેતાં નથી. પરંતુ ફાવે ત્યારે તે જ જાણને આધારે, પહેલાંની અને પછીના અનંતકાળની વાતોનો અનુભવ લઈ શકાય છે. બધા જ પ્રકારની જાણ ત્યાં છે અને નથી તેથી અખંડ સુખનો અનુભવ લેવામાં ત્યાં અડચણ નથી. હવે પૂર્વ પ્રકાર પર એટલે જગરૂપમાં આવવું હોય તો તે માટે તે જ જાણને આધારે, આપણે અમુક ગોમાજી છીએ એમ ધારી લેવું. ટુંકામાં માપેલું પણ જોઈ શકાય છે, અને બેમાપ (માપ રહિત) પણ જોઈ શકાય છે.

**અખંડ સુખની કલ્પના**

સ્વયં જ્યોતિથી બ્હારની આવેલી જ્યોતિ બ્હાર ધકેલી કે, ફરી પૂર્વવત્ બધો પ્રકાર દેખાય છે. અને બાહ્ય જ્યોતિનું અથવા અંતર જ્યોતિનું જ્યારે ઐક્ય થાય છે ત્યારે ચક્રાકાર પ્રકાશ દેખાઈ આજુબાજુએ અંધકાર અને તે સર્કલમાં બધા બ્રહ્માંડનો દેખાવ દેખાય છે. તે પ્રકાશમાં જે ચીજની ઇચ્છા કરો તે ત્યાં છે. આપણા બાપદાદાઓ કેવા છે, રામકૃષ્ણાદિ અવતાર કેવા છે, ગણપતિ કેવા છે, એ બધું જોઈ લો. જેવું પોથીમાં વર્ણન છે તેવું પ્રત્યક્ષ જુઓ. તે આપણી સાથે બોલવા જોઈએ એવી ઇચ્છા કરો તો તે બોલે પણ છે. તમો જે કહેશો તે પૂર્વ દિશા. પોતાની મેળે જ તે સર્વ બનવાનું અને પોતેજ તે જોવાનું. ઝાડનાં થડ

માંથી સેંકડો ડાળી પુટે એટલે તે દ્વૈત થયું કે ? બધું થઈ ઝાડ તો એકજ છે. તેવીજ રીતનું આ છે. તે ઝાડને નીચે પણ શાખા છે અને ઉપર પણ શાખા છે; તોપણ તે વૃક્ષ પોતાની મેળે એકલુંજ છે. જો દીવાની આસપાસ બેસનારા દીવા તરફ જુએ તો તેમને ચારે બાજુએ કિરણો દેખાય છે. પરંતુ પોતાનામાંથી કિરણો નીકળે છે એ કલ્પના તે દીવાને નથી. તમો બ્હાર છો તેથી જુઓ છો. તમારી અંદરની જ્યોતિ તે દિવાની જ્યોતિને ખેંચે છે. એટલાં કિરણો નીકળીને પણ તે દીવો તો એકલો ને એકલોજ. સૂર્યનારાયણનું ચિત્ર કહાડી તેની આસપાસ કિરણોનો દેખાવ દેખાડે છે; સૂર્યનારાયણથીજ તે કિરણોની ઉત્પત્તિ, પરંતુ તેની જાણ તેને નથી. તમારી શક્તિ સૂર્યનારાયણ તરફ જોવાની નથી. દીવા તરફ જોવાની તમારી શક્તિ છે. સૂર્ય તરફ જોઈ તેમાંની જ્યોતિને લેવાની શકિત તમારામાં નથી તેથી સૂર્યનાં કિરણ તમારાથી લઈ શકાતાં નથી. સૂર્યના કિરણોનો જે પ્રસાર થયો છે તેનો આ પ્રકાશ અને આ ઉષ્ણતા છે. પૃથ્વીમાંની જ્યોતિ સૂર્યનારાયણ માંની જ્યોતિને જોઈ અને ખેંચી રહી છે. તેથી તે કિરણો એક સરખાં બ્હાર પડે છે. પૃથ્વીમાંની જ્યોતિ અને સૂર્યમાંની જ્યોતિનાં સંયોગ વા ઐકય થઈ એકેકનો ઉપયોગ એકેકને થતો હોય એમ બને છે અને તેમાંથી વિવિધ પ્રકારના ખનિજ પદાર્થો, ઝાડો, ધાન્યો વગેરે પૃથ્વીમાંથી બ્હાર પડે છે. આ સર્વ જગત્ રૂપી નાટક એક પરમેશ્વરનું છે. તે આનો

**જગતરૂપી નાટકનો** નિયંતા છે. તેનો ખેલ તેનેજ ખબર! આ

**અદૃશ્ય મેનેજર** નાટકમાંના તમો સર્વ પાર્ટ લીધેલા વેશધારી છો, અને હું પણ આ નાટકમાંનો પાર્ટ લીધેલો એક વેશધારી છું. તે જગન્નિયન્તા સૂત્રધારી પરમેશ્વરનો ધાક રાખી, તમારે તેણે તમને આપેલા પાર્ટનો વેશ બરોબર ભજવવો જોઈએ. અને મારે પણ મારો પાર્ટ બરોબર ભજવવો જોઈએ. મેનેજર હોય છે તે પ્રત્યેક પાર્ટ ભજવાતી વખતે બ્હાર આવતો નથી. પરંતુ પડદાની અંદરથી તે બધું જુએ છે.

જો પાર્ટ બરાબર ન કર્યો તો અંદર જતાંની સાથે તે ખૂબ શિક્ષા કરે છે. આજ રીતનું આ નાટક છે. આ નાટકનું પરિણામ થઈ રહ્યું છે. આ નાટકનો મેનેજર જે અદૃશ્ય છે તેની શકિત બહુ મ્હોટી છે. હમણાંજ અવિનાશી પ્રકૃતિનું જે વર્ણન કર્યું તે સ્થિતિમાંના તે છે. પોતાના જેવી સ્થિતિ તમારી થાય તેથી તમો સર્વેને ખેંચે છે. મારા તરફથી અથવા તમારા તરફથી જે પાર્ટ થાય છે તે તેના છે એમ સમજી આપણે કંઈ ઘાલમેલ કરવી નહીં. તેનુંજ નાટક તેનાંજ પાત્રો અને જોનાર પણ તેજ. એમ છતાં તમો કહો કે અમો અમુક અમુક છીએ તો તેમાં તમને અને તેને ત્રાસજ થાય છે. મેનેજરને પસંદ હોય ને ઘાલમેલ કરી હોય તો તે સારૂં છે. તે કહે છે કે મારે જે કરવાનું તે તું કરશે તો મારી યોગ્યતા તને આવશે, અને તેને પસંદ નહીં એવું કર્યાથી તે મારી અને તમારી પર ગુસ્સે થશે. આ વાત ધ્યાનમાં રાખો.



શુક્રવાર તા. ૧૮ જુલાઈ ૧૯૨૪ અષાડ વદ ૨ શકે ૧૮૪૬.

## પંચતત્વ અને તેમનું મંડાણ—मूकं करोति वाचालं-ઉપભોગ્ય કષ્ટ કરી મેળવ્યું હોવું જોઇએ—મહારાજનો કાશી જવાનો પ્રસંગ-કાશીની એક હકીકત-સ્વકષ્ટાર્જીત કાયમનું હોય છે-પતીપત્નીએ એકેકને કષ્ટ કરી મેળવવાં-કષ્ટ કરી સ્ત્રી કેમ મેળવવી-પતિને દેવ પણું લાવવું-વિધવા ધર્મ-વિધૂર ધર્મ.

(સ્વામી મંગલમૂર્તિએ મુદ્‌ગલ પુરાણ શ્રવણ કરાવી મહારાજશ્રીનું ગણપતિ રૂપે સ્તવન કર્યું. પછી મહારાજ બોલ્યા.)

હું કદી પણ બોલતો નથી. તમોજ બોલાવો છો. બોલાવનાર હોય એટલે મુડદું પણ જીવતું થઈ બોલવા માંડે છે. બોલાવનારાની વિવિધ પ્રકારની યુક્તિઓ હોય છે. નિર્જીવ વસ્તુ પણ તે બોલાવી શકે છે. પત્થરની મૂર્તિ નિર્જીવ હોવા છતાં પણ નામદેવે તેને બોલાવી એ કથા પ્રસિદ્ધજ છે.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरीम् ॥

એમ જો છે, તો આપણે બોલીએ તેથી કંઇ બોલાય છે કે? બોલવું એટલે શબ્દ ઉચ્ચારવો. શબ્દ એ આકાશનો ગુણ છે.

**પંચતત્વો અને તેમનું મંડાણ**

આકાશમાં શબ્દ થાય છે તેને આકાશ વાણી કહે છે. સદોદિત (હંમેશ) એવી આકાશ વાણી થતી નથી તેથી આકાશ વાણી થવાની હોય તે કોઇના પણ મુખ દ્વારા થાય છે. આકાશમાં હંમેશ શબ્દ થાય છે પરંતુ તે આપણને

સંભાળતા નથી; અને મુખમાંથી શબ્દ નીકળે તોજ સંભાળય એવી ઈશ્વરી યોજના છે. તેથી જે બોલવાનું છે તે બોલાશે, અને સંભળાવવાનું તે સંભળાશે. જે શબ્દ આકાશમાં થાય છે તેને કંઇપણ મર્યાદા એટલે પ્રમાણ હોતું નથી. કંઈ કે'વા તો કંઈ કે'વા, એવા વિવિધ પ્રકારના શબ્દો થાય છે. પરંતુ આપણને વ્યવહારમાં તેનો ઉપયોગ કરી લેતાં આવડતો નથી. વ્યવહારમાં ઉપયોગી થાય, તે માટે જે યોજના છે, તે યોજના પ્રમાણે શબ્દ નીકળે, તોજ તેનો ઉપયોગ થાય છે. આ માટે પૃથ્વી, પાણી, વાયુ, તેજ, અને આકાશની જરૂર છે. તેમનો યોગ થાય તો જોઇએ તે રચના ઈશ્વરી સંકેતથી બને છે. આકાશમાં ફક્ત શબ્દ છે, તેનો ઉપયોગ કરી લેવા માટે, બાકીનાં જે તત્વો છે તેનું મંડાણ માંડવું (રચના કરી લેવી) પડે છે. અને તે રચના ઇશ્વરી સંકેતથી રચાય છે, અથવા ઈશ્વરી શકિત જેમનામાં હોય એવા અવતારી પુરૂષો મારફતે પણ રચાય છે. જેમ બધાંને સમજાય એવું ઉદાહરણ આપીએ તો ઈશ્વરી શકિત સંપાદન કરેલ હાલના અંગ્રેજ સરકાર, ફાવે તેવી રીતે આ પંચતત્વનું મંડાણ માંડી, તેનો ઉપયોગ પોતાને માટે કરે છે તથા જગત્‌ને કરી આપે છે. બધું એમજ છે. આકાશનો જે શબ્દ ગુણ છે તે ફક્ત (એકલો) છેજ. તેનો ઉપયોગ બીજા તત્વના એટલે વાયુ વગેરેનાં મંડાણથીજ થાય છે. તે શિવાય તે બની શકતો નથી. બીજું તત્વ વાયુ છે. તે પવન જ્યારે એકલો હોય છે ત્યારે કોઈ વખતે કમી તો કોઈ વખતે વધારે હોય છે. તેથી તે વાયુનો ઉપયોગ થાય તે માટે, બાકીના તત્વની સહાયતા લઈ, જોઇએ તેવી તેની રચના કરી, તે વાયુનો ઉપયોગ થાય છે. એવી રીતની રચના રચાઈ વ્યક્ત રૂપમાં આવેલી વસ્તુ એટલે આપણું શરીર છે. નાકમાંથી શ્વાસોચ્છવાસ ચાલે છે તે વાયુનાજ યોગથી. શરીરમાં પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ વાયુઓ કહ્યા છે. અગ્નિમાં ફક્ત અગ્નિજ છે. તેનો પણ બાકીના તત્વની સહાયથી ઉપયોગ કરી શકાય છે. તેવીજ રીતે, પાણી, પૃથ્વી, ઈત્યાદિ પાંચ વસ્તુ ખૂબ

છે. તેની જોઈએ તેવી રચના રચી, ફાવે તેટલા વખત સુધી તમો તેનો ઉપયોગ કરી લો. તમો કહો કે આપણે તો એકનોજ ઉપયોગ કરી લેશું તો કંઈ પણ કાર્ય થતું નથી, એટલુંજ નહીં પણ તે એક વસ્તુનો પણ અનુભવ આવશે નહીં. પ્રત્યેક વસ્તુમાં બાકીની ચારનો કમી અધિક પ્રમાણમાં સંબંધ છે તેથીજ અનુભવ આવે છે.

**मूकं करोतिवाचालं** । એવી જો તે ગણપતીની શકિત છે તો તે મુંગાને બોલતા શા માટે કરતા નથી?

**मूकं करोतिवाचालं** અથવા જે પાંગળો થયો છે તેને એની મેળે પર્વતપર ચ્હડવાની શકિત શા માટે આપતા નથી? આ શ્લોકનો ખરો અર્થ એ'વો છે કે બોલનારી અને ચાલનારી એ જેમની જન્મતઃ સ્થિતિ છે, છતાં જેમણે પરમેશ્વર માટે મુંગાપણું અથવા મૌનવ્રત લીધું હોય, અથવા પરમેશ્વર માટે એકજ જગ્યાએ બેસવાનો નિયમ જેમણે લીધો હોય, તેમને તે ભગવાન ગણપતિ, સાક્ષાત્ પરમેશ્વરની વાણી વડે ફાવે તેટલું બોલાવે છે (બોલવાની ફરજ પાડે છે), અને એકજ જગ્યાએ બેસનારો જે હોય તેને પણ બેઠેલે ઠેકાણે ફાવે ત્યાં ફરી આવવાની પરમેશ્વરી શકિત આપે છે. એજ આ **मूकं करोति** નો અર્થ સમજવો. તેથીજ મૌનવ્રત ધારણ કરવાનું વિશેષ મહત્વ કહ્યું છે. કે જે મૌનવ્રતના યોગથી પ્રત્યક્ષ જે ભગવાન તેની સાથે બોલવાનું આપણામાં સામર્થ્ય આવે છે, અને જેને લીધે તે પણ આપણી સાથે બોલે છે. તેવીજ રીતે* "ઠેકાણે બેસીને કરો એક ચિત્ત" એવું જે તુકારામ મહારાજનું વચન છે, તે પ્રમાણે એક ઠેકાણે બેસી જેણે પાંગળાપણું લીધું છે, તેને પરમેશ્વર શકિત આપી તે જ્યાં બેઠો હોય ત્યાં બેઠાં બેઠાંજ તેને ફેરવે છે. વ્યવહારમાં જે મુંગા અને પાંગળા હોય છે, તે પોતાના કર્મથી થયા હોય છે. તેમને તે બોલતા કે ચાલતા કરતો નથી. પછી જો દેવ

---

* મૂળ **ठाईंच बैसोनि करा एकचित्त**—તુકારામ

તેમને બોલતા ચાલતા કરે તે માટે જો તે ફરી તેવાં કર્મ કરે, અને તે કર્મ પૂર્ણ થાય, તો તે કર્મજ કદાચિત્ તેમને બોલતા ચાલતા કરે.

[ એટલામાં સાવિત્રિ નામની બાઈ કહે છે, "હું જવાની નથી" ]

મહારાજ—લોકોને ત્રાસ આપવા અહીં રહીશ નહીં.

બાઇ—ના, બાબા

મહારાજ—(બધાંને ઉદ્દેશી) એનામાં એક દેવતા છે. તે દેવતા હું જતો નથી એમ કહે છે. આ બાઈ એમ કહેતી નથી. આ બાઈ કાલે આ પીંજરામાં[1] ઘુસતી હતી. પાંચ સાત દિવસ પહેલાં એક વાર તે દૂર કોસ બે કોસ ઉપર જઈ પડી રહી હતી. તેને લોકોએ શોધી આણી. (તે બાઇને ઉદ્દેશી મહારાજે કહ્યુ) તને કેથે જવાનું ઠેકાણું નથી કે ?

બાઈ—તમારી પાસે રહીશ.

મહારાજ—શા માટે, લોકોને ત્રાસ આપવા માટે ?

બાઈ—કયાં જાઉં ? મને (કોઈ) ઠેકાણું નથી. હું તમારી પાસેજ રહીશ.

મહારાજ—મારી પાસેજ તો છે. પણ પાંજરામાં ડોકું ન ઘાલ, સમજી.

બાઈ—કયાં બેસું ત્યારે ?

મહારાજ—દેવળમાં બેસ, અથવા પાયખાનામાં (જાજરૂમાં) બેસ, ત્યાં પણ હું છુંજ.

બાઈ—પાયખાનામાં શા માટે ? તમારી પાસેજ આવું છું.

મહારાજ—બોલ નહીં.

---

૧ મહારાજ શ્રી કેટલીક વખત એક સાડાત્રણ ફીટ લાંબાં અને દોઢેક હાથ પહોળાં જમીનમાં વાંસ ખોસી બનાવેલા પાંજરાંમાં બેસે છે.

બાઈ—કેમ વારૂ ?

મહારાજ—તને લોકો શું કહેશે ? તારા વરને પત્ર લખ્યો છે. થોડાજ વખતમાં તે આવી તને લઈ જશે.

બાઈ—હું નથી જવાની. પત્રએ આવ્યો નથી ને કંઇ નથી; હું નથી જવાની.

મહારાજ—ત્યારે તેણે શું કરવું ? તેની સાથે તારૂં લગ્ન થયું છે ને ?

બાઈ—ના, તમારી સાથે લગ્ન થયું છે. મારા તો કૃષ્ણ તમોજ છો.

મહારાજ—અરે વાહ ! હું જો ગધેડો હોઉં, તો મારી સાથે લગ્ન કર. કૃષ્ણ સાથે લગ્ન થવા દેવાનો નથી. ગધેડા સાથે લગ્ન કર.

બાઈ—ના, તમે ગધેડા નથી, તમે ઉપાસની બાબા, કૃષ્ણ, સાઈબાબા બધા તમે છો.

મહારાજ—હું ગધેડો નથી ને ?

બાઈ—ના, તમે ગધેડા નથી અને હું પણ ગધેડી બનતી નથી.

મહારાજ—હું ગધેડો છું, કૃષ્ણ નથી, કૃષ્ણે પુષ્કળ લગ્ન કર્યાં. હવે તેને હોંસ નથી. તેથી તું મને ગધેડો કહે તો મેળ ખાય.

બાઈ—તમે શું કામ ગધેડા બનો છો ? હુંજ બનું છું.

મહારાજ—તું ગધેડી બને તો હું તારી સાથે લગ્ન નહીં કરૂં. દૂર બેસ.

બાઈ—હું નથી દૂર બેસવાની. હું સાવિત્રી છું. તમારી પાસેજ બેસું છું.

મહારાજ—આજે નહીં તો કાલે તારો વર આવશે અને તને લઈ જશે.

બાઈ—હું જનાર નથી, બાબા.

મહારાજ—તું મારી સાથે ના બોલ.

બાઈ—શા માટે નહીં. તમો કૃષ્ણ છે. તો શા માટે ન બોલું ?

મંગલમૂર્તિ સ્વામી—તને બોલ નહીં એમ કહ્યું ને ?

બાઇ—તમો શા માટે મારી સાથે બોલો છો ? હું તો કૃષ્ણ સાથે બોલું છું.

સ્વામી—બોલશે તો માર ખાશે.

બાઈ—બાબા જુઓ જુઓ. ઉપાસની બાબા ઉપાસની બાબા, હું હવે બોલતી નથી.

મહારાજ—(બધાંને ઉદ્દેશી) જે ઠેકાણે જે હોવું જોઇએ તે બધું બરોબર હોય એટલે વ્યવહાર થાય છે. મેં હમણાંજ પંચમહાભૂતોનો નિયમ કહ્યો.

(આમ બોલતા હતા એવામાં સળેખમ થયો હોવાથી એક જણે તપખીર આપી તે સુંઘતા મહારાજ બોલ્યા.) પરબ્રહ્મ કંઇ તપખીર તાણે છે કે ? તે તાણતો હોય કે ન તાણતો હોય પરંતુ કાલે કહ્યાં પ્રમાણે જગતમાં ખેંચતાણની ક્રિયા ચાલુ છે. વ્યવહારમાં બે ઉલટી સુલટી ક્રિયા હોય છે. પણ તે દેખાતી નથી. જે વાયુ આખા જગતને પૂરો પડી રહ્યો છે, તે વાયુ કંઈ દેખાય છે થોડોજ ? જે ક્રિયાથી આખા જગતને પાણી પૂરૂં પડી રહ્યું છે, તે પાણી કહાડવાને જે યંત્ર હોય છે તેવું આ યંત્ર છે. તમોને ફક્ત તે દેખાતું નથી. જોવું હોય તો તે અવસ્થા જેવા થઇએ ત્યારે દેખાય.

તમો એવો વિચાર કરો કે, આપણે જે વસ્તુનો અનુભવ લેવો હોય તેના અનુભવ માટે આપણે પણ તેના જેવું થવું પડે છે. તમો કહેશો, એમ જો હોય તો પછી જે વસ્તુ આપણી દૃષ્ટોત્પત્તિએ આવે છે (આપણને દેખાય છે) તેના જેવા આપણે

થઈએ છીએ કે? આપણે એવા થતા નથી છતાં બોધ તો થાય છે. અરે, તે વસ્તુ જેવા બનીએ ત્યારે બોધ થાય છે, એમ હું કહું છું. પરંતુ શરીર તેના જેવું બને છે એમ હું થોડોજ કહું છું? જેના યોગથી વસ્તુનો બોધ થાય છે એવી જે કંઈ આપણા શરીરમાં જાણપણાંની એક અવસ્થા એટલે મન છે, તે મનને આપણે જે વસ્તુ જોઇએ છીએ તેનું સ્વરૂપ આવે છે, અને તેને લીધે તે અમુક વસ્તુ છે એવો બોધ થાય છે. આ સાર્વત્રિક નિયમ છે. તે મનજ તેવું બને છે. એટલે તે મન સમજી લે છે એમ કહેવું.

(કાલે સંધ્યા કાળે જે વિષય નીકળ્યો હતો તેજ આજે કહો, એમ એક બાઇએ કહ્યું તે ઉપરથી મહારાજ બોલ્યા.)

તે વિષય શો હતો, અને શા ઉપરથી તેનો આરંભ થયો હતો વારૂ? વિષય સારો હતો, પરંતુ આરંભ કેવી રીતે થયો એ કોઈ પણ કહો. રૂ, ઉન, કે રેશમ એમાંથી કંઈ વસ્તુનું કપડું વણાઈ ગયું છે, તે વસ્તુ દેખાડો, તો તેવું કપડું આજે થશે. નહીં તો કાલના જેવું કપડું આજે નહીં બને. ગમે તો રેશમી અથવા ગરમ થશે અથવા તો મારા આ ગુણપાટ જેવું થશે. લાખ જ્યાં સુધી ગરમ છે ત્યાં સુધી તે પર સીલ કરવામાં આવે તો તે ઉપર અક્ષર બરોબર પડે છે. ગરમ કર્યા શિવાય લાખ પર સીલના અક્ષર ઉઠતા (પડતા) નથી. તેવાં આ સાંભળનારનાં હૃદયો છે. તેની ઉપર બોલવાની છાપ પડતી નથી. કારણ મન ઉપર, બુદ્ધિ ઉપર, જે કંઈ ઠસાવવાનું હોય તે મન બુદ્ધિ ગરમ કરી નરમ બને પછી તે પર ઠસાવવું પડે છે. મન બુદ્ધિ ગરમ કરી નરમ થયેલાં હોત તો કાલે બોલેલું પકકું ઠસ્યું હોત. કાલના બોલવાનો વિષય શો હતો? અને તે શેને લીધે કહ્યો હતો, તે બધી બાબતો જાણતા હોઇએ તો બોલવાને સારૂં સ્વરૂપ આવે છે. હવે તો એકાદી સાધારણ વાત કહેવામાં આવશે. પરંતુ તેની આગળનો પાછળનો વિચાર સમજાશે નહીં. અસ્તુ.

કાલે જે બોલવું થયું તેનો એટલોજ મુદ્દો હતો કે કોઇ પણ ઉપભોગ્ય વસ્તુ જે હોય તે આપણે કષ્ટ કરી મેળવેલી હોવી જોઇએ. જે વસ્તુદ્વારા સુખ મેળવવાનું છે, સુખની સાધનભૂત એવી ગમે તે પ્રકારની જે જે વસ્તુઓ છે, જેના યોગથી આપણને સુખ છે એમ આપણે ઠેરવ્યું હોય તે વસ્તુ સમાધાન આપનારી હોય છે. દરેકને એકજ વસ્તુથી સુખ થાય છે એ'વું (કંઈ) નથી. જેણે જે સુખની વસ્તુ ઠેરવી હોય તે તેને સમાધાન આપનારી બને છે. આ બાહ્ય વસ્તુ સંબંધે બોલવું થયું. પણ મૂળમાં સુખની વસ્તુ એકજ છે. તે જે સુખદાયક વસ્તુ છે, તે બધાંનેજ સુખ-દાયક હોયાં બદ્દલ પુષ્કળ વખત બોલવું થયું છે. શાસ્ત્રમાં અથવા બીજા ગ્રંથોમાં જે બ્રહ્માનંદ વર્ણવ્યો છે તે એકજ છે અને તે બધાંને સુખ આપનારો છે એમ કહ્યું છે. તો પણ લોકોએ મનની જુદી જુદી શાખા કરી, બાહ્ય વસ્તુ ઉપર સુખ લાધ્યું. તે સુખદાયી બાહ્ય વસ્તુ પ્રયત્ન કરી મેળવવી પડે છે. ધારો કે પૈસા–દ્રવ્ય આપણે જોઈએ છે; તેનાથી આપણને સુખ મળે છે એમ ગૃહિત ધરી ચાલીએ તો તે દ્રવ્ય માટે આપણે પ્રયત્ન કરીશું. દ્રવ્ય મેળવવાના પુષ્કળ ઉપાય છે. જેને જે સવડ પડતો હોય તે ઉપાય તે કરે છે. દ્રવ્ય શબ્દથી સર્વ વસ્તુ સમજવામાં આવે છે. પરંતુ લૌકિકમાં દ્રવ્ય એટલે પૈસો એમ સમજવાનો વહિવટ છે. અને તે કંઇ ખોટો નથી. કારણ બીજી કોઈપણ વસ્તુ પૈસાના સાધનથી મેળવવામાં આવે છે. પૈસાને આધારે તે બધી ચીજો મળે છે, તેથી સર્વ વસ્તુનો સમાવેશ પૈસામાંજ છે, એમ કહેવું પડે છે. તેથી તે પૈસાનેજ દ્રવ્ય કહેવું યોગ્ય છે. આપણને જેનાથી સુખ મળે છે, તે વસ્તુઓ મેળવવાનો–તેમાં પણ સવડ પડતો–એટલે થોડે કષ્ટે પુષ્કળ દ્રવ્ય લાભ જેથી થાય–એવો પ્રયત્ન કરવાની અક્કલ દોડાવે છે. કેટલાકની એવી વૃત્તિ હોય છે કે કષ્ટ બીજા કોઇએ કરવું, પણ તૈયાર (=ફોગટનો) માલ (=લાભ) માત્ર પોતે લેવો. તૈયાર ફોગટનું જમવાનું મળતું હોય તો રસોઈનું કષ્ટ ન જોઇએ, એવી ઘણા લોકોની સમજ હોય છે. તૈયાર જમવાનું મળે

એવી ઇચ્છા હોય તો, હું કોઈ કોઈ વાર કહું છું તે પ્રમાણે ભટજી બુઆ બનવું; પરંતુ તે બનવાની કોઇની ઇચ્છા થતી નથી. જે કોઈ નોકરી ચાકરી વ્યાપાર ધંધો કરી, કષ્ટ કરી ખાનાર હોય છે, તે ગૃહસ્થો પોતાને રાવ સાહેબ, ફલાણા પંત, ઢીકણા પંત, ફલાણા રાવ, ઢીકણા રાવ એમ કહેવડાવે છે. ભટજી કહેવડાવતા નથી, કારણ ભટ્ટજી બુઆ એટલે આયતું ખાનાર બુઆ.

"**परान्नं पुष्टिवर्धनं**" એવી એમની વૃત્તિ હોય છે. તૈયાર માલ ખાવાની (આયતું ખાવાની) અથવા **परान्नं पुष्टिवर्धनं** એ વૃત્તિ સારી નથી. આયતું ખાવું બહુ ખરાબ છે, એમ ઠર્યું છે, તો પણ ઘી ગોળનાં માટલાં એમને જોઇએ છે. એમાં થોડું પણ કમી પડે તો ન ચાલે. એટલુંજ નહીં પણ તે આયતાં જોઇએ —કષ્ટ કર્યાં શિવાય. આ પ્રકારનો કાશીએ જઇએ એટલે સારી રીતે અનુભવ આવે છે.

**મહારાજનો કાશી જવાનો પ્રસંગ**

જે વખતે મારે કાશીએ જવાનો પ્રસંગ આવ્યો તે વખતે હું એકલોજ અહીંથી નીકળ્યો. ઘણાયે લોકો સાથે આવવા તૈયાર થયા. પરંતુ મેં કહ્યું " મારી સાથે ના આવો, જેને આવવું હોય તેણે પાછળથી આવવું." લોકોએ કહ્યું "તમો કાશી ન જતાં, બીજે કયાંઈ જાવ તો ? " મેં કહ્યું, " હા, એનો શું નિયમ ? " નિયમ વગેરે વ્યવહારી લોકોને લાગુ પડે છે. કોઈ પણ પ્રકારનો વ્યવહારજ ન રહ્યો તો મ્હારે નિયમ શા માટે ? સારા તો સારા, વિસંગત તો વિસંગત. લોકોએ કહ્યું, "ત્યારે અમારૂં કેમ થાય ?" મેં કહ્યું, "જેમ થવાનું હોય તેમ થાય."

મને બાપુસાહેબ કાશી લઈ ગયા. તે સાંઈ બાબાનો અથવા ઈશ્વરી સંકેત હતો તેથી કહો, કે બાપુસાહેબને કાશીયાત્રા થાય, અથવા સાંઇ બાબાનો બીજો કંઈ સંકેત હોય અથવા તો કંઈ અદૃષ્ટ યોગ પણ એવો હોય ! ચાર લોક આવીને બેસે એટલે હું

ગમે તે બોલું છું; તે પ્રમાણે થાયજ અથવા તેમ કરવું એમ કંઈ નથી, ચાર લોકો ભેગા થાય એટલે મને ત્રાસ થાય છે. શું કામ લોકો ભેગા થાય છે ? અહીં શું છે ? એમ કહી તેમને હાંકી (કહાડી) મૂકવાની પહેલાં રીત હતી. તમો ત્રાસ આપશો તો હું ગમે ત્યાં ચાલી જઈશ. હું સ્વસ્થ રીતે સમાધાનીમાં પડયો છું: અને તમો મને વિનાકારણ ત્રાસ આપો છો, વલવલ કરો છો, તેથી હું ગમે ત્યાં ચાલી જઈશ, એમ હું કોઇ કોઈ વાર કહેતો હતો. તે ઉપરથી લોકો કહેતા, બાબા તમો કયાં જશો તે અમોને કહી મૂકો કે જો અમને ઇચ્છા થાય તો અમે પણ આવીએ. આના જવાબમાં, "હું ગમે ત્યાં જઈશ, કાશી જઈશ કે ફાવે ત્યાં જઈશ" એવા શબ્દો નીકળ્યા. આ ઉપરથી લોકો પકડી રહ્યા કે, બાબા કાશીએ જવાના અને થયો ઘોંઘાટ. જે આવે તે પૂછે "બાબા, કયારે જશો ?" હું કહેતો કે અરે હું શેનો કાશીબાશી જવાનો ? એમ થતાં થતાં ગામેગામ વાત પ્રસરી. કોઈના પત્રો આવવા લાગ્યા. કોઇના સંદેશા આવવા લાગ્યા કે, "આપ કાશી જનાર છો," એ સાંભળી આનંદ થયો. શકય તેટલી સેવા અમારે હાથે થાય એવી અમારી ઈચ્છા છે, કોઇ કોઇ આવી રૂબરૂમાં પણ એમ કહેવા લાગ્યા. તે પ્રમાણે બાપુ સાહેબે પણ આવી પૂછયું. મેં કહ્યું "ચાર લોકો આવનાર છે તો તે ખર્ચનુ કામ છે." લોકોએ વિચાર કર્યો કે બાબા જો જાય તો ઘણાને કાશી યાત્રા થાય, એ ઉપરથી કેટલાકોએ આવી મને ઉપદેશ કર્યો કે, બાબા આપને તો કાશી જવાની કંઇ જરૂર નથી, પરંતુ આપને લીધે પુષ્કળ લોકોને કાશીયાત્રા થશે. નહીં તો ખાસ કોણ જાય ને કાશીયાત્રા કરે ? જવાબમાં મેં કહ્યું "જઈશ તો હું એકલોજ જઇશ, તમોને લઇ જવા માટે હું જવાનો નથી. જો જવાનો પ્રસંગજ આવ્યો છે, તો તેનો કંઇપણ ઉપયોગ કરી લઈશ. લોકોના નશીબમાં હશે તો તે આવશે." એમ વિચાર કરી જવું એમ ઠેરવ્યું. એ થયું. પછી એક દિવસ મારા જવાનો ઠર્યો અને ૧૫-૨૦ દિવસને અંતરે બાકીના લોકોએ નીકળવાનું ઠરાવ્યું. મારૂં તો

એવુંજ કામ. ઉઠયા કે ચાલ્યા. ન કંઈ સામાન, ન પૈસા કે ટકા, તીર્થયાત્રા માટે મારે કંઇ જોઇતું નથી. તમારે તમારૂં જે કરવાનું હોય તે કરજો, એમ કહી હું કાશી ગયો. ત્યાં હજાર બારસો લોકો ભેગા થયા. તે વખતે સ્વાભાવિક રીતેજ કાશીના બ્રાહ્મણોનું પણ ફાવ્યું. કેટલુંએ ઘી તેમને પીરસીએ અને કેટલુંએ તે ખાય.

**કાશીની એક હકીકત.**

હું તે ભાંજગડમાં નહોતો. એક વસ્તી વગરની જગ્યામાં પડી રહ્યો હતો. અહીં લોકોએ તેમને ફાવે તેટલું ખવરાવ્યું. મને પૂછે તો હું કહેતો ફાવે તે, પૂાવે તેટલું, તેમને ખાવા દો. કાશી વિશ્વેશ્વર બેઠો છે તે પૂરૂં પાડશે. બાપુ સાહેબ હતાજ એટલે તેમની સાથે સાંઇબાબા પણ હતાજ. સાંઇ--બાબા અને વિશ્વેશ્વર મારે મન તો એકજ. ટુંકામાં ખુબ દિવસ અન્નદાન થયું. બધા ભટજી અને તેમની સ્ત્રીઓ વગેરે સર્વ લોભી આયતોબા ( આયતું-કષ્ટ કર્યા વગર ખાનારા ) હતા. હું ધારૂં છું કે ( કહું છું કે ) તે કાશી વિશ્વેશ્વરજ હશે. લોકોએ આવવું અને તેમને સંતુષ્ટ કરવા. બીજા ઠેકાણાના ભટજી પણ એવા આમંત્રણ પ્રિય છે. જો કોઈ આવીને કહે કે " ભટજી મહારાજ આજે અમારે ત્યાં ભોજન માટે આવજો. " તો તે વિચાર કરે છે કે પોતાની સ્ત્રીની શી વ્યવસ્થા ? અને આવેલા ગૃહસ્થને પૂછે છે, કેમ ભાઈ, આજે શું છે ?

પેલો—કુળ ધર્મ છે.

ભટજી—ત્યારે તો દંપતીની જરૂર પડશેને ?

પેલો—દંપતીને મેં કહ્યું છે.

ગમે તેવા પણ તે ભટજીજ. તેમની પાસે તે વિદ્યા હોય છેજ; તે કહે છે, અરે એકજ દંપતિ જોડું કહ્યું. દેવીનો કુળધર્મ છે, ત્યારે " નવદુર્ગા " એટલે કંઇ નહી તો નિદાન નવ સોવાસણ તો ખરી ! નિદાન બે દંપત જોડાં તો ખરાં !

પેલો—ઠીક, આપ કહો તેમ.

ભટજી—એક કહ્યુંજ છે, એમ કહો છો, એક બીજું કહો તોએ બસ.

પેલો—ત્યારે કોને કહું ?

ભટજી—હું છું અને ઘરમાં તે છેજ.

પેલો—મારે ઘરમાં ઓળખાણ નથી.

એ ઉપરથી ભટજીએ "અરે, સાંભળ્યું કે ? અહીં આવ જોઉં" એમ કહી સ્ત્રીને હાંક મારવાથી તે આવી. તેણે તેને કહ્યું આજે આમને દંપતી જોડું જોઇએ છે, તારે જમવા જવું પડશે." આમ કહી તે ભટજી પોતાની અને પોતાની સ્ત્રીની સવડ કરે છે.

સારાંશ, લોકોને આયતું જોઇએ છે. દાગદાગિના બધુંજ તે પ્રમાણે. આપણી છોકરીને કોઈપણ પ્રકારનું કમીપણું ન હોવું જોઇએ, તેથી કેટલાકો ભિક્ષુકોને ઘેર છોકરી આપે છે. સારાંશ, આયતું મળે એવી સર્વની ઈચ્છા. આયતું અથવા થોડો શ્રમ કરી મોટો ગઠ્ઠો મેળવવાની ઈચ્છા, તેથીજ ચોરી, મારામારી કરવાની પ્રવૃત્તિ ! ટુંકામાં શું ? સુખસાધન આયતાં જોઇએ, એવી ઘણા લોકોની ઈચ્છા હોય છે.

હં, હવે મને યાદ આવી, કાલે શા ઉપરથી વાત નીકળી હતી તે. કાલે એક નવીન ગૃહસ્થ આવ્યા હતા. તેને મેં કહ્યું. "દેવને ઘેર, પરોણાપણું ધીમેધીમે તુટવું જોઇએ. નહીં તો દેવના ઘરની જે સમાધાનકારક અવસ્થા છે, તે મળતી નથી. તે દેવને, અને દેવ તેને પારકો રહે છે. આ માટે પારકાપણું તોડવાને જે ઉપાય હોય તે કરવો જોઇએ. વ્યવહારમાં પણ એમજ છે. જ્યાં સુધી પરોણો છે, ત્યાં સુધી એકેકનો પ્રેમ એકેક પર રહેતો નથી. પારકાપણું તોડવાના ચાર પ્રકાર મેં કહ્યા છે.* દેવનું ઘર આપણું ને આપણું ઘર પરોણાનું ( પારકાનું ) બની જાય તો કાર્ય થઈ

* તા. ૨૬-૨-૧૯૨૪ નું પ્રવચન જુઓ.

જાય. આપણે આપણા ઘરમાં હોતાં નથી, તેથી દેવના ઘરની શોધ માટે જઇએ છીએ. આને પરમાર્થ કહે છે. જે વખતે આપણું જેને કહીએ તે "કંઈ નથી" એમ બને, તે વખતે આપણે છીએ કે નથી એનો પણ સંશયજ હોય છે. એમ થાય, એટલે દેવના ઘરનું આપણું પારકાપણું નાશ પામે છે. કષ્ટ કરી જે મેળવ્યું હોય તે આપણું. કષ્ટ વિનાનું જે હોય તે આપણું નથી. જો દેવનું ઘર આપણું કરવું હોય તો, તેને પણ આપણું કરી લેવામાં કષ્ટ છે. કષ્ટ કરીએ તોજ દેવતા પણ આપણા થશે. તમે કહેશો, "અમે જે અમારો પરિવાર કરી મૂકયો છે તે શું અમારો નથી ? હું કહું છું, જો તે આપણો હોત તો ફાવે તેટલો વખત તેનો ઉપયોગ કરી શકાયો હોત. તે બધું આયતું છે તે પર મઝા મારો છો. તો પછી તે કેટલા દિવસ પ્હોંચે ? જે સ્વકષ્ટાર્જીત હોય તે-ધન કિંવા બીજી ચીજ પણ-નિરંતરનાં છે એમ સમજવું. આપણે જે દ્રવ્ય અથવા પરિવાર ભેગાં કરીએ છીએ તે બધાં આયતાં છે, તમારા શ્રમથી તે ભેગાં થતાં નથી. બીજાનું ઘર કેટલા દિવસ ટકે ? તે આપણું નથી હોતું પણ તેમાં રહેવાનો પ્રસંગ તો આવી પડયો, તેથી તે ઘરના માલીક તરફથી ઉપદ્રવ થાય છે. આપણેજ માલીક હોઈએ તો ફાવે તે સુખ આપણે ભોગવી શકીએ છીએ. આજ સમજથી કોઈ વર વહુ વિચાર કરે કે, એક ઘર છોડી બીજે ઠેકાણે જવું. આમ આયુષ્ય ભર કયાં સુધી કર્યાં કરવું ? હવે આપણે છોકરાં છૈય્યાં છે; અને ઇશ્વરકૃપાથી અનુકુળતા પણ છે તો આપણે આપણી માલકીનું ઘર બાંધવું. આ પ્રમાણે વિચાર ઠેરવી તેમણે પોતાનું ઘર બાંધ્યું અને બધી સુખસોઇની વ્યવસ્થા કરી લીધી. આ ઘર કષ્ઠ કરી દ્રવ્ય મેળવી બાંધ્યું અને પૂરતું દ્રવ્ય ન હોય તો પોતે પત્થર માટી ઈત્યાદિ ઉંચકી કષ્ઠ કરી તે બાંધ્યું. તે માટે જોઇતા પૈસા પણ કષ્ટ કરીને જ મેળવ્યા. એવી રીતે પોતે

કષ્ટ કરી મેળવેલાં સાધનોથી બાંધેલા ઘરમાં કોણ ત્રાસ આપે? સરકારની સત્તા નહીં, કોઇનીજ તે પર સત્તા નહીં. પછી આપણે સુખેથી તેમાં રહેવું. એવુંજ ઘર અથવા બીજું કંઇ જે કષ્ઠ કરી મેળવ્યું હોય તેમાં જય મળે છે, અને વગર કષ્ઠથી મેળવ્યું હોય તેમાં અપયશ આવે છે. ફકત આયતું ખાઈ કયાં સુધી યશ આવે? લોકોનું આયતું ધન મળ્યું, તે પર કેટલા દિવસ મઝા ચાલે? કોઇને એકાદો ચરૂ જડે, અને તે ઉપર તે ચેન કરવા માંડે તો તેને છોકરૂં છૈયું હોતું નથી. એવે ઠેકાણે સંતાન ન હોવાનું કારણ, તે જડેલું દ્રવ્ય કષ્ઠ કરી મેળવ્યું નથી હોતું, તે છે. આથી ત્યાં કંઈ પણ બાધા હોય છે. જો છોકરૂં છૈયું હોય તો લોકો કહે છે, "અરે, આ વગર કષ્ઠનું દ્રવ્ય છે. દાન ધર્મ કર્યા શિવાય તે ઘરમાં રાખશો તો તેનું પરિણામ સારૂં આવશે નહીં." સ્ત્રી પણ કહે છે, "એકનું એક છોકરૂં છે, આપણે આ વગર કષ્ઠ કરે ફોગટનુ મળેલું ધન શા માટે જોઇએ?" પરંતું સ્ત્રી ડાહી હોય તો એમ કહે છે. મૂર્ખ હોય તો દાગદાગીના માટે હઠ પકડી બેસે છે. તે કહે છે, "લોકો શરીર પર ચીજો ઘાલે છે. હું આ'વી લંકાની પાર્વતી જેવી લોકોમાં જાઉં છું (ફરૂં છું). મને શરમ લાગે છે." વર કંજુસ હોય છે. તે કહે છે, "હું દાગીનામાં પૈસા ખર્ચવાનો નથી. ખૂબ મોટો વેપાર કરીશ." તે કહે છે "પૈસા દાગીનાના રૂપમાં ઘરમાં રહેશે તો આગળ પાછળ ઉપયોગી તો થઇ પડશે. વેપાર ડુબે તો આ પણ નહીં ને તે પણ નહીં." તે કહે છે તને (કંઈ) સમજાતું નથી, વેપાર માટેજ આ દલ્લો મળ્યો છે. તે કહે છે, "હું દાગીના પહેરૂં એવો ઈશ્વરી સંકેત છે તેથી આ દલ્લો મળ્યો." પણ તેનું પેલાના મોં આગળ શું ચાલે? પછી તો તે મુંબઈ જેવા શહેરમાં જઈ સટ્ટા જેવો એકાદો ધંધો શરૂ કરે છે. ધારો, એણે હઝાર પાંચસો તેમાં રોકયા. પરંતુ પાપનું ધન તે, શિક્ષા કર્યા સિવાય તે થોડુંજ રહે છે? તે બધું જતું રહે છે.

**પોતે કષ્ટ કરી મેળવેલું નિરંતરનું હોય છે**

પછી સ્ત્રી કહે છે, કેમ થયું, કહો ? તે કહે છે. "હાર્યો ખરો, તો પણ કંઈ હરકત નહીં. હજી થોડું છે. તે વડે ફરી પ્રયત્ન કરી જોઉં." એમ કરતાં કરતાં જેટલું હતું નહોતું તે બધું સટ્ટામાં ખોઈ, ઘર પણ તેમાંજ ગુમાવ્યું. પછી તે સ્ત્રીને કહે છે. "તારૂં કહ્યું સાંભળ્યું હોત તો સારૂં થાત."

એટલાથીજ પુરૂં થતું નથી તો કર્જ પણ થઈ ગયું હોય છે. "બાપુએ ગયા ને રોટલી પણ ગઈ." તેલ ગયું, ઘી ગયું અને રહ્યું એક ધૂપદાનું." ધૂપદાનું એટલે ધૂપ કરવાનું પાત્ર. તેને એક મૂઠ હોય છે અને ધૂપ બાળવાને ઉપર પોકળ જગ્યા હોય છે, તેવીજ રીતે નીચે પાછળની બાજુએ પણ એટલી પોકળ જગ્યા હોય છે.

એક ગામમાં એક ગાંડો હતો. પરંતુ દેવના કામમાં ગાંડો થયેલ, તુકારામ મહારાજ જેવો તે હતો. કોઈપણ કહે તે કામ કરતો. પરંતુ પરિણામ તરફ જોવાનું નહીં. તે ગામમાં એક મુસલમાનનું ઘર હતું. ઘરની ગરીબી હતી, ચાકર નોકર કોઈ નહોતું. ઘરધણી બ્હાર ગયો હતો. ઘરધણીઆણીને બજારમાંથી તેલ ઘી લાવવાની જરૂર પડી. એટલામાં તે ગાંડો ઘર પાસેથી જતો હતો, તેને બાઈએ જોયો. તે ગાંડોજ હતો. જેમ અહીં આ "ભાવડયો" "વિઠ્ઠલબુઆ" છે તેવો તે હતો તે બાઈએ તેને બોલાવીને પૈસા આપ્યા અને તેલ ઘી લાવવાનું કહ્યું, તેણે ત્યાંથી ખાલી પડેલું ધૂપદાનું લીધું અને વાણીઆની દુકાને ગયો. તેના કહ્યા પ્રમાણે વાણીઆએ તેલ તોળ્યું અને શેમાં લે છે એમ પૂછ્યું એટલે તેણે તે ધૂપદાનાના એક ભાગમાં લીધું, પછી વાણીઆએ ઘી તોળ્યું. અને ફરી શેમાં લે છે એમ પૂછ્યું; તે પરથી તે ધૂપદાનું તેણે ઉલટું કર્યું અને તેમાં ઘી લીધું. ઘી લેવા માટે ધૂપદાનું ઉલટું કર્યું તેથી તેલ ઢોળાઈ ગયું. તે જોઈ વાણીઆએ કહ્યુ. "અરે ! તેલ ઢોળાઈ ગયું ને ? તેથી તેલ ખરેખર જ ઢોળાયું છે કે કેમ તે જોવા માટે તેણે ફરી ધૂપદાનું ઉલટું કર્યું, તો ઘી પણ ઢોળાયું

વાણીઆના પૈસા તો આપવાજ પડયા, પરંતુ તેલ પણ ગયું, અને ઘી પણ ગયું અને ફકત ધૂપદાનું હાથમાં આવ્યું. તે ઘેર આવી તે બાઇને કહે છે, "આ લ્યો બાઇ" બાઇ કહે છે 'અરે ! આ શું ? તેલ ઘી કયાં છે?" તે કહે "જેવું વાસણ આપ્યું તેવું આણ્યું" એવી આ ઉપરની કહેવતની કથા છે.

સારાંશ, કષ્ટ કરી જે મેળવ્યું હોય તેથી યશ મળે છે. બીજાના કષ્ટ પર રહેનારા (જીવનારા)ઓની બાજુનો જય નથી થતો.

**પતિપત્નીએ એકેકને કષ્ટ કરી મેળવવાં**

હું નાનો હતો ત્યારે–પેલા પાંડુ જેવડો, ભાલચંદ્ર જેવડો–૧૮ એક વર્ષનો હોઇશ તે વખતે–એક બાઈને ત્યાં ઘણા દિવસથી ગયો નહોતો, તેથી સ્હેજ તેને ત્યાં ગયો. ઘેરથી જમી ખાઇને ગયો હતો. તે બાઇ ચૂલા પાસે બેસી જમતી હતી. તેનો વર ઓફીસમાં ગયો હતો. કેટલીક સ્ત્રીઓનો સ્વભાવ એવો હોય છે કે કોઇ ન હોય ત્યારે તેઓ ચોરીને ખાય છે. દાબા પગની પલાંઠી ચૂલા પર ટેકવી, પગ પર ખૂમચો રાખી ખાય છે. સુશીલ હોય તો રોટલો શાક ગમે તે લઈ ખાય છે. પરંતુ જે પંકિત પ્રપંચ કરનારી હોય છે તે વર સાથે પણ પંકિત પ્રપંચ કરે છે. ગઇ કાલે કે પરમ દિવસે કરી મૂકેલો લાડુ ખાય છે. નહીં તો પોતાના વરને ન જણાવતાં, તાજું તાજું ગમે તે ગળ્યું કરી ખાય છે. તીખું તમતમું ખાવાનો શોખ હોય તો ખૂબ તેલ લઇ તે ખરૂં ખરૂં કરી ખાય છે. એવા પ્રકારની કેટલીક સ્ત્રીઓ હોય છે. પરંતુ આ કંઈ કુલીનપણું નથી. હું જે સ્ત્રીને ઘેર ગયો હતો તે કંઇ તેવી નહોતી. તે કુલીન હતી. બાળપણમાં તેને સદુપદેશની વાતો સાંભળવા મળી હતી. વરને જમાડી, તે ઓફીસમાં ગયા પછી, થોડાજ વખત પહેલાં તેણે જમવાનો આરંભ કર્યો હતો. મોંમાં કોળીઓ અને આંખવાટે પાણી વ્હેતું હતું. મને જોઇ તેણે આંખો લૂછી અને પૂછયું, "કેમ, કંઇ બાજુએ? જમ્યો કે ? નહીં તો થોડું જમી લે." મેં કહ્યું, "હું જમ્યો છું. પરંતુ તમોએ આંખો કેમ લૂછી ? તમારા વર ગુસ્સે થયા કે ?"

તે—તારે તેનું શું કામ છે? જમવું હોય તો જમ. (ફરી તેની આંખમાંથી પાણી શરૂ થયું, કારણ પૂછનારો કોઈ હોય એટલે પૂરી હૈયું ભરાઇ આવે છે)

તે—મારૂં દુઃખ કહેવા જેવું નથી. ઘણા દીવસથી મને આમ થાય છે. (મારા આગ્રહથી છેવટે તેણે કહેવાનો આરંભ કર્યો.)

તે—હું જમું છું. પણ મને જમતાં શરમ આવે છે. કારણ મારા મનમાં આવે છે કે આ હું કો'નું ખાઉં છું?

હું—અરે! આ તો તમારૂંજ છે ને?

તે—અરે, બાબા, આ મારૂં નથી.

હું—તમારા વરનું તો છે ને?

તે—કો'નું છે તે મને ખબર નથી.

હું—વરે મેળવી આણેલાં પર તમારીજ માલીકી છે. તે લોકનું કહેવાય કે?

તે—તેનો વર્મ તને ખબર નથી.

હું—તમો વડીલ છો. મારે તમારૂં કહેવું માન્ય કરવું જોઈએ. પરંતુ વ્યવહારમાં લગ્ન થયાં પછી તે બાઈ ઘરની માલીક થાય છે, એવું છે.

તે—હું નિશ્ચય પૂર્વક કહું છું, કે જે કષ્ટ વડે મેળવ્યું હોય તેજ આપણું. આ મેળવવાને મેં શું કષ્ટ કર્યું? તે બિચારા કષ્ટ કરે છે. તેમના જીવપર આયતું ખાવું એ મને પસંદ નથી.

તે બાઈ જુના રીવાજની હતી, તેથી તેના જુના વિચાર! પરંતુ હાલ જોઇએ તો બધુંજ વિચિત્ર! વરે હમાલી કરી ઘરમાં દ્રવ્ય લાવવું અને સ્ત્રીએ દાગદાગીના ઘાલી આયતો સુગ્રાસ ખાવો! થોડી કમતરતા થાય તો તે ચાલતું નથી. "હું ફલાણી ફલાણી ચીજ આટલા દિવસથી માંગું છું પણ હજુ તે મળતી નથી.

મારે તમારા તે ધંધા ને પૈસાનો શો ઉપયોગ ?" આવી રીતની ભાષા પણ સાંભળવામાં આવે છે. વર એ સ્ત્રીનો ઘાટી થઇ પડયો છે. તેણે ગમે તેવો શ્રમ કરી દ્રવ્ય લાવવું અને સ્ત્રીને શ્રમ ન પડવા દેવો જોઇએ; તેથી વાસણ ઘસવાં, કપડાં ધોવાં વગેરે કામો માટે ઘાટણ રાખી તેણે ફાવે તેવો ખર્ચ કરવો. ઉત્પન્ન પ્રમાણે વર તેને સુખ આપે છે. પરંતુ તેને શરમ લાગતી નથી કે વર શ્રમ કરે છે અને આપણે આયતું ખાઇએ છીએ એ ઠીક નહી. વર તેને સુખ આપવાનો પ્રયત્ન કરે છે, બાહ્ય સુખનાં સાધનો મેળવી આપે છે, તેટલા માટેજ તે તેના પર પ્રેમ રાખે છે. આ વર છે. આ આપણો દેવ છે. એના શિવાય આપણે બીજો દેવ નથી એ બુદ્ધિથી પતી પર પ્રેમ કરતાં નથી, પણ તેને સુખનાં સાધનો મેળવી આપવા માટે તે મહેનત કરે છે, તેથી તેની પર પ્રેમ કરે છે. તે બિચારો તેની સેવા કરે છે, તેનો ઘાટી થઇ બેસે છે. પરંતુ આને તેનું કંઇ મહત્વ નથી. પોતાને માટે રસોઇ કરવી જ પડે છે, માટે એને માટે થોડો ભાત (સાથે સાથે) રાંધો, એવા વિચારથી તેને માટે કરે છે. અથવા આપણે કોઇ કામ માટે ઘાટીને બહાર મોકલવો હોય તો, જેમ આપણે તેને જમાડીને મોકલીએ છીએ, તેવી જ બુધ્ધિથી તે વરને જમાડે છે. કોઇ ઠેકાણે તો જમાડી, વચ્ચેના (બપ્પોરના) વખતમાં ખાવા માટે એક ડબો પણ તૈયાર કરી આપે છે. આ બધું મેં મારી પૂર્વાવસ્થામાં જોયું છે. સારાંશ, આપણે જે ચીજની જરૂર છે તે માટે આપણે કષ્ઠ કરવું એવો તે બાઇનો વિચાર હતો. હાલની સ્રીઓ જેવા તેના વિચાર નહોતા. પોતાનો વર ફાવે તેવો શ્રમ કરે અને પોતે ફકત બેસીને આયતું ખાય એ ઠીક નહીં એમ એને લાગતું.

હું—તમો તો ઘરનું બધું કામકાજ કરો છો. ફોગટ થોડુંજ ખાવ છો ?

તે—એ કંઇ કષ્ઠ નથી. તે સ્વાભાવિક કષ્ઠ છે. દ્રવ્ય મેળવવા માટે મેં કંઈ શ્રમ કર્યો નથી, તેથી હંમેશ જમતી વખતે

એ વાત મને ખુંચે છે.

હું—તું તેની સ્ત્રીજ છે ને ?

તે—હું તેને ઘેર પરોણા જેવી છું. તે મને વર જેવો લાગતો નથી. કારણ તે વર મેળવવાને મેં કંઈ કષ્ટ કર્યું નથી. કોઇ પણ સુખનુ સાધન કષ્ટવાળું કર્યું હોય તોજ જય મળે. આ વર મેં કંઈ કષ્ટ કરી મેળવ્યો નથી.

હું—અરે, વર માટે કંઇ કોઈ કયાંઇ કષ્ટ કરતાં બેસે છેકે ?

તે—હા, વર કષ્ટ કરીનેજ મેળવવો પડે છે. મેં કષ્ટ કરી તે વર મેળવ્યો નથી. વગર કષ્ટે તેનું અન્ન ખાવું મને ઠીક લાગતું નથી તેથી જમતી વખતે મને રોજ રડવું આવે છે. મારો વરજ ખોટો એમ મેં ઠેરવ્યું છે.

હું—સંસાર પ્રપંચમાં લગ્ન વ્યવહાર જે થાય છે તેમાં કોઇને કષ્ટ કરી વર મેળવવો પડયો, એમ કયાંઈ જોવામાં નથી.

તે-વગર કષ્ટે મેળવેલ વર હોય તો તેમાં જય મળે છે કે ? મારા બોલવાનો અર્થ એ કે, સ્ત્રીએ શ્રમ કરી પોતાની મહેનતનાઘામથી વર મેળવ્યો હોય તો જય મળે. મારા વરે પણ મારે માટે કંઈ શ્રમ કર્યો નથી. તેને હું અને મારે તે બેઉ આયતોબા છીએ. આયતું જે હોય તેમાં કંઈ જય મળતો નથી, તેથી રોટલો ખાતાં, આ વગર કષ્ટનો રોટલો, વર પણ વગર કષ્ટનો, હું કો'ના ઘરમાં બેઠી છું વીગેરે વાતો મનમાં આવે છે ત્યારે મને બહુ સંકોચ થાય છે.

હું-આવું તો મેં કદી કયાંઇ સાંભળ્યું નથી.

તે-નાનપણમાં મેં મારી બા સાથે હરિતાલિકાની કથા સાંભળી છે. તેમાં પાર્વતીને એક આયતો વર મળતો હતો. પણ તેણે તેનો સ્વીકાર ન કર્યો. મને તો કષ્ટ કરી મળે એવો વર જોઇએ એમ તેણે કહ્યું. અને તે માટે તેણે કેટલાંક વર્ષ તપ

કરી દેહને કષ્ટ આપ્યું. શંકર પ્રસન્ન થયા ત્યારે તેણે તમો મારા પતિ થાવ એવું વર માગી લીધું. એવી રીતે કષ્ટ કરી મેળવેલો વર તે પાકો અને અખંડ સુખ આપનારો બને છે. પાર્વતીએ વિચાર કર્યો કે તેણે પણ મારે માટે શ્રમ કર્યો હશે તેથી કષ્ટ કરેલી સ્ત્રી તેને મળી. જુઓ, તે પાર્વતીએ શ્રમ કરી સાક્ષાત્ શ્રી શિવ શંકર વર તરીકે મેળવ્યા. એવાં પુષ્કળ ઉદાહરણો છે. તેમાંનુંજ મીરાંબાઈનું એક ઉદાહરણ છે. તેણે પણ પોતે કષ્ટ કરી વર મેળવ્યો. વગર કષ્ટ કરે, વર મળતો હતો તે તેણે સ્વીકાર્યો નહીં. પોતે કષ્ટ કરી મેળવેલો વર તેજ ખરો વર, એવો વિચાર કરી કષ્ટ અને તપશ્ચર્યા કરી તેણે વર મેળવ્યો. કષ્ટ કરી જે વર મેળવવામાં આવે તેજ ખરો વર અને તેમાંજ જય થાય છે.

હું–ત્યારે તો લગ્ન થતાં પહેલાંજ તારે આવી ખટપટ કરવી જોઈતી હતી. જેમ શબરી વિગેરેએ શ્રમ કર્યો તેમ તારાથી થયો નહીં. ઠીક, થવાનું તો થઈ ગયું. હવે તે બદલ ખેદ ન કરતાં, આ વર માટે કષ્ટ કર. તેને દેવ કહે, અને તેને દેવપણું આવે તે માટે ખટપટ કર. જોરાવરીથી તેને દેવ કહે એટલે થયું.

તે–બળજબરીથી કહેવું કઠણ પડે છે. પહેલાં કષ્ટ કરી જે વર મેળવ્યો હોય તેજ દેવ, અને તેનેજ વર દેવ કહેવું પદ્ધતસર છે. પહેલું ધાન્ય મેળવી પછી તેનું અમૃત જેવું અન્ન કરી ખાવું, પહેલુંજ અન્ન છે તેને ધાન્ય કે'વી રીતે કહેવાય. હવે વરને દેવ કહી તેને માટે કષ્ટ કરવું કઠણ છે.

હું–શાસ્ત્રમાં પતિવ્રતાનો આવોજ ધર્મ કહ્યો છે. હવે આ વરનેજ દેવપણું લાવવા માટે કષ્ટ કર.

આવી વાદાવાદીમાં તેણે કહ્યું પાછળથી દેવપણું લાવવાનો પ્રયત્ન કરે એટલે શું તે દેવ થયો કે? પાતિવ્રત્યના નિયમ

પાળી ચાલવામાં આવે તો તેજ વર કષ્ટ કરી મેળવ્યો હોય એમ થશે, એમ મેં કહ્યું. અસ્તુ.

સાધક બાધક રીતે તેની સમજુત કરી, ત્યારે નિર્ણય થયો કે કષ્ટ કરી વર મેળવવો, અથવા તો હોય તે વરને કષ્ટ કરી દેવપણું લાવવું. પરંતુ આ કામમાં વર તરફથી વિઘ્નો આવે છે અને પછી સ્ત્રીઓનો શ્રમ વ્યર્થ જઇ તે જય મેળવી આપનાર વર બનતો નથી. તેથી વરને સ્ત્રી અને સ્ત્રીને વર કાયમ ટકી રહેતાં નથી. પાર્વતીએ, મીરાંબાઇએ અથવા શબરીએ કષ્ટ કરી જે વરો મેળવ્યા, તે કાયમના થઇ ગયા. તેમના ઉદાહરણ લઇ બાકીનાએ સાવધ થઇ કષ્ટ કરી વર મેળવવો અથવા તો આગળ ઉપર તેમને દેવપણું લાવવું. ટુંકામાં વરવહુએ કષ્ટ કરી એકેકને મેળવવાં. તે વરને દેવપણું આવવાને સેંકડો વર્ષ, અનેક જન્મ તપશ્ચર્યા કરવી પડે તો તે કરીને પણ તેવો અનુભવ લેવો. વરો તેવો પ્રયત્ન કરતા નથી અને વહુ ( સ્ત્રીઓ ) કંઇ કરવા જાય તો તેને કરવા દેતા નથી, તેથી એકેકને એકેકનું સુખ મળતું નથી. તમો કહેશો, અરે, છોકરાં તો કષ્ટ વડે મેળવાયાં છે ને ? તો, ( ના ) તે પણ આયતાંજ છે ને તેથીજ તે વડે પણ જય નથી મળતો. ટુંકામાં પ્રપંચની બધીજ બાજુ આયતી હોવાથી તેમાં જય નથી. કષ્ટ કરી મેળવેલો સંસાર અનંતકાળ રહેશે. એક વારજ કષ્ટ કરી સંસાર મેળવ્યો તો તે કાયમનો બને છે. એટલેજ ઇશ્વરનો બને છે. આવી સમજ રાખી પ્રત્યેકે કષ્ટ કરી પોતાનો સંસાર ઇશ્વર જેવો બનાવવો. આ'વા પરમેશ્વરી સંસાર માટે, પ્રત્યક્ષ પરમેશ્વર જે છે, તેની આદિમાયા આપણને મળે તે માટે કષ્ટ કરવું. તે કેવી રીતે ? તો જે છોકરી આપણે લગ્ન માટે પસંદ કરી હોય તેના શિવાય બીજી સાથે લગ્ન કરીશ નહીં, એવો નિશ્ચય કરી, તેજ મળે તે માટે જો તે ઇશ્વરી પ્રયત્ન કરતો બેસે, અને કર્મ ધર્મ સંયોગને લીધે તેને તેની પ્રાપ્તિ થાય નહીં; પરંતુ તેજ મળે તે માટે કરવા માંડેલો ઇશ્વરી પ્રયત્ન

અને તેનો ધ્યાસ જો આખો જન્મ કાયમ રહે, ટકે, એટલે કે જો તેનું બ્રહ્મચર્ય કડક રહે, અને એવી રીતે ઇશ્વિર પ્રયત્ન ચાલુ હોય અને તેનો ધ્યાસ ધરતાં ધરતાં જો તેનો અંત આવે (તેનું મરણ થાય) તો તેનું શું પરિણામ થાય છે? તો આ'ણે જેનો ધ્યાસ ધર્યો હોય તે આદિ માયા અવસ્થામાં પહોંચે છે. અને એને ફરી પુરૂષ જન્મ આવી, તેની સાથેજ તે આદિ માયા લગ્ન કરે છે. અને આદિ માયા સાથે લગ્ન થયું હોવાને લીધે એને પરમ પુરૂષ એટલે સત્પુરૂષ અવસ્થા આવે છે. તેને આ વખતે એવું જ્ઞાન થાય છે કે જેનો આપણે ધ્યાસ ધર્યો હતો તેજ સ્ત્રી આપણને આદિ માયાની શકિત સહ મળી છે. ગમે તો આમ થાય છે, નહીં તો હમણાંજ કહ્યાં પ્રમાણે કડક બ્રહ્મચર્ય અવસ્થામાં ઈશ્વર પ્રયત્ન ચાલુ હોય છે તે વખતે તેનો ધ્યાસ કરતાં કરતાં આનો અંત આવે તો જેનો ધ્યાસ તેને હોય તેજ, આદિ માયા રૂપે ધ્યાસ ધરનારો પોતે બને છે, એટલે તેની પુરૂષ અવસ્થા જઈ, તે છોકરીનો ધ્યાસ લાગવાથી તે આદિ માયા એટલે સ્ત્રીની અવસ્થામાં જાય છે. પછી તે આદિમાયા સાથે પરમપુરૂષ પરમાત્મા જે છે તે લગ્ન કરે છે અને તે ઉભય પરસ્પર આદિમાયા અવસ્થામાં એક વાર અને પરમપુરૂષ અવસ્થામાં એક વાર એવો બેઉ બાજુનો અનુભવ તે બે જણાં લે છે. આવી રીતે ગમે તો બને છે. આ નિરંતરનું થયું. આ લગ્ન વ્યવહાર ખુલ્લી રીતે ન થતાં, ગુપ્ત રીતે આદિમાયા સાથે પોતાનું લગ્ન થયાંનો તે અનુભવ લે છે, એટલેજ તેણે કષ્ટ કરી સ્ત્રી મેળવી એમ થાય છે. આજ ઉપાય ઉલટી સ્થિતિમાં–કન્યાએ જે પુરૂષ સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હોય તેનીજ પ્રાપ્તિ માટે જો તે પરમેશ્વરી પ્રયત્ન આખો જન્મ, કોઇ પણ પ્રકારે બીજા પુરૂષ સાથે લગ્ન ન કરતાં કરે, તો તેજ પુરૂષ બ્રહ્મ સ્વરૂપ બની તેની સાથે લગ્ન થયાંનો અનુભવ લેશે, અથવા તેજ પરમપુરૂષ અવસ્થામાં જઇ આદિમાયાની સાથે તેનું લગ્ન થયાનો અનુભવ તેને આવશે.

**કષ્ટ કરી સ્ત્રી કેમ મેળવવી ?**

આ પ્રકાર થયો લગ્ન થયાં પહેલાંનો, પરંતુ લગ્ન થયાં પછી પણ પોતાના પતિને દેવપણું અમરપણું લાવવા માટે આખો જન્મ ઇશ્વરી પ્રયત્ન કરી, હુમણાંજ કહ્યાં પ્રમાણે તેનાજ ધ્યાસમાં મરવું જોઇએ. એટલે તે પરમાત્મા-અવસ્થામાં જઇ તેની સાથે આપણું લગ્ન થાય છે. તે પરમાત્મ અવસ્થામાં ગયો છે, તેથી તે થયો અમર, અને એવે અમરપદે પહોંચેલા વર પાસેથી આપણને સુખાનુભવ લેવાનો હોય છે તેથી આપણે પણ અમર અને તે સુખાનુભવ પણ નિરંતરનો! કષ્ઠ કરી વર મેળવવાનું આ ફળ છે. વર મરી ગયાં પછી પણ તેને દેવ પણું લાવવા માટે ઈશ્વરી પ્રયત્ન આખો જન્મ કર્યાં કરીએ, અને તેના જ ધ્યાસમાં જો આપણો અંત થાય, તો તેજ વર પરમપુરૂષ પરમાત્મ અવસ્થામાં જઈ તેની સાથે આપણું લગ્ન થયાંનો અનુભવ આવે છે. આજ વિધવા ધર્મ છે. તેવીજ રીતે વરે

**પતિને પરમેશ્વરપણું લાવવું**

**વિધવા-ધર્મ**

પોતાની સ્ત્રી માટે તે જીવતી હોય તે વખતે, અથવા મર્યાં પછી પરમેશ્વરની ઈચ્છા આપણી સ્ત્રી જીવતી રાખવાની નથી એમ સમજી બીજું લગ્ન ન કરતાં, તેજ સ્ત્રી પોતાને મળે તેથી તેવોજ પ્રયત્ન આખો જન્મ કરે, અને તેનોજ ધ્યાસ કરતાં કરતાં જો તેનું છેવટ થાય, તો તે (સ્ત્રી) આદિ માયાની અવસ્થામાં જઈ, તેને અમર અવસ્થા આવી તેની સાથે લગ્ન થયાનો તેને અનુભવ આવે છે. આજ રીતે કાઇપણ વ્યકિત મારફતે આપણે નિરંતરનો સુખાનુભવ લેવો હોય તો તેને અમરપદ, પરમાત્મપદ પ્રાપ્ત કરી આપવા માટે આપણે આખો જન્મ કષ્ઠ એટલે ઈશ્વરી પ્રયત્ન કરી તેનોજ ધ્યાસ ધરી મરવું જોઇએ. જેમ શ્રી રામચંદ્રનું, અથવા રૂકિમણી, પાર્વતી, મીરાં, વગેરેનું થયું. એની અંદરનું તત્વ એ છે કે જે વસ્તુ ઉપર આપણો પ્રેમ હોય છે, તે પ્રેમને વ્યવહારિક સ્વરૂપ ન આપતાં, તે પ્રેમમાં ઈશ્વરી પ્રેમ છે, એવી ભાવના દૃઢ

**વિધૂર-ધર્મ**

કરી, તે વસ્તુને પ્રેમસ્વરૂપ પરમાત્માની અવસ્થામાં લઈ જઇ પહોંચાડવા માટે, આપણે કષ્ટ એટલે ઇશ્વરી પ્રયત્ન કરવા પડે છે, અને તેની પરિસીમા થાય એટલે તેજ પ્રેમ વસ્તુમાં ઇશ્વરી શકિત પ્રકટ થાય છે અને તેનોજ ધ્યાસ કર્યાથી આપણને મૃત્યુ પ્હેલાં અથવા મૃત્યુ પછી તેજ પ્રેમ વસ્તુ ઈશ્વર સ્વરૂપ થયાંનો અનુભવ આવે છે.

અસ્તુ, હવે નથી તમારાથી તેમ થતું ને નથી તમારી સ્ત્રીઓથી. પરંતુ આગળ ઉપરનાને ઉપયોગી થઇ પડે તે માટે અત્યારથી પદ્ધતસર શ્રમ કરો. આપણો હાલનોજ વર આગળને જન્મે કંઈ નહીં તો અખંડ સુખ આપનારો મળે (થાય) એવા હેતુથી કષ્ટ કરીએ તો આગળના જન્મમાં તેજ વર કષ્ટ કરી મેળવ્યો હોય એમ થાય છે, અને તેની મારફતે અખંડ સુખ મળે છે. કષ્ટવડે મેળવેલો વર એટલે દેવ. તેજ પ્રમાણે વર પણ કષ્ટ કરે તો તેજ સ્ત્રી આદિમાયાને રૂપે આગળપર સુખ આપનારી બને છે. આવી રીતે તે સ્ત્રીને મેં સમજાવી અને તેને જમાડી.

આ પછી બીજી એક વખતે તેજ સ્ત્રીનો વર અને તેના કેટલાક સ્નેહીઓ ગપ્પાં મારતા બેઠા હતા, ત્યારે હું તેમને ઘેર ગયો. ત્યારે તે વરરાજા પોતાના સ્નેહીઓને એમ કહેતા હતા કે મારી સ્ત્રી કંઇ મને બરોબર મળી નહીં. તેની સ્ત્રીની ચાલચલકત ઉત્તમ પ્રકારની હોવા છતાં તેનું આવું બોલવું સાંભળી મને ઠીક લાગ્યું નહીં. તેથી મેં તેને કહ્યું "રાવસાહેબ, તે કંઈ તમોએ કષ્ટ કરી મેળવી નથી. તો પછી તમોને તેના તરફથી સુખ કેવી રીતે મળે ? આ પછી આજ વિષયપર તેની સાથે ખૂબ બોલવું થયું પરંતુ તે રહેવા દો.

સારાંશ શો ? કે સ્ત્રીઓએ વર માટે (પોતાના પુરૂષ માટે) શ્રમ વા કષ્ટ કરવાં. નહીં તો તેણે ઘાટી (નોકર) પેઠે કષ્ટ કરવાં અને આપણે આયતું ખાઇ પી પહેરી ઓઢી સુખ ભોગવવું એ

ઠીક નહીં. તેજ પ્રમાણે વરે પણ આપણી આ સ્ત્રી આપણને અખંડ સુખ આપનારી થવી જોઇએ એવા હેતુથી કષ્ટ કરવું. એવીજ કંઈ વાત ગઇકાલે સંધ્યાકાળે કહી હતી. આ ઉપરથી સ્ત્રીઓએ અને પુરૂષોએ જે કંઈ લેવું હોય તે લેવું.

સારાંશ, કષ્ટ કરી મેળવેલાંનોજ જય થાય છે. વર યણ કષ્ટ કરી મેળવેલો નથી, અને સ્ત્રી પણ કષ્ટ કરી મેળવેલી નથી તેમ છોકરાં પણ કષ્ટે કરી મેળવાયાં નથી તેથી તે એકેકને છોડી જાય છે–ટકતાં નથી.



શનિવાર તા. ૧૯ જુલાઇ ૧૯૨૪ અષાડ વદ ૩ શકે ૧૮૪૬

**જ્ઞાનાગ્નિ-શરીરમાં સામર્થ્ય હોયાં શિવાય હુકમ ન કરવો-સાંઇબાબા અને મેઘા-મનને અપવાસ કરાવવો-સારાનો અનુભવ લેવા માટે ખરાબની જરૂર-સ્ત્રીમાં સુગ્રણપણું જોઇએ-શિવી (ગાળ) શબ્દની ઉત્પત્તિ-પુરૂષ અને સ્ત્રી શબ્દની વ્યાખ્યા-સ્ત્રીત્વ લેવાની જરૂર-ખરી અને ખોટી સ્ત્રીપુરૂષ-અવસ્થા-પરમેશ્વરી અવસ્થાના અનુભવ માટે ઉલટવું જોઇએ-પશુ યજ્ઞનું મહત્વ-પેટની અને પીઠની વિદ્યા.**

(એક ગૃહસ્થે ઉદી (ભસ્મ) માગી તે પરથી મ્હારાજે બોલવાનો આરંભ કર્યો:— )

**જ્ઞાનાગ્નિ**

કેટલાક દિવસ અગાઉ સાંઈ બાબાના ભકતો પૈકી કેટલાક ગૃહસ્થો શિર્ડીથી સાકોરી આવ્યા અને તેમણે મારા હાથની ઉદી (ભસ્મ) માગી. મેં તેમની સ્થિતિ જોઇ તેમને કહ્યું કે, સાંઇ બાબાની ઉદી જેવી કંઇ આ ઉદી નથી. સાંઈ બાબા પોતે ધુણી સળગાવતા હતા. ધુણીનું તત્વ અને લોકોને ઉપયોગી પડવા માટે તે શું શું કરતા હતા તે તેમની તેમનેજ ખબર ! તેમનો અગ્નિ અહોરાત્ર અખંડ રહેતો. અગ્નિહોત્રી લોકો હવન થઇ રહ્યા પછી અગ્નિ

બુઝાઈ ન જાય તેથી છાણુના વાળેલા ગોળા તેમાં ખોસી મૂકે છે. જો વચમાંજ અગ્નિ બુઝાઇ જાય તો પ્રાયશ્ચિત લઈ ફરી અગ્નિ પ્રજ્વલિત કરવો એવો તેમનો વહીવટ છે. તે પ્રમાણે સાંઇ બાબાનું તે અગ્નિહોત્રજ હતું એમ કહોને ! પરંતુ જ્યાં પૂર્ણ અવસ્થા હોય છે ત્યાં એવા તેવા કંઇ નિયમો નથી હોતા. અગ્નિહોત્રી લોકો સિદ્ધ અવસ્થામાં ઘણાખરા ગયા નથી હોતા તેથી અગ્નિ-હોત્રના નિયમો પાળી અગ્નિનું સંરક્ષણ કરવું પડે છે, તેવી રીતે સાંઈ બાબા જેવા પૂર્ણ અવસ્થાએ પહોંચેલા સિદ્ધ પુરૂષોએ નિયમો પાળવાજ જોઇએ એમ નથી, તેમની પાસે સ્વયં અગ્નિ નિરંતર સિદ્ધજ હોય છે.

બાહ્ય અને અંતર અગ્નિની ઐકયતા થવા માટે પ્રથમ બાહ્ય અગ્નિ ઉપર કેટલાક પ્રયોગો કરવા પડે છે. તે પ્રયોગો પૂરા થાય એટલે પોતાની પાસે જે અગ્નિ હોય છે તેની અને પેલા બાહ્ય અગ્નિની ઐકયતા થાય છે. આ ઐકયતા થવા માટે અગ્નિ હોત્રની જરૂર છે. વિરૂદ્ધ સુરૂદ્ધ[1] એવી બે વસ્તુનું ઐકય થાય એટલે તેમાંથી એક ત્રીજી વસ્તુ પ્રકટ થાય છે અને તેની યોગ્યતા તે પહેલી બે વસ્તુથી કંઇક જુદીજ હોય છે. આ તત્વને અનુસરી બાહ્ય અને અંતરના બેઉ અગ્નિનું ઐકય થાય એટલે તે બેઉના સંયોગથી જે ત્રીજો અગ્નિ પ્રકટ થાય છે. તેના ગુણ ધર્મ પણ તે પહેલા બેથી જુદા હોય છે અને તેનેજ જ્ઞાનાગ્નિ કહે છે.

(સ્વામી મંગલ મૂર્તિએ તે પોતે ગાણપત્ય હોવાને લીધે અહીંના બધા લોકોને ચતુર્થી વ્રત કરવાનો આગ્રહ કર્યાની તકરાર મહારાજના કાન પર આવી તેથી મહારાજે બોલવાનો આરંભ કર્યો:-- )

આજે શું ચતુર્થી છે અને સ્વામી મહારાજ પ્રત્યેકને

---

૧ સુરૂદ્ધ=વિરૂદ્ધ ન હોય તે.

ચતુર્થીનો અપવાસ કરવાનું કહે છે? સાધારણ રીતે પ્રત્યેક મનુષ્ય પોતાનોજ ઘોડો આગળ ઢકેલવાનો પ્રયત્ન કરે છે, પણ તે ઘોડો ખાડામાં પડશે કે તેનું આગળ શું થશે તેનો તેને વિચાર નથી હોતો. હું પણ એકાદશીનું ખુબ માહાત્મ્ય કહું છું પરંતુ તેની સાથેજ

**શરીરમાં સામર્થ્ય હોયાં શિવાય હુકમ ન કરવો**

તમો કરશો નહીં એમ પણ કહું છું. એ ઉપરથી કોઈ એમ પૂછે કે "બાબા તમોજ તો તેની મહતી ગાવ છે અને કરશો નહીં એમ પણ તમોજ કહો છો. એમ કેમ?" હું કહું છું જેનો અધિકાર હોય તેણેજ અપવાસ કરવો. પરંતુ જેનાથી થતું ન હોય તેણે જો પરમેશ્વર સાથે પોતાની જોડ જોડી દીધી હોય તો, તે અપવાસ ન કરે તોએ એકાદશીનું ફળ તેને હું આપું છું. ઘોડાનો માલિક લગામ હાથમાં રાખી પ્રસંગ પ્રમાણે તેને ધીમે અથવા દોડતો ચલાવે છે. ઘોડા ઉપર તેનો પ્રેમ હોય છે, તેથી ઘોડાની સ્થિતિ, બેસનારની સ્થિતિ, રસ્તાની સ્થિતિ, તે રસ્તો કેવો છે, પત્થર કાંકરાવાળો, કે પાણી કાદવવાળો છે કે કેમ વગેરે બધી વાતોનો વિચાર કરીનેજ તે તે ઘોડાને ચલાવે છે. પરંતુ ઉતાવળના કંઈ કામ માટે ભાડુતી ઘોડા ઉપર અથવા ટાંગામાં બેસનારો કોઈ ગરજવાન માણુસ હોય તે એક રૂપીઆને બદલે બે રૂપીઆ આપીને પણ ઘોડો અથવા ટાંગો ગમે તેમ કરીને પોતાના તાબામાં લઇ જે વખતે તે તેનું કામ કરી લે છે, તે વખતે માલીક પાસે નથી, અને જવાની તો ઉતાવળ એટલે ટાંગો ભાંગે કે ઘોડો મરે; રસ્તાનો વગેરે કોઈપણ પ્રકારનો વિચાર ન કરતાં ફાવે તેમ તે ઘોડો ચલાવે છે અને બે કલાકનો રસ્તો કલાક દોઢ કલાકમાં કાપવાનો પ્રયત્ન કરે છે. માલીક થોડોજ જોવા આવે છે! પરંતુ સાથે જો કોઈ બીજો સારો માણુસ હોય તો તે કહે છે કે અરે, બાપુ એમ ના કર; તારે ઉતાવળ હોય તો ઘોડાને જલદી ચલાવ પણ ચાબુક મારી તેની પીઠ પર સોળ તો ના પાડ! પણ આ તેની પર શેનો લક્ષ આપે! પોતાનું કામ થાય કે

તરતજ ઘોડાને પાણી ચારો આપ્યાં શિવાયજ પાછો ફરે છે. સારાંશ, માલીક પાસે ન હોય એટલે આમ બને છે. તેવીજ રીતે આ સ્વામી મહારાજ બધાંનેજ પંદર પંદર દિવસે આવતી ચતુર્થી કરવાને અને તે પણ આખો દિવસ અને રાત્ર અપવાસી રહી કરવાને કહે છે. આ ઉપરથી કેટલાક લોકો મારી પાસે આવી મને કહે છે કે એમનાથી અપવાસ થતો નથી. આ તે ભાડુતી ઘોડા જેવું છે. તે ગામ જનાર માણુસ જેમ ઘોડાની શકિત જોતો નથી, રસ્તો જોતો નથી, તેમ આ સ્વામી મહારાજનું પણ છે. આ અપવાસ કરી કોઈને પિત્ત થાય કે ત્રાસ થાય તો તે કોણે સોસવો ? અહીંના કેટલાક લોકો મારી પાસે આવી હવે ચતુર્થી આવી, કેમ કરીએ, અપવાસ થતો નથી, ત્રાસ થાય છે, કામ થતું નથી, શું કરવું વગેરે મને પૂછે છે. હું તેમને કહું છું સ્વામી મહારાજને પૂછો.

કોઈપણ ચીજનું માહાત્મ્ય કહેવું પણ હુકમ કરવો નહી. હુકમ પ્રમાણે કરવાનો વખત આવે તો કરનારા કરશેજ; પણ તેનું પરિણામ કંઇ ખરાબ આવે તો તેને દુરસ્ત કરવાની અને સારૂં ફળ આપવાની શક્તિ જો આપણામાં હોય તોજ હુકમ કરવો, નહીં તો કરવો નહીં. કેટલાક લોકો મને કહે છે "મને કંઇ આજ્ઞા કરો." પરંતુ મને જેણે બીજાને હુકમ કરવાનો હુકમ આપ્યો તેણે બીજાને બળજબરીથી હુકમ કરવાની મને પરવાનગી આપી નથી અને હું પણ કોઈની ઉપર હુકમની બજાવણી કરતો નથી. શાસ્ત્રની રીત પ્રમાણે અપવાસનું ફળ કહેવું પણ તે સાથેજ અપવાસ કરવાનું શકય હોય તો કરવો એમ પણ કહેવું.

હું જ્યારે ખડગપુરથી નાગપુર પાછો આવ્યો તે વખતે એકવાર ખુબ સ્ત્રી પુરૂષો મારી સામે બેઠાં હતાં. ક'યો વાર હતો સોમવાર હતો કે શું ? મેં તે વખતે સ્હેજ પૂછયું કે આટલી સ્ત્રીઓમાં કોઈ કંઈ અપવાસ કરે છે કે ? આ પ્રશ્નનો કોઈએ ઉત્તર આપ્યો નહીં. તેથી મારા ડાબા હાથની બાજુ તરફથી ક્રમ-

વાર દરેકને પૂછવાનો મેં આરંભ કર્યો, પહેલીને પૂછ્યું "કેમ બાઈ તું કંઈપણ અપવાસ કરે છે કે ?" તેણે કહ્યું " અષાડી કાર્તકી કરૂં છું. " બીજીએ કંઈ કરતી નથી એમ કહ્યું. ત્રીજીએ શનિવાર કરૂં છું કહ્યું, ચોથી પાંચમી એમ કરતાં કરતાં બધાંનેજ પૂછ્યું અને કોઈએ સોમવાર, કોઈએ ચતુર્થી, કોઇએ એકાદશી, શનીવાર ગુરૂવાર કરતાં હોવાનું જણાવ્યું. અને જે કોઈ કંઇ કરતાં ન હતાં તેમણે કંઇ કરતાં નથી એમ કહ્યું. આખરે ઠેઠ છેડે જે બેઠી હતી તેને પૂછ્યું પણ તેણે કંઇ ઉત્તર આપ્યો નહીં. પરંતુ તેની પાસે બેઠેલી સ્ત્રી હતી તે તેની ઓળખીતી હતી તેણે કહ્યું " બાબા, એ કોઇપણ અપવાસ કરતી નથી. " તે વખતે મારા મનમાં શું આવ્યું તે કોણ જાણે, મને લાગ્યું કે તે કંઈપણ અપવાસ કરે છે. પછી મને એવો દેખાવ દેખાયો કે તેણે પહેલાં જે એકાદશીઓ કરી હતી તેનું ફળ તેને મળ્યુંજ છે. હવે તે ભવિષ્યમાં એકાદશી ન કરે; અને તે દિવસે કાંદો ભાખરી ખાય તો પણ તેને એકાદશીનુંજ ફળ મળશે. મહાભકત સખૂબાઈ એકાદશીને દિવસે કાંદો ભાખરી વિઠોબાના નૈવેદ્ય માટે લાવ્યાં. આ જોઈ પૂજારીએ તેને ખૂબ મારી. પરંતુ વિઠોબાને પોતાનું ભકતનું ગમે તેવું હોય તે ગમતું હતું. તેથી તેને પૂજારીનું આ વર્તન કેમ પસંદ પડે ? વિઠોબાએ તે નૈવેદ્ય ગ્રહણ કર્યું અને તેને એકાદશીનું ફળ આપ્યું. સારાંશ, બીજાને અપવાસ કરવાનું કહેનારના શરીરમાં તેને ફળ આપવાનું સામર્થ્ય જોઇએ અથવા તેનાથી કંઈ માઠું પરિણામ આવતું હોય તો તેને તેમાંથી બચાવવાની તો શકિત તેનામાં જોઇએ. સત્પુરૂષ જે ચીજ જેનાથી બને એમ ન હોય તેજ ચીજ તેને કરવાની કહે છે અને જેને કહે છે તે ભકત મોટા દૃઢ નિશ્ચયવાળો હોવાને લીધે, તેનો પ્રાણ જવાનો પ્રસંગ આવે તોપણ, સત્પુરૂષ એમ કરવાનું કહે છે તેથી તેનો તેમાં કંઈપણ હેતુ છે માટે આપણે તેમ ન કરવું એ અયોગ્ય છે એમ ઠેરવે છે. સત્પુરૂષ કુઆમાં કુદકો મારવાનું કહે છે અને તેનામાં સામર્થ્ય ન હોય તો તેજ સત્પુરૂષ તેને સામર્થ્ય પણ આપે છે. તે એકાદું

ઝાડ ઉખેડવાનું કહે તો પોતાનામાં સામર્થ્ય છે કે નહીં એનો વિચાર ન કરતાં તેમની આજ્ઞા માન્ય ગણી તે ઉખેડવા લાગે છે અને સત્પુરૂષ તેને સામર્થ્ય આપે છે; પરંતુ એવી ચીજો બનવાને સત્પુરૂષ ઉપર દૃઢવિશ્વાસ અને ભકિત હોવી જોઇએ; નહીં તો સત્પુરૂષ પાસે રહી કંઈ ખાસ ફાયદો થતો નથી. ધારો કે કોઈ વેદપઠણ કરનારો, સ્વામી પેઠે સંન્યાસીના નિયમો પાળનારો કોઈ હોય, તેને ગુના ટોપલા લાવવાને અથવા ત્યાં કોઈ મહાર હગ્યો હોય તેનું ગુ કહાડવાને કહેવામાં આવે તો તેને એ અધર્મ લાગે છે અને તે કહે છે, " અધર્મ કરવાનું કહેનારો આ ગુરૂ કેવો અને એની પાસે રહી આપણને શો ફાયદો ? " એવી વૃત્તિ થઈ એટલે થઇ રહ્યું. સત્પુરૂષ વિચાર કરે છે કે " કસોટીમાં ઉતરે તેજ મ્હારો. સેંકડો માણસો સત્પુરૂષ પાસે આવશે, તેની જંજાળ તે કયાં સુધી સહન કરે ! તેથી કસોટી જુએ છે અને ખરોભકત હોય તેની પાસે કરાવી પણ લે છે. "

**સાંઇબાબા અને મેઘા**

સાંઈબાબાની પાસે મેઘા નામનો એક બ્રાહ્મણ ગૃહસ્થ હતો. સાંઈબાબાને લોકો મુસલમાન કહે છે; પરંતુ તે ખરેખરેજ મુસલમાન હતા કે બ્રાહ્મણ તે કોને ખબર ! " મુંડેલો મનુષ્ય અને ઘુંટેલી માત્રા " એની પરીક્ષા કોઈને થતી નથી. જેનું માથું મુંડેલું હોય, ને તે ઉપર કંઈજ ન હોય, તો તે મહાર છે કે બ્રાહ્મણ તેનો પત્તોલાગતો નથી. તેવી રીતે સાંઇબાબા ને કોઈ મુસલમાન કહેતા તો કોઇ બ્રાહ્મણ કહેતા; પરંતુ તેમણે મુસલમાનનો વેશ લીધો હતો, એ નકકી; ત્યાં એક રામભટજી નામે ગૃહસ્થ આવ્યા હતા; તેણે પોતાનું સર્વ કહાડી નાંખી મુસલમાનનો વેશ લીધો અને માલેગામ જઈ સુનત કરાવી તે વેષે મારી પાસે આવ્યા. હું તેમની પર ખુબ ગુસ્સે થયો કે તમો બ્રાહ્મણ છો છતાં તમને આવી બુધ્ધિ કેમ થઈ ! અસ્તુ. કહેવાનું તાત્પર્ય શું ? તો સાંઈબાબા એવી રીતે મુસલમાન નહીં થયા હોય

એમ શા ઉપરથી ? કોઈ કંઈ કોઈ કંઈ કલ્પના કરે છે. એકવાર પૂર્ણ અવસ્થા આવી કે પછી તેની જાત ન્યાત ઈત્યાદિકોનો કંઈ પ્રશ્ન છે કે ? સત્પુરૂષોમાં ભિન્નભાવ હોતો નથી. જ્યાં ભિન્નભાવ નથી હોતો ત્યાંજ સત્ અવસ્થા હોય છે.

તે મેઘો જાતનો બ્રાહ્મણ, પરંતુ બીજા દેશનો હતો. તે બહુ ઇમાની હોઇ પેટ માટે સાઠે સાહેબ નામના સાંઈ બાબાના ભકતની સેવા સમજીને તેમનું કામ કરતો. તે થોડો ગાંડોઘેલો હતો અને તેણે દાઢી જટા પણ વધારી હતી. તેને સાઠે સાહેબે પાણી લાવવાનાં વગેરે કામો માટે પોતાની નોકરીમાં રાખ્યો હતો; અને સાઠે સાહેબ સાથે તે પણ સાંઇ બાબાને ત્યાં શિર્ડી આવ્યો હતો. આ સાઠે સાહેબ આસિસ્ટંટ કલેકટર અથવા કંઈ હતા અને ચાંદોરકર પણ એવાજ એક મોટા હોદ્દા ઉપર હતા. એક દિવસે સાઠે સાહેબ, ચાંદોરકર વગેરે મોટા મોટા લોકોએ સાંઇ બાબાની પૂજા આરતી કરવાનો વિચાર કર્યો, પરંતુ તે કરવી કોણે ? કારણ એક તો સાંઈ બાબા મુસલમાન, અને પોતે બ્રાહ્મણ અને તે ઉપરાંત મોટા માણસો, સાંઇ બાબાની સાથે બેસી વાતચીત કરવાની ગપ્પાં સપ્પાં મારવાની યોગ્યતાના પોતે છે; ત્યારે તેઓ આરતિ કરે તો લોકો નિંદા કરશે અને તેમની પર અપવાદ આવશે, કે આવા મોટા મોટા લોકો બ્રાહ્મણ હોઈ મુસલમાનની પૂજા કરે છે ! એવો વિચાર મનમાં આવ્યાથી આવા અપવાદને ટાળવા માટે સાઠે સાહેબે યુકિત શોધી કહાડી કે પોતાના મેઘાને સાંઈ બાબાની પૂજા આરતી કરવાને કહેવું.

આ બનેલી વાત છે. જગત્‌માંની વાતો તમારા મોં આગળ મૂકી જોઇ તમારામાં કંઈ મળ હોય તો તે કહાડી નાંખવો એટલા માટેજ આવાં ઉદાહરણો આપવાં પડે છે. ઉદાહરણ માટે જગત્‌ની બ્હાર શા માટે જવું ? જગત્ એ ઉદાહરણ માટેજ છે. હું પણ બ્હારનું શું કહેવાનો ? ઠીક, જગત્‌ની પણ બધી વાતો મારી સામે થોડીજ છે ! જે વાતો આપણા જોવામાં છે તેમાંનીજ

એકાદી વાત ઉદાહરણ તરીકે હું આપનાર, શાસ્ત્ર અથવા બીજા ગ્રંથો મેં જોયા નથી. તેથી તેના ઉદાહરણો હું ક્યાંથી આપું ? માટે મારા મોં આગળ બનેલી ચીજોમાંનુંજ ઉદાહરણ આપું છું અને તેમાંનીજ આ એક વાત છે.

આ મેઘા જેવા હલકા લોકો હોય તેમણેજ કરતાળો કુટવી, પૂજા અર્ચા વગેરે કરવાં એવી સર્વ સાધારણ "પોઝીશન" વાળા લોકોની સમજ છે. તે હલકાપણું પોતાની પર ન આવે તેથી તે મેઘાને સાંઇબાબાની પૂજા કરવાનું સાઠે સાહેબે કહ્યું; પરંતુ તે પણ બ્રાહ્મણ હતો તેને પણ અભિમાન હતુંજ. તેણે કહ્યું "હું મુસલમાનની પૂજા નહીં કરૂં." પરંતુ તે નોકરજ હતો તેથી શેઠ સામે તે બિચારાનું શું ચાલે ! તેમણે તેને બળ જબરીથી પૂજા કરવા આગળ આણ્યો, પરંતુ પૂજા વગેરે કંઇએક ન કરતાં તેણે તેમને તેની ભાષામાં ઉત્તર આપ્યો કે "હું તો તમારા પગની પૂજા કરીશ. પણ મુસલમાનની પૂજા હું નહીં કરૂં." સ્વાભાવિક રીતેજ આ ઉત્તરથી સાઠે સાહેબને ખૂબ ગુસ્સો આવ્યો અને તેમણે તેને હાંકી મૂક્યો, એ ઉપરથી તેણે પણ કહ્યું કે "તમે પણ ફાવે તેવા કામને માટે મારી પર બળજબરી કરો છો, માટે હું પણ ચાલ્યો જઈશ."

તે ચાલ્યો ગયો અને આમનાથી પણ એમની પોઝીશનને લીધે પૂજા કરાઇ શકીનહીં. તેથી સાંઇબાબાની પૂજા વગેરે કરવાનો આ બડી મંડળીનો વિચાર બંધ પડયો.

સાંઈબાબા પૂર્ણ અને સર્વસાક્ષી હતા. સાઠે સાહેબે તેમને કહ્યું કે "બાબા મેઘો ગયો." બાબા કહે, "જશે ક્યાં ? આવશે." કર્મ ધર્મ સંયોગે મેઘો પોતાને ગામ ગયો કે તરતજ તેને તાવ આવ્યો અને તેને સર્વત્ર સાંઈ બાબાજ દેખાવા લાગ્યા. તેથી તેણે પત્ર લખી સર્વ હકીકત સાઠે સાહેબને જણાવી "આપ ગુરૂ છો તેથી આપ કહેશો તે પ્રમાણે હું હવે ચાલીશ." એમ પણ લખ્યું. આ જોઇ સાઠે સાહેબને ઠીક લાગ્યું કે હવે આપણી પોઝીશન

પણ રહેશે અને બાબાની પૂજા પણ થશે. સાંઇબાબા આવા પોઝીશનવાળા માણસોની પોઝીશન પણ કાયમ રાખતા અને ગરીબ લોકો પર કૃપા પણ કરતા. ટુંકામાં, પછી સાઠે સાહેબે તેને પત્ર લખી તેને શિરડી બોલાવી લીધો અને પૂજા વગેરે શરૂ થયાં. આ પહેલાં બાબાની પૂજા આરતી વગેરે શરૂ થયેલાં ન હતાં.

સાંઇબાબા જેવા જે પૂર્ણ હોય છે તે જેમની કસોટી કરવાની હોય તેનીજ કરે છે અને જેનાથી જે કામ થાય એવું હોય છતાં તે કરતો ન હોય તો તેની પાસે તે મુદ્દામ કરાવી લેવા પ્રયત્ન કરે છે; પછી (તેમ કરતાં) તેના મનને થોડુંક દુઃખ થાય તોપણ તેની પર્વા કરતા નથી. જે મગરૂર અને અભિમાની હોય તેને તરત તો છોડી દેછે અને જે થોડાકજ નરમ થવાના બાકી રહ્યા હોય તેનેજ તેવું કામ કહી તે તેની પાસે કરાવી લઈ તેને પોતાના જેવા કરે છે. સાંઇબાબાએ ગમે તેમ તોએ મુસલમાની અવસ્થા લીધી હતી, તેથી તે રીત પ્રમાણેનું ખાદ્યપેય તે લેતા. અને ઘોસ વગેરે લાવવાનું કહેતા ત્યારે તેમના સહવાસમાં રહેતા મુસલમાનો બકરાં કાપી માંસ લઈ આવતા. મેઘો ખરેખરજ મોટો ભકત હતો. સાંઈબાબા સત્પુરૂષ છે એમ તેના મનમાં પક્કી ખાત્રી હતી. તે પોતાના ધર્મ પ્રમાણે પણ ચાલતો અને તેમની પૂજા પણ કરતો. એમ થતાં થતાં એકવાર બકરાંનું માંસ બાબાની સામે હતું એવામાં મેઘો પૂજા માટે આવ્યો. ત્યારે તે મેઘાને કહ્યું "અરે આટલું આ માંસ તો ધો જોઉં." બાબા પોતે તે ધોતા બેઠા અને મેઘાને પાણી રેડવાને અને સાફ કરવાને કહ્યું; પરંતુ તે બ્રાહ્મણે કંઈ પણ તર્ક વિતર્ક ન કરતાં જે કંઈ છે તે સાંઈબાબાજ છે એવી એની ભાવના હતી તેથી તેમની આજ્ઞા પ્રમાણે બરોબર તેણે તેમ કર્યું. આ હું શા માટે કહું છું? તો જે કામગિરી આપણે બીજાને કહીએ તેનાં સારામાઠાં પરિણામની જુમેદારી લેવાની જો આપણામાં શક્તિ હોય તોજ બીજાને હુકમ કરવો એ સમજાય, તેથી આ કહું છું. કંઈ ખરાબ અથવા શાસ્ત્ર વિરૂદ્ધ વાત થઈ હોય પણ તેનું

પરિણામ સારૂં કરવાની શક્તિ આપણામાં હોય તો તેને હુકમ કરવાની આપણને શી ભીતિ છે? જે વખતે તે સત્પુરૂષની સ્થિતિ આવી હોય છે, બધી વાતની જવાબદારી જ્યારે તે પોતાની પર લે છે ત્યારેજ તે હુકમ કરે છે. એવું સામર્થ્ય હોયાં શિવાય હુકમ કરો તો તેનું ખરાબ પરિણામ પરસ્પર ભોગવવું પડે છે. "ખરાબ પરિણામ આવે તો કંઈ હરકત નહીં તું આ કર" એમ કોઈને કહે અને તે જો કાચો હોય તો તે કહે છે "બાબા આપ કહો છો તે ખરૂં, પણ એ આમ આમ છે; તે તો તેમ છે" ઈત્યાદિ. પરંતુ તે તેની તૈયારી કરવા તરફ સત્પુરૂષનું લક્ષ હોય છે તેથી તેને તે કરવાનો હુકમ કરે છે. પછી થોડે દીવસે તેજ ફરી કહેવા લાગે છે કે "બાબા, તમોએ તે દિવસે કહ્યું તે ત્યારે ન કર્યું, પણ હવે કરવાનું મન થાય છે." તેના તર્ક કુતર્ક બધા નાશ પામે છે.

શાસ્ત્રે જે માર્ગો દેખાડયા છે તે દરેકના ભલા માટેજ છે; પરંતુ પ્રત્યેકે તેનું આચરણ અધિકાર પ્રમાણે કરવું. પુરાણિકોનું અને કીર્તનકારોનું કામ ફકત તત્ત્વ કહેવાનું છે. અમુક કરો એમ કહેવાનું કામ તેમનું નથી. રાજાની કામગિરી જો કોઇ નાનો અધિકારી કરે તો તેનું પરિણામ તેને ભોગવવુંજ પડે છે. મને રાજાએ અધિકાર આપ્યો છે એમ સમજી જો કોઇ માણસ પોતાના અધિકારની બ્હાર કામ કરવા માંડે તો તેનું પરિણામ તેને ભોગ-વવું પડે છે; અને તેનું પરિણામ જેની પર થાય તે માણસથી જો તે સહન ન થાય તો તે અધિકારી પર કેસ ( Cases ) થઇ તેનું પરિણામ ભોગવવાનો પ્રસંગ આવે છે. ત્યારે એમ શા માટે કરવું! "મને કંઈક આજ્ઞા કરો" એમ કેટલાક લોકો કહે છે, ત્યારે હું કહું છું કે તમારી સવડ પ્રમાણે સારાસાર વિચાર કરી ગમે તે કરો. કોઇ પણ બાબતમાં પ્રત્યક્ષ હુકમ હું કરતો નથી. કેટલાક દિવસ પર એક જણનો કાગળ આવ્યો, તેમાં તેણે લખ્યું હતું કે હું એક મહિનાની છુટ્ટી લેવાનો છું; તે છુટ્ટીના દિવસો આમ ઈષ્ટોને ત્યાં જઇ પસાર કરૂં કે સ્ત્રીસહ આપને ત્યાં આવું?

એનો જવાબ જલદી આપો; પરંતુ તેનો ઉત્તર આપની ભાષા પ્રમાણે નહીં જોઇએ. તેને ખબર છે કે અહીંની ભાષા એટલે "જેમ સવડ પડે તેમ કરો" એવી છે. તેથી તે પ્રમાણે ન કહેતાં આપને જે કહેવું હોય તે સ્પષ્ટ શબ્દમાં કહો. એવો જો કોઇનો પત્ર આવે તો હું પણ ખુબી રાખીનેજ લખું છું. તે ગૃહસ્થને એવો ઉત્તર લખવાનું મેં કહ્યું કે, છુટ્ટી લીધા પછી આમ ઇષ્ટોને ત્યાં એક બે દિવસ કહાડી બાકીના દિવસો અહીં કહાડવા. તેનો વિચાર બધા દિવસો અહીં અથવા ત્યાં ગાળવાનો હતો અને એની સ્ત્રીનો વિચાર બધા દિવસો અહીં કહાડવાનો હતો, એ વાત ધ્યાનમાં લઇને મેં તેવો ઉત્તર આપ્યો. પક્કો હુકમ હું કોઇનેજ કરતો નથી. આપણે શા માટે મોટાપણું લેવું એમ મને લાગે છે. હુકમ કરવો એ અત્યંત શ્રેષ્ઠ પાયરી છે. ઉપરની પાયરી વાળાનો અધિકાર આપણે આપણી મેળે લેવાથી આવે છે કે? ત્યારે બધાંમાં હલકી બાજૂ જે છે તે શા માટે ન લેવી? આ ઉપરથી કોઇ એવો સવાલ કરે કે "અમે ફલાણો ફલાણો એક વેષ લીધો છે તો તે પ્રમાણે તેની (હુકમ) બજાવણી કરવી કે નહીં? એનો ઉત્તર એવો છે કે, "લોકો પર જો તેનું ખરાબ પરિણામ ન થાય તો કરો." અહીં કેટલીક સ્ત્રીઓ આજારી અશક્ત છે. તેમણે અને કેટલાક શહેરના લોકો જેમને દિવસમાં ત્રણ ત્રણ વખત ખાવાની ટેવ છે તેમણે તમારા કહેવા પ્રમાણે કેવી રીતે વર્તવું? તેમનાથી અપવાસ કેમ થઈ શકે? આ માટે તેમને અપવાસની વ્યાખ્યા એવી કહેવી કે એકાદશ (અગીઆર) ઇંદ્રિયોનો જે અપવાસ તેજ અપવાસ, નિરાહાર કરી ગપ્પાં મારતા બેસવાથી તેનું શું ફળ મળે? એકાદશ ઇંદ્રિઓને અપવાસ થાય તે માટે તેમાંનું મુખ્ય જે મન તેની પાસે અપવાસ કરાવવો, એટલેજ અપવાસનું ફળ મળશે.

**મન પાસે અપવાસ કરાવવો**

પરંતુ મનને અપવાસ ન કરાવતાં જો બાકીની દશ ઇન્દ્રિઓને અપવાસી રાખીએ તો મન ફાવે તે રીતે પોતાનું ખાદ્ય મેળવે

અને તે ખાદ્ય ખાતી વખતે બીજી કોઈપણ ઇંદ્રિઓ તેમાં ાગીદાર નથી, એ ઠીક થયું એમ મનને લાગે છે. કાન નાક, માંખ વગેરે કોઈ હિસ્સેદાર નથી. એવી રીતે નિરાહાર કરી આ ાાણી મારી ઉપર ઉપકારજ કરી રહ્યો છે એવો વિચાર તે મન રે છે અને પછી સાત આઠ વર્ષમાં જે વાતો ભૂલાઈ ગઈ હોય ેવી વાતોની યાદ કરી ખાડામાં પડેલું સડેલું બગડેલું ધાન્ય હાઢી તે મન તે નિરાંતે ખાતું બેસે છે. એમ થાય ત્યારે બાકીની ંદ્રિયોને અપવાસ કરાવ્યાથી શું ફળ? એવી રીતનો અપવાસ રવાથી શું વળે ? તેથી શાસ્ત્રવેત્તાઓએ દશેન્દ્રિયોનેજ નહીં પણ અગીઆરે ઇન્દ્રિયોને તેમનાં ખાદ્યો વર્જ્ય કરવાનું કહ્યું છે. હું ઇ કહેતો નથી હો, સ્વામી મહારાજ ! તમોએ કોઇને અપવાસ રવા કહ્યો હોય તો તે ભાંગવાનું હું કહેતો નથી.

જે ખરાબ હોય તેને સારૂં બનાવી તેનો ઉપભોગ લેવા ાટેજ તે ખરાબ છે. સારાંનો અનુભવ લેવા માટે ખરાબ જોઇએ.

**સારાંનો અનુભવ લેવા ખરાબની જરૂર**

ખરાબ જો ન હોય તો સારાંને સારૂં કોણ કહે ? પરંતુ જાણી જોઇને જો કંઈ ખરાબ કરવામાં આવે તો તે ઘાતક નીવડશે. પાપની જરૂર છે એમ કહ્યું તેથી કોઈ સુદ્દામ પાપાચરણ કરશે તેથી આ કહેવાનો પ્રસંગ ાવ્યો. આપોઆપ પાપરૂપ, દુઃખરૂપ જે ભૂગ પ્રકૃતિ છે તેના ાગવડે આપોઆપ જે સારૂં છે તેનો અનુભવ આવે છે. તેથી ારાંનો અનુભવ આવવા માટે આપોઆપ જે દુઃખ આવે તે ખ માટે આપોઆપ જે કૃતિ થાય તે દુઃખકારક હોય તો તે ારાંનો અનુભવ આપનારી થાય.

આપોઆપ આવેલાં દુઃખ અથવા તેનાં કારણોને દુઃખ થવા પાપ ન કહેવું, કારણ તમોએ જાણી જોઈ પાપાચરણની તે કરી નથી. તે કૃતિનું ફળ દુઃખરૂપ આવે એવા હેતુથી તમે કૃતિ કરી નથી તે આપોઆપ આવેલા દુઃખ માટે, જો આપણે

આપણી મેળે કોઇ પણ પ્રકારે કારણભૂત થયા નથી તો તે દુઃખ આવે એટલે આપણે તેને દુઃખ એ નામ પણ આપવાની કામગિરી શા માટે કરવી ? સારાનો અનુભવ આવવા માટેજ તે આવ્યું છે એ તમે જાણતા નથી, તેથી તે દુઃખ છે, પાપનું ફળ છે, એ નામ આપવાની કામગિરી તમે કરી, તેથી તેનું પરિણામ ભોગવવાનો તમને પ્રસંગ આવ્યો અને તે ભોગવતી વખતે તેને ટાળવા માટે ફરી જે કૃતિ કરો છો તે પણ પાપનું અથવા દુઃખનું કારણ થાય છે. પ્રથમ આપોઆપ છે, ત્યાં કંઈ કૃતિ નથી; તો તેને દુઃખએ નામ આપવાને બદલે આપણે આપણી ઉપર સુગ્રહણપણું શા માટે ન લેવું ? એટલે શું ? તો ટુંકામાં, વધારે વ્યાખ્યા ન કરતાં, આપો આપ (મૂળથી) જે ખરાબ છે તે ઉપર ખોટો આરોપ ન કરતાં તેનો સારો ઉપયોગ કરી લઇને જગત્‌ને પણ જે ઉપયોગ કરી આપે છે તેને સુગ્રહણ કહે છે, તમો કહેશો આ શબ્દ તો સ્રીને લગાડવામાં આવે છે, આપણને તે કેમ લગાડી શકાય ? એ ઉપર મારૂં કહેવાનું એ છે કે, એમ જે કરે છે તેનામાં સ્રી પણુંજ આવે છે અને સ્રી હોવાછતાં પણ જેનામાં આ ગુણ ન હોય તે સ્રીજ નહીં. તમો સ્રી છો કે પુરૂષ એ ઉપર પ્હેલાં બોલવું થયુંજ છે.

**સુગ્રહણ પણું સ્રીમાં જોઇએ**

સુગ્રહણ પણું સ્રીમાં જોઇએ એટલે શું ? તો તેને માઠાંનું સારૂં કરતાં આવડવું જોઇએ. સુ ગરણ[1] એ મૂળ શબ્દનો અપભ્રંશ થયો છે. મૂળ શબ્દ સુ ગ્રહણ. સુ+ગ્રહણ એવો છે. એટલે શું ? તો ખરાબ હોય છે છતાં તેમાં જે ખરાબ છે તેના ગુણધર્મો ન દેખાતાં તેને સારાજ ગુણધર્મો દેખાય છે અને તે તે સારાંનો ઉપયોગ કરી લે છે. જો તે સારૂંજ ગ્રહણ કરે છે, તો ખરાબ લઇનેજ તે તેની પર સારાનો આરોપ શા માટે કરે છે ? એમ પૂછો તો તેનો

---

૧ મરાઠીમાં આ શબ્દ સુગ્રહિણી માટે વપરાય છે.

ઉત્તર એવો છે કે, એ પ્રમાણે જે કરે છે તેનેજ ‘ સુગરણ ’ એ શબ્દ લાગુ પડે છે. સારાંનું ગ્રહણ કરવા માટે, સારાંની પરિક્ષા માટે, ખરાબ પણ જોઇએજ; તે શિવાય સારૂં લઇ શકાતું નથી. ખરાબ છોડીને ફક્ત સારૂંજ લઇએ એમ કહીએ તો તે તેમ લઇ શકાતું નથી ખરાબની ઉત્પત્તિ થયેલી જ છે. તેનો ઉપભોગ ન લઇએ તો સારાંનો અનુભવ નહીં આવે. સારાંનો ઉપભોગ લેવા માટે પ્રથમ ખરાબનો ઉપભોગ લેવોજ જોઇએ. ખરાબનું ગ્રહણ કરીએ તો પછી ખરાબજ આવશે એમ કહેશો, તો સારાના અનુભવ માટે ખરાબની ઉત્પત્તિ થઈ છે એ લક્ષમાં રાખો. ખરાબ તરફ લક્ષ રાખવુંજ જોઇએ. તે શિવાય સારાંનો અનુભવ લઈશું એમ કહો તો તે અનુભવ કેવી રીતે આવશે ? ખરાબનો અનુભવ પ્રથમ લઈ શકાય છે, પણ જે માટે તે ખરાબની ઉત્પત્તિ તે સારાંનો અનુભવ પ્રથમથી લઈ શકાતો નથી. મૂળમાં જે સારૂં છે તેનો અનુભવ લઈ શકાતો નથી; કારણ તે દૃષ્ટિગોચર થતો નથી. ત્યારે યોગી લોકો તેનો અનુભવ કેવી રીતે લે છે ? એમ પૂછો તો તે પણ પ્રથમ ખરાબને સારૂં કરી લે છે અને પછી તેને આધારે તે મૂળ-માંનાં સારાંનો અનુભવ લે છે. સારાંનો અનુભવ ખરાબની મારફતે લેવો, તે કેવી રીતે ? તો ખરાબ પર સારાંનો આરોપ કરી તેનો અનુભવ લેવો. એનુંજ નામ “ સુગરણ ” (સુગ્રહણ). આંબાનું ઝાડ રોપી તેને બાવળનાં ફૂળો આવતાં નથી. જે મૂળમાં તેજ આખરે. જે બી તેજ ફળો. તેવી રીતે સારાંમાંથી ખરાબ નીકળતું નથી એમ તમો કહેશો; પરંતુ જો તેની ઉત્પત્તિ થયાં જેવી દેખાય તો પણ તે ખરી નથી તેથી આપણે તેને ખરાબ ન કહેવી. ખરાબનાગુણધર્મો આપણે તેને આપ્યાથી ખરાબનો આરોપ તેની પર કર્યાનો દોષ આપણને લાગશે અને પછી તેનું પરિણામ આપણને ભોગવવું પડશે; માટે સુગ્રહણપણું લેવું. સુગ્રહિણી જે છે તેને ખોટી વસ્તુજ દેખાતી નથી. શરૂઆતમાં સારૂં છે. માટે તેનાથી જે થયું છે તેને ખરાબ ન કહેતાં સારૂંજ કહેવું. પરંતુ તમો તેમ ન કરતાં ફકત સારાનોજ

અનુભવ લો છો તેથી તેનાથી ઉલટું જે ખરાબ તેનો અનુભવ આપોઆપ આવે છે; પરંતુ તે સારાં માટેજ હોવાને લીધે દુઃખરૂપની કલ્પના પણ ત્યાં કરવી નહીં.

કોઇપણ ગરીબ પતિવ્રતા બાઇ હોય છે, તે ગમે તેવી ખરાબ જણસ પોતાના ઘરમાં હોય તો પણ તે તેનો ગમે તે એક ઉત્તમ પદાર્થ બનાવી પોતાના પતિને ખવડાવે છે; કારણ પતિવ્રતા ધર્મ પ્રમાણે પોતાના પતિને પરમેશ્વર માનીને તેને સુખ આપવા માટે પોતાની અગવડો સહી ચાલવું એ પોતાનું કર્તવ્ય છે એમ તેની પક્કી સમજૂત હોય છે. પોતાની ગરિબીમાં સારો પદાર્થ પોતાના પરમેશ્વરને, પતિને, કયાંથી જમાડવો એવો વિચાર કરી ભાજીનાં ડાંખળાં, અળુના દાંડા, ભાતનાં છાલાં, દાળમાંના ડોળો વગેરે નિરૂપયોગી જણસો જે, શ્રીમંતો તેને ખરાબ ગણ્યાથી બ્હાર ફેંકી દે છે, તે પદાર્થો તે પતિવ્રતા જે સુગ્રહિણી છે તે લે છે અને પોતાના પતિને સારૂં ખવડાવવાને માટે તેનો તે ઉત્તમ પદાર્થ તૈયાર કરે છે. શ્રીમંત લોકો સારા પદાર્થોને સારા બનાવી ખાય છે, પરંતુ સુગ્રહિણી હોય છે તે ખરાબને સારા સ્વાદિષ્ટ કરી ખવડાવે છે. કણુકી કુસકી વગેરે ફેંકી દેવા જેવી ચીજોના માંડા કરી ખવડાવે છે, કુસકીના માંડા કરી ખાવાં એમ જે કહે છે તે એનેજ. આ સુગ્રહિણીનું કામ છે. તે બહુ સુંદર લાગે,છે તેની સામે લાડુ ઇત્યાદિકોનો પણ શું સ્વાદ ! આ ખાવાની બાબતમાં થયું. એટલાનેજ સુગ્રહિણી કેવી કે ? તો એમ નથી. જેટલું જેટલું ખરાબ હોચ તેને સારૂં કરી તેનો ઉપયોગ આપણે પોતે કરી બીજાને પણ જે તેનો ઉપયોગ કરી આપે તેને સુગ્રહિણી કહેવી. એવીજ રીતનો કપડાંનો પણ પ્રકાર છે. આપણી ગરિબીમાં પતિને ત્રાસ થાય નહિં માટે તે સાધ્વી પતિવ્રતા બીજાએ ફેંકી દીધેલાં ચીથરાં ભેગાં કરી તે શીવીને તેને સારાં દેખાય એવાં બનાવી પહેરે છે. તેજ પ્રમાણે કોઇ ખરાબ બોલે તો તેના મન પર ખરાબ પરિણામ તે થવા દેતી નથી. જે ખરાબ હોય તે

બાજુ સ્વીકારી તેની ઉપર પૂર્ણ સારાં પણાનો આરોપ કરી સારા ગુણધર્મ તેની પર લાદી તેને ખરાબ કહેવાનીજ નહીં, કારણ તે બાજુ આપોઆપ આવી છે એવો વિચાર કરી, પોતે કંઈ ન કરતાં કોઈ એની મેળે ખરાબ બોલવા માંડે, નિંદા કરવા માંડે, તો તે સારોજ છે એવી રીતે તે સુગ્રહિણી તેને સમજે છે. સારાંશ, કોઈ પણ રીતે ખરાબ જે હોય તેનો સારો ઉપયોગ કરી પતિને બને તેટલું સુખ આપવું, તેને કોઈપણ પ્રકારનો ત્રાસ ન આપવો એ પતિવ્રતાનું કર્તવ્ય છે. પતિને પરલોકનું સુખ મળે ત્યાં સુધી એક સરખો પ્રયત્ન કર્યાં કરવો એનું નામ પતિવ્રતા ધર્મ. આપણે પણ ખરાબને ખરાબ ન કહેવું. કારણ તે આપોઆપ આવ્યું છે. એવો વિચાર કરી ચીથરાં, કણુકી છાલાં, ભાજીના ડાંખળાં વગેરે બજારમાંથી ખરીદી કરી બળજબરીથી આણવાં નહીં પણ આપોઆપ જે આવ્યાં છે તેને સારાં કહી ખાવા લાગીએ તો આપણું સારૂંજ થશે.

જગત્માં ખરાબ વસ્તુજ નથી. જે જે કંઈ આવ્યું છે તે સારૂંજ છે; કારણ તે આપોઆપ આવ્યું છે. એમ ઠેરવીએ એટલે સ્વાભાવિક રીતેજ સુખરૂપ અવસ્થા પણ આપોઆપ આવે છેજ. સુખરૂપનું પરિણામ તે ખરાબમાં આપોઆપ આવ્યુંજ છે. તો તેને ખરાબ કેવી રીતે કહેવું? ખરાબ વા સારૂં એ માન્યતા પર છે. ત્યારે કોઇ ગાળ દે તો તેને આપણે ઉલટી ગાળ દેવી, મારવો કે નિંદા કરવી, એવી ક્રિયા આપણા તરફથી ન થતાં કોઇ ગાળ દે ચેષ્ટા કરે (તો એ) તેને સારો કહેવો; સારા માટે ખરાબની ઉત્પત્તિ છે. તેથી તેને ખરાબ કહેવું એ ખાડામાં પડવા જેવું છે, તેથી કોઈ કોઈ કહે છે “ બાબા તમારી ગાળો કલ્યાણપ્રદ છે. ”

**“શિવી” ( ગાળ ) શબ્દની ઉત્પત્તિ**

તેમને હુ કહું છું “ ફકત મારીજ ગાળ સારી સમજી બીજાની ગાળો ખરાબ કહેશો તો મારી ગાળોનો સારો ઉપયોગ તમને થશે નહીં, આ માટે મારી ગાળો જેમ સારી સમજો છે, તેમ બધાંની એ ગાળો સારી સમજો. ”

ખરાબ શબ્દને " શિવી " (ગાળો) કહેવાનો વહિવટ શાસ્ત્રકારોએ પાડયો નથી. " શિવી " શબ્દની ઉત્પત્તિ " શિવ " શબ્દમાંથી થઇ છે. શિવ એટલે શંકર. ત્યારે " શિવી " ને ( ગાળોને ) જો ખરાબ કહીએ તો સ્વાભાવિક રીતેજ શંકરથી થયેલા ગણપતીને પણ ખરાબજ કહેવા પડશે. " શિવ " શબ્દમાંથી જો " શિવી " ની ( ગાળની ) ઉત્પત્તિ છે તો તેને ગાળ પણ કેમ કહેવાય ? તેને ત્રાસદાયક અથવા એવાજ અર્થનો બીજો કંઇક શબ્દ તેને બદલે વાપરવો જોઇએ. પરંતુ એ વાત ધ્યાનમાં રાખજો કે તમો જે શબ્દ વાપરશો તેનો અર્થ સારોજ નીકળશે. શિવ એટલે કલ્યાણ; " **शिवं भवतु** " એટલે કલ્યાણ થાવ એમ કહે છે; ત્યારે એનો અર્થ " શિવી " ( ગાળો ) મળે એમ કેમ થાય ? લોકો ગાળ દે છે તેને જો ખરાબ સ્વરૂપ આપીએ તો તેનું પરિણામ ખરાબ આવશે. આપોઆપ આવેલું જે તે શિવરૂપ છે. તેથી તેને ( શિવીને=ગાળને ) ખરાબ ન કહેતાં શિવરૂપ ગણવી એટલે શિવરૂપનો અર્થ જે કલ્યાણકારક તે તમને મળશે. એમ કરવું એનુંજ નામ સુગ્રહણપણું. હું પોતે એમ કરતો હતો કે ? એમ મને પૂછો, તો હું શું કરતો હતો અને શું કરતો નહોતો તે શું કહું ? તેનો કંઈ કોઇ સાક્ષિ છે કે ? જે વખતે મારી ગાંડ ઢાંકવાને કંઈ નહોતું, ત્યારે ઉકરડા શોધી ત્યાં જે ટુકડા મળ્યા તેને ગાંઠ વગેરે વાળી ગાંડ ઢાંકતો હતો. ગાંડને ઢાંકવા તો કંઇ જોઇએને ? લોકો આપણી ગાંડ જોશે એ શરમ સદોદિત રહે છે. એવીજ એક વખતે, ઉકરડો શોધતો હતો તે વખતે એક કંતાણનો ટુકડો જેની પર હગેલું ઓકેલું હતું તે મળ્યો. પછી તે પર કોઈ કોલેરાનો રોગી હગ્યો હતો કે શું તે કોણ જાણે ? રોગીનાં ગંદાં કપડાં જો સારાં, વગર ફાટેલાં હોય, તો તેને ધોઈ ભંગી વગેરે લોકો વાપરે છે. પણ ફાટેલાં કપડાં કોણ લઈ જાય ? ઘરના લોકો તેને ઉકરડામાં ફેંકી દે છે. એવા ફેંકી દીધેલામાંથીજ એક ટુકડો મને મળ્યો, અને તે મેં લીધો. આ જોઇ એક જણે મને કહ્યું " અરે તે આજારી માણસનો ગંદો ફેંકી દીધેલો કડકો

શામાટે લો છો ?" પરંતુ તે તરફ લક્ષ ન આપતાં તે લઈ લેંડી ઉપર (શિરડી પાસે એક વ્હેળો છે તેનું નામ લેંડી), જઇ તે ટુકડો પાણીમાં ધોયો અને સૂકવીને ઘણાએ દિવસ મેં તે વાપર્યો; પરંતુ મને કદી તેની સુગ આવી નહીં. એમ તમો પણ કરો એમ હું કેવી રીતે કહું ? પરંતુ જેનું આમ થાય તે સારો થયો એમ હું કહીશ. પરંતુ તમારાં સારાં કપડાં છોડો અને આવું મારી પેઠે તમો પણ કરો એવો હુકમ કરનાર હું કોણ ?

ખરાબનું સારૂં કરવાનું સુગ્રહણપણું સ્ત્રીઓમાં હોય છે તો તમે પણ સ્ત્રીજ થયા કે ? એમ પૂછો તો હું કહું છું "હા". તમો સ્ત્રીને ખરાબ સમજો છો તેથી, હું સ્ત્રીપણું લઇ, ખરાબને આધારે સારો અનુભવ લઇ, તેને આધારે હું તે પરમ પુરૂષનો અનુભવ લેઉં છું. આપણને પૂર્ણ સ્ત્રીપણું આવે એટલે તે પરમ પુરૂષ આપણો ઉપભોગ લે છે. ઉપભોગ લેવો એ સ્ત્રીનું કામ નથી, પુરૂષનું છે. જુની રીત એવી છે કે આખો દિવસ પતિપત્ની એકકેના તરફ જોતાં પણ નથી. સ્ત્રી જાત જે છે તે પોતાની મેળે કોઇપણ વખતે પુરૂષના ઉપભોગ માટે પ્રવૃત્ત થતી નથી; કેટલાક પ્રદેશમાં સ્ત્રીઓ પતિનું મુખાવલોકન કદીજ કરતી નથી એમ સાંભળવામાં છે. ગાય કોઇપણ દિવસે બળદની પાછળ પડતી નથી; પણ બળદ ફકત ગાયની પૂઠે પડે છે. સ્ત્રીઓ ગાય જેવી હોય છે એમ કહેવાનો વહિવટ છે. જે ગાયના જેવી રહે તેજ સ્ત્રી. તેણે હંમેશ પતિનાં ઉપભોગ્ય બનવું જોઇએ. એટલે દાગદાગિના માટે, ખાવાપીવા માટે, સારાં સારાં લુગડાં ચોળી માટે, વગેરે કોઇપણ ચીજ માટે પતિને પોતાનો ઉપભોગ્ય બનાવવો નહી. સ્ત્રીએ જો પોતાના પતિને ઉપભોગ્ય બનાવવોજ હોય તો તેની સેવા કરવા માટે સેવા ધર્મને રૂપે તેને પોતાનો ઉપભોગ્ય બનાવવો. આપણો ઉપભોગ લેનારો પરમેશ્વર અવસ્થામાં હોવો જોઈએ તેથી સ્ત્રીઓએ પતિને પરમેશ્વર કહેવાનો વહિવટ છે અને તેણે પણ પરમેશ્વર અવસ્થામાંજ રહેવું (હોવું) જોઇએ. એટલે સ્ત્રી તેની ઉપભોગ્ય હોવાને લીધે તે પણ પરમેશ્વર અવ-

સ્થામાં જાય. આપણે જો ઉપર ચ્હડવું હોય તો ઉપર જે હોય તેણે આપણું ગ્રહણ કરવું જોઇએ; તેથી આપણે તેના ઉપભોગ્ય થવું જોઈએ. સ્ત્રી જો પુરૂષનો ઉપભોગ લેવાનો પોતાની મેળે પ્રયત્ન કરે તો તેના સ્ત્રીપણાને કમીપણું આવશે. વ્યવહારમાં જેને તમો સ્ત્રી કહો છો તે ઉપભોગ લેવાને કદીજ પ્રવૃત્ત થતી નથી; પરંતુ જેને તમો પુરૂષ કહો છો તે ફકત ઉપભોગ લેવાને પ્રવૃત્ત થાય છે. ખરી રીતે તમો પુરૂષ ન હોતાં સ્ત્રી છો અને જેને તમો સ્ત્રી સમજો છો તે સ્ત્રી નથી, પુરૂષ છે. તમો તમારી જાતને પુરૂષ કહેવડાવી લો છો, પરંતુ સ્ત્રીત્વના ગુણ ધર્મો તમારામાં છે. તેથી તમો ગમે તેટલા તમારી જાતને પુરૂષ કહેવડાવી લો તો પણ ખરી. રીતે તો તમો સ્ત્રીજ છો.

**પુરૂષ અને સ્ત્રી શબ્દની વ્યાખ્યા.**

મૂળારંભમાં શું છે અને આખરે શું છે એનું પૃથકકરણ ( Analyse ) કરતાં સ્ત્રીત્વના ગુણધર્મો તમારામાં છે એમ દેખાઈ આવે છે. જેને તમો સ્ત્રી કહો છો ત્યાં સ્ત્રીત્વના ગુણધર્મોજ નથી. તેથી ઉપભોકતાની અવસ્થા જેની હોય તેને સ્ત્રી અને ઉપભોગ્ય અવસ્થામાં હોય તેને પુરૂષ કહો કે ફાવે તે કહો. આરંભમાં એકજ વસ્તુ ઉત્પન્ન થઈ અને તેમાંથીજ પછી અનેક વસ્તુ નિર્માણ થઈ છે; તેને પુરૂષ કહો કે ગમે તે કહો. આરંભમાં જે સ્ત્રી ઉત્પન્ન થઈ તેને આગળ ઉપર પોતાનું અસ્તિત્વ કાયમ રાખવા માટે ઉપભોગની જરૂર પડી. તેથી મૂળમાં જે એકજ એક અનંત જેમાંથી આની ઉત્પત્તિ થઇ તે અનંતનેજ આણે પોતાનું ઉપભોગ્ય બનાવ્યું અને પોતે ઉપભોક્તિ બની અને એ ઉપ-ભોક્તિ બની. એમાંથી ઉપભોગના ગુણધર્મ ઉપભોગ્યમાં આવ્યા, અને એમ થતાં થતાં સત્વ, રજ, તમ એ ગુણો ઉપભોક્તામાં પૂર્ણપણે આવ્યા, તેથી તે થઈ સ્ત્રી. જેનામાં એ ગુણધર્મ પૂર્ણ નથી તેને સ્ત્રી કેમ કહેવાય ? ત્યારે શું તેને પુરૂષ કહેવો ? તો ફાવે તે કહો. પ્રકૃતિમાં જેની વસ્તી તે પુરૂષ. મૂળ પ્રકૃતિમાં તમો ( સ્ત્રી–પુરૂષ ) છો તેથી બેઉ પુરૂષ છો. પરંતુ બે પુરૂષ હોય તો

જગત્નો વ્યવહાર ચાલતો નથી તેથી ઉપરના ત્રણે ગુણો જેમાં હોય ત્યાં સ્ત્રીત્વ. પુરૂષ શબ્દ વડે કંઇપણ ગુણધર્મો સમજવામાં આવતા નથી. પ્રકૃતિમાં ગોંધાયેલો તે પુરૂષ.

**पुरि शेते सः पुरुषः ॥**

**पुरि** એટલે આકાર અને તે આકારમાં જે **शेते** એટલે સુતો છે અથવા તો જે તેમાં વસ્તી કરી રહ્યો છે તે પુરૂષ. જેમ આંબાનું ફળ અને તેમાં હોય તે રસ. તે રસ ઉપભોગ્ય; તે કંઇ કૃતિ કરતો નથી. **शेते** એટલે નિદ્રિત, સ્વસ્થ ઉંઘ લે છે અને કંઈ ક્રિયા ન કરતો હોઇ અંદર (ફળમાં) ગોંધાઇ રહ્યો છે, તેને પુરૂષ કહેવો, અને જે ખાય છે, પીએ છે, ઉપભોગ લે છે, તેને કહેવી પ્રકૃતિ. અર્થાત્ બધા ક્રિયા કર્તૃત્વ વ્યવહાર પ્રકૃતિના છે.

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः॥**

પ્રકૃતિનો સર્વ ક્રિયા કર્તૃત્વ વ્યવહાર ઠર્યો છે. તે શું ત્યારે ઉંઘતો થોડોજ પડી રહે છે? ક્રિયા કર્તૃત્વને સત્વ, રજ, તમ એ ત્રણે ગુણો જોઈએ. એક ગુણ હોય તો તેમાં કમી વધુ પ્રમાણમાં બાકીના ગુણો છે જ. જ્યાં ત્રણે ગુણો ક્રિયા કરે છે ત્યાં સ્ત્રીત્વ આવે છે. સ્ત્રીઓ શો વ્યવહાર કરે છે? કામ ક્રોધાદિ વૃત્તિ ધારણ કરી સ્ત્રીઓ ઉપદ્વ્યાપ (જંજાળ) કરે છે કે?

**સ્ત્રીત્વ લેવાની જરૂર**

સુખ દુઃખની કારણભૂત પુણ્ય પાપાત્મક ક્રિયા તમોજ કરો છો; માટે સ્ત્રીપણાનો વારો તમારી પર આવતો હોય એમ જણાય છે. બળજબરીથી પુરૂષપણાનો આરોપ તમો તમારી તરફ લેશો તો કેમ શક્ય થાય? પુરૂષ હો તો પત્થર જેવા અથવા ફળ જેવા **પુરી**માં એટલે આકારમાં **शेते** એટલે સુતેલાંનો અનુભવ લો, એટલે તમો પુરૂષ. તમોએ ખોટું પુરૂષત્વ તમારામાં કાયમ રાખ્યું અને સ્ત્રીત્વનો અંગીકાર ન કર્યો તો પરમ પુરૂષની પ્રાપ્તિ તમને કદી પણ થનાર નથી

पुरुषा नहि जानन्ति पुरुषस्य पदाम्बुजम् ।
अबलैवात्र प्रबला प्रबलायाः प्रघातिनी ॥

પુરૂષત્વનો ખોટો આરોપ લઈ બેઠેલા જે, તેમને પરમ પુરૂષની જાણ કદીજ થવાની નથી. ખોટું આવેલું પુરૂષપણું છોડશો અને ખરી સ્રીત્વની જાણ તમો તમારી જાતને કરી આપશો, તે વખતે તમને પરમપુરૂષની પ્રાપ્તિ થશે. આપણે ઉપભોગ્ય થઈ તે પરમપુરૂષને આપણો ઉપભોગ આપવો હોય તો આપણામાં સ્રીત્વ આવવું જોઈએ; તે વગર તેનાથી આપણો ઉપભોગ લઇ શકાતો નથી. આપણામાંના ત્રણે ગુણો જ્યારે આપણી તરફથી પરમેશ્વરને અર્પણ કરવામાં આવશે ત્યારે તેને લીધે તે પરમપુરૂષ આપણો ઉપભોગ લઈ શકશે. આ ઉપરથી ત્રણે ગુણો પૂર્ણ હોવાને લીધે જે ખરી સ્રી છે તેનેજ ઉપભોગ લેવાનો અધિકાર છે. પણ પરમાત્મા પરમેશ્વર જે પૂર્ણ છે તેનામાં તો ત્રણ ગુણ ટકતા નથી, કારણ તે ત્રિગુણાતીત છે; તો તે ઉપભોકતા કેવી રીતે બને ? એમ પૂછો તો આપણામાં જે ત્રિગુણાત્મક ખરી સ્રીની અવસ્થા છે તે તેને અર્પણ કરીએ એટલે ખરૂં સ્રીત્વ તેને આવી તે બને છે ઉપભોકતા અને આપણે બનીએ છીએ ઉપભોગ્ય. આવી રીતે આપણેજ બનાવેલો ઉપભોકતા જે પરમેશ્વર તેનાથી આપણો ઉપભોગ લેવાઈ તેની સાથે આપણો ઐકયભાવ થઇ જાય છે અને આપણે આપેલા ત્રણે ગુણો તે પરમાત્મામાં ટકતા ન હોવાથી તે પછી તેમાંજ લીન થઇ જાય છે; એટલે ત્રિગુણાતીત અવસ્થા પરમાત્માની જેવી હોય છે તેવીજ ઐકયભાવ રૂપે આપણી પણ થઈ જાય છે. અને પછી આનંદજ આનંદ. એવી સ્થિતિ થવાને એટલે તે પરમપુરૂષ આપણો ઉપભોગ લઇ શકે એટલા માટે, પુરૂષે બ્રહ્મચર્ય સ્વીકારી, તપ કરી, પોતાનામાં સ્રીત્વ લાવવાને, પ્રયત્ન કરવો જોઇએ. જન્મોજન્મ પુરૂષપણાનું અભિમાન ધારણ કર્યું છે તે જવા માટે બ્રહ્મચર્ય ધારણ કરવાની જરૂર છે. તે ધારણ કરીએ એટલે આપણામાંના ત્રણે ગુણો પરમાત્મામાં જાય છે અને આપણામાં ખોટા પુરૂષપણાનો આપણને અનુભવ ન

આવતાં આપણે ઉપભોગ્ય છીએ તે સંબંધ વડે વ્યવહારમાંના સ્ત્રીત્વ જેવો આપણને અનુભવ આવે છે. સ્ત્રીઓને દાઢી મૂછ હોય છે કે ? નીચેની ઇન્દ્રિ તેની વધી (લાંબી) હોય છે કે ? જડપણું, કઠણપણું વગેરે સ્ત્રીઓમાં કમી છે. તેમનામાં ક્રિયા કર્તૃત્વ વ્યવહાર નથી. તમારામાં ફક્ત તે છે; તેથી પ્રકૃતિધર્મ તેમનામાં નથી અને તમારામાં તે છે. ત્યારે તેમને સ્ત્રીઓ કહેવી કે તમને તેનો વિચાર તમેજ તમારી મેળે કરો. સ્ત્રી પ્રકૃતિના ગુણ ધર્મો તમારામાં મળી આવે છે, તે કહાડી ભોગ્યરૂપે વ્યવહારનાં સ્ત્રીત્વનો, એટલે ક્રિયા કર્તૃત્વ રહિત અવસ્થાનો, સ્વીકાર કરી તે પ્રકૃતિને આધારે સુખાનુભવ લેવો હોય તો, પ્રકૃતિના જે સત્વ રજાદિક ગુણધર્મો તે પૂર્ણપણે પરમાત્માને આપી, આ ત્રણે ગુણોને આધારે પરમાત્માને ઉપભોક્તા બનાવવો પડે છે. ઉપભોગ્ય વસ્તુ ક્રિયા કર્તૃત્વ રહિત હોય છે.

**ખરી અને ખોટી સ્ત્રી પુરૂષ અવસ્થા**

ઉપભોકતા પણ સ્ત્રીજ, ઉપભોગ્ય પણ સ્ત્રીજ. ઉપભોકતા એટલે ત્રણે ગુણો વડે પૂર્ણ જે મૂળમાં સ્ત્રી છે, તે ખરી સ્ત્રી, અને ત્રણગુણોમાં પૂર્ણ નહિ એવી ઉપભોગ્ય અવસ્થાની, વ્યવહારની સ્ત્રી, તે ખોટી સ્ત્રી. બેઉ સ્ત્રી-ઓજ છે અને આ બેઉ અવસ્થામાં પ્રકૃતિઓ એટલે આકારો છે. આકાર એટલે પુરી. આ પુરીમાં પરમાત્માની વસ્તી છે; તેથી બેઉ પુરૂષ. પરંતુ આપણે જે ત્રણ ગુણોથી પૂર્ણ થયેલી ખરી સ્ત્રી-પ્રકૃતિ આપણામાં છે તેને આધારે વ્યવહારની સ્ત્રી જાતિને ઉપ ભોગ્ય બનાવી આપણે ખોટાં પુરૂષપણાના અભિમાનથી તેના ઉપભોકતા બનીએ છીએ. ખરી રીતે મૂળ પ્રકૃતિના એટલે ખરી સ્ત્રીના સર્વ ગુણધર્મો પોતાની પર લઇ આપણે ફાવે તેવા ક્રિયા કર્તૃત્વના વ્યવહાર કરીએ છીએ. કારણ આપણેજ તે મૂળ પ્રકૃતિ એટલે ખરી સ્ત્રી છીએ. પરંતુ પ્રકૃતિ એ સ્ત્રીજાતી હોઈ તે નામ ખરાબ છે એમ ઠર્યું હોવાથી તે અમે નથી; એટલે જાણે કે પ્રકૃતિ–અવસ્થામાં આપણે નથીજ એવો ખોટો ડોળ કરી અને તે ખોટાં

પુરૂષપણાનું અભિમાન ધરી આપણેજ બનાવેલાં ઉપભોગ્યને સ્ત્ર નામ આપી આપણે તેના ઉપભોકતા બનીએ છીએ. ખરી પુરૂષ–અવસ્થા એટલે પ્રકૃતિનો આકાર અને તે આકારમાં શેતે એટલે સૂતેલાં, સ્વસ્થ રહેનારાં શુદ્ધ સત્‌નો વાસ. એટલે ખરી સ્ત્રી–પ્રકૃતિ, પણ તે પોતે ગુણ ધર્મરહિત થાય એટલે તેને ખરી કન્યા અથવા ખરો પુરૂષ કહો, તે એકજ છે. યોગી સત્પુરૂષ જે હોય છે તે તે અવસ્થાનો ઉપભોગ મનુષ્ય અવસ્થામાં હોય તે દરમ્યાનજ લેવા માટે એટલે કે તે પરમપુરૂષ પરમાત્માને પોતાનો ઉપભોગ આપવા માટે વ્યવહારિક સ્ત્રી અવસ્થા એટલે ઉપભોગ્ય અવસ્થા પોતાની પર લે છે. તમો જાતિથી ઉપભોગ્ય હોઈ તે વિસરી જઈ ઉપભોકતાનો ખોટો આરોપ તમો તમારી પર કરી લો છો, તે અભિમાન તમો ધરો છો એટલે પ્રકૃતિનો આરોપ તમો તે શેતે ઉપર કરો છો. તે જો સ્ત્રી હોય તો તમારે તો શેતે (પુરૂષ) એટલે સ્વસ્થ હોવું જોઇએ. પણ તમો એમ કરતા નથી; મૂળ આરંભની અવસ્થામાં એવાજ તો તમે છો.

આ ઉપરથી શું સાબીત થયું કે તમોજ ખરાખરા પુરૂષ એટલે ઉપભોગ્ય છો. તમો પોતેજ ઉપભોગ્ય હોવાને લીધે ઉપભોગ્યની શોધ ન કરતાં તમારે ઉપભોકતાની શોધ કરવી જોઇએ. પરંતુ તમો તમારી આ ઉપભોગ્ય અવસ્થાને વિસરી જઈ ખોટાં પુરૂષપણાનો આરોપ તમો તમારી પર લઈ બેઠા છો અને ક્રિયા કર્તૃત્વ વ્યવહાર કરી ઉપભોકતાપણુ તમારી પર લીધાથી ભોગ્યવસ્તુ તમો શોધ્યાં કરો છો. તેથી તમને ભોગ્ય મળે તે માટે તે પરમાત્માને પોતાને વ્યવહારમાંનાં ખોટાં સ્ત્રીરૂપવડે વા, બીજી ભોગ્ય વિષય વસ્તુને રૂપે ઉપભોગ્ય બની તમારી સામે આવવાની જરૂર પડે છે. એટલાજ માટે યોગી પુરૂષ જે છે તે વ્યવહારની પુરૂષ–અવસ્થામાં હોઇ તે શુદ્ધ બ્રહ્માનંદનો ઉપભોગ લેવા માટે અને પરમાત્માને પોતાનો ઉપભોગ આપવા માટે ક્રિયા કર્તૃત્વરહિત ખરી અથવા વ્યવહારિક સ્ત્રી–અવસ્થાના ગુણધર્મવડે ઉપ-

ભોગ્ય અવસ્થા પોતાનામાં લાવે છે. એટલે તેમના ઉપભોગ માટે પરમાત્માને ઉપભોકતા બનવુંજ પડે છે. પછી પરમાત્મા તે યોગીનો ઉપભોગ લે એટલે તે બેઉનું ઐકય થાય છે એવી રીતે એકવાર થયું એટલે પછી તેની ઇચ્છાથી પરસ્પર વારાફરતી ફાવે તો અને ફાવે ત્યારે ઉપભોગ્ય અથવા ઉપભોકતા બની તેઓ નિરંતર રહી શકે છે.

તેથી તત્વવેત્તાઓએ કહ્યું કે તમો શાંત રહો. મનને સ્થિરતા લાવો. શેતે એટલે સુતેલાંનો ગુણ લાવો. પછી જેટલું સુતેલાંપણું તમારામાં આવે તેટલા તમારા પ્રકૃતિધર્મો જશે એટલે તમારૂં ખોટું પુરૂષપણું ખરૂં કરી લેવાની શકિત તમારામાંજ આવશે. ખરૂં પુરૂષપણું એટલેજ પરમ-પુરૂષપણું એટલેજ ઉપભોગ્ય અવસ્થા. તે અવસ્થા આવે એટલે તમારામાં હોય છે તે પ્રકૃતિધર્મો તે શુદ્ધ પર-બ્રહ્મમાં (જે સ્થિર છે તેમાં) જાય છે અને ત્યાં ક્રિયા કર્તૃત્વ વ્યવહાર શરૂ થઈ તે બને છે ઉપભોકતા અને તેની મારફતે તમને આયતો અને અનંતકાળ સુધી બ્રહ્માનંદ મળે છે. એક તો આમ થવું જોઇએ અથવા જો તમો તમારૂં ખોટું પુરૂષપણું હાંકી કહાડો અને ત્રણે ગુણો સહિત ક્રિયાકર્તૃત્વ સહિત એવી જે તમારી મૂળ પ્રકૃતિ એટલે ખરી સ્ત્રી અવસ્થા, એટલે ખરૂં ઉપભોકતાપણું તે જો તમારી પાસે આવે તો તેનું પણ પરિણામ હમણાં કહ્યા પ્રમાણેજ થાય છે.

તમોને ઇશ્વરે ઉપભોકતા કર્યા છે અને આપણે પોતે ચલનવલન રહિત ઉપભોગ્ય વસ્તુ બન્યા. વેંગણ, ચોખા, કેરી વગેરે ઉપભોગ્ય વસ્તુ છે. કેરી અથવા વેંગણ સમારતી વખતે કયાંઈ નાસી જાય છે કે? ચલનવલન રહિત તેમની સ્થિતિ હોય છે. તેથી તે ઉપભોગ્ય. ઉપભોગ્યમાં પ્રકૃતિધર્મ ( સ્ત્રીધર્મ ) નથી હોતા. પ્રકૃતિધર્મ જેમાં હોય તે ઉપભોકતા. પરમેશ્વર કહે છે "મેં તમને ઉપભોકતા કર્યા અને હું તમારૂં ઉપભોગ્ય થયો. મને ચીરો, મારો, ગમે તે કરો! ઇશ્વરે એની બાજુ ઉપભોગ્ય જેવી બનાવી, એટલે કે ત્રણે ગુણો પોતાનામાં રાખી મૂકયા નથી. ગુણો નથી તેથી તે ઉપભોગ્ય વસ્તુ છે. તમને મોટા કરી તમારે

ઉપભોગ લેવા માટે, તમારે સુખી થવા માટે, તમને ઉપભોકતા બનાવ્યા. એટલે કે તમારે તમારી જાતને સ્ત્રી કહેવડાવી લેવી જોઇએ, અને તેના ક્રિયા કર્તૃત્વ વ્યવહારાદિ તમારી ઉપર લેવા જોઇએ. તમો ખોટું પુરૂષપણું છોડો એટલે ખરૂં સ્ત્રીત્વ તમારામાં છેજ. સ્ત્રી ઉપભોકતી છે. પુરૂષ ઉપભોકતા નથી. ત્યારે પુરૂષ શબ્દની વ્યાખ્યા મૂળ જે શેતે અવસ્થા છે ત્યાં લાગુ પડે છે. શેતે કેવળ છે. ઈશ્વરે પોતે મૂળ અવસ્થાની ઉપભોગ્યતા સ્વીકારી ઉપભોકતાપણું તમને આપ્યું છે તે ન લેતાં જો મારી પેઠેજ ઉપભોગ્ય પણું તમારી પર લેશો તો હું ઉપભોકતા થાઉં છું એમ પરમેશ્વર કહે છે.

હું અનંત, પરમાનંદરૂપ છું, તે મારા ઉપભોગ માટે સર્વ પ્રકારના ઉપભોકતાની શક્તિ તને આપી છે છતાં તું સાંભળતો નથી અને ખરા ઉપભોગ્ય થવા માટે પણ તું તૈયાર નથી. તારી સામે પંચ-પકવાન્નનો ખુમચો મૂકયો હોવા છતાં તું તેનો ઉપભોગ લેતો નથી અને ખોટાં ખોટાંમાંજ ધૂસે છે અને મને પણ ખોટાં ખોટાંમાંજ નાંખે છે. તમારાં ખોટાં પુરૂષપણાને લીધે તમો ખરા ઉપભોક્તા હોવા છતાં ખોટા ઉપભોકતા થયા તેથી વ્યવહારની સ્ત્રી વગેરે ખોટી વિષય વસ્તુરૂપે ખોટુંજ ઉપભોગ્ય મારે બનવું પડયું. ખોટું પુરૂષપણું એટલે ખોટું ઉપભોગ્ય; તે તમોએ તમારા શરીર પર લાદયું છે તેથી તે ખોટા ઉપભોગ માટે એટલે તમારા શરીરના ઉપભોગ માટે યમરૂપે મારે ખોટાજ ઉપભોકતા બનવું પડયું. પછી કરણી થયાં શિવાય કેમ રહે? તેથી પ્રસંગ આવે કે હું તમને એટલે તમારા શરીરને ખાઉં છું. તમારીજ કરણી તમને નડે છે. પરંતુ ખોટું પુરૂષપણું છોડી તમો જો મને ખાશો તો હું અનંત છું, મારો નાશ નથી. હું નિરંતર છું. તેથી તું જો ઉપભોક્તા થાય તો તું પણ નિરંતર બનીશ. ઉપભોગ્ય કયાંઇ મારતું હશે કે? પરંતુ ખોટું પુરૂષપણું તેં તારા શરીર પર લાદયું, મને તેનો ઉપભોકતા બનાવ્યો તેથી તારા શરીરનો નાશ મારે યમરૂપે કરવો પડે છે. તમો શરીરને પુરૂષ એટલે ઉપભોગ્ય કહો છો. જે

ખોટું પુરૂષપણું ખોટું ઉપભોગ્યપણું લઇ લીધું છે તે નખશિખાંત શરીર માંહ્ય અને બ્હાર જે છે, જેને તમોએ ઉપભોગ્ય ઠેરવ્યું છે, જે સ્થિતિને તમો પુરૂષ કહો છો તેનેજ હું ખાઇશ. બધાનેજ જો પુરૂષ કહેશો તો બધાનેજ ખાઇશ. પણ તમો આત્માને પુરૂષ કહેતા નથી, શરીરના આકારને પુરૂષ કહો છો. શરીરને દાઢીમૂછ આવ્યાં છે તેથી તેને પુરૂષ કહો છો; પણ તે ખરૂં નથી. શરીરના આકારમાં વાસ કરી જે સ્વસ્થ છે તેજ ખરો પુરૂષ. ઘરના માલીકનું નામ ઘરને કોઇ આપે છે કે? પરંતુ તમે તો તમારા શરીરના માલીકનું નામ પુરૂષ છે છતાં તે તેને ન આપતાં શરીરને આપો છો. તેથી હું તેને ખાઉં છું. જીવને અથવા આત્માને ખાઉં છું કે? તમોએ જીવને ઉપભોક્તા કરી મૂક્યો તેથી તે ખાઈ શકાતો નથી અને તેથી તે જીવ ફરી ફરી જન્મે છે.

મારા બોલવાની આ સ્પેશીયલ છુટી છે. તે હવે ઠેઠ સુધી પહોંચશે ત્યારે થોભશે. વચ્ચેજ જો થોભે તો રસ જતો રહે. એક વાર ઘડી ભાગી નથી ત્યાં સુધીમાં જે કહેવાય તે ખરૂં. મારે હાલનું આ ભાષણ પશુયજ્ઞ સુધી લઇ જવું છે. યજ્ઞમાં પશુ મારવાં કે નહીં તે ઠરાવીએ ત્યાં સુધીમાં શું શું નીકળે છે તે જોઇએ.

પુરૂષ–પ્રકૃતિ અને સ્ત્રી–પ્રકૃતિનો નિકાલ થયો. તેનું પિષ્ટ પેશણ કરવાનું અથવા તેનો સંશય લેવાનું કારણ નથી. તે પરમ પુરૂષ કહે છે, શરીરને તમો ખોટું પુરૂષપણું આપી યમના ઉપભોગ્ય થઇ પડયા તે બદલ મને ખરાબ લાગે છે. હું તો પહેલેથી ઉપભોગ્ય અવસ્થામાં છું, પરતુ તમોએ આ શરીર માટેજ ઉપભોકતાપણું મને આપ્યું, તેથી તેટલા માટેજ યમરૂપે કાળરૂપે મારે ઉપભોકતા બનવું પડયું, હું મારી મેળે બન્યો નથી, તેટલા માટે યમલોક તમેજ બનાવ્યો અને તે માટે યમરાજાની ખોટીજ ઓફીસ બનાવી અવાઢવ્ય અને ફોગટની ભાંજગડ મારે કરવી પડી. હું આ ભાંજગડથી કંટાળ્યો છું. હું બરોબર "शांत" એ અવસ્થાનો હોઈ તમો કેટલોએ ઉપભોગ લો તો પણ મારામાં ફેરબદલ થતો નથી, એટલે મારી "शांत" અવસ્થાનો ભંગ થતો નથી, આવી રીતે

તમો અને હું બેઉ સુખી છીએ છતાં શા માટે આ ભાંજગડ કરો છો? ખાલી મ્હોઢેથીજ તમારી જાતને પુરૂષ કહેવડાવી લઇ તે ખરો ન કરી બતાવતાં હઝારો જન્મથી 'અમે પુરૂષ અમે પુરૂષ' એમ કહેતા બેઠા. ઠીક, એવો ખોટો આરોપ લેવાને મૂળમાં કંઈ આધાર છે કે ? તો નથી. મૂળમાં સત્વ રજાદિ ગુણધર્મ લઈ પ્રકૃતિ પ્રકટ થઈ. તે કેમ પ્રકટ થઈ એ પુષ્કળ પ્રકારે અને ઘણીએ વખતે બોલાઈ ગયુંજ છે. જેમ પાંણીમાં જોતું કુતરૂં વા છોકરૂં. તેમાં પડેલાં પ્રતિબિંબને પોતાનીજ હાલચાલને લીધે તે પડેલું પ્રતિબિંબ છે એમ ન સમજી તે ખરૂંજ છે એમ ધારે છે; તેવીજ રીતે પોતાનાજ પ્રતિબિંબ ને ખરૂં સમજી તે પ્રતિબિંબનેજ સ્રી કહેવા મંડયો. આતો તે પ્રકૃતિનો ક્રિયા કર્તૃત્વવ્યવહારજ છે અને તે પણ તે પ્રકૃતિએજ કર્યો, કોઇપણ ક્રિયાનું પરિણામ તે ક્રિયા કરતી વખતે જે ગુણ વધારે હોય તે (ગુણ) પ્રમાણેજ તે દેખાડે. તે પ્રમાણે વસ્તુતઃ તે શુદ્ધ અવસ્થા હોઈ પ્રતિબિંબરૂપે પ્રકૃતિ ધર્મ તેને આવ્યો છે. આ વ્યવહાર તમોગુણનો થયો છે. પ્રતિબિંબ પડતી વખતે જેવો તે પ્રકૃતિધર્મ હોય તે પ્રમાણે તેનાં પડેલાં પ્રતિબિંબનેજ ખરૂં માને છે. પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. તેથી તે કહે તેજ તેને ખરૂં લાગશે. સત્વગુણ ખરો દેખાડવાની અને તમોગુણ ખોટો દેખાડવાની, એવી મૂળમાંજ ભાંજગડ છે. પુરૂષનેજ સ્રી કહેવામાં આવી અને તે પ્રકૃતિએજ કહ્યું. ખોટો આરોપ કરવો એ પણ ક્રિયાજ છે ને ? તમોગુણનો અંગીકાર કરી તે ખોટો આરોપ કર્યો અને સત્વનો અંગીકાર કરી તે ખોટાનેજ ખરૂં ઠરાવ્યું તે પણ તેણેજ ઠેરવ્યું. મૂળમાંજ એવું એ ઉલટું સુલટું છે. તેથી એ જગ અનાદિકાળથી ચાલુ છે. એ પણ પ્રકૃતિ ધમજ છે.

> विपरित करणी होय जरी विपरित भरणी तशीच ती होय ।
> परि जी सद्विपरीता सद्गुरुकृपेविना न ती होय ॥

> જો થઈ વિપરીત કરણી, થાય તેવી વિપરીત ભરણી
> પણ જે સદ્વિપરીતા, થતી ન તે સદ્ગુરૂ કૃપા વિના.

ઈશ્વરી નિયમિત વ્યવસ્થાથી ઉલટા ન ચાલવું.

તમો તમારી જાતને જે પુરૂષ કહાવો છો તે પુરૂષત્વનો ખરો અનુભવ સ્ત્રીત્વ સ્વીકાર્યાં શિવાય તમોને આવવો શકય નથી. સ્ત્રીઓને પણ પુરૂષત્વનો સ્વીકાર કર્યા શિવાય ખરાં સ્ત્રીત્વનો અનુભવ આવશે નહીં. તમોએ સ્ત્રી એ ઉપભોગ્ય વસ્તુ છે એમ ઠેરવ્યું છે, તેના કરતાં તે પરમ પુરૂષ છે એમ ઠેરવો. આજો હું નહીં કહું તો પણ અનાયાસે એ ક્રિયા થઈજ રહી છે. તમો પુછશો કે અમારી શી ગતિ થશે ? તો, હું તે કહી, યોગીઓની ગુપ્ત વાત, ઢાંકેલી મૂઠી ઉઘાડી કરી દેખાડું કે ? એકંદર શું તો ઉલટા થવું જોઈએ. "**फकीरकी रीतहि उलटी, नाथाच्या घरचीं उलटीच खूण, पाण्याला लागली मोठी तहान.**" ("ફકીરની રીત ઉલટી" "નાથના ઘરની ઉલટી નીશાની, પાણીને લાગી ખૂબ તૃષા") એ ઉપરથી કોઈ એમ કહે કે "એમ જો છે તો અમે ઉલટી રીતે ચાલીશું. જોડા પ્હેરી જમવા બેસીશું; દેવપૂજામાં ખાસડાં મૂકીશું" એના જવાબમાં હું કહું છું કે તમારે જો તેમ કરવું હોય તો ખુશીથી કરો. પરંતુ એવી એકાદ બે ચીજ કરી બાકીનું શું કરશો ? જેમ કરશો તેમ ભરશો. પરંતુ એટલી વાત ખરી કે ઉલટાનું સુલટું અથવા જોઈએ તો એમ કહો કે સુલટાનું ઉલટું થવું જોઈએ.

**પરમેશ્વરી અવસ્થાના અનુભવ માટે ઉલટવું જોઈએ**

"પણ જે સદ્વિપરીતા, થતી ન તે સદ્ગુરૂ કૃપા વિના" મૂળમાંના ઉલટા સુલટાપણાંનો જ્યારે પૂર્ણ અનુભવ લઈ શકાય, એવી અવસ્થા જ્યારે થશે, ત્યારેજ ખરી ગમ્મત અનુભવમાં આવશે. એ હું મારી ગાંઠનું કહેતો નથી, મૂળમાં જે છે તેજ હું બોલી રહ્યો છું. ઉલટાપણાની અવસ્થાનો અનુભવ સદ્ગુરૂ કૃપા વગર આવતો નથી. નાગી અવસ્થાનો, પરમેશ્વરી અવસ્થાનો અનુભવ આવવા માટે ઉલટવું જોઈએ. પહેલાં એકવાર કહ્યાં પ્રમાણે કૃપા શબ્દના અર્થને તમારે ઉલટાપણું લાવવું જોઈએ. સુખ, આનંદ,

બ્હેન, એવો એનો અર્થ તમો કરો છો, પરંતુ પરમેશ્વર કૃપા કરવા માંડે એટલે બધું ઉલટું થાય છે. તે વખતે તેને "**देमाय धरणी ठाय**" ( જગન્માતા પૃથ્વિ દેવી ઠામ આપો, ઠામ આપો) થઇ જાય છે. ભગવાનેજ કહ્યું છે કે

यस्यानुग्रहमिच्छामि तस्य सर्वं हराम्यहम् ।

અને એમ થયાં શિવાય ખરી કૃપાનું ફળ મળતુંજ નથી. ખરી કૃપા થાય એટલે આપણુને સ્રીત્વનો અનુભવ આવે છે અને અનુભવ આવે એટલેજ સમજવું કે ખરી કૃપા થઈ. સારાંશ, આજદીન સુધી ખોટાં પુરૂષપણાંને લીધે તું ખોટો ઉપભોકતા થયો તેથી તારે માટે મારે ખોટુંજ ઉપભોગ્ય બનવું પડયું. આથી તારો જન્મમરણનો ફેરો ચુકતો બંધ પડયો છે. જો આ ફેરામાંથી તારે તારો છુટકો કરી લેવો હોય ( તારે છુટી જવું હોય ) તો તારા શરીર પર લાદેલું જે ખોટું પુરૂષપણું તે છોડી દઇ, ખરૂં ઉપભોગ્યપણું જે તારામાં મૂળનુંજ છે તે લે, એટલે તને ખોટાં સ્રીત્વનો અનુભવ આવશે; એટલે આપોઆપજ તારામાં ત્રિગુણ-દ્વારા જે ઉપભોકતાપણું આવ્યું છે તે મારી પર આવશે, એટલે મેળ બેસશે, એટલે શું ? તો તું હવે સ્વસ્થ થા અને હું લઉં છું તારો ક્રિયા કર્તૃત્વ વ્યવહાર એમ તે પરમાત્મા મનુષ્ય જાતીને કહે છે.

બકરાં ખાનારા લોકો બકરી મારીને ખાતા નથી પણ પુલ્લિંગ રૂપનો જે બકરો તેનેજ મારીને ખાય છે. તે અજ્ઞાની લોકોનું આ કૃત્ય બરોબર છે કે કેમ તે જોઇએ. તે ગમે તે હો, પણ તમારે ફકત તે (અજ્ઞાની) પેઠે ન કરવું. કારણ તે વિપરીત કરણી સદ્ગુરૂ આજ્ઞાથી થઈ નથી.

**પશુ યજ્ઞનું મહત્વ**

બકરો કાપતી વખતે કાપનાર ઉપર ખોટા પુરૂષ પણાનો આરોપ આવ્યોજ હોય છે. બકરાંને સ્રી પુરૂષપણાંની જાણ ન હોવાને લીધે તે પુરૂષ રૂપે ખરો, ને તેથીજ ઉપભોગ્ય અવસ્થામાં જે બકરો હોય છે તેને મારતી વખતે જે અજ્ઞાની છે તેનામાં ખોટા પુરૂષપણાંનો આરોપ આવ્યો હોય છે, તેથી

ખરૂં સ્ત્રીત્વ એટલે ક્રિયા કર્તૃત્વ વ્યવહાર ઉત્પન્ન થાય છે, કોઈ પણ એક બાજુ સરળ થવા માંડે એટલે તેનો સંબંધ જે બીજી બાજુ સાથે હોય તેની પણ (તેનાથી) ઉલટી ક્રિયા થવા માંડે છે; પરંતુ તે પહેલી બાજુની સાથે અનુકુળજ હોઈ સરળજ ફળ દેખાડે છે; એ સિદ્ધાંત છે. એને માટે હું ગુહ્રાળચક્ર (કોલ્હા) નું ઉદાહરણ હું આપું છું. બળદો એક બાજુ ખેંચે કે તરતજ બીજી બાજુ ઉલટી રીતે એની મેળેજ ફરે છે, પરંતુ તે પહેલી બાજુને અનુકૂળ હોઇ સરળ (સારૂં) ફળ આપે છે. આ ન્યાયથી ખરો પુરૂષ પ્રકૃતિનો જે બકરો તે તે ઉપભોગ્ય અવસ્થામાં આવે એટલે નામધારી પુરૂષ [મારનારો] જે છે તે પણ ઉલટી અવસ્થામાં ખરી સ્ત્રીત્વની એટલે ક્રિયા કર્તૃત્વ અવસ્થામાં આવી ખરો ઉપભોકતા આપોઆપ બને છે. દેવ કહે છે, હું બકરો થાઉં છું, અને મને કાપી ખાવાની યોગ્યતા હું તને આપું છું; એટલે ખરો ઉપભોકતા તને બનાવું છું. એટલે બકરારૂપે હુંજ તારો ઉપભોગ્ય બન્યો. હવે બકરાંને રૂપે હું જ છું એની શી નિશાની ? એમ જો પૂછો તો મારૂં જે મૂળનું ખરૂં નામ “અજ” છે તેજ મેં બકરાને બદલે રાખી લીધું. તેથીજ બકરાંનું નામ “અજ” છે આ સર્વને ખબર છેજ. શિવાય “અજ” ને રૂપે મારોજ ઉપભોગ લેવાય છે. આ માટે કોઈપણ દેવ આગળ એટલે મારી સામે બળી આપવાને રૂપે તે તેને મારે છે.

ત્યારે અમારે બકરા માર્યા કરવા કે એમ જો પૂછો તો મૂળ અવસ્થામાં જે હું અજ છું તેની પ્રાપ્તિ તમને થાય એટલે હું તમારો ઉપભોગ્ય બનું અને તમારા ઉપભોગ માટે તમારૂં ખોટું પુરૂષપણું જઈ ખરૂં સ્ત્રીત્વ એટલે ખરૂં ઉપભોકતાપણુ તમને આવે એમ (જો ઇચ્છા) હોય તો તે પ્રમાણે બકરો મારો અને આ રીતે અને એ માટેજ જો બકરો મારશો તો તે વખતે મૂળ અવસ્થાનો જે હું અજ તેજ અજ હું છું એમ ધારો. ત્યારે “અજ”નો એટલે મા'રો એટલેજ ખરા પુરૂષનો ઉપભોગ લેનારા તમો ખરી સ્ત્રી થયા અને એટલા માટે બકરો મારવા માટે શાસ્ત્ર

કહે છે એટલાજ માટે શાસ્ત્રની રીત પ્રમાણે બકરો મારવો હોય તો મારો.

એનું તત્વ એજ છે કે, જગત્‌ના વ્યવહાર પ્રમાણે બકરો કાપી ખાશો તો તેથી ખરૂં સ્ત્રીત્વ ન આવતાં તેનું પરિણામ ખરાબ થશે અને ઉપભોગ્ય જે પરમપુરૂષ તે નહિં મળે. આ તત્વ ઉપરથી શાસ્ત્રની રીત પ્રમાણે પશુયજ્ઞ કરવો એવો સિધ્ધાંત ઠેરવી મૂકયો છે. યજ્ઞ કરી બકરાનો ઉપભોગ લેવાથી આપણને ખરૂં સ્ત્રીત્વ આવે છે અને તે બકરાને અજપણું આવે છે. આ તત્વ લક્ષમાં ન લેતાં ગમે તેવાં વિષય સુખની પ્રાપ્તિ થાય એવી વિપરીત બુદ્ધિ રાખી પશુયજ્ઞ કરશો તો પાપ લાગશે. કામનિક બુધ્ધિથી પશુયજ્ઞ કરશો તો તેમાં વિસંગતપણું આવશે અને પાપ પણ લાગશે. સકામપશુયજ્ઞમાં સાધનો ન મળે તો પાપ માથે પડે છે અને પૂર્ણપણે સાધનો મળવાં તો શકય નથી. તેથી કામનિક બુધ્ધિથી પશુયજ્ઞ કરવામાં પાપ લાગશે. નિષ્કામ બુદ્ધિથી સશાસ્ત્ર યજ્ઞ કરી બકરો મારે તો પશુ અને યજ્ઞ કરનારા બેઉ શુદ્ધ પ્રકૃતિરૂપ થઈ તે બેઉ અને અને તેનો પ્રસાદ લેનારા પણ પરમ પદે પહોંચે છે. એવા પશુયજ્ઞના બે પ્રકાર છે.

કોઇ અવતારી પુરૂષે કલિયુગમાં એવો પશુયજ્ઞ કરવો નહીં એમ ઠેરવ્યું છે. એનું તત્વ એ છે કે કામનિક બુદ્ધિથી લોકો પશુ મારશે અને પૂર્ણ સાધનો નહીં મળે તો પાપ લાગશે. તેથી પ્રત્યક્ષ પશુ ન મારતાં પિષ્ટપશુ મારવું એમ ઠેરવ્યું. તેમાં એ બે પક્ષ થયા, એક કહે છે પિષ્ટ-પશુ મારવું અને બીજો કહે છે તે બકરાને અને મારનારને જો અજપદ ( અમરપદ ) મળે છે તો બકરોજ મારવો. પિષ્ટ-પશુ મારવાવાળો પક્ષ કહે છે, “ નિષ્કામ અવસ્થા આ કલિયુગમાં હજારમાં એકનેજ પ્રાપ્ત થાય છે, સર્વને આ અવસ્થા પ્રાપ્ત થવી શકય નથી. એટલાજ માટે પિષ્ટપશુ કરવો એટલે બેઉ કાર્ય થાય છે. તે પિષ્ટપશુ ઉપર પૂર્ણ ક્રિયા થાય તો પ્રત્યક્ષ બકરો મારવાનું ફળ મળે અને યજ્ઞ

કરનારો અમરપદે જશે. વળી જો કે સકામ યજ્ઞ થાય તો પણ પશુહનનનું પાપ લાગશે નહીં. તેથી કલિયુગમાં પિષ્ટપશૂયજ્ઞ કરવાનો જે નિયમ કર્યો છે તેજ બરોબર છે અને તે નિયમ પ્રમાણે પિષ્ટપશુયજ્ઞ કરવો એ સવડભર્યું દેખાય છે.

દુરાગ્રહી લોકો ખરેખરૂં પશુ મારવું એમ કહે છે. એનો ઉલટી બાજુથી વિચાર કરીએ તો ખરેખરાં પશુને મારવાનો પક્ષ બ્રાહ્મણે શા માટે લેવો ? દુરાગ્રહી બ્રાહ્મણની દૃષ્ટિમાં જો પિષ્ટપશુ વડે ચાલતું નથી તો પછી મનુષ્ય મરણ પામ્યાં પછી તેને સદ્‌ગતિ મેળવવા માટે જે ઉત્તરક્રિયા કરો છો તે વખતે પિષ્ટ પિંડથી અથવા તો ભાતના પિંડથી કેમ ચાલે છે ? તે મનુષ્ય મરતો નથી ત્યાંસુધીમાંજ તેની ઉપર ઉત્તરક્રિયાનો પ્રયોગ કરવો અને તેણે પણ કરાવી લેવો. પણ તમો એમ કરો છો કે ? એમ જો કરતા હો તો બકરો મારો. મનુષ્ય જીવે છે ત્યાંસુધી તેની મરણ—અવસ્થાની ક્રિયા કરતા નથી. તેથી પશુ હનન બ્રાહ્મણોથી થઈ શકે નહીં. ખરી રીતે મરણ પહેલાંજ તેની ઉત્તર ક્રિયા કરવી જોઇએ. પણ તેમ ન કરતાં તે મરી ગયા પછી લોટના અથવા ભાતના પિંડો તૈયાર કરી મૃત મનુષ્યનો આરોપ તમો તેની ઉપર કરો છો અને અમુક ગોત્રના અમુક મનુષ્યને તિલોદક આપો છો એમ કહો છો, ત્યારે તે જીવતો હોય છે ત્યારેજ એમ શા માટે કરતા નથી ? સારાંશ, જીવતો હોય ત્યારેજ મનુષ્યની ઉત્તરક્રિયા કરશો અથવા કરાવી લેશો તો તમને પશુયજ્ઞમાં પશુ મારવામાં કાંઈ બાધ નહીં આવે. જીવતાંજ જેની ઉત્તરક્રિયા કરવાની હોય તે જીવતાંજ મરી ગયો છે એમ સિધ્ધ થવું જોઇએ. જીવતાં મરણ એટલે દેહ એવો ને એવોજ કાયમ રહી જીવદશાનુંજ માત્ર મરણ થવું જોઈએ; એટલે જીવતાં મરણ. એવી રીતનું મરણ જીવતાંજ આવ્યા પછી જીવતાંજ અથવા મરણ થયાં પછી તેની ઉત્તરક્રિયા કરો તો એ શું અને ન કરો તોએ શું. તે બધું સરખુંજ છે. એવી રીતનું જો તમારામાં સામર્થ્ય હોય તો પશુયજ્ઞમાં બકરો મારવાની તમને

કોણ ના કહે? કેટલાંક ખૂબ વર્ષો પહેલાં જીવતાંજ મરેલા એવા યોગી અને ઋષિ લોકો પુષ્કળ થઈ ગયા. તે કાળમાં તે યજ્ઞમાં પશુ મારી તે પશુને તેમજ તેની સાથેજ બીજાં સેંકડો સ્ત્રી પુરૂષોને અમરપદ ઉપર લઈ જતા. તેજ વખતે પશુહનન કરી યજ્ઞ કરવો એમ સિધ્ધ થાય છે. હાલના કાળમાં યજ્ઞ કરવો નહીં, એમ શાસ્ત્ર કહેતું નથી; પરંતુ હમણાંજ કહ્યાં પ્રમાણે જીવતાં મરેલો જે હોય તે અથવા તેના સાંનિધ્યમાં પશુહનન કરી યજ્ઞ કરે તો દોષ લાગશે નહીં. પરંતુ હાલના વખતમાં એવાનું સાંનિધ્ય કવચિત્‌જ. તેથી હાલના કાળમાં યજ્ઞ કરવોજ પણ સર્વ સાધારણ રીતે પિષ્ટ પશુ કરી કરવો એ ઠીક દેખાય છે.

હવે ઉત્તર ક્રિયાનો વહીવટ ખોટો છે કે? એમ પૂછો તો તે ખોટો નથી; તે બરોબર થવીજ જોઇએ. પણ ખરી રીતે જેની ઉતરક્રિયા કરવાની હોય તેનું શરીર જ્યાં સુધી પડતું નથી એટલે કે શરીર જીવતું હોય એટલા વખતમાંજ ફકત વાસનાબધ્ધ જે જીવ તેને મારીને તે તે શરીરમાં ફરી ન આવે, ફરી જીવતો ન થાય એમ કરવું જોઇએ. એમ જો ન થાય તો અથવા અપઘાત (અકસ્માત) વડે જો શરીર ગયું હોય તો પાછળથી જીવતાં મરી ગયાંનું તેને ફળ મળે તે માટે પુત્રે આ કામગિરી કરવી જોઇએ. કેવળ વ્યવહારનું જે મરણ તે કંઈ જીવતાં મરેલ મરણ નથી. મરતી વખતે જીવતો જીવતોજ નીકળી જાય છે અને દેહ ફકત મરે છે અને પાછળથી તેના ભાતના અથવા લોટના દેહપિંડ કરી તે જીવનું જીવપણું નાશ કરવા માટે ઉત્તરક્રિયા કરતા બેસો છો. એથી શું તેની જીવદશા જાય છે? તે તો ફરી જન્મ લેવા માટે સ્થાન શોધ્યાંજ કરે છે અને તમો ભાતના અથવા લોટના પિંડ કર્યાંજ કરો છો?

પુત્ર એ શબ્દની વ્યાખ્યા પ્હેલાં કરીજ છે. જેને જીવતાં મરી જતાં આવડે છે અને બીજાને મારતાં આવડે છે તે પુત્ર અને તેનુંજ નામ કન્યા. એવી રીતનો જો પુત્ર ન હોય અથવા ઔરસ પુત્રની પાસે એ કળા ન હોય તો જેની પાસે તે વિદ્યા

હોય તેની પાસેથી જેની ક્રિયા કરવાની હોય તેને ધર્મપિતા સમજી, ક્રિયા કરાવી તેને ધર્મપિંડ આપવો. આ વિદ્યા બ્રાહ્મણમાં હોય છે. જે પુત્ર છે તે બ્રાહ્મણજ હોય છે. પણ બ્રાહ્મણમાં બે વિભાગ થઇ પડયા. એક પુત્ર ધર્મ કરનારો એટલે ભિક્ષુક અને બીજો ગૃહસ્થ એ રીતે વ્યવહાર કરનારો. જેનામાં પુત્રની વ્યાખ્યા પ્રમાણેના ગુણધર્મ નથી, બાપના મરણ પ્હેલાં જેના તરફથી તેવી ક્રિયા થઇ નથી અને હવે કરવી હોય તો તેને આવડતી નથી, જેને વ્યવહારમાં ગૃહસ્થ કહે છે, તે ગૃહસ્થ. ભિક્ષુકીની જે લાઇન છે તેમાં એ વિદ્યા હોય છે. તેથી ભિક્ષુકને ત્યાં જઇ તેની પાસે એ ક્રિયા કરાવવી પડે છે. જુના વખતના તે બ્રાહ્મણો પણ તેવાજ હતા. જવાબદારી લઈ કામ કરવાની લાયકાત ધરાવનારા તે હતા. તે પુત્ર થવાની વિદ્યાના યોગથી તે મરી ગયેલાના છોકરા પાસે મંત્રવડે મરી ગયેલાના નામથી કરેલા પિંડ ઉપર પ્રયોગ કરી તેને સદ્ગતિ આપે છે. આ માટે ભાતનો અથવા પિષ્ટપિંડ કરી તેની ઉપર ચલાવી લેવાનું ઠર્યું અને શાસ્ત્રકારોએ પણ તે નિયમ કરી મૂકયો. એવી જો સ્થિતિ છે તો પશુયજ્ઞમાં પશુ મારી પાપ કરવા કરતાં પિષ્ટ પશુ કરવાં અને તે કાપવાં એજ સવડ ભર્યું દેખાય છે. પરંતુ જેમણે જીવતાં મરી ગયાનો અનુભવ લીધો હોય તેણે ખરેખરો બકરો બેલાશક મારવો. તેથી એવો જે સત્પુરૂષ કે જેણે જીવતાં મરી ગયાનો અનુભવ લીધો હોય તે બકરો મારશે કે કંઈ પણ કરશે. હઝારો બકરાં મારે તોએ તેને તેનો દોષ નથી.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स ईमाँल्लोकान्नहंति न निबध्यते ॥

નિરહંકાર વૃત્તિથી રામે રાવણનું આખું કુળનું કુળ માર્યું તેથી તે આખું કુળ રામપદે ગયું. તેવીજ રીતે અર્જુને કૌરવોનું આખું કુળનું કુળ માર્યું તેથી તે કુળ કૃષ્ણપદે ગયું અને મારનારને પણ તેનો દોષ લાગ્યો નહીં.

જે બ્રાહ્મણ પશુયજ્ઞ કરવાને તૈયાર થાય તેને એવો સવાલ કરો કે તું જીવતાં મુએલાનો અનુભવ લે અને પૂર્ણ નિરહંકાર વૃત્તિનો અનુભવ દેખાડે તો એક શું હજારો બકરા માર્ને ? તે બધાનો ઉદ્ધાર તો થશે ! હું કોઇ કોઇ વાર વિદ્યાર્થીઓને કહું છું કે "તમો પેટની વિદ્યા શીખવા જાવ છો તેથી પીઠની પણ વિદ્યા હોવી જોઇએ." તમોએજ

**પેટની અને પીઠની વિદ્યા**

મને શીખવ્યું. મારા પ્રશ્નનો તમે "પેટ માટે શીખું છું" એમ જવાબ આપ્યો. સરકારી નિશાળમાં આ વિદ્યા શીખવવામાં આવે છે અને તે વિદ્યાનો ઉપયોગ પેટ શિવાય બીજી કોઈપણ રીતે થતો નથી. તેથી તે વિદ્યા પીઠ માટે નથી. અને આ વિદ્યા પેટ માટે છે એમ કહો છો. તેથી પીઠ માટે પણ કોઇપણ વિદ્યા હોવી જોઇએ. એમ કહીએ એટલે કહે છે "બાબા અમને સમજાતું નથી." હું કહું છું "જો તને સમજાતું નથી તો તારો જે શિક્ષક હોય તેને પૂછ, જો તમને પીઠની વિદ્યા આવડી તો શિક્ષણનું સાર્થક થયું." એમ કેટલાક વિદ્યાર્થી સાથે બોલતો હતો તેવામાં એકે કહ્યું "અમારા માસ્તરને પેટની વિદ્યા પણ પુરી આવડે છે કે નહીં તે કોણ જાણે ? તો તે પીઠની વિદ્યા શું શીખવવાનો હતો !" બીજો કહે છે "પીઠની વળી કયાંઈ વિદ્યા હતી હશે કે ?" મ્હેં કહ્યું "તારી પીઠ સુરક્ષિત રહે તો, પેટ સુરક્ષિત રહે નહીં તો નહીં. પેટની વિદ્યા શીખો છો તેથી પીઠની વિદ્યા એટલે પાછળ શું ચાલ્યું છે તેનો એટલે જે ન દેખાનારૂં અદૃષ્ટ તેનો અનુભવ તમને આવતો નથી. તેનો અનુભવ આવવો એનું નામ પીઠની વિદ્યા; તે શીખો એટલે પેટ કાયમનું સુરક્ષિત રહેશે." જે ન દેખાનારૂં છે તેનો અનુભવ આવવાને આપણે પણ ન દેખાનારી અવસ્થામાં જઇએ ત્યારે તે વિદ્યા આવડે છે, તો તે અવસ્થામાં કેવી રીતે જવું ? એમ પૂછો તો "આપ મુઆ શિવાય સ્વર્ગે ન જવાય" એ કહેવત પ્રમાણે મર્યાં શિવાય અદૃષ્ટ અવસ્થા કે'વી રીતે આવે. તો મરી જવું અને અદૃષ્ટ

વિદ્યા જે છે તે શીખવી. સ્થૂલ દેહ વડે તે ન દેખનારૂં શીખી શકાય છે કે ? મર્યાં પછી ન દેખનારૂં જે છે તે જોવાની વિદ્યા શીખી શકાય છે. મરવું એટલે શરીરથી મરવું તે નહીં પણ જીવથી મરવું જોઈએ. (એમ થાય) એટલે તે વિદ્યા આવડે છે. એવી રીતે મર્યાં એટલે અદૃષ્ટ વિદ્યા શીખવાને તમો યોગ્ય શિષ્ય થયા; પરંતુ માસ્તર પણ તેવોજ જોઇએ. તેવી રીતનો જીવથી મરેલો તે માસ્તર ન હોય લોભી હોય, તો તેની પાસેથી આપણને પીઠની વિદ્યા કેવી રીતે મળે ?

એવી રીતે જીવતાં જે મર્યો હોય તેણેજ પશુ યજ્ઞ કરવો, તેને બ્રહ્મદેવના બાપનો પણ ભય નથી. પરંતુ કળિયુગમાં એમ હોવું બહુ દુર્લભ તેથી પિષ્ટ પશુ કરવાની રીત છે.

સ્વામીએ લોકોને ચતુર્થી વ્રત કરવાનું કહ્યું તે સારૂંજ છે. પરંતુ જેનાથી તે થાય એવું હોય તેણે તે કરવું. પરંતુ તેમના આ કહેવાનો ફાયદો અમને અને શ્રોતા લોકોને પુષ્કળ થયો; કારણ તે ચતુર્થી વ્રત ઉપરથી આ સર્વ બોલવાનો પ્રસંગ આવ્યો. એટલે સ્વામી મહારાજેજ આજનો આ બધો વિષય લોકોને પ્રતિપાદન કર્યો એમ થયું.



રવીવાર તા. ૨૦ જુલાઈ ૧૯૨૪ અષાડ વદ ૪ શકે ૧૮૪૬.

## શ્રેષ્ઠ સત્કર્મ–बालादपि सुभाषितं ग्राह्यं–પોતાની એક હકીકત–ફાલતુ વસ્તુનું મહત્વ–જે પૂર્ણ ફાલતુ સ્વરૂપ તેજ સદ્દગુરૂ.

સત્કર્મ કરવાને કોઇને પ્રતિબંધ થોડોજ છે ? પરંતુ તેમાં એક "પરંતુ" છે. મારા સાંભળવામાં એક વાકય છે. તેનો અર્થ સત્કર્મો ખરાં, પરંતુ તેમાં પણ તારતમ્ય જોઈએ એવો છે. સત્કર્મ પુષ્કળ પ્રકારનાં હોય તો પણ તે બધામાં શ્રેષ્ઠ એવું એકજ છે.

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्, न ब्रूयात् सत्यमप्रियम् ॥

જેમ વાદળાં વડે આકાશ પુષ્કળ છવાઇ ગયું હોય, તો પણ જ્યાં સુધી પાણી પડવાની યોગ્યતાનાં તે બન્યાં ન હોય ત્યાં સુધી પાણી પડતું નથી. પાણી પડવા લાયક થયાં એટલે પાણી પડેજ, કોઈ વાર નાનું વાદળ આવે છે, કોઈ વાર મોટું આવે છે; કોઈ વાર તે પાણીનો ઉપયોગ ન હોય ત્યારે તે પડે છે. કોઇ વખતે પ્રથમ નાનું વાદળ હોય છે પરંતુ તે પડતું હોય એટલામાં બીજું વાદળ તેમાં મળી જઇ ખૂબ વરસાદ પડે છે, કોઇ વાર ખૂબ વાદળાં હોય છે, પરંતુ થોડો વરસાદ પડે ન પડે એટલામાં પવન આવી તે સર્વે વાદળો વીખરાઈ જાય છે. તેવો અહીંના ભાષણનો પ્રકાર છે.

सत्यं ब्रूयात, प्रियं ब्रूयात्, न ब्रूयात् सत्यमप्रियं ॥

આ વાકયનો ઉપયોગ આપણે ખૂબ અને ચારે બાજૂએથી

કરી લઇશું. એકજ કામમાં શા માટે ઉપયોગ કરવો ? આ કોઇપણ મહાત્માનું વાકય છે. એવાં વાકયો બહુ વ્યાપક હોય છે. એટલે કે તેના અર્થ પણ પુષ્કળ હોય છે. આ બોલવાનું શા પરથી નીકળ્યું ?

**શ્રેષ્ઠ સત્કર્મ.**

તો સત્કર્મ કરવાં, પણ તે પણ વિચાર કરીને કરવાં પડે છે. પહેલા નંબરનાં સત્કર્મ કયાં ? તો જે પોતાને માટે કર્યાં નથી હોતાં પણ બીજાને માટે કર્યાં હોય છે તે. સત્કર્મ ફાવે તેટલાં કરવાં પરંતુ તેનું પરિણામ એટલે ઉપયોગ પોતાને માટે ન થયો એટલે થયું. એટલુંજ નહીં પણ પોતાને માટે તેનો ઉપયોગ ન થાય એવીજ ખબરદારી હંમેશ લેવી. સત્કર્મનું વૃક્ષ બની તેને ફળ આવશેજ. ક્રિયા થઇ છે તેનું પરિણામ થશેજ, પરંતુ આપણા શિવાય બીજા કોઈને પણ તેનો ઉપયોગ થાય, અને પોતાને માટે તેનો ઉપયોગ ન થાય, એવાં જે સત્કર્મ તે શ્રેષ્ઠ સત્કર્મ છે. વળી તેમાં પણ જે સત્કર્મ કરતાં આપણને ગમે એટલો ત્રાસ થાય, તો પણ આપણા તરફથી બીજાને તલમાત્ર ત્રાસ થાય નહીં, તે સત્કર્મ પહેલા નંબરનું. ફરી તેજ કહું છું. ત્રાસ સોસી સત્કર્મ કરી તેનું ફળ ગમે તેને મળો. પરંતુ જે સત્કર્મ કરતાં બીજાને બીલકુલ ત્રાસ થતો નથી, તે સત્કર્મ પહેલા નંબરનું.

એક ગામમાં એક ધણી ધણીઆણી સાધારણ ગરીબ સ્થિતિમાં પણ અતિ આનંદમાં રહેતાં હતાં. સ્ત્રી બહુ પતિવ્રતા હતી, પોતાના વરને પ્રત્યક્ષ દેવ સમજતી હોઈ તેજ પોતાને જન્મોજન્મ મળે, તેવા હેતુથી તે હંમેશ ઇશ્વરી પ્રયત્ન કરતી હતી, એવા પતિવ્રતા ધર્મથી ચાલતી હતી, તેથી તેની પાસે પુણ્યનો સંચય ખૂબ મ્હોટો હતો. વર પણ સારા સ્વભાવનો અને બધાં સાથે હળી મળી ચાલતો. આને લીધે ગામના લોકોનો પણ આ બેઉ ઉપર ખૂબ પ્રેમ હતો, ને તે ખૂબ આનંદમાં રહેતાં હતાં પરંતુ તેનો આ ઉત્કર્ષ સહન ન થવાથી તેનું શત્રુત્વ કરનાર પણ એક ગૃહસ્થ તે ગામમાં હતાજ. એવા લોકો સર્વ ઠેકાણે હોય છેજ. તેના તરફથી આ ગૃહસ્થને પગલે પગલે અપમાન

અને ત્રાસ સહન કરવાં પડતાં હતાં. આ શત્રુત્વ કરનારો ગૃહસ્થ એકવાર ખૂબ માંદો પડયો, અને ઘડી બે ઘડીમાં મરી જશે એવી સ્થિતિમાં આવી પડયો. આથી એની સ્ત્રી બહુ દુઃખમાં આવી પડી. તેની તે દુઃખી સ્થિતિ જોઈ આ પતિવ્રતા બાઇને તેની બહુ દયા આવી, તેણે પેલી બાઈના વરને, એટલે પોતાના પતિના શત્રુને, જીવતો કરવા માટે, પોતાનું સર્વ પુણ્ય તે બાઇને તેના હાથમાં પાણી આપી અર્પણ કર્યું. તે પુણ્યને જોરે તેને જીવતો કર્યો અને પેલી બાઈનું સૌભાગ્ય કાયમ કર્યું. આ વખતે તેના મગજમાં પોતાના સૌભાગ્ય વિષે એટલે ધણી બદલ પણ વિચાર આવ્યો નહીં. પોતાના વરનો જે પ્રત્યક્ષ શત્રુ તેને જીવતો કરવા માટે પોતાનાં બધાં પુણ્ય ઉપર પાણી છોડવાની તે સાધ્વી સ્ત્રીની કેટલી મોટી પરોપકાર વૃત્તિ ! પોતાના શત્રુ માટે પણ કેટલી બધી લાગણી ! બીજાનું સારૂં કરવા માટે કેટલો મોટો આ સ્વાર્થ ત્યાગ ! આનેજ કહેવું પુણ્યાઈનું જોર અને એનેજ કહેવી પહેલા નંબરની સત્ક્રિયા. આ શિવાય બીજાં સત્કર્મોનો નંબર નીચે આવે છે. તેને કયાં સુધી નંબર આપ્યાં કરીએ ? આ માટેજ "**सत्यं ब्रूयात्**" એ વાકય યાદ આવ્યું. "**सत्य**" શબ્દનો ખરૂં" અને **ब्रूयात्** શબ્દનો "બોલવું" એવા અર્થ થાય છે. પરંતુ **सत्य** એ શબ્દ બોલવાની ક્રિયા માટેજ ફકત થોડો છે ? ગમે તે ક્રિયા હોય તેના મૂળમાં સત્ય એ છેજ. મૂળમાં સત્ય રાખી ગમે તે ક્રિયા કરવી. સત્ય કહેવામાં આવતી જે વસ્તુ છે, જેને ગ્રંથોમાં સદ્વસ્તુ કહી છે, એ'વા એ સત્નો સંબંધ જે જે ક્રિયા સાથે હોય તે સત્ક્રિયા. સત્પણું જેમાં છે એવું કોઇ પણ કૃત્ય કરવાને કોઈનો ભય નથી. સત્કર્મ કરવાને ભીતિ નથી એમ કહ્યું તો પણ તેમાંએ થોડી ભીતિ છે. તે આ કે, સત્ય એટલે ખરાપણું, તે સત્ય માટે જો બીજાને ઉપદ્રવ થતો હોય તો તે સત્કાર્યને ગૌણત્વ–કમીપણું છે. તેથી જેનાથી કોઇને પણ ઉપદ્રવ ન થાય એવું સત્કર્મ કરવું અને તેજ શ્રેષ્ઠ છે. ब्रूयात् એટલે બોલવું, તે કે'વું હોવું જોઇએ ? તો સત્ય હોવું જોઈએ.

સત્‌પણું જેમાં હોય એવું બોલવું એટલે કેવું બોલવું ? તો વ્યવહારમાં ખરૂં બોલવું. જે રીતનો આપણને અનુભવ હોય, જેને કોઈ કંઈ બાધ લાવી શકતા નથી તે સદ્‌વાક્ય. તેજ પ્રમાણે સત્ક્રિયા સત્‌ને કોઇ બાધ લાવી શકતા નથી. તે અખંડ છે. ત્યારે (તો) તે સત્‌માં કોઇપણ ક્રિયા અથવા બોલવાનું એવું હોવું જોઈએ કે તેને કોઈપણ રીતનો બાધ ન હોય; એટલેજ તે સત્કર્મ. હવે ફક્ત બોલવાનેજ આ વાક્ય લાગુ પાડીએ તો તેનો અર્થ ખરૂં બોલવું. તે બોલવાથી સાંભળનારને આનંદ થાય એવો અર્થ છે. તે બોલવાથી કોઈને ઉપદ્રવ થવો ન જોઇએ. **सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्** એનીજ ઉપર ભાર મૂકવા માટે ફરી એમ કહે છે કે **न ब्रूयात्सत्यमप्रियं** એનો અર્થ એવો છે કે બોલવું ખરૂં હોય તો પણ જે બોલવાથી બીજાને ત્રાસ–ઉપદ્રવ થાય, આનંદ થાય નહીં, તે સત્ય હોય તો પણ બોલવું નહીં. આ વાક્યની આગળનું અર્ધું વાક્ય ગમે તે હોય તે મને યાદ આવતું નથી. તો પણ એ ઉપરથી બોલવું તેટલુંજ સત્ય બોલવું એમ નથી, પણ ગમે તે સત્કર્મ કરતાં તેથી કોઇને ત્રાસ, ઉપદ્રવ ન થતાં આનંદ થાય એમ કરવું, દાખલા તરીકે એક ગૃહસ્થે હમણાંજ આવી કહ્યું "બાબા, આજે મારે પ્રસાદ કરવો છે" આથી કોને ત્રાસ થશે ? ઉલટો આનંદજ થશે. જેટલો પ્રસાદ વધુ કરશો તેટલો આનંદજ થશે. તો પછી તેને કોણ મના કરે ? પણ આથી ઉલટું, પાસે કોઇ મનુષ્ય માંદુ હોય, અથવા અપરાત્રીએ બીજા લોકો ગાઢ નિદ્રામાં હોય, અને કોઈ જોરથી મંજીરાં કુટી ભજન કરવા માંડે, તો ભજન કરવું એ સત્કર્મ ખરૂં, પરંતુ તેનાથી આસપાસના લોકોને કેટલો ત્રાસ થાય તેનો કંઈ વિચાર! તેવીજ રીતે આજે મારે સોમવારનો અપવાસ કરવો છે. તેથી ગયા કોઇને ત્યાં ને કંઈ ફરાળ માટે છે કે કહી માંગવા લાગ્યા. આને સોમવારનો અપવાસ, એ સત્કર્મ ખરૂં, પણ ફરાળ માટે બીજાને ત્રાસ થવાનોજ કે નહીં ? એવુંજ પ્રત્યેક બાબતમાં છે. જેથી બીજાને ત્રાસ થાય એવા પ્રકારનું જે કર્મ થાય તે સત્કર્મ કે અસત્‌કર્મ ? મારે પણ એકવાર આવોજ

પ્રસંગ આવ્યો હતો. આજ અવસ્થામાં હું અને દુર્ગાબાઇ એક ભાડાની ગાડીમાં બેસી કોઇ એક ગામ જતાં હતાં. તે ગાડીમાં બીજાં ચાર પાંચ જણાં હતાં તેમાં એક વરવહુ પણ હતાં. પણ તે વહુ આંધળી હતી. વાત પરથી વાત માણસ કહેજ છે, તેજ પ્રમાણે ગાડી ચાલુ થઈ એટલે મારા મોંમાથી નીકળ્યું "જુઓ પૂર્વ કર્મ કોઇનાં કે'વાં અને કોઈનાં કે'વાં! આ બિચારીને આંધળાપણુંજ આવ્યું. હું આમ સ્હેજ બોલ્યો તેથી તે ગૃહસ્થને ખૂબ ગુસ્સો આવ્યો અને તે મારી સાથે લ્હડવા લાગ્યો કે, મારી વહુને તમે આંધળીજ શા માટે કહી! તેનું તે કહેવાનું ખરૂંજ હતું તેથી હું મુંગો મુંગો બેસી રહ્યો. મેં કહ્યું આ ઉપરથી હું તને કંઇ ઉપદેશ કરવાનો હતો, પરંતુ આ નવુંજ ઉપસ્થિત થયું." તેણે કહ્યું, "ભિખારી, મને શું તું ઉપદેશ કરે છે?" બીજા લોકો આ ઉપરથી બોલ્યા, "અરે, તે શું ખોટું બોલ્યા, આ કોણ છે તે તને ખબર છે કે?" અસ્તુ. કહેવાનું કારણ શું? તો "આંધળો કહેવું જો કે ખરૂં હતું તો પણ તેનું પરિણામ ખરાબ થયું. ત્યારે એવી રીતનું બોલવું કે જેથી બીજાને ત્રાસ થયો તે સારૂં કે માઠું? એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. આપણે જો સત્કર્મ કરતા હોઇએ ને જો બીજા કોઈને ઉપદ્રવ થવાનું કારણ ન હોવા છતાં કેટલાકને ઉપદ્રવ ભાસે તો તેનો શો ઈલાજ?

अनभ्यस्ते विषं शास्त्रं ।

તો પણ, કોઇને ત્રાસ ન થાય એવી સત્કર્મની બાજુ વધારે શ્રેષ્ઠ છે.

(એટલું કહી મહારાજે સ્વામીને કહ્યું.)

સ્વામી મહારાજ, આપ અધ્યાય વાંચી લો. બોલતાં બોલતાં કોઇવાર મારા બોલવામાં વિસંગતપણું પણ આવી જાય છે; પરંતુ તેમાંથી લેવા જેવું હોય તે લેવું. ફેંકી દેવા જેવું હોય તે ફેંકી દેવું. બધુંજ કંઈ લેવા જેવું થોડુંજ હોય છે? કેવડાના ફૂલ પાસે કાંટા હોય છે, તેથી તે ફૂલને કોઈ છોડે છે કે? સુગંધ પાસે બીજી ત્રાસદાયક વસ્તુ હોયજ છે.

**बालादपि सुभाषितं ग्राह्यं.**

तीव्रकंटकवतीमपि भृङ्गः केतकीं त्यजति किं प्रियगंधः ।

કેવડાનું ઝાડ કાંટાથી ભર્યું છે તેથી સુગંધ પ્રિય ભ્રમર તે ફૂલ થોડુંજ છોડે છે ? તે કાંટાનો ભય થોડોજ રાખે છે ? આપણે ભૂખ્યા થયા હોઇએ તે વખતે વીણી સાફ કરેલા ચોખા ન મળે તો વગર વીણેલા કાંકરા કચરાવાળા ચોખા આપણે ફેંકી દઇએ છીએ કે ? તેને સ્વચ્છ કરી આપણે તેનો ઉપયોગ કરીજ લઇએ છીએ કે નહીં ? તેવુંજ આ છે. હું બોલું તેમાં જે ખરાબ હોય તે ફેંકી દેવું અને સારૂં હોય તે લેવું. મૂર્ખના બોલવામાં પણ કોઈ કોઇવાર લેવા જેવું હોય છે તે લેવું એમ કહે છે.

बालादपि सुभाषितं ग्राह्यं ॥

પ્રત્યેક જગ્યાએ કંઇક ફેંકી દેવા જેવું અને કંઇક ગ્રહણ કરવા જેવું હોય છે. કેરીની અંદરના મધુર રસ માટે ઉપરની તુરી છાલનો અંગીકાર આપણને કરવોજ પડે છે, અથવા તો કોપરાં માટે નાળીએર લેતી વખતે આપણને કાચલી સહિત નાળીએર લેવું પડે છે કે નહીં ? ભૂસો અને છાલાં જેવી નિરૂપયોગી વસ્તુઓ અંદરનાં ધાન્ય માટે આપણે લઇએ છીએ અને તે ધાન્યનો ઉપયોગ કરતી વખતે તે કહાડી નાંખી, પછી ધાન્યનો આપણે ઉપયોગ કરીએ છીએ, તેજ પ્રમાણે પુરાણિક, કીર્તનકાર, દેશનો સુધારો કરનાર, અથવા સદ્‌ગુરૂ અથવા સદુપદેશ કરનારા બોલતા હોય તેમાં કેટલાક અપશબ્દ અથવા વિસંગત શબ્દ પણ ત્યાં આવેજ છે; તેમાંથી નિરૂપયોગી હોય તે ફેંકી દઈ ઉપયોગી હોય તે લેવું. કોઇ એવી શંકા લે કે તેમાં ખરાબજ પુષ્કળ હોય અને સારૂં થોડુંજ હોય તો પછી કેમ કરવું ? એનો સમાધાનકારક ઉત્તર એવો છે કે, ગમે ત્યાં જુઓ તો સારૂં થોડુંજ હોય છે અને ખરાબ ખૂબ હોય છે. તે દૂર કરી સારૂં હોય તે લેવું પડે છે. સંત્રાં મોસંબી પેઠે રસ થોડો પરંતુ છાલ છોડાં બહુ, તે ચમચાભર રસ માટે બબે આનાના પૈસા આપી છાલ છોડાં સહિત

સંત્રાં લો છો કે નહીં? હું કહું છું આટલો ખર્ચ કરી લોકો શા માટે લે છે ? તેનો નથી ખાસ ઉપયોગ કે નથી તે વધારે ટકે એવો પદાર્થ. એક ચમચાભર પાણી માટે શું કામ એટલો ત્રાસ ? તે મોસંબી પણ એવીજ. ચીવડ રોટલી ચાવતાં ચાવતાં કંટાળો આવે છે તેમજ મોસંબી છોલતાં અને ચુસતાં ચુસતાં કંટાળો આવી જાય છે. એવીજ આ એક ગમ્મત છે. તમારી મુંબાઇગરા લોકોની એ ગમ્મત છે કે, દુકાનદાર જેની કીંમત વધારે કહે, તેને તમો વધારે મહત્વ આપો છો, દુકાનદાર કહે છે કે " આ ઉત્તમ માલ તમારે માટેજ રાખી મૂકયો છે. હલકા નીચ લોકો એ થોડોજ લે છે ! " એવું તે કહે એટલે થયા રાવસાહેબ ખુશ. જેની કિંમત વધારે તે પદાર્થ વધારે મહત્વનો અને ઉત્તમ સમજી તે રાવસાહેબ ખાત્રીથી લેજ છે. અમને મુબાઇમાં એકવાર એવોજ અનુભવ આવ્યો. અમને આ

**પોતાની એક હકીકત**

અવસ્થામાં પ્રથમજ મુંબઇ જવાનો પ્રસંગ, મ્હેતાજી નામના સાંઇબાબાના એક ભકત હતા, તેમને લીધે આવ્યો. મારી પર પણ તેની ભકિત હતી. એક દિવસે મ્હેતાજી, તેમની સાથે બેસતા ઉઠતા લોકોમાંથી કેટલાક સાથે વાત કરતા હતા, ત્યાં મને મુંબાઈ લઇ જવાનો વિષય નીકળ્યો. હું લોકોને ગાળ બોળ દઉં છું, મારૂં છું, એ તેમને ખબર હતી, તેથી મ્હેતાજીની મારી પર જોકે ભકિત હતી, તોપણ તેના કહેવા ઉપરથી અથવા હઠ પકડી બેસવાથી પણ હું મુંબઇ તેની સાથે જઇશ નહીં એમ એ લોકોને લાગ્યું. તેથી તેમણે ભોળા સ્વભાવના મ્હેતાજીને આડું તેડું સમજાવી મને મુંબઈ લઈ આવવા બદ્દલ તેની પાસે પ્રતિજ્ઞા કરાવી. તે પ્રમાણે તેણે મારી પાસે આવી મુંબઇ આવવા બદ્દલ હઠ પકડી. મ્હેં તેને કહ્યું " મ્હેતાજી, આપે શું કામ આ ભાંજગડમાં પડવું જોઇએ ? મુંબાઈ જેવા મોટા શહેરમાં. મોટા લોક આગળ જતાં મને ભય લાગે છે, તેથી હું કંઇ આવતો નથી. " તે વખતે હું અને દુર્ગાબાઈ બેજ હતાં. હું આવતો નથી એમ જોઈ તેણે અપવાસ કરવાની શરૂઆત કરી, અને

દુર્ગાબાઈને પગે પડવા લાગ્યા, એમ થતાં થતાં છેવટે જવાનું ઠર્યું હું મુંબઈ જઇ શીવ (સાયન) માં આવેલા એક બંગલામાં ઉતર્યો. હું એટલે દેવ! એટલે દેવમાટે ઉત્તમ પ્રકારના જે ચોખા (વપરાતા) હોય તેજ મારે માટે લાવવા એવી એમની ઇચ્છા. ઉત્તમ એટલે શું? તો મુંબાઇના લોકો જે માલની ખુબ કિંમત આપે છે તે ઉત્તમ. એમણે સહુથી મોંઘામાં મોંઘા જે ચોખા હતા, તે આણ્યા. ભાત રંધાઈ મ્હોં આગળ આવ્યો તેનો સ્વાદ જોઇ મેં કહ્યું, "દુર્ગાબાઈ આવા કેવા ચોખા આણ્યા છે? મારે ગળે તો ઉતરવા જોઇએ? નથી તેમાં કંઇ સ્વાદ કે કંઇ" દુર્ગાબાઈએ કહ્યું "મ્હેતાજી, અરે, આ કે'વાએક ચોખા લાવ્યા છો?" મ્હેતાજીએ કહ્યું "અરે તે એકદમ ફ્રુસ્ટ કલાસ ચોખા છે; પસંદ ન હોય તો બીજા લાવું." એમ કહીને તેજ ભાવના ને તેજ જાતના પણ બીજી દુકાનમાંથી ચોખા આણ્યા. તેની પણ તેજ સ્થિતિ. ત્યારે દુર્ગાબાઇએ મને કહ્યું "હવે કયાં સુધી તેને કહ્યાં કરીએ? ખાઓ એજ." ફરી એકવાર દુર્ગાબાઈએ તેને કહ્યું કે "હું કહું છું તેવા ચોખા લાવો અમો એવા મોંઘા ચોખા ખાતાં નથી. હલકામાં હલકી કીંમતના લાવશો તોજ ભાત કરીશ." મેં પણ તેને કહ્યું કે "સારા ચોખા ખાવાની મને ટેવ નથી. તદ્દન હલકી કીંમતના હોય તે લાવો. તે પ્રમાણે તે લાવ્યા તો તેનો ભાત સારો લાગવા માંડયો. દુર્ગાબાઇએ મ્હેતાજીને ત્યાંજ જમવાનું કહ્યું. બેઉ ચોખા જુદા જુદા કરી પહેલો ઉત્તમ ચોખાનો ભાત પીરસ્યો. પછી હલકા ચોખાનો ભાત પીરસ્યો. હલકા ચોખાનો ભાત તેને સારો લાગ્યો. તે ઉપરથી દુર્ગાબાઇએ કહ્યું "આજ હંમેશ માટે લાવવાનું કહ્યું હતું, પરંતુ તમને આનો સ્વાદ ખબર નથી." ગરીબ લોકો ફસાતા નથી, કારણ તેમને ઉત્તમ ખાવાની ટેવ નથી હોતી. મોટી દુકાનમાં તમો ગયા કે તે દુકાનદાર કહે છે "આ ઉત્તમ ફર્સ્ટ કલાસ ચોખા છે. ગ્વાલીઅરના એક મોટા ફલાણા ફલાણા ગૃહસ્થ હમણાંજ આવ્યા હતા તે પણ આજ લઈ ગયા. ઉત્તમ માલ છે. પરંતુ ચાર આઠ આના ભાવ વધારે છે એટલુંજ. એમ કહી હલકા

ચોખા, ઉત્તમ કહી તેને ગળે ઘાલે છે, અને ઉત્તમ ધારી તે લઇ જાય છે. એવી તમારી મુંબઈગરા લોકની રીત છે. તેમને પણ દેવ માણુસ સમજવાં, કારણ તેમને ખાતી વખતે સ્વાદજ સમજાતો નથી. ફકત વધારે કીંમતને તે મહત્વ આપે છે, કપડાં લત્તાં વગેરે બીજી બાબતોમાં પણ એમજ છે. આજ ન્યાય પરમેશ્વરની બાબતમાં લઇએ ( લગાડીએ ) તો પણ ચાલે છે. કમી વધુ પ્રમાણમાં સારાંમાં ખરાબનું મિશ્રણ હોવાનુંજ. તો પણ તેમાંથી ખરાબ કહાડી નાંખી સારૂં એટલું લેવું.

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।

યોગમાયા જેવી ફાલતુ વસ્તુને આધારે હું વાસ કરૂં છું. એવું ભગવાનનું કહેવું છે; અને આ વાત સમજાય તેની નિશાની તરીકે જગત્‌માં પણ બધું તેવુંજ બનાવ્યું છે. જગત્‌માં કોઈને અન્ન વગર ચાલે પણ પાણી વગર ચાલતું નથી. આ પાણીની આસપાસજ જમીનનું ખૂબ મ્હોટું કોટીંગ ( Coating ) છે. તે બધાં વાંકાચુંકા કોટીંગો ( પડો ) કહાડી નાંખી, બાજુએ કરી, અંદરનું શુદ્ધ પાણી લેવું. તેવી રીતે ભગવાન કહે છે " યોગમાયાનો વિસ્તાર કહાડી નાંખી મને જુઓ."

**ફાલતુ વસ્તુનું મહત્વ**

માયાની અંદર જે કંઈ છે તે હુંજ છું. એવી રીતે જગત્‌માંની સર્વ વસ્તુ નખશિખાંત ( નીચેથી ઠેઠ ઉપર સુધી ) ફાલતુ છે એમ ઠેરવી તેમાં જે મહત્વનું છે, તે જુઓ. આપણા શરીરમાં શું શું ત્યાજ્ય અને શું શું ગ્રાહ્ય છે તેનું એનેલાઈઝ (પૃથક્કરણ) કરવું, એનેજ આત્માત્મ વિચાર કહે છે. શરીર, મન, અથવા અગીઆર ઇંદ્રિઓમાંથી કંઈપણ એક ઉપયોગી નથી, પણ એવી આ નિરૂપયોગી વસ્તુને આધારેજ જે ઉપયોગી ( આત્મ તત્વ ) છે તે રહે છે, તેથી તે વસ્તુની પ્રાપ્તિ થાય ત્યાંસુધી, દશેંદ્રિયાદિ ફાલતુ વસ્તુઓનો સંગ્રહ કરવોજ પડે છે. નાળીયરમાંથી પાણી મળે ત્યાંસુધી નાળીયરનો સંગ્રહ કરવો પડે છે. અંદરની વસ્તુનો લાભ થાય તે માટે ફાલતુ

વસ્તુનો ઉપયોગ કરવો પડે છે. એ ઉપરથી શું સિદ્ધ થાય છે કે, ઉપયોગી વસ્તુના લાભ માટે ફાલતુ આપણા ગુરૂ થયા. જેને લોકો ફાલતુ સમજે છે તેજ કલ્યાણ મેળવી આપવાનું સાધન ઠરે છે. આ વર્મ, આ અટકળ, જેના લક્ષમાં આવી છે, તે ફાલતુ પદાર્થને કદી છોડતો નથી. બધામાં જેને તમોએ ત્યાજ્ય ઠેરવ્યું હોય, તેનેજ જે પૂર્ણ થયા છે તે સદ્‌ગુરૂ સમજે છે. તેમના લક્ષમાં આવી ચુકયું હોય છે કે તમો વ્યવહારી લોકોએ જેને ત્યાજ્ય ઠેરવ્યું છે, તેનેજ આધારે એમને જે ગ્રાહ્ય છે તે જડયું ( મળ્યું ) છે, અને આગળ ઉપર પણ મળશે. બધામાં જે ત્યાજ્ય વસ્તુ હોય તેજ શ્રેષ્ઠ વસ્તુ મેળવી આપે છે એ સિધ્ધાંત છે. સર્વમાં ત્યાજ્ય વસ્તુ ગુ છે એમ વિચાર કરતાં ઠરે છે. ત્યારે શું ગુ આપણને સદ્‌ગતિ દેખાડશે ? એમ જો પૂછો તો એ કંઈ આપણે કહી શકતા નથી. શાસ્ત્રથી ઉલટું કેમ કહેવાય ? ગુ એ ગુરૂ શબ્દનો પહેલો અક્ષર છે, તેથી "**गु, गुरवे नमः**" એમ કહ્યું છે. હું ઝાડે ફરવા બેસતી વખતે પ્રાર્થના કરૂં છું કે, હે ગુરૂ મહારાજ, આપ કયારે બ્હાર આવશો ( પડશો ) ? કારણ મને જલદી ઝાડો ઉતરતો નથી. તે કહે છે "ધ્યાસ કરી તેં મને હૃદયમાં સાંઢ્યો, હવે બ્હાર શું કામ કહાડે છે ?" હું કહું છું, "તમારી ઇચ્છા હોય તો નીકળો, નહીં તો નહીં."

ગુને ગુ કહેવાનો રિવાજ શા માટે છે ? તો બધી વસ્તુમાં જે સારા માઠા ગુણધર્મ છે તેનો વિચાર કરીનેજ પ્રત્યેક વસ્તુનું નામ પાડવામાં આવ્યું છે. પરમેશ્વરનાં અનંત નામો છે. વિષ્ણુ-સહસ્ત્ર નામ, દેવીસહસ્ત્ર નામ, ગણેશસહસ્ત્ર નામ વગેરે એ અનંત નામો તેમના ગુણધર્મ ઉપરથીજ આવ્યાં ( પડયાં ) છે. ગુણધર્મ વગર નામ પડતાં ( આવતાં ) નથી, એવો મૂળ આરંભમાં સિદ્ધાંત છે. આરંભમાં જે નામો પડયાં, તે તે વસ્તુના ગુણધર્મનો બોધ થાય એવાં પડયાં. એટલે કે પરમાત્માનાં જેટલાં નામો છે, તેટલાં ગુણધર્મ બોધક તે છે અને તેટલા ગુણધર્મ તેમનામાં છે. સહસ્ત્ર નામનું મહત્વ શું ? તો પરમેશ્વરનાં કેટલાં નામો છે, એ જોઇ

અને તેટલા ગુણધર્મો ત્યાં લાગુ પડે છે, એ સમજી લેવા માટે સહસ્ત્ર નામના પાઠનું મહત્વ છે. જગતમાં જે જે વસ્તુઓ છે તેના નામ પ્રમાણે તેનામાં ગુણધર્મ છે. સૂક્ષ્મ રીતે જોઇએ તો આ તત્વ લક્ષમાં આવે છે. પ્રત્યેક અક્ષરની પણ વ્યાખ્યા થઈ શકે છે, પરંતુ આપણી એવી કુશાગ્ર બુદ્ધિ નથી, તેથી તેનું વિવેચન થઇ શકતું નથી. આજ નિયમ સર્વ વસ્તુને લાગુ પડે છે. ધારો કે કોઈ એક વનસ્પતિનું નામ આપણને અથવા ડોકટર લોકોને ખબર નથી. ત્યારે ડોકટર શું કરે છે ? તેના ગુણધર્મ શું છે, તેનો ઉપયોગ શો છે વગેરે તે ચીજને એનેલાઇઝ કરી શોધી કહાડે છે. વનસ્પતિનાં અથવા ખનીજ પદાર્થના ગુણધર્મ કહાડી તેના ઉપયોગ પ્રમાણે તેનાં નામો ઠેરવે છે. વસ્તુનું મૂળ નામ ખબર હોતું નથી. પરંતુ તેના ગુણધર્મ જોઈ અથવા તો જે રીતે તે ઉત્પન્ન કર્યા હોય અથવા થયાં હોય તે રીત ઉપરથી તેને નામ આપે છે. કિવનાઇનને કિવનાઈન એ નામ, જેણે તે કહાડયું, તેના નામ ઉપરથીજ આપવામાં આવ્યું છે.

**જે પૂર્ણ ફાલતુ રૂપ તેજ સદ્‌ગુરૂ.**

સારાંશ શો કે, આપણો ગુરૂ કોણ ? તો બધામાં નિકૃષ્ટ (હલકો) જે હોય તે. તેને જેણે ગુરૂ કર્યો, તેના હાથમાં બધાંથી શ્રેષ્ઠ વસ્તુ આવી. ગુરૂ એટલે જડ. તેણે તેને ગુરૂ કર્યો તેથી તમો કોઈ એમ કરશો નહીં હં કે ? કારણ લોકો તમને ગાંડા કહેશે. ગુરૂ શબ્દનો અર્થ એવોજ છે. ગુરૂ એ શબ્દનો અર્થ સદ્વસ્તુ નથી. તમો સાક્ષાત્ ગુરૂ છો, એટલે મહા-મૂર્ખ છો, એવો અર્થ છે. તમો કહેશો, "એમ કેમ બાબા ! શાસ્ત્રમાં તો ગુરૂનું ખૂબ મહાત્મ્ય કહ્યું છે હું કહું છું," તે બરોબરજ છે તેનું કારણ ગુ એટલે ફાલતુ વસ્તુ. તેનેજ આધારે સદ્વસ્તુની પ્રાપ્તિ થાય છે. તેથીજ તેનું માહાત્મ્ય ખૂબ કહ્યું. ફાલતુ વસ્તુનો આધાર જો ન લેવામાં આવે તો સદ્વસ્તુ પ્રાપ્તિ કદી પણ સંભવે નહીં. તથાપિ જ્યાં સુધી તમને તેમાં રહેલો વર્મ સમજાતો નથી, ત્યાં સુધી હું કહું છું તેવો અર્થ તમો કરતા નહીં. પરંતુ મને એમ

દેખાય છે કે જેનો જલદી કંટાળો આવે એવી ત્યાજ્ય વસ્તુ એટલે ગુરૂ. કેવો દીકરો પત્થર જેવો જડ છે એમ કહે છે. જડને સંસ્કૃત ભાષામાં ગુરૂ કહે છે. જડ વસ્તુને નિકૃષ્ટ માની છે. જડ કહી જે ખરાબ ઠેરવી તે જડને આધારેજ આપણને તે સદ્વસ્તુ જોઈએ છીએ તેથી તેને મહત્વ આપવાનું. તેથીજ શાસ્ત્રમાં તેનું માહાત્મ્ય કહ્યું. સદ્‌ગુરૂ જે હોય છે તેણે સર્વ પ્રકારે ફાલતુ વસ્તુનો સ્વીકાર કર્યો છે એમ દેખાય છે. તેનું આચરણ જે હોય તે પણ ફાલતુ. અંગ ઉપર કપડાં લત્તાં જે હોય તે પણ ફાલતુ. તેનું ખાવાપીવાનું જે હોય તે પણ ફાલતુ વસ્તુ ઉપરજ. તેનો બોલવા ચાલવા વિગેરેનો જે વ્યવહાર તે પણ ફાલતુ જેવોજ, એટલે વ્યવહાર દૃષ્ટિએ જેને તમે સારૂં સારૂં સમજો છો, તેમાંનું તેની પાસે કંઈપણ નથી હોતું. એટલેજ તેવાને લોકો ગાંડો કહે છે, પરંતુ તેણે બધાંજ ફાલતુનો સ્વીકાર કર્યો હોય છે, તેથી અને એવા ફાલતુમાંજ પરમાત્મા હોય છે તેથી, તે પોતે પણ પરમાત્મા રૂપ બની જાય છે. બધીજ રીતે પોતે ફાલતુ રૂપ બન્યો હોવાથી તે ફાલતુનેજ "ગુરૂ" "સદ્‌ગુરૂ" વગેરે કહેવામાં આવે છે. એવાનો લોકો પરમાત્માની પ્રાપ્તિ માટે આશ્રય લે છે અને તેનીજ પાસેથી એટલે ફાલતુરૂપ એવા સદ્‌ગુરૂ પાસેથીજ પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ કરી પોતાનો ઉદ્ધાર કરી લે છે. તેથી શાસ્ત્રમાં સદ્‌ગુરૂનું માહાત્મ્ય કહ્યું (છે). તેથી સહુથી જે ફાલતું હોય તે અને સદ્‌-ગુરૂ જે હોય તે એકજ. કોઇ ઉલટો અર્થ કહેનાર આને ખોટો અર્થ કહેશે. પરંતુ ખોટો હોય તોપણ લખી રાખો. પુષ્કળ ગ્રંથોમાં ખરૂં લખી મૂક્યું છે, અને તેનો અભ્યાસ કરવાની તમને હંમેશની ટેવ છે તે સારીજ છે, ખરૂં અને સારૂં લેવાની તમને હંમેશજ ટેવ છે, તોપણ કોઇવાર ખરાબ લેવું એમાં શી હરકત છે ? જન્મો-જન્મ તમો જે સારૂં તે તો લેતાજ આવ્યા છો, પણ ખરાબ પણ કોઈવાર લેવું. હું જે બોલું છું તે ખરાબ છે, સારી બાજુનો તમને હમેશ અનુભવ છે. સારી ચીજોનો સંગ્રહ તથા પ્રેમ તમારી પસે છે. તેથી તમો સારાજ છો. જેને તમો સારા કહો છો તે

સારાંપણાંની પરિસીમા શી ? તો ખરાબ ચીજને પણ સારી કરી તેને પેટમાં લો ત્યારે તે સારાંપણાંની પરિસીમા થઇ એમ સમજાય. ડહાપણ (ચતુરાઇ) ના ઘોડા આગળ હાંકવા માટે કોઈ એકને આપણે ખરાબ કહીએ છીએ અને તેનો અલ્પસ્વલ્પ (નાનો સુનો) દુર્ગુણ બ્હાર કહાડીએ છીએ; પણ તે દુર્ગુણ છે કે સદ્‌ગુણ એ તેની તેને ખબર. આપણે જો કોઇને એમ કહીએ કે “ મહારાજ લોકો આપને મ્હોટા કહે છે, જગત્ આપને મ્હોટા કહે છે, પણ એક આપજ આપને મૂર્ખ કહો છો, એનું શું કારણ ? ત્યારે તે કહે છે,” મૂર્ખપણું મેં લીધું છે અને લઉંજ છું, પરંતુ તમારાં મોટાંપણાંની પરિસીમા મારીદ્વારા થતી હોય તો તે તમો શા માટે કરી લેતા નથી ? ” પહેલો કહે છે, “ અરે તારે લીધે મારાં મોટાંપણાંની પરિસીમા કેવી રીતે થાય ?” પેલો બીજો કહે છે “તમારાં મોટાંપણાંની પરિસીમા મારાં મૂર્ખપણાં વગર થવાની નથી. મોટાંપણાંની અને સારાપણાંની પરિક્ષા શી, અને તેની પરિસીમા શી ? તો જેને સર્વ જગતે, અથવા આપણે મૂર્ખ ઠેરવ્યો હોય, તેનો અંગીકાર કરી, તેનાં ખરાબપણાંની અસર આપણી પર ન થવા દેતાં, આપણાં મોટાંપણાંનું પરિણામ તેની પર કરી, તેને આપણામાં સામેલ કરી લઇએ તો મોટાંપણાંની અને સારાંપણાંની પરિસીમા થઈ (કહેવાય). મૂર્ખની ચેષ્ટા (ચાળાચ્હેનકાં) તમારાથી સહન થઈ શકે, તેનો તમો ઇનકાર ન કરો તો તમારાં મોટાંપણાં અને સારાંપણાંને પૂર્ણતા આવી (એમ સમજો). મૂર્ખ કહે છે, “મારી તરફથીજ તમારાં મોટાંપણાંને પૂર્ણતા આવશે.” આ ન્યાય પ્રમાણે હું કહું છું, તમો ડાહ્યા છો, ગીતા, ભાગવત વાંચો છો એ સારૂંજ છે. પણ તેમાં મારી પાસેથી આવેલાં ખરાબનો જો તમો સમાવેશ કરો તો તમો ધન્ય છો. પરમેશ્વરપણું સારાપણું જે છે તેની પૂર્ણતા તમોએ કરી એમ થશે. તીર્થનું ઉદાહરણ તમોને શા માટે ન આપવું ? ગંગાના પાણીનો સારોજ ઉપયોગ કરે છે, ખરાબ કરતા નથી એમ નથી. કોઈ તેની પૂજા કરે છે, પણ કોઈએ જો

ગાંડ ધોવાને તેનું પાણી લીધું તો તે શું તેને ત્યાંથી હાંકી કહાડે છે? તેનામાં સારૂં માઠું બધું સમાઇ જાય છે. તેથીજ તેને મહતી પ્રાપ્ત થઇ. ખરાબ સમાવીએ તો તેનું મહત્વ વિશેષ છે. સારૂં તો ગમે ત્યાં સમાય છે. તેથી મારૂં કંઇ વિસંગત હોય તે સારૂં કરી લો. તમારા સારાંપણાંથી આ મારૂં ખરાબ છે તે સારૂં કરી લો.

બાબા, પહેલાં તમો પ્રત્યક્ષ ગુમાં આળોટતા હતા, અને હવે અમારી પાસે જો કે પ્રત્યક્ષ રીતે નહીં, તો પણ વાર્તા રૂપે ગુ ચુંથાવો છો કે? એમ કોઇ કહે તો હું કહું છું કે હું કંઇ તેવું કરતો નથી. પરંતુ ગુ ચુંથ્યા શિવાય ખરૂં જે છે તે હાથમાં આવશે નહીં એ કહી રાખું છું. હીરાની વીંટીનું ઉદાહરણ એકવાર આપ્યું છે. એક વખતે એક જણની હીરાની વીંટી જતી રહી (ખોવાઈ ગઇ). તે કયાં ખોવાઈ તેની કો'ને ખબર, પણ તે ઘરના કચરામાં ઉકરડામાં ગઇ હશે એમ ધારી ઘરનાં સ્રી પુરૂષોએ ડુકર પેઠે ઉકરડો ઉકેર્યાં કર્યો. આવો પ્રસંગ સારા સારા ભલા માણસોને પણ આવે છે, કર્મ ધર્મ સંયોગે તે જડે તો જડે નહીં તો વિના કારણ ઉકરડાની વાસ શરીર પર લેવી પડે છે (ચોંટે છે). તેમ પરમેશ્વરનો વર્મ ગુરૂમાં છે. સદ્‌ગુરૂને મહત્વ શું કામ આપે છે? તો હમણાંજ કહ્યાં પ્રમાણે, ફાલતુ વસ્તુને આધારે પરમાત્મા રહેતો હોવાથી, તે ફાલતુ વસ્તુનોજ સર્વ પ્રકારે તેણે સ્વીકાર કર્યો હોય છે તેને લીધે પરમેશ્વર પ્રાપ્તિ થાય છે, તેથી આપણને પરમેશ્વર પ્રાપ્તિ થાય એટલે જેને આપણે સદ્‌ગુરૂ કહીએ છીએ, તેનું ગુરૂપણું સુદ્ધાં તદ્રૂપ બની જાય છે. એટલે શું? તો અંદરની જે મુખ્ય વસ્તુ છે, જેને આધારે તે ગુરૂ પણ રહે છે, તેનીજ પ્રાપ્તિ થયાં પછી, (પરમેશ્વર પ્રાપ્તિ) તેને આધારે રહેલું જે ગુરૂપણું તે વળી જુદું કયાંથી રહે? તે તેમાંજ લીન થઈ જાય છે. જેમ એક અંજીર જેવું ફળ કે જેનું અંદરનું બ્હારનું બધુંજ ખાઇ શકાય છે, અંદર જે સ્વાદ તેજ બ્હાર, એવાં પુષ્કળ ફળો છે. આમળાં નામનો જે પદાર્થ છે તે પણ તેવોજ છે.

પરંતુ તેનું બી કહાડી નાંખવું પડે છે. તેથી તે કંઈ કામનું નહીં. પરંતુ દ્રાક્ષ બીસમીસમાં બી સુદ્ધાં હોતાં નથી. તે જડરૂપ છે તો પણ સદ્રૂપ છે. તેમાં કંઈજ ત્યાજ્ય નથી. તેવીજ આ મૂળમાંની ભાંજગડ છે. તે પ્રકૃતિ બહુ સૂક્ષ્મ છે. પરંતુ તે ભાસમાન પ્રકૃતિ દ્વારેજ સદ્રૂપ લઈ શકાય છે. તમો સ્થૂલ દેહને તે સૂક્ષ્મ પ્રકૃતિનો અનુભવ નથી. પરંતુ તેમાંથીજ તમો બન્યા છો, તે વગર આનંદ લઇ શકાતો નથી. કોઈ પણ રીતની પ્રકૃતિ ન હોય તો મૂળનું જે છે તે મળે તો પણ આનંદ મળશે નહીં. પરંતુ આમ બનતું નથી. બીજ રહિત દ્રાક્ષની પોપડી જેવી તે પ્રકૃતિ સૂક્ષ્મ છે. તેમાંજ તે બ્રહ્મરસ અટકી રહ્યો છે.

સારાંશ, સત્કર્મનો ઉપયોગ બીજા માટે કરી, બીજાને ત્રાસ ન થાય એવી રીતનું સત્કર્મ હોય એટલે પરમેશ્વર પ્રાપ્તિ થાય છે. છે શું ને નથી શું ?

( આ પછી સ્વામીજીએ હંમેશ પ્રમાણે પોતાનાં મુદ્દલ પુરાણનું પારાયણ મહારાજ સામે કર્યું. તેમાં મત્સરાસુરની જન્મ કથાવાળો અધ્યાય બીજા અધ્યાય સાથે સ્વામીએ વાંચ્યો. તે ઉપરથી મહારાજે કહ્યું. )

પોતાના નામ પ્રમાણે મત્સરાસુર પ્રવૃત્ત થયો. મત્સરાસુરના ગુણ ધર્મ તેનામાં પ્રકટ થવા આવશ્યક છે. હું કહું જ છું કે ગુણ પ્રમાણે નામ પડયાં ન હોય તો, નામ પ્રમાણે ગુણો આવે, તે માટે પ્રયત્ન કરવો. કોઈનું શંકર નામ હોય તો તે નામ પ્રમાણેના ગુણ ધર્મો પોતાનામાં લાવવાનો તેણે પ્રયત્ન કરવો.

સત્ જે છે, તે પ્રકૃતિનો સહવાસ કરતાં કરતાં પોતાને વિસરી જઇ પોતેજ પ્રકૃતિ બન્યું. હવે જો તેને ફરી સત્ અવસ્થાનો અનુભવ લેવો હોય તો, જે સત્ પોતાના સદ્રૂપને વિસરી પ્રકૃતિજ હું છું એમ કહેવા લાગ્યું, તેણે હવે એથી ઉલટી દિશામાં જઈ, જે પ્રકૃતિ સદ્રૂપ થઇ હોય–જેને સદ્‌ગુરૂ કહે છે–એવા સત્પુરૂષના

સહવાસમાં જો પોતાની પ્રકૃતિને રાખે તો તે પણ સત્ પ્રકૃતિ બને. એકવાર તેમ થઈ જાય એટલે બધું ઉલટું બની જાય છે. આમ ઉલટા થવાના (કરવાના) પુષ્કળ ઉપાય છે. પરંતુ તે બધા આપણાથી લેવાતા નથી તેથી જે પ્રકૃતિ સદ્રૂપ થઈ હોય તેના એટલે સદ્‌ગુરૂના સહવાસથી પોતાનું પ્રકૃતિરૂપ થયેલું જે સત્ તેને સદ્રૂપ કરી લેવું.

(એક ગૃહસ્થ શિર્ડી જવાના ઉદ્દેશથી મહારાજની આજ્ઞા લેવાને આવ્યા ને ભૂલથી "સાકોરી જાઉં છું હુકમ હોય તો" એમ કહ્યું એ ઉપરથી મહારાજે કહ્યું)

સાકોરી શું અને શિર્ડી શું ? એકજ. સાકોરીજ જો શિર્ડી થઈ તો તમો શિર્ડીને સાકોરી કહો તો તેમાં શું થઈ ગયું ? શિર્ડીનો જે કોઇ, તેજ સાકોરી આવીને બેઠો છે. તેથી સાકોરીજ શિર્ડી થઈ, અને શિર્ડી થઈ સાકોરી. આવી નામની અદલાબદલ થાય છે, તેથી તમો કહો છો તેજ ખરૂં.

એક ઘરડા ગૃહસ્થ પ્રથમજ દર્શને આવ્યા અને કહેવા લાગ્યા, "મહારાજ મન સ્થિર થતું નથી, તેને માટે શો ઉપાય કરવો ?"

દાદાજી, મન સ્થિર કરવું હોય તો વ્યવહાર બંધ પડશે ને ? વ્યવહાર બંધ ન પડે તો મન સ્થિર કેમ થાય ? વ્યવહાર કરો છો તેથી તેની વિવંચના અને દુઃખ હોય છે જ. પણ તેને પણ સીમા હોય છે. તે સીમાની બ્હાર દુઃખ જાય તો ત્યાં સુખ જ છે. સીમા ઉલ્લંઘન થાય એટલે કાર્યજ થયું. (આ ઉપરથી તે ગૃહસ્થ બોલ્યા, મન સ્થિર કરવાનો પ્રયત્ન કરવાથી, તે મન સ્થિર તો થતું નથી પણ ઉલટો ત્રાસ થાય છે. તે પરથી મહારાજે કહ્યું) જો ઉલટો ત્રાસ થાય છે તો તે સીમાની બ્હાર તે ગયુંજ નથી. દુઃખ ભોગવતાં ભોગવતાં કાર્ય થાય છે. તેથી દુઃખ, ત્રાસ ભોગવતા

જાવ, ગભરાવ નહીં. ખાસ જરૂર ન હોય, ઉતાવળ ન હોય, તો જેટલા દિવસ રહી શકાય એવું હોય, તેટલા દિવસ રહો.

ગૃહસ્થ—પણ મન ઘર તરફ જાય છે ને ?

મહારાજ—ઘર તરફ જવું પડે છે. ત્યાં જાય તો જવા દો. જ્યાં જાય ત્યાં જવા દો. તમારાં મને તમને અહીં ખેંચી આણ્યા છે તેથી તેનો ઉપયોગ થશેજ.



સોમવાર, તા. ૨૧ જુલાઈ ૧૯૨૪ અષાડ વદ ૫ શકે ૧૮૪૬.

## શંકર અને મત્સરાસુર-ષડ્રિપુ-અભિમાનના નાશની જરૂર-ષડ્રિપુ મિત્ર-પુણ્ય-પ્રકૃતિ અને પાપ-પ્રકૃતિ-પુણ્ય કર્મ નિષ્કામ કરવું-સંગમનેર.

( સ્વામી મંગળ મૂર્તિએ નિત્ય પ્રમાણે મુદ્ગલનું પારાયણ કર્યું. તેમાં મત્સરાસુરના પરાજય સંબંધની કથા આવી તે પરથી મહારાજ બોલ્યાઃ— )

**શંકર અને મત્સરાસુર**

આપણી પાસેનું જેટલું ખરાબ હોય તે બધું ગયું કે બ્હારનું બધું ખરાબ નાશ કરી શકાય છે. આપણો કોઇ શત્રુ નથીજ. આપણા શત્રુ આપણેજ હોઇએ છીએ. તેને લીધે દુનિઆમાં બધાજ આપણને શત્રુ દેખાય છે. આપણામાં શત્રુત્વ આણીએ એટલે સર્વત્ર શત્રુજ દેખાય છે. તમારી અંદરના શત્રુ વડે બાહ્ય શત્રુનો નાશ કરવા ઇચ્છો છો, પરંતુ તેમ બની શકતું નથી. તો પ્રથમ તમારી પાસેના શત્રુનો નાશ કરો એટલે પછી બ્હારના શત્રુનો નાશ કર્યાં શિવાય તે નાશ પામ્યાનો અનુભવ તમને આવે છે. તે મત્સર દૈત્યનો શંકરથી પણ નાશ થયો નહીં, એવો આ અધ્યાયનો અર્થ છે. મત્સર નામનો દૈત્ય શંકરના વરથી બલાઢય થયો. પોતાના નામ પ્રમાણે પરોત્કર્ષ સહન ન થવાથી-બીજાનું સારૂં સહન ન થવાથી -તેનો નાશ કરવાનો તેણે પ્રયત્ન કર્યો. જો શત્રુનો નાશ કરવાનું સામર્થ્ય ન હોય તો તેનો ઉત્કર્ષ સહન ન થવાનો ધર્મ વધતો જાય છે, અને તેને લીધે તે દુઃખ પામે છે, એનુંજ નામ મત્સર. આ મત્સરાસુરની ઉત્પત્તિ શંકરથી થઇ. શંકરનું મત્સરપણું આ

રૂપે મૂર્તિમંત બ્હાર પડયું. તમો કહેશો સાક્ષાત્ શંકર પાસે મત્સર કેવો ? તો પ્રકૃતિનો ધર્મજ તેવો છે. મૂળની જે સ્થિતિ તેને પ્રકૃતિ ફાવે તેમ કરે છે. તે મૂળનું જે છે તે બોલતું નથી, ચાલતું નથી, જાણ અજાણ-પણ રહિત એવું તે છે. કોઈ પણ ફાવે તેમ કરે તેને તે મના કરતું નથી. એવો ફોગટનો ખૂબ માલ મળ્યો, તેનીપર પ્રકૃતિ ફાવે તેવો વ્યવહાર કરી રહી છે. જેમકે જમીન છે, તેની ઉપર ઉંચા નીચા ટેકરા કરો, ખોદો, ખાડો કરો, કચરો કરો, સારૂં બનાવી દો કે ખરાબ કરી મૂકો, અથવા કાંઇ ન કરો. પૃથ્વીના કોઈ ભાગમાંથી કહો અથવા પૃથ્વીનીકોઈ વસ્તુ દ્વારા કહો કોઈ સારૂં કરો અથવા માઠું કરો, તે કંઈ કરો એમ તે કહેતી નથી અને કંઇ કરો તો મના પણ કરતી નથી. તેવીજ રીતે મૂળનું જે છે તે આ પૃથ્વી પ્રમાણે છે. એવી રીતે આ જાણ અજાણ રહિત પરમેશ્વર સાથે ફાવે તેવો વ્યવહાર કરી તે પ્રકૃતિએ તેને શિવરૂપ-પ્રકૃતિ બનાવી. તારૂં નામ શિવ છે તો તે પ્રમાણે તારે કંઈ આકાર તો જોઇએ ને ? એવી રીતે તે પ્રકૃતિ શિવને કહે છે.

શિવઃ—જાણ અજાણ રહિત હું છું ને ?

પ્રકૃતિઃ—જાણ અજાણ રહિત જે અવસ્થા તેને પણ કંઈ આકાર જોઇએ ને ?

એમ કહી તેણે તેને શિવ-પ્રકૃતિનો આકાર આપ્યો. ત્યારે જાણ-અજાણ રહિતપણું અને બીજા ગુણધર્મ પણ ત્યાં આવ્યા. પ્રસંગોપાત દ્વૈતના ગુણની વૃધ્ધિ થવા માંડી. કોઈ કોઇવાર રજ વધારે અને કોઇકવાર તમ વધારે અને બાકીના ગુણો કમી એમ તે શિવ પ્રકૃતિમાં થવા લાગ્યું. એવાજ પ્રસંગાનુસાર જે ગુણને લીધે મત્સરની વૃદ્ધિ થાય છે તે ગુણ શિવ પ્રકૃતિમાં વૃધ્ધિંગત થવાનો યોગ આવ્યો. ત્રણ ગુણોમાંથી જેને લીધે મત્સરની વૃધ્ધિ થાય તે પ્રમાણે ગુણોની વધઘટ થઇ મત્સર થયો. કંઇપણ એક વધે એટલે તે પ્રકટ થાય છે. થોડું અન્ન ખાવ છો, તે પચીને

થોડો મળ થાય છે. થોડો મળ હોય તો ઝાડે ફરવાનું થતું નથી અને ઝાડો થતો પણ નથી. ખાધેલા પદાર્થોના પ્રમાણમાં એક ચતુર્થાંશ મળ બને છે. આ નિયમ પ્રમાણે આગળના દિવસનો થોડોક મળ અને પછીના બે ચાર દિવસ કરેલાં ભોજનનો મળ બની તે પણ ભેગો થાય છે અને તેને લીધે મળાશયની જે કોથળી છે અને તેનું જે પ્રમાણ છે તે પ્રમાણમાં તે ભરાઈ જાય અને અપાનવાયુનો વેગ થાય એટલે તે તે મળસહિત બ્હાર પડે છે. તેવીજ રીતે પ્રસંગ આવે મત્સર, જે પ્રકૃતિનો એક મળજ છે તે વધી જાય એટલે બ્હાર નીકળે છે. હવે, પ્રકૃતિ જો તૈયાર થઈ અને આકાર પણ આવ્યો તો ત્યાં ખાવા પીવાનું પણ આવ્યુંજ. ખાવાનું આવ્યું કે ત્યાં મળ આવ્યોજ. ષડ્રિપુ એ મળજ છે. ઓછા વધારે પ્રમાણમાં થયેલો મળ ગમે ત્યારે બ્હાર પડવાનોજ. શિવ પ્રકૃતિમાં પોષક દ્રવ્ય જે ગયાં હશે તેનો મળ મત્સરરૂપે વધ્યો અને તે મળ જેટલો ભેગો થઈ શકે તેટલો થયો. હવે ભેગા થવાને જગ્યા નથી તેથી તે મળ (મત્સર) રૂપે હુધ્યા પેઠે બ્હાર પડયો. ગમે તેવો પણ તે મળજ. તેનો ગુણ, તેનો સ્વભાવ, દુઃખ ત્રાસ કંટાળો ઉત્પન્ન કરવો એ છે. પણ એ દુઃખ, ત્રાસ, કંટાળો ઉત્પન્ન થવો એ કોને ? તો જે તેનાથી ઉલટી સ્થિતીના હોય એટલે મત્સરના ગુણ જ્યાં ન હોય તેને. ગામડાં ગામમાં જ્યાં ત્યાં ગુના પોદળા પડ્યા હોય છે. તે પોદળા અંદર અંદર કંટાળો કરે છે કે ? માણસો કંટાળો કરે; પરંતુ તે પોદળા એટલે લીંડા અથવા પીઠલાં જેવું ઢોળાયલું જે પાંચ દસ જગ્યાએ હોય છે તે કંઈ અંદર અંદર એકેકનો કંટાળો કરતાં નથી. ત્યારે એવો વિચાર કરવો કે, સત્વમાંથી પ્રકટ થયેલી સાત્વિક પ્રકૃતિ અને તમો ગુણમાંથી થયેલી મળરૂપ પ્રકૃતિ છે. આપણામાંથીજ પ્રકટ થઈ આપણનેજ ત્રાસ આપવો એવી પ્હેલેથીજ તેની રીત છે. જુ, માંકડ, એ આપણામાંથીજ થાય છે અને આપણને ત્રાસ આપે છે. તેનો નાશ કરવા માટે આપણે પણ તેમના જેવાજ થવું પડે છે. એટલે શું ? તો તેમનો ગુણ જે ત્રાસ આપવાનો

તે આપણે લઈ તેમનો નાશ કરવો પડે છે. તમો જો સાત્વિક ગુણ ધારણ કરી બેસો તો તેનો નાશ થશે નહીં. તેમનામાં દુ:ખ આપવાનો ગુણ આવ્યો છે અને તમો સાત્વિક થઈ બેસો અને તેમને દુ:ખ ન આપો તો તેમનું તો સારૂંજ થયું !

શિવ અવસ્થા મૂળ સાત્વિક છે પરંતુ અઘટિત ઘટના કરનારી જે પ્રકૃતિ તેનામાં સર્વ ગુણો છે. તેથીજ મત્સર ખૂબ ભેગો થયો કે શિવ પ્રકૃતિમાંથી મૂર્તિમંત તે બ્હાર પડયો. તે ખરાબ છે. ગમે તેવો પણ તે મળજ! તમો કહેશો "તે શિવ પ્રકૃતિએ તેનો નાશ કરવો જોઇએ કે નહીં?" પરંતુ તે શિવ એટલે કલ્યાણ કરનારી પ્રકૃતિ તેનો નાશ કેમ કરે? પાસે હતો ન હતો તે બધો મત્સર બ્હાર પડયો. મૂળ જે સત્વગુણ તે ત્યાં પ્રકટ થયો. જેમ ઝાડો સાફ થાય એટલે પેટ સાફ થાય છે, કંઈ ખટખટ રહેતી નથી, તેમ શિવ પ્રકૃતિ કલ્યાણકારક હોવાને લીધે અને મત્સરરૂપી મળ બ્હાર પડી ગયો હોવાને લીધે તે કલ્યાણજ કરે છે. માબાપ પાસે પુણ્ય સંચય હોઈ તેમાંથી સંતતિ ઉત્પન્ન થાય તે માબાપનો પુણ્યપિંડ અને પાપ સંચય થઇ તેમાંથી સંતતિ ઉત્પન્ન થાય તો તેને પાપપિંડ સમજવો. જેવું બી હોય તેવું ઝાડ. જેવો આપણો સ્વભાવ તેવીજ આપણાથી થયેલી સંતતિ. તેથી તેની ઉપર આપણે પ્રેમ કરવાનાજ. તેવીજ રીતે પોતાની પાસેથી ઉત્પન્ન થયેલો જે મત્સર તેની ઉપર તે ભોળાશંકર પ્રેમ કરવા લાગ્યા. મત્સરાસુરે પણ તપશ્ચર્યા કરી પોતાના પિતા–શિવને પ્રસન્ન કરી પોતાના ગુણ પ્રમાણે વર મેળવી લીધું. મત્સરમાં પ્હેલેથીજ પૂર્ણ ખરાબ ગુણ, તેમાં વળી આ વર મળ્યું. પછી શું? તે ગમે તેવો પણ મત્સરાસુર ! તે બાપના માથાપર ચ્હડી બેસવામાં પાછી પાની કરે કે? વ્યવહારમાં પણ છોકરાંઓ બાપની એસ્ટેટ માટે તેના માથાંપર હાથ ફેરવે છે. તેવી રીતે શંકરથી ઉત્પન્ન થયેલો મત્સર દૈત્ય તે શિવ ઉપરજ હાથ ફેરવવા લાગ્યો. શંકર હાર્યા અને તેમની પ્રકૃતિની ઉત્પત્તિ જેનાથી, એવી જે તેમની આદ્યપ્રકૃતિ, ત્યાં તે ચાલ્યા ગયા. મૂળ પ્રકૃતિ એટલે દત્તાત્રય. આ ત્રિગુણનો

પ્રકાર છે. ત્રિગુણની બનેલી, અઘટિત ઘટના કરનારી, એવી શ્રેષ્ઠ જે પ્રકૃતિ તેને દત્તાત્રય કહેવામાં આવે છે. તેનામાં શ્રેષ્ઠત્વ શા માટે આવ્યું ? તે અઘટિત ઘટના કરવાનું સામર્થ્ય તેમાં છે અને તેજ ઘટનાનો નાશ કરવાનું સામર્થ્ય પણ ત્યાંજ છે. તેથી જે પ્રકૃતિ અઘટિત ઘટના કરી ફરી તેનો નાશ કરી શકતી નથી તે પ્રકૃતિ પૂર્ણ નથી. અઘટિત ઘટના કરી તેનો પૂર્ણપણે નાશ કરે એવી પણ અઘટિત ઘટના જે કરી શકે છે તેજ પ્રકૃતિ સર્વ પ્રકૃતિમાં શ્રેષ્ઠ. બનાવી શકાય છે પણ ભાંગી શકાતું નથી વા ભાંગી શકાય છે પણ ઘડી શકાતું નથી એવી પ્રકૃતિ શ્રેષ્ઠ નથી; પણ જે બન્યું નથી અથવા જે બનતું નથી તે બનાવવું, બનાવેલું ભાંગવું વગેરે ઘડભાંગ જે કરે છે તે અઘટિત ઘટના કરનારી પ્રકૃતિ જાણવી. જે ઘટના એકાએક ભાંગતી નથી તેના તે ત્રિગુણો એકભાવે નથી હોતા. તેનું તત્વ પણ એજ કે, જે ગુણનું જોર હોય તે આધારે તે ઘટના કાયમ રહેવા મથે છે. ત્રિગુણનું ઐકય થાય એટલે ઘટના કાયમ રહેતી નથી. તે ત્રણ ગુણો ફાવે ત્યારે એક થાય છે અને ફાવે ત્યારે વિભકત થાય છે. દત્તાત્રેયની પ્રકૃતિ એવીજ છે કે તેમાં ત્રણે ગુણો પૂર્ણ છે અને તે ત્રણ ગુણોથી થયેલી અઘટિત ઘટના ફરી આવરી લઇ તે ભાંગી નાંખવી એ પણ તેની અઘટિત ઘટનાજ છે. જગત્ એકદમ ભાંગી નાંખવું અને એકદમ નિર્માણ કરવું આ ત્રણ ગુણનું સમાન ઐકય થઇ યોગી લોકના રૂપમાં તેનીજ અઘટિત ઘટના છે, તેવીજ રીતે ત્રણ ગુણની વધઘટ થઈ તેને લીધે જગત્ ધીમે ધીમે ભાગી નાખવું (લય પમાડવુ) અને ધીમે ધીમે નિર્માણ કરવું એ પણ તેનીજ અઘટિત ઘટના છે. યોગી લોકો ત્રણે ગુણોની ઐકયતા કરી પોતેજ જગત્ નિર્માણ કર્યાનો અને પૂરી નાશ કર્યાનો અનુભવ લે છે; એટલે તેમને માટે તો જગ છે અને નથી. તે જગત્ રૂપે અઘટિત ઘટના કરે છે અને તેનો નાશ પણ કરે છે. એવું જેને સામર્થ્ય છે તે પૂર્ણ યોગી દત્તાત્રય છે એમ સમજવું. શંકરને પોતાના છોકરા દ્વારા તે મત્સરાસુરને મારવાનો પ્રસંગ આવ્યો

અને તે દત્તાત્રેય પાસે ગયા. દત્તાત્રેય એ પ્રકૃતિ જાણુ અજાણુ પણા રહિત પણ છે અને જગત્ રૂપે પણ છે, એટલે જગત્‌ને એકદમ નિર્માણ કરનારી અને એકદમ જગત્ નાશ કરનારી પણ છે. તેજ અવસ્થા શિવની ખરી, પરંતુ જગત્‌નો લય કરનારી પ્રકૃતિ તે વખતે તેમની પાસે નહોતી તેથી મત્સરાસુરનો નાશ તેમનાથી થઇ શકયો નહીં. તે વખતનો પ્રસંગ જગત્‌ના કલ્યાણ માટેજ હતો. શિવ એટલેજ મત્સર અને મત્સર એટલેજ શિવ. ભગવાન્ શિવ જ્યારે દત્તાત્રયની પાસે આવ્યા ત્યારે દત્તાત્રેયે તેમને કહ્યું કે, તે મત્સરાસુરને તારા વર પ્રમાણે હથીયાર શિવાય મારવાની યુક્તિ તારી પાસેજ તો છે. મત્સરનું બી તારી પાસે છે, તે બીજરૂપે જે મત્સર છે તેનો પ્રથમ નાશ કર. તેનો નાશ જો તું કરી નાંખશે તો બ્હારના મત્સરનો નાશ કરતાં શી વાર ? મૂળનો નાશ કર્યાં પછી વૃક્ષના નાશને કેટલી વાર ? તે મત્સર દૈત્યની પાછળ ન પડતાં તેનો સંબંધ અથવા તેનું બી જે તારા હૃદયમાં છે તેનો તું પ્રથમ નાશ કર. એવું જ્ઞાન દત્તાત્રેયે તેને આપ્યું. શંકરજ તે ! એક શબ્દમાં સમજી ગયા. દત્તાત્રેય શ્રેષ્ઠ તેથી શંકર તેને શરણે ગયા; પરંતુ શ્રેષ્ઠને શરણે જવાથી ફાયદો થતો નથી. તેથી પોતાના કરતાં જે હલકો હોય તેને શરણે જવું જોઇએ એવો શંકરે દત્તાત્રેય પાસેથી બોધ લીધો. હું શ્રેષ્ઠ એવી જે બુદ્ધિ તેજ મત્સરનું કારણ. આપણા શિવાય બીજાને શ્રેષ્ઠત્વ આપવાને તે રાજી નથી હોતો. તે પ્રકૃતિનો ધર્મ જ તેવો. શિવને પોતાના કરતાં કોઇ શ્રેષ્ઠ હોવો જોઇએ એમ થતું હતું કે ? પરંતુ પ્રસંગ વશાત્ કોઇને પણ શ્રેષ્ઠત્વ આપવું પડે છે તેથી દત્તાત્રેય પાસે શંકર ગયા. મત્સરનો નાશ થવાને પ્રથમ અભિમાનનો નાશ થવો જોઇએ. દત્તાત્રેયે પ્રથમ શંકરની સ્તુતિ કરી. તે દત્તાત્રય સદ્‌ગુરૂજ તે. તેમણે હલકાપણું પોતાના ઉપર લીધું અને " શંકર, તું શ્રેષ્ઠ છે " એમ તેમણે કહ્યું, અને શંકર તેમને શ્રેષ્ઠ કહેવા લાગ્યા. છેવટે દત્તાત્રેયે ઉપાય કહ્યો કે મારામાં તેનો નાશ કરવાનું સામર્થ્ય નથી. તે તારામાં છે, પરંતુ

તારામાં જે મત્સર છે તેનો નાશ થવો જોઇએ. તેનો ઉપાય એજ કે, તારો બીજો છોકરો જે ગણુપતિ તેને તું શરણુ જા એટલે તે તને ઉપાય કહેશે અને તારામાં જે મત્સર છે તેનો પણ નાશ થશે. કારણ અભિમાનનો નાશ થાય એટલે મત્સરનો નાશ થાય છે. અને પછી તેને ષડ્રિપુ રહેતા નથી.

હું તે ષડ્રિપુને રિપુ કહેતો નથી. તે મિત્ર છે, તે સદ્ગુરૂ છે, એ સંબંધમાં પ્હેલાં હું બોલ્યો છું. દત્તાત્રેયે શિવને તેનો છોકરો જે ગણુપતિ તેને શરણે જવા કહ્યું. શિવે કહ્યું ઉત્પન્ન થતાંજ તે અગડબંબ ઉત્પન્ન થયો અને મોદક ખાઈ વધારે લઠ્ઠ બન્યો છે. એવા તે વાંકા ચુંકાને શરણે જવાનું મને કહો છો તેનું શું કારણ ?

કોઈ છોકરો નાનો હોય, પણુ જો તે ડાહ્યો હોય તો તેને રાવ સાહેબ કહેવાનો વખત આવે છે; અથવા માબાપ પોતે રાવસાહેબ હોય છે પરંતુ આગળ ઉપર લોકો પોતાના છોકરાને તેવુંજ માન આપે તેથી, બાપુ, ભાઈ વગેરે એવાં જે પ્હેલાંના નામો છે તે ન કહેતાં બાબા સાહેબ, નાના સાહેબ, ભાઉ સાહેબ વગેરે કહેવાની તે છોકરાંનાંજ માબાપ શરૂઆત કરે છે. ન્હાનપણુથી માબાપજ સાહેબ કહેવા માંડે એટલે વિદ્યા ન હોય તો પણુ પોકળ સાહેબીના ખરાબ ગુણુધર્મો તે છોકરાં લે છે. પરંતુ તેજ છોકરાં-ઓમાં જો કોઇ વિસંગત, ગાંડો ઘેલો, દેખાવમાં ખરાબ, વિદ્યા વગરનો હોય તો તેની ઉપર માબાપનું પૂર્ણ લક્ષ હોતું નથી અને તેને કોઇ સાહેબ પણુ કહેતા નથી. તેવીજ રીતે ગણુપતિ મ્હારાજ આડાબાડા જેવા પાર્વતીને પેટે જન્મ્યા. તેનું વર્ણન એક (મરાઠી) કવિએ એવું કર્યું છે કેઃ—

गणेश बोले बहु आदरानें । उंदीर नेला मम मांजरानें ।
मांखूड मांडया मज चालवेना । तुंदील दोंदील मज हालवेना ॥

(ગણેશ બોલે બહુ આદરેથી, ઉંદર મારો લઇ ગઇ બિલાડી
ટુંકે પગે ચાલી શકું નહીં હું, ફુંડા થકી હાલી શકું નહીં હું )

—મ્હોંનો પત્તો નહીં, વક્રતુંડ, કાન સુપડા જેવા, પેટ મ્હોટું નાની નાની આંખો, એવી સ્થિતીનું છોકરૂં થયું. તેને અપશુકનીઆળ, તોફાની કહે છે, અને તેને માટે જે સંશય આવે છે તે પ્રમાણે વ્યવહારમાં થાય છે પણ. એક છોકરૂં માથામાં આંખોવાળું જન્મ્યું હતું. પછી તે તુર્તજ મરી ગયું પરંતુ તે અપશુકનજ !

દત્તાત્રેયે ગણપતિને શરણે જવા કહ્યું ત્યારે શંકરને લાગ્યું કે, આ અપશુકનીયાળ છોકરૂં થયું તેથીજ આ સંકટ ઉદ્ભવ્યું અને મને તેનેજ શરણ જવાનું કહે છે એનું શું કારણ ? આખરે હા ના કરતાં કરતાં શરણ જવાનું ઠર્યું.

वख्त पडा बाका, तो गधेकू कहे काका । अथवा

अडला नारायण गाढवाचे पाय धरी ।

( અડયો નારાયણ, ગર્દભના ધરે પાંય ) "ગરજે ગધેડાંને બાપ કહેવો પડે" એ કહેવત પ્રમાણે શંકર પર પ્રસંગ આવ્યો. એથી શું સાબીત થયું ?

**ષડ્રિપુ**

તો આપણામાં ષડ્રિપુ છે તેમાં એ મત્સર પ્રબળ છે. તે સર્વમાં શ્રેષ્ઠ છે. તેજ આ છમાં શ્રેષ્ઠ શા માટે ? તો કામ ક્રોધ લોભ મોહ મદ અને મત્સર એ ક્રમવાર એકએકથી પ્રબલ છે. કામ વાસના ઉત્પન્ન થાય છે, તે સ્વતંત્ર છે. બીજું ક્રિયા કર્તૃત્વ તેની પાસે નથી, ફકત વાસના ઉત્પન્ન થાય છે. એકલી વાસના લંગડી છે. તેને બીજાં સાધનો મળે તો તે કામ કરે છે. વાસનાનું ફળ ન મળે તો ક્રોધ ઉત્પન્ન થાય છે. સંતાપ થાય તો એ વાસના પાછી હટતી નથી. ક્રોધમાં પાછળ વાસના આવીજ. અરે બેઠું આ કામ થયું નહિં, એમ ધારી બેઠાં બેઠાં સંતાપ કરવો એનું નામ ક્રોધ. ક્રોધ આવ્યો હોય તે વખતે સ્ત્રી અથવા બીજું કોઇ પણ પાસે આવે તો તે તેની પર ગુસ્સે થાય છે. તે કહે છે આજે "એમ કેમ ?" તે કહે છે

" બસ, બસ, ના બોલ. " " હું મારી ચિંતામાં અને તું આવી અહીં પંચાત કરવા ? " સારાંશ, વાસના પૂર્ણ ન થાય એટલે ક્રોધ ઉત્પન્ન થાય છે અને તે કામ ક્રોધના ગુણ તેની આગળ જે લોભ તેમાં આવે છે અને વાસના પૂર્ણ થવા માટે લોભ વધતોજ જાય છે. પછી ચોથો મોહ. મોહ એટલે મૂર્ખપણું અવિચાર. એકવાર લોભ ઉત્પન્ન થાય એટલે પાછળની કરણીનું ફળ આવ્યું નહીં તેથી મનમાં આવે તે પ્રયત્ન કર્યાં કરવો, વિસંગત વ્યવહાર કરવો, એનુંજ નામ મોહ. એ મોહમાં પાછળના કામ ક્રોધ અને લોભ આવ્યાં. તે મૂર્ખપણાંની અવસ્થામાં ભમી જવું, શું કરવું, શું ન કરવું એવી જે મૂઢાવસ્થા તે મોહ. કોઇ તેની એવી સ્થિતિ જોઇ કહે છે " અરે, એમ ગાંડા ઘેલા જેવું શું કરે છે ? " મૂઢાવસ્થા એટલે ગમે તે એક કામ હાથમાં લેવું; પરંતુ પછી પાછા ફરવું કે આગળ જવું તે સમજાતું નથી એજ મોહ. તે મોહ જો બહુજ વધે તો ઉપરના સર્વ ગુણો મદ અવસ્થામાં આવી પછી મત્તપણું ઉત્પન્ન થાય છે; ત્યારે કોઇને શું કહેવું, શું કરવું વગેરે વાતનો સુમાર નથી હોતો. મોહની વૃદ્ધિ એટલે મદ. કામ થયું ન હોય છતાં થયું હોય એવો ડોળ કરવો એનું નામ મદ. બપકાબંધ રહી બેપર્વાઇથી ચાલવું એનું નામ મદ. કામ ક્રોધાદિક જે પાછળના વિકારો તેના બધા ગુણ ધર્મો આ મદમાં આવે છે. હવે રહ્યા છેવટનો મત્સર. ડોળ કર્યાંની તેને ખબર છેજ પરંતુ ખરૂં ખરૂં ફળ જેને મળ્યું છે તેના તરફ જોઈ તેને એક પ્રકારનો સંતાપ ઉત્પન્ન થાય છે કે " અરે, અરે, આપણે ફોગટજ મુછનેજ ઘી લગાડી ફરીએ છીએ અને પેલા પાસે ઘીના હાંડાના હાંડા છે. " બીજાની શ્રીમંતી જોઇ તે સહન ન થવી તેનું નામ મત્સર. પાછલાં કામ ક્રોધાદિકની મૂસ એટલે મત્સર. તે મત્સરમાં ઉપરના બધા એના ગુણો પ્રસંગે પ્રસંગે પ્રકટ થાય છે. એક મત્સર નાશ પામે કે બાકીના બધા નાશ પામે છે. મત્સર, મદ, મોહ, લોભ, ક્રોધ, એમ ઉલટું માનીએ તો કામ છેવટનો છે. તેનામાં સામર્થ્ય બીલકુલજ નથી. પરંતુ મત્સરનું મૂળ બી એમાં

છે; તેથી મૂળ બી કામ અને કામનું પૂર્ણત્વ એટલે મત્સર, એમ સમજી ચાલવું પડે છે. આ કામના (વાસનાના) મૂળમાં

**અભિમાનના નાશની જરૂર**

અભિમાન છે. એટલે કે આરંભમાં જે અભિમાન-અવસ્થા હોય છે તેનો નાશ થશે તોજ મત્સરનો નાશ થશે. વાસનાનો નાશ કરવાને પ્રયત્ન કરવાની કંઇ જરૂર નથી. સર્વનું મૂળ જે અભિમાન તેનો નાશ થવો જોઇએ. તેથી દત્ત શંકરને ગણપતિને શરણ જવા કહ્યું. તમો છોકરાને પગે પડવા જશો કે? પરંતુ આપણાં અખંડ સુખની કુંચી છોકરાના હાથમાં છે તેથી આપણને સદ્ગતિ મળે માટે છોકરાજ પાસે જવું પડે છે. છોકરાને સદ્ગતિ-સુખ આપવાનું કામ બાપનું હોય તો તેણે છોકરાને સદ્ગતિ આપી હોય, પરંતુ તે સદ્ગતિનું કામ છોકરાએજ વડિલોને કરી આપવાનું હોય છે. તાત્પર્ય હલકા દરજ્જાનો જે હોય તેની પાસેથીજ ફાયદો કરી લેવાય છે-એવો સિદ્ધાંત છે. આ ન્યાયાનુસાર દત્તાત્રેયે શંકરને ગણપતી પાસે જવા કહ્યું, એની ઉપર બીજું એક ઉદાહરણ યાદ આવ્યું. ગરૂડ સર્વ પક્ષીઓનો રાજા, જેનો વિષ્ણુ પાસે હંમેશ વાસો. તેણે વિચાર કર્યો કે, બ્રહ્મજ્ઞાનનો અને ખરા સુખનો લાભ કેમ થાય છે તેનું જ્ઞાન થવું જોઇએ તેથી વિષ્ણુને શરણ જઈ તેણે પ્રશ્ન કર્યો કે "તમો મારા માલીક, ત્રિભુવનના માલીક, બધામાં શ્રેષ્ઠ છો તેથી મને ઉપદેશ કરો. વિષ્ણુએ જાણ્યુ કે આને અભિમાન થયું છે, તેણેજ આ યુકિત કરી તેને શરણ આણ્યો અને પછી કહ્યુ "મને જો ગુરૂ માને છે તો હું કહું તે પ્રમાણે તું ચાલ. તું કાગડા પાસે જા." આ સાંભળી ગરૂડ બોલ્યો "અરેરે, તદ્દન હલકો એવો જે કાગડો તેની પાસે હું કેવી રીતે જાઉં? હું તો નથી જતો." વિષ્ણુ કહે "મને જો કંઈ જ્ઞાન મળ્યું હોય તો તે કાગડા પાસેથીજ આવ્યું છે. તેને ગુરૂ કરી મેં તને મેળવ્યો છે. તે જ્ઞાન તને આપી શકાય એમ નથી, આ માટે તારે કાગડા પાસેજ જવું પડશે." હા ના કરતાં કરતાં છેવટે તે ઠર્યું; તે તેની પાસે ગયો.

આ ઉપરથી હલકા દરજ્જાનો હોય તેની પાસે જઇ ખરા સુખનો લાભ કરી લેવો પડે છે એમ ઠરે છે. બધે એમજ જોવામાં આવે છે. પછી શંકરે ગણપતી પાસે જઇ દત્તાત્રેયે કહ્યું હતું તે પ્રમાણે ઉપાય કરી મત્સરનો નાશ કર્યો. મત્સરને થોડોજ રાખવો છે. એટલીજ કથા આજ માટે. આગળ જે થશે તે જોઇશું.

( સ્વામી તરફ વળી ) પરંતુ મ્હેં નાને મ્હોંએ મોટી વાત કરી. તમો પોથીપુરાણ વાંચો છો તે સાંભળવાનું છોડી અમે અમારૂંજ મોટાપણું ગજાવ્યું. મારે તમારૂં પુરાણ બંધ કરાવવું હતું તેથી આ બોલ્યો. વિચાર કર્યો કે મત્સરનો વિષય સારો નીકળ્યો તેના સંબંધમાં થોડું બોલવાની ઇચ્છા થવાથી બોલ્યો. જેની પાસે પુણ્ય હોય તે સુખની બાજુ ભોગવે છે, માટે તે સહન ન થતાં તેની ગેરઆબરૂ કરવી નહીં. એમ કરવાનેજ મત્સર કહે છે. આપણી પાસે પાપ છે. આપણે તે ભોગવવું જોઇએ. પાપ એ પુણ્યની વિરૂદ્ધ છે તેથી ટંટો થાય છે. બે ભાઇઓ હતા. પરંતુ બાપે તેના ભાગોની વ્હેંચણી કરી આપી. તે વખતે તેમને વિભક્ત થવાનો પ્રસંગ આવ્યો. પાપ પુણ્યની બાજુ હોય છે તેથી વિભક્ત થવાનો વખત આવે છે. એક પાપપિંડ અને બીજો પુણ્યપિંડ હોય છે, તેથી લ્હડાઈ થાય છે. ભાગ પડયા પછી જ્યારે તે વિભકત થયા ત્યારે જેની પાસે પુણ્ય હતું તેની ચ્હડતી થઇ અને જેની પાસે પાપ હતું તેનું સર્વસ્વ જઇ તે પુણ્યવાન ભાઈનો દ્વેષ કરવા લાગ્યો. એમ થાયજ છે. પુણ્ય–પિંડની જેમ જેમ ચ્હડતી થાય છે તેમ તેમ બીજો બળે છે. મત્સરનો નાશ કરવો હોય તો અભિમાન છોડવું પડે છે. જ્યાં અભિમાનનો નાશ ત્યાંજ જ્ઞાનોદય થાય છે. અને પછી પુણ્ય, પાપ, સુખ, દુઃખ, શત્રુ, મિત્ર બધા સરખા બને છે. ભગવાનનો ત્યાં વાસ થાય છે, પછી તેને શત્રુ કોણ હોય ?

આજે મારે બોલવું નહોતું, મારી પ્રકૃતિ સારી નથી. આખી રાત તાવ હતો. ઉધરસ તો છેજ, પરંતુ

**ષડ્રિપુ મિત્ર**

તે રહેવાદો. મત્સરનું પૃથક્કરણ (analyse) કરી અર્થ કરીએ, તો મત્ એ શબ્દનો અર્થ અહંકાર અને સર એટલે સરસાઇ ( મોટાપણું ). અહંકારનો જય એટલે મત્સર એવો અર્થ થાય છે. મત્સરના ગુણધર્મ જ્યાં હોય ત્યાં અહંકારનો જય છે એમ સમજવું. અને ત્યાંજ પ્રકૃતિધર્મ પૂર્ણ છે. જ્યાં ત્રણે ગુણો પોત પોતાનામાં મસ્ત છે ત્યાં સ્રીત્વ પૂર્ણ હોય છે એમ સમજવું. પરંતુ એટલી પૂર્ણ અવસ્થા મળતી નથી. મત્સરની પણ પૂર્ણ અવસ્થા કયાંઈ મળતી નથી. તમો જે મત્સર કરો છો તેના કરતાં બીજો વધારે કરે છે, જેથી તમારો મત્સર લંગડો. મત્સર એ શબ્દની પૂર્ણ વ્યાખ્યા એટલે તેની મૂર્તિમંત ગાળેલી મૂર્તિ. જો કામ ક્રોધાદિ પ્હેલાંના પાંચ વિકાર હોઇ, તેમાં અહંકારનો એટલે મત્સરનો પૂર્ણ જય હોય તો ત્યાંજ પ્રકૃતિ પૂર્ણ થઈ (એમ સમજો). જય કરી લેવાનું, ઝીતવાનું કંઇ રહે નહીં તો તે આગળ ઉપર નિરહંકારી બને છે. પૂર્ણ મત્સર થયો એટલે પૂર્ણ નિરહંકાર થયો જ એમ સમજો. જ્યાંથી ઉત્પત્તિ ત્યાંજ તે લય પામે છે તેથી કંઈ નહીં તો પાકા મત્સરી બનો ! આ માટેજ મેં કહ્યું કે આ છ રિપુઓ નથી પણ તે મિત્ર છે. તેમની પાસેથી સારૂં માઠું કરી ( કરાવી ) લેવું એ આપણો ખેલ છે. કોઈપણ બાજુ અધ કચરી હોય છે તેથી દુઃખનું કારણ બને છે. પાછળને બારણે બ્હાર પડો અથવા આગળને બારણે, પણ આકાશ એ દેખાશેજ. આપણે આકાશની, ખુલ્લી હવાની જરૂર છે. પછી જોઇએ તો પાછળને બારણે જાવ કે આગળને બારણે જાવ. કોઈપણ ક્રિયા પૂર્ણ થાય તો પરિણામ એકજ. અપૂર્ણ હોય તો ગોથાં ખાવાં પડે છે.

મૂળમાં પાપજ છે. પાપ એટલે પાતક એટલે પાડનારી

અવસ્થા, મૂળની અવસ્થા પાડનારી છે. તે પ્રથમની પતિત અવસ્થા આવવા માંડે એટલે તેના નિરસનાર્થે તમે જે કરો તે પુણ્ય કહેવામાં આવે છે. પાપનું પૂર્ણ ઓળખાણ થવા માટે પુણ્યની જરૂર છે. મૂળ અવસ્થા એટલે જે અઘટિત

**પુણ્ય પ્રકૃતિ અને પાપ પ્રકૃતિ**

ઘટના કરનારી પ્રકૃતિ કે જેને આધારે અખંડ સુખનો અનુભવ લેવાનો છે, તે પાપ પ્રકૃતિનો દુઃખરૂપ અનુભવ તમને જ્યારે આવવા માંડે ત્યારે તેના નિરસન માટે તમો જે કરો તેનું નામ પુણ્ય. તે પુણ્ય તમો કરો છો તેથી તે પ્રકૃતિ પ્રબલ થાય છે. એવા પ્રકારનું આ ભાષણ સાંભળવાને સાંભળનારો પૂર્ણ અધિકારી જોઇએ, નહીં તો આ ભાષણનો ગમે તેવો અર્થ કરશે. આનંદરૂપ પ્રાપ્ત કરી આપનારૂં જે સાધન તેને તમોએ પાપ અને ખરાબ ઠેરવ્યું છે. તેથી તે કહાડી નાંખવા માટે બીજું "પુણ્ય" કરવું પડે છે. પુણ્ય રૂપે થનારા જે વ્યવહાર છે તે જીવસૃષ્ટિથી જુદી એવી જે અઘટિત ઘટના કરનારી મૂળ સ્વાભાવિક પ્રકૃતિ, જે ઈશ્વર નિમિત છે તેનો નાશ કરવા માટે કરવામાં આવે છે. પરંતુ જેની પાસેથી અખંડ સુખ મળે છે તેનો નાશ તો થતોજ નથી, પરંતુ તમો પુણ્ય કર્યાં કરો તો તેને લીધે એક નવી પુણ્ય પ્રકૃતિ ઉત્પન્ન થાય છે અને તેને આધારે તેનાથી ઉલટી જીવસૃષ્ટિમાં બીજી પાપરૂપ પ્રકૃતિ પણ ફરી ઉત્પન્ન થાય છે. તમેજ નિર્માણ કરેલી તે પાપરૂપ પ્રકૃતિનો પ્રથમ નાશ કરો. જે દુઃખ રૂપ (પાપરૂપ) પ્રકૃતિ તમોએ નિર્માણ કરી તેનો જો નાશ ન કરો એટલે કે પુણ્ય પ્રકૃતિનો ઉપભોગજ જો લયાં કરો તો મૂળ પ્રકૃતિને આધારે અખંડ સુખનો અનુભવ તમને આવશે નહીં.

અખંડ સુખનો લાભ કરી આપનારી મૂળથી જે સ્વાભાવિક રીતે પતન કરનારી, અધોગતિએ લઈ જનારી, સ્વાભાવિક દુઃખ તરફ દોરનારી એટલે જે પતન ક્રિયાદ્વારા અથવા સ્વાભાવિક દુઃખ અવસ્થા દ્વારા પૂરી અખંડ સુખની પ્રાપ્તિ કરી આપનારી એવી જે આદ્ય પ્રકૃતિ તેની ગતિને રોકવી નહીં. કારણ તે સ્વાભાવિક

રીતે આવનારી દુઃખ અવસ્થાજ આપણને ખરા સુખમાં લઇ જઇ ફેંકનારી હોય છે. તે દુઃખ પરિહાર માટે પુણ્ય કર્મ કરી તે પુણ્ય કર્મના યોગ વડે જે સુખાનુભવ આવે છે તે તેનો પહેલાંનો દુઃખ પ્રવાહ રોકયો તેથી આવે છે. ત્યારે તેની ગતિ રોકવા કરતાં તેના દુઃખ પ્રવાહમાં આપણે હોઇ આપણને તે દુઃખનો અનુભવ આવે પરંતુ તે દુઃખ સહન થાય તે માટેજ પુણ્ય કર્મ થવું જોઇએ. એટલે તે પુણ્ય કર્મના યોગવડે જે સુખાનુભવ આવે છે તે ન લેતાં તે તરફ દુર્લક્ષ કરતા રહીએ એટલે તે પુણ્ય કર્મથી મૂળ દુઃખરૂપ પ્રકૃતિ પ્રવાહ બંધ ન થતાં દુઃખાનુભવ આવીને પણ તે દુઃખ સહન કરાશે; અને તેની ગતિ રોકવામાં નથી આવી તેથી પૂરી ચક્ર લઇ (કુંડાળું પૂરી) પોતાનાં પહેલાંનાં ઠેકાણાં પર આવવું એ તેનો સ્વભાવજ હોવાને લીધે તેનેજ આધારે દુઃખ સહન કરતાં કરતાં જ્યાંથી તે ઉત્પન્ન થઇ એવી અનંત અખંડ સુખની જગ્યામાં આપણે જઇ શકીએ છીએ.

**પુણ્યકર્મ નિષ્કામ કરવું**

પરંતુ દુનિયાના લોકવ્યવહારમાં મૂળની સ્વાભાવિક પ્રકૃતિના દુઃખ પ્રવાહનો ત્રાસ ટાળવા માટે પુણ્ય કર્મ કરી તે પુણ્યદ્વારા સુખાનુભવ લેવામાં આવે છે. જો તે સુખાનુભવ આપણે લયાં કરીએ તો પુણ્યકર્મથી ઉત્પન્ન થનારી જે પુણ્યપ્રકૃતિ તે આપણે સ્વતંત્ર નિર્માણ કરી એમ થાય છે. એટલે ઈશ્વર નિર્મિત અવસ્થાથી જુદી અને જીવ સૃષ્ટીની રીત પ્રમાણેની બીજી પ્રકૃતિ આપણે નિર્માણ કરી. તેથી તે આપણને સુખ આપશેજ. તે સુખ કંઈ અખંડ સુખની જાતનું નથી, પણ તે ઈશ્વર નિર્મિત સ્વાભાવિક આદ્યપ્રકૃતિનો ત્રાસ અધોગતિએ લઈ જનારી તે પ્રકૃતિનો ત્રાસ, સહન ન થયાથી પુણ્યપ્રકૃતિદ્વારા તે રોકાય છે (બંધ થાય છે) અને આપણને તે સુખાનુભવ થયાનો ભાસ થાય છે. સુખનો ભાસ કરાવવો એ તે પુણ્યપ્રકૃતિનો સ્વભાવજ છે. તે ભાસમાન સુખાનુભવ જો આપણે આનંદથી ગ્રહણ કરીએ અને આપણને ઠીક લાગે છે; ભાઇ, હવે, અમોને ચેન છે

"એવું તે સુખાનુભવનું આપણે અભિમાન ધરીએ અને તેથી ઉલટી, તમો જો કંઈ ક્રિયા ન કરો તો તે ઉલટી રીતની પાપ-પ્રકૃતિ આપોઆપ પ્રકટ થાય છે; અને તે પુણ્યપ્રકૃતિને લીધે જેમ જેમ સુખાનુભવ લઇ તમો અભિમાન ધારણ કરો છો તેમ તેમ તે ઉત્પન્ન થયેલી પાપપ્રકૃતિને પોષક દ્રવ્ય મળી તે પુષ્ટ બનતી જાય છે અને પછી આપણો પુણ્ય સંચય અથવા પુણ્ય-ક્રિયા જો બંધ પડે તો તે પાપપ્રકૃતિ પોતાની અસર તે જીવપર કરવા લાગે છે, એટલે ખૂબ દુઃખમાં નાંખે છે. પછી તે પાપપ્રકૃતિથી થનારાં દુઃખના નિવારણ માટે ફરી પુણ્ય કરી પુણ્યપ્રકૃતિ નિર્માણ કરવી. એટલેજ તે પછી પોતાના સ્વભાવ પ્રમાણે ત્રાસમાન સુખાનુભવ દેખાડશે. પછી પૂરી આપણે કહેવું કે મારૂં દુઃખ નાશ પામ્યું, હવે મને મોજ છે અને એવું અભિમાન પોતાની પર લે કે તે પાપપ્રકૃતિને પોષક દ્રવ્ય મળી તે બળવાન થયાંજ કરે છ. ફરી તેનો નાશ કરવા માટે પૂરી તમો સત્કર્મ કર્યાંજ કરશો અને તે પુણ્યપ્રકૃતિ તમને ભાસમાન સુખાનુભવ પણ આપ્યાંજ કરશે અને તે પાપપ્રકૃતિ પુષ્ટ થયાંજ કરશે. આવી રીતે આ ચક્ર હંમેશ ચાલુ રહે છે. આવી રીતે તમો સુખદુઃખના ફેરામાં રહ્યા એટલે જન્મ મરણના ફેરામાં સપડાઓ છો અને તે કદીજ બંધ પડતા નથી.

આવી રીતની આ પાપ પ્રકૃતિ ઉત્પન્ન કરવા માટે આપણે કંઈ ક્રિયા કરી નથી. જો કંઇ પણ કરી હોય એમ ધારીએ તો તે કઇ ? તો આપણે પ્હેલાં કરેલાં પુણ્યકર્મો; તે પુણ્યકર્મથી ઉત્પન્ન થયેલી પુણ્યપ્રકૃતિ અને તેમાંથી ઉત્પન્ન થનારૂં સુખોત્પત્તિનું અભિમાન ધારણ કરી આપણે તેનો ઉપભોગ લીધો એ તે પાપ પ્રકૃતિ ઉત્પન્ન થવાને કાણરભૂત થયું; તે પુણ્યકર્મ એકલું તેની ઉત્પત્તિનું કારણભૂત નથી. પુણ્યકર્મ કરવું અને તેનો ઉપભોગ ન લેવો; એટલે, જે આદ્ય પ્રકૃતિના આધારવડે આપણે અખંડ સુખમાં જવું છે તેમાંથી ઉત્પન્ન થનારો દુઃખાનુભવ સહન કરવાને તે ઉપયોગી થઇ પડે છે, અથવા તે પુણ્યપ્રકૃતિના યોગવડે સુખાનુ-

ભવ લેતી વખતે જે તેનાથી ઉલટી બીજી પાપ પ્રકૃતિ ઉત્પન્ન થઈ તેના નાશ માટે તે ઉપયોગી થાય છે. એટલા માટે હંમેશ પુણ્યકર્મ નિષ્કામબુદ્ધિથીજ કરવું જોઈએ એવો નિર્ણય થયો.

પહેલા ઉલટા જઈ, પછી સરળ આવી, આવો નિર્ણય કરવો પડે છે. અપૂર્ણ કેમ રખાય ? તેથી આ વિષય આવી રીતે પૂરો કર્યો. હવે મારી પ્રકૃતિ સારી નથી તેથી " ઓ મા ઓ, બા ! " કરવાનું કામ છે, તે કરૂં છું.

(એટલામાં સંગમનેરના ફોજદાર વગેરે લોકો દર્શન માટે આવ્યા અને તેમણે કહ્યું અમો સંગમનેરથી આવ્યા તે પરથી મ્હારાજશ્રી બોલ્યાઃ )

સંગમનેરનો અર્થ સુંદર છે. મૂળ શબ્દ સંગમનીર છે. બે પ્રકારના નીરનો ( પાણીનો ) જે ઠેકાણે ઐકયભાવ થાય તેનું નામ સંગમનીર. એવા ગામમાં રહેનારા જે છે તેમણે તે બે નદી જે શુદ્ધજ છે, ગંગાજ તે, તે ગંગાનો ઉગમ (ઉદ્ભવ) જ્યાંથી થયો તે પરમેશ્વરના દરબારમાં એટલે જે ખરૂં સંગમનેર છે ત્યાં જવું. ખોટું સંગમનેર છોડી ઇશ્વરી સંગમનેર જોવું. આટલા દિવસ આ સ્ત્રી છોકરાં વગેરેનું સંગમનેર આપણે જોયું. હવે તે બહુ થયું.

**સંગમનેર**

આપણું જે સારૂં હોય તે માઠાંમાં નાંખવું, એટલે શું ? તો જેને આપણે સરસ, સરસ, સારૂં, સારૂં કહેતા હોઇએ તેમાં લુબ્ધ થઇ તેની ભાંજગડમાં ન પડતાં તેને એકદમ ખરાબજ ઠેરવી નાંખવું. ખરાબનો અનુભવ લેતાં સારૂં આગળ આવે છેજ તોપણ આપણે તેને ખરાબજ ઠેરવતા જવું. પછી ફરી તેનાથી જ સારૂં સારૂં આવશેજ. તો પણ તેને પણ આપણે ખરાબ ઠેરવતાજ જવું. અને તેનો અનુભવ ન લેવો. આવી રીતે એકપછી એક ગમે તેટલાં મોટાં પ્રમાણમાં સારૂં સારૂં સુખ આવવા માંડે

તો પણ આપણે આપણા નિયમ પ્રમાણે તેને ખરાબ અને દુઃખ રૂપજ ઠેરવ્યાં કરીએ તો તે પછી જે જે ખરાબ આવતું જશે, તે ખરાબનું સ્વરૂપ માત્ર ખરાબ પરંતુ પરિણામ દુઃખરૂપ થતું નથી, કારણ પાછળના સારાંનો અનુભવ લીધો નહીં તેથી તે તેમાં છે. તે દુઃખ ભોગવ્યું. તેની મર્યાદા ( મુદત ) પૂરી થાય કે ફરી સારૂં આવેજ છે. તેનો મર્યાદાકાળ પુરો થાય કે ફરી ખરાબ આવે છે. પરંતુ તમોએ સુખનો અનુભવ લીધોજ નથી, તેથી તે સુખ આગળ આવનારા દુઃખમાં વધુ પ્રમાણમાં જઇ મિશ્રિત થાય છે. તેથી પછી જે જે ખરાબ આવે છે તેનો દેખાવ ફકત મ્હોટો પરંતુ તેમાંથી દુઃખનો અનુભવ આવતો નથી, ઉલટો સુખનોજ અનુભવ આવે છે. " તું મારો ઉપભોગ લેતો નથી તોપણ હું તારી પાછળ આવું છું. " એમ કહેતું કહેતું તે સુખ આપણી પાછળ પાછળ આવે છે. એમ થતાં થતાં ઠેઠની જે દુઃખરૂપ મૂળ પ્રકૃતિ ત્યાં જઈ પહોંચીએ છીએ એટલે પછી આગળ અખંડ સુખ છેજ. તે મૂળ પ્રકૃતિ ફકત દુઃખનો દેખાવ દેખાડે છે. ત્યાં દુઃખ ન હોઇ, તે ખરાં સુખનું સાધન છે.

સારાંશ જે સુખ આવે તેનો અનુભવ ન લેવો. પુણ્ય કરવું પણ તેનો ઉપભોગ ન લેવો, એ તેનો ઉપાય છે. એકવાર સુખ તો એકવાર દુઃખ છે. સુખરૂપ પ્રકૃતિ પ્રતિબિંબિત છે, તે નાશવંત હોય છે. દુઃખરૂપ પ્રકૃતિ આવતાંજ તેનો નાશ કરવા માટે સુખરૂપ પ્રકૃતિ તમો ઉત્પન્ન કરો છો; સુખ ભોગવવાની લાલચમાં પડો છો; સુખને માટે ગમે તેટલું પુણ્ય કરીએ તોપણ તે સુખનો નાશ તે દુઃખરૂપ પ્રકૃતિ કરે છે. કારણ તે સુખ સ્વાભાવિક ( કુદરતી ) નથી. દુઃખરૂપ પ્રકૃતિ કહે છે, " હું સ્વાભાવિક (કુદરતી) છું મારો જય થશેજ. " તેથી પુણ્યભોગ (સુખ) ભોગવતાં ભોગવતાં દુઃખ રૂપ પ્રકૃતિ આગળ છે જ. તે મૂઠીવાળી પાછળ પડી છે. તેથી પુણ્ય અને સુખ અનુભવમાં આવતાં નથી. દુઃખરૂપનો અનુભવ લેવોજ પડે છે. તે દુઃખરૂપ પ્રકૃતિ સુખરૂપ પ્રકૃતિને આધારે બની હોય છે તેથી એકવાર એ અને એકવાર તે એવું એ ચક્ર છે.

આ માટે પુણ્ય કરવું અને તેનું ફળ જે સુખ તે ન લેવું એટલે તે સુખોપભોગથી ઉત્પન્ન થયેલી જે બનાવટી દુઃખરૂપ પ્રકૃતિ તેનો નાશ થશે.

એકંદર સાર શો ? તો દુઃખ ભોગવવું, તે ભોગ પૂરો થયે જે સુખ આવે તે ફરી ન ભોગવવું ફરી દુઃખ આવે તે ભોગવવું, એવી રીતે સુખ ન ભોગવતાં. અને દુઃખ ભોગવી ભોગવી ખલાસ કરતાં કરતાં દુઃખરૂપ મૂળ પ્રકૃતિ આવે છે. પ્હેલાં કહ્યુંજ છે કે એ મૂળ પ્રકૃતિ ફકત દુઃખનો દેખાવ દેખાડે છે. ત્યાં દુઃખભોગ નથી. તે સુખનું સાધન છે. ત્યાં અખંડસુખ છેજ. ત્યાં મૂળમાં ગયાં પછી પાછા આવવાનું નથી, ત્યાં ગયેલો ત્યાંજ સુખ ભોગવ્યાં કરે છે.



મંગળવાર તા. ૨૨ જુલાઈ ૧૯૨૪ અષાડ વદ ૯ શકે ૧૮૪૬

## જો ભય હોય તો માણસનો છે-કાયમનું શરીર કેમ બનાવવું-પરમાર્થના પ્હેલા ત્રણ પાઠ-ગુરૂ અને શિષ્ય અવસ્થા-મારા શરીરમાં બીજો જીવ-સત્પુરૂષ અને તેના કુળનો ઉદ્ધાર.

**જો ભય હોય તો માણસનો છે.**

"પારકી આસ સદા નિરાશ" એવું વાકય બોલી મ્હારાજે કહ્યું, અંદર બ્હાર હું નાગોજ છું. જગત્માં જો કોઈનો મને ભય હોય તો તે માણસનો છે. જનાવરોનો અથવા હિંસ્ર પ્રાણીનો, સાપનો પણ ત્રાસ થતો નથી તેથી તેમનો મને ભય નથી. જે માણસ પર પ્રેમ, પ્રીતી રાખે તેના હાથમાં કંઈ આવતું નથી. માણસોમાં બધા દુષ્ટ સંસ્કારો ભર્યા છે. આ માટેજ યોગી લોકો માણસોનો વાયરો ( પવન ) પણ પોતાને લાગવા દેતા નથી. કોઈ આપણી આગળ આગળ કામ કરે અને તેનાથી આપણને સારૂં લાગે તો આપણે અધોગતિને માર્ગે ચ્હડયા છીએ એમ સમજવું.

મને બાપૂ સાહેબ અને ગંગુની ડોસીને જોઇ આ કહેવાનો પ્રસંગ આવે છે. કે તે મારે માટે આવતા નથી. સ્વામી માટે આવે છે. પરંતુ બાપૂ સાહેબને હું સાંઈબાબા તરીકે સમજું છું. સ્વામી મહારાજ પણ બિચારા સારા છે! પરંતુ જેને ખરો આનંદ જોયતો હોય તેણે જન-સંગ છોડવો જોઇએ; આ હું અભ્યાસી લોકો માટે કહું છું. જેમનો અભ્યાસ પૂર્ણ થયો હોય તેમના સંબંધમાં આ બોલવાનું નથી.

अरतिर्जन संसदि ।

આવું ભગવદ્ગીતામાં કહ્યું છે. સાધકે તે પ્રમાણે ચાલવું. મારી પર જે વીત્યું તેજ કહું છું. મ્હેં શાસ્ત્ર ગ્રંથો જોયા નથી અથવા વેદાંન્ત પણ જોયું નથી, પરંતુ પોતાનો જે અનુભવ તે કહેવાનો; તેથી કહું છું કે બધા દુષિત સંસ્કારો માણસ પાસેજ છે. સારૂં કામ કોઇ કરતું નથી. ખરાબનાં ગાડાંને ગાડાંજ હોય છે તેથી તે ખુંચે છે. પશુ, પક્ષી, વાઘ, ઇત્યાદિ પાપ કરે છે કે? તે નિર્દોષ હોય છે તેથી તેમનો મને ભય નથી. ત્યારે લોકો તેનાથી શા માટે બ્હીએ છે? એમ જો કહો તો લોકો પાસેજ ભયની સામગ્રી હોય છે. તેજ ભયની સામગ્રી વાઘ સર્પ ઇત્યાદિ લોકો પાસે જઈ તે દ્વારા તેનું પરિણામ ફરી આપણી પરજ થાય છે. તેથી લોકો ભય રાખે છે. જેમની પાસે ભયની સામગ્રી નથી, જે નિર્દોષ, ચાંગદેવના જેવા હોય તેમની પાસે ભય નષ્ટ થવાની સામગ્રી હોય છે; અથવા કંઈપણ સામગ્રીજ હોતી નથી. પછી જો કે તે હિંસ્ર પ્રાણી હોય તો પણ તેમનામાં આ પ્રાણીઓ તરફની ભીતી નષ્ટ થવાનો અથવા કોઇપણ સામગ્રી ન હોવાનો જે ભાવ, તેજ તેમનામાં જઈ તેજ ઉલટી રીતે તેમના તરફ પાછો આવે છે, તેથી ચાંગદેવ જેવાને ભય લાગતો નથી અને બીજા લોકોને લાગે છે, અથવા તો તે હિંસ્ર પ્રાણી ભીતિદાયક છે એમ ગૃહિત ધરી ચાલીએ તો તેનો પ્રતિકાર કરી શકીએ છીએ; પરંતુ માણસ સામે કોઈનું કંઈ ચાલતું નથી. તેથી ભય હોય તો માણસોનોજ હોય છે. જેમને માણસોનો ભય ન લાગતાં ઉલટું તે ગમે છે તેમને કંઈ મળતું નથી. કારણ તેને હોંસ હોય છે કે, લોકોએ તેની આગળ આગળ કામ કરવું, અને તેમનું કલ્યાણ તેણે જોવું. એવા લોકો ગુરૂ થઈ બેસે છે, તેથી ગુરૂ કહી મને કોઇ ભજવા માંડે તો મને દુઃખ થાય છે. મારૂં હું ભોગવી રહ્યો છું અને કોઈ પૂજા કરવા આવે એટલે તેનો કંટાળો આવે છે. ગમે ત્યાં નાસી જવું એમ મને થાય છે. મારૂં અહીં શું છે? જઇશ ગમે ત્યારે, ગમે ત્યાં! મારો એવો એકજ પ્રસંગ તમને કહીશ. આ ઉપરથી કોઇ કહેશે કે જ્યારે ત્યારે આ પોતા-

નોજ ઘોડો આગળ કરે છે; પરંતુ જેને જે ખબર હોય, જેમાં તેને અનુભવ આવ્યો હોય તેજ તે કહેશે. મને કોઈની સામે જતાં શરમ આવે છે. તમને મારી સામે આવવાને કેમ શરમ નથી આવતી ? હું ઇમાન ઇતબારથી કહું છું કે, મારી પાસે કોઈએ ન રહેવું, મારે કોઇ નથી જોયતું, હું મુંગોચુગો બેસી રહું એમ મને થાય છે. તમે આવ્યા એટલે તમો મારા શત્રુ છો એમ લાગી મને દુઃખ થાય છે. હું મારા જીવમાં ખૂબ રડું છું. હસું તો પંચાત, રડું તો પંચાત, અને બોલું તોએ પંચાત એમ મારા જીવને થઇ જાય છે. ચારે બાજુએથી સળગેલી આગમાં જાણે હું સપડાયો હોઉં એવી મારી સ્થિતિ થાય છે. જીવને સારૂં તો બધું સારૂં; ગમે તેટલાં પાંચ પકવાન્નો હોય પણ જીવને સારૂં ન હોય તો શું સારૂં લાગે ? તમેજ તમારો અનુભવ તપાસો તમને તાવ આવ્યો હોય અને તમારૂં વ્હાલું માણસ સારૂં સારૂં ખાવાનું લાવે તો તમો તે ખાઈ શકો છો કે ? એવીજ મારી સ્થિતિ થાય છે. કંઈપણ જોયતું નથી એમ લાગે છે. મને માણસોનો, ખાવાપીવાનો અથવા આંખ સામે આવે તેનો બહુજ કંટાળો આવે છે. આખી રાત ઉંઘ નથી આવી. સ્હવારમાં જરા આંખ મીચાઈ ન મીચાઈ એટલે તો તમારી ઢણઢણ સામે આવે છે. શું તો કહે કે કાકડ આરતી ! તે પછી થોડી વિશ્રાંતિ લેવાનો વિચાર કરૂં છું તો આ બાઇ માઇની ખડખડ લીંપવા સારવવાની આવે છે. આ બધું શા માટે કરવું ? મને શું આ બધાંથી સુખ છે ? તમો શું આ મારી સેવા કરો છો ? મને શું કંઈ સ્નાન કરવવાનું છે ? કે મારી સંધ્યા પૂજા કરવાની તૈયારી કરવાની છે ? કે મારૂં માથું ઓળી અંબોડો વાળી વેણી ઘાલવાની છે ? કે મારૂં લુગડુ ચોળી ધોતીઉં ધોવાનું છે ? કે છાટી ધોવાની છે ? કે એવુંજ બીજું મારૂં કામ છે ? મારી તો સેવાજ નથી. કોઈ કોઈ એવા હોય છે કે તે મને કહે છે "આબા તમારી સેવા કરીએ છીએ " એમ મને કહે છે. અરે સાડા ત્રણ હાથ દેહના જેવડું મેં પાંજરૂં કરી લીધું છે, હું ત્યાં હઘીશ, મુતરીશ

અને ફાવે તો ગૃ એમનું એમ રાખીશ. તમોને જેમ છોકરાં વ્હાલાં, તેમ મારાંથી ઉત્પન્ન થયેલું ગુ મને વ્હાલું. શા માટે આ લીંપવાનું સારવવાનું જોઇએ ? તો તમાંરાં કપડાંને મેલ લાગે તેથી. મારી પાસે આવો છો તો મારા જેવા નાગા થવું પડશે અને એથીજ અહીં વારંવાર ચોરીઓ થાય છે. ફોજદાર કહે "હું એક સીપાઈ રક્ષણ માટે રાખું" હું કહું છું, " ના, ભલેને જવાનું હોય તેનું જાય, તેમણે વળી કયાં કપાળે પરસેવો ઉતારી આણ્યું છે ? ચોરી થાય તેથી શું થયું? શરીર પણ ચોરાઇ જવું જોઇએ." આવતી કાલથી અહીં સારવવાનું, ઝાડવાનું, બંધ કરૂં છું. પ્હેલાં જેવી આ મસાણ ખાઇ હતી, તેવી આ જગ્યા બનાવું છું. હું સ્મશાનમાં પડી રહ્યો છું. તમારે અહીં આવવું હોય તો મરી જાવ. તમારો જીવ મરી જવો જોઇએ ને ? તે તો તાજો થાય છે. પરંતુ મને દમ (ધીરજ) છે અને દમ કહું તો તે પણ નથી, કાલે જો મારૂં કંઇ સારૂં માઠું થાય તો તમને ખરો ધર્મ કોણ કહેશે ? તેથી તફડી તફડી, ત્રાસ સહન કરીને તમોને કહું છું.

**કાયમનું શરીર કેમ બનાવવું ?**

તમો જો જીવને લાડકો કરશો, તેના પૌષ્ટિક પદાર્થો તેને ખવડાવશો, તો જેમ જેમ તે તેને ખવડાવશો તેમ તેમ તે પુષ્ટ થશે અને શરીર છુટી જશે, જીવને પુષ્ટ નહીં કરો તો શરીર પુષ્ટ થશે અને આયુષ્ય પણ વધશે આ શરીર એવુંજ રહી શકે છે. કપિલ મહામુની પોતાનું શરીર એમને એમ રાખીનેજ રહ્યા છે. લોકરીત પ્રમાણે શરીર નાશ પામે છે તેમ નાશ ન થવા દેનારા પણ કોઇક હોય છે. તેની એજ યુકિત કે જેનો જીવ પકકો મર્યો તેનું શરીર રહે છે. ગમે તે એક મરે છે. સ્મશાનમાં જવાની જો કે તૈયારી થઇ તોપણ જીવ તદ્દન તાજો તમતમો હોય છે. હું કહું છું શરીર તાજું માજું કરો, પરંતુ જીવ મારી નાંખીને તેને સ્મશાનમાં લાવોને ! જીવ વગર શરીર રહેતું નથી એવું થોડુંજ છે ? જીવ મરે તો શુદ્ધ નિરંતર જે આત્મા તેને આધારે શરીર રહે છે. તેના આધારપર પણ કેવી રીતે

કહેવું ? તે તે શુદ્ધ આત્માનુંજ તો શરીર છે. પરંતુ વચ્ચેજ આ જીવ તે શરીરપર પોતાનો હક્ક ગજાવી રહેવા માંગે છે. ખરી રીતે તેનું તે શરીર નથીજ હોતું, તેથીજ તે ગમે ત્યારે ( પણ ) જાય છે. જ્યારે શરીર ઉપરની આશા, વાસના વગેરે જીવના હક્ક અથવા વારસા પૂર્ણપણે છુટી નાશ પામશે ત્યારે જે શરીર પ્રાપ્ત થશે તે શુદ્ધ આત્માનુંજ શરીર આવશે. તે નિરંતર એટલે શરીર પણ નિરંતર. જીવરહિત શુદ્ધ આત્મા તે પછી સ્થૂલ શરીર કાયમ રાખી તેમાં રહે તો શું અથવા દિવ્ય શરીરમાં અથવા શરીર રહિતજ રહે તો શું ? એ બધું એકજ. બધું તેની ઇચ્છાપર છે.

**પરમાર્થના પ્હેલા ત્રણ પાઠ**

આપણે માટે બીજાને યત્કિંચિત્ પણ ઉપદ્રવ આપવો નહીં એ પ્હેલો પાઠ જેને પાઠ થયો હોય, તેને માટે બીજો પાઠ એ છે કે બીજાને માટે આપણે ત્રાસ સોસી બીજાને ઉપયોગી થઇ પડવું. એવી એ બે અવસ્થા. હવે ત્રીજી અવસ્થા એટલે "જેમ હોય તેમ" એ અવસ્થામાં સમાધાન માનવું; ગમે તેમ હોય તો પણ તેમાંએ સપડાવું નહીં. અને આમાંએ સપડાવું નહીં. પહેલી પાયરી ( પાઠ ) તો અહીં બેસી તૈયાર કરો. આપણે લીધે યત્કિંચિત પણ ત્રાસ જો બીજાને થાય તો આપણા દેવતાને આપણે માર્યા પ્રમાણે થાય છે. પછી તે દેવતાની ભકિત કરવાનું શું કામ ? કોઇ એક દેવના ડોળી ભકતે ખરા ભકતને માર્યો ત્યારે દેવના શરીરમાંથી રકત નીકળ્યું, એવી કયાંયે એક વાત છે તે તમોએ સાંભળી હશે. તેમ આ થાય છે. તમો આમ કરો, તેમ કરો, ફાવે તેમ કરો. મારે તમારી સાથે શું કામ છે ? તમારી સાથે મીઠું બોલી મારે કંઇ લેવું છે થોડુંજ ? પરંતુ મને ત્રાસ થવા માંડે એટલે બોલવું પડે છે. સહન થાય ત્યાં સુધી સોસું છું. પરંતુ કયાં સુધી સોસાય ? કાલ રાતથી ત્રાસ થાય છે. કોઈની પર ગુસ્સે થાવ, તો કોઇને મારો, એમ ગમે તેવું થઈ રહ્યું છે. તેને લીધે આજે મારૂં ગળું દુ:ખે છે. રાત્રે ડાકટર સાહેબ (દાખકે)

ઔષધ લઈ આવ્યા. પણ "કાલે જોઈશું" એમ તેમને કહ્યું તે પરથી તે બિચારા સોના જેવા માણસ તેમજ પાછા ગયા. અને સ્હવારે ફરી બધો સામાન લઇ પાછા આવ્યા. ફરી મેં તેમને ના કહ્યું. જેમનાથી ફાયદો છે તેમને કહાડી મૂકવાનો પ્રસંગ આવે છે અને જેમનાથી ત્રાસ થાય છે તેવાજ બેટાઓ પાસે બેસી રહે છે. હું તો ફકત લોકોને કહું છુંજ, પરંતુ મારી ગાંડ તો એવીજ ખરડાયલી છે ને ! જ્યાં સુધી મારો મનેજ કંટાળો આવે છે, ત્યાં સુધી મારૂં પણ બધું કાચુંજ છે ! ખરેખરૂં તો કહી રહ્યો છું, જીવને કંટાળો આવે એટલે કંઈપણ બડબડાટ ( શરૂ થાય છે ) નીકળે છે તેને તમો પરબ્રહ્મની વાતો સમજો છો. હું કહું છું હું જે બડબડ કરૂં છું તેને તમો પરબ્રહ્મની કહેતા હો તો કહો; પરંતુ પૂર્ણ કંટાળો આવે એટલે એવુંજ પરબ્રહ્મના જેવું થાય છે. તમને જો પરબ્રહ્મની પ્રીતિ હોય તો તમે પકકી રીતે કંટાળો, એટલે તમો પણ એવીજ બડબડ કરશો. જેમ જેમ કંટાળશો તેમ તેમ બડબડ શરૂ થાય છે. જો કંટાળો નહીં તો ફકત સાંભળવાથી શું થવાનું છે !

व्यर्थ भाराभर केलें पाठांतर । जोंवरि अंतर शुद्ध नाहीं ॥

(વ્યર્થ ગાડીભર કર્યું પાઠાંતર ! જ્યાં લગી અંતર શુદ્ધ નાહી).

ગમે તેટલું વાંચ્યાંથી શું ? ગ્રંથનો અર્થ મને સમજાય છે. મારા જેવો અર્થ કોઇને સમજાતો નથી એમ પણ કોઈ કહે છે. હું કહું છું, અરે અર્થ સમજાયો કે તે તેવો બન્યોજ તેની નીશાનીજ તે છે. નહીં તો

भाराभर वाचिले ग्रंथ । परि न कळे त्याचा अर्थ ।
न सुचे आत्मखुणेचा पंथ । उपजे जंत पुनःपुनः ॥

(ભરાભર વાંચ્યા ગ્રંથ, પણ ન જાણે તેનો અર્થ;
ન સૂઝે આત્મ-દિશાનો પંથ, જન્મે જંતુ પુનઃપુનઃ)

આવી સ્થિતિ થાય છે. લાયબ્રેરીની લાયબ્રેરી વાંચી નાંખી અને સંગ્રહમાં રાખી. તો પણ તેનો શો ઉપયોગ ? ફકત અર્થ

સમજવાનો દેખાવ કરે છે. અરે, અર્થ સમજવો એટલે તેવા બનવું; કોઇને બનેલો જોવામાં આવે કે સમજવું કે એને કોઈ પણ શબ્દનો અર્થ પકકો સમજાયો છે. જ્યાં સુધી સમજ્યાંની જાણ છે ત્યાં સુધી કંઈજ સમજાયું નથી એમ સમજવું. પરંતુ ગ્રંથ પણ વાંચવા જોઇએ, અર્થ પણ કહેવો, પરંતુ આપણને સમજાયું છે એવી જાણ ફક્ત રાખવી નહીં. એવી જાણ થઈ કે ગયું.

છોકરાંનો પણ લાડ કયાં સુધી કરશો ? લાડ કરવો એટલે તેનામાં આગળ ઉપર સુધારો થઇ તે ભવિષ્યમાં સારો નીકળે તે માટે પ્રથમ તેને અનુકુળ સ્થિતિવડે એટલે તેને પસંદ પડે એવી રીતે આપણે ચાલવું અને તેને ચલાવવો, એને લાડ કરવો કહે છે. એ કંઇક યોગ્યતાવાળો થાય તેથી ન્હાનપણથી તેની યોગ્ય વ્યવસ્થા કરે છે. પરંતુ તે જો મૂર્ખ નીકળે તો તેને માટે એટલો શ્રમ લીધો તે વ્યર્થ ગયો એમ ધારી તેનો છંદ છોડી દે છે. તેની વ્યવસ્થા માટે યોગ્ય ગોઠવણ કરવાને બદલે લાડ કરવા એ તેને મૂર્ખ બનાવવાના ઉપાય છે; મારાથી તમારી યોગ્ય વ્યવસ્થાપણ થતી નથી અને મને લાડપણ કરતાં આવડતો નથી. તેથી મેં ડાકટર સાહેબને કહ્યું. “ આટલી અમસ્તી ઉધરસ માટે તમને શા માટે ત્રાસ આપું ? બહુ થશે ત્યારે જોઇશું ભવિષ્યનું ભવિષ્યમાં. તમો કોઈ મને બે વાતો શીખવો તો હું ના કહું છું કે ? મારી ભૂલ નહીં કહાડો તો હું દુરસ્ત કેવી રીતે થાઉં ? મને પાક્કી ખબર છે કે હું હરેક રીતે ભૂલનો બન્યો છું, તેથીજ દુઃખ ભોગવું છું, અને ભોગવી ભોગવીને તે ભુલોનો પરિહાર કરવાનો પ્રયત્ન કરૂં છું !

કેટલાક સાધુ લોકોને હોંસ હોય છે કે, હઝારો લોકોએ તેમની સામા ભેગા થવું, અને તેમને કંઇકિ ચમત્કાર કરી દેખડાવવા તેમની પાસે સિદ્ધી હોય છે અને લોકો તેને છંદે લાગે છે. કેટલાકને તો સિદ્ધી પણ નથી હોતી પરંતુ ગમે તેવા રંગઢંગ દેખાડી લોકોને છંદ લગાડે છે. લોકોને મૂર્ખ ઠરાવવાની એ એક વિદ્યાજ છે. સત્પુરૂષ કયાંયે ગમ્મત દેખાડે છે કે અને ગમ્મત દેખાડનારો કદી સત્પુરૂષ હોય છે કે ? જગતમાં જેવા બીજા

વ્યવહાર કરનારા તેવો તે સમજવો. કોઈની પાસે કંઇ વિદ્યા તો કોઈની પાસે કંઈ વિદ્યા હોય છે. તેવીજ જગતની ભાંજગડોમાંની આ એક ભાંજગડ છે. કેટલીક વાર અભ્યાસ કરતી વખતે સિદ્ધીઓ આવે છે અને તે ત્રાસ આપે છે. જેમને સિદ્ધીએ રોકયા ( સતાવ્યા ) હોય છે તે જાણી જોઈ તેનો ઉપયોગ કરતા નથી. પરંતુ વખત આવે કંઇને કંઇ એની મેળે થાય છેજ. તે પણ નુકસાનીનું કારણ છે, પરંતુ તેને તે બિચારા શું કરે ?

( ગાંડી સાવિત્રી બાઈના પતિ આજે ફરી આવ્યા; તેમને ઉદ્દેશી મહારાજે બોલવાનો આરંભ કર્યો. )

ગુરૂ મહારાજ, તમો તમારી સ્ત્રીને લઇ જાવ. તે જીવ ઉપર ઉદાર થઈ છે, કયારે શું કરશે એનો નિયમ નથી. લઇ જાવ તો સારૂંજ છે. તે કાલી થાય છે, રડે છે, તોફાન મચાવે છે; તેથી હું કહું છું, તમો ગમે તેમ થાય તોપણ તેના માલીક છો; હાથ ઝાલી ગાડીમાં નાંખીને લઇ જાવ. જો તમારાથી લઈ ન જવાય તો તેની બધી વ્યવસ્થા કરી ફોજદારને કહી જાવ કે “ આ મારી સ્ત્રી આવી આવી છે, બાબા અહીં રાખવાની ના કહે છે, તેના તરફથી કોઇને ત્રાસ થાય તેથી લઈ જવા કહે છે, છતાં હું તેને મુકી જાઉં છું. જો તેના જીવને તે કંઇ અપાય કરી લે તો બીજાને ત્રાસ ન થાય તેથી કહી જાઉં છું ઇત્યાદિ. (બધાંને ઉદ્દેશીને) શું કહેવું મહારાજ આજે તેના પતિ આવ્યાનું સાંભળી તેણે ગળે ફાંસો ઘાલ્યો હતો, પરંતુ બીજી સ્ત્રીઓને આ વાતની ખબર પડયાથી તેનો ફાંસો છોડાવ્યો.

કેટલાક સસરા એવા હોય છે કે હું તને ખાઉં છું, તું મને ખા. એવી સાસુ વહુઓ, દેરાણી જેઠાણી, નણંદ ભોજાઇઓની ભાંજગડો મેં પ્રત્યક્ષ જોઈ છે. તે પરસ્પર શત્રુ હોય છે. સારાંઓ તો બહુ થોડાં. સારાં પૈકી એક જોવામાં છે. એક બાઈ હતી. તેના છોકરાનું લગ્ન થયું. પીયેરથી વહુ પાછી આવી તે વખતે તે બાઇ પોતાની નાની છોડીને પાસે લઈ બેઠી હતી, પરંતુ વહુ આવી કે તરતજ તે છોકરીને ફેંકી દીધી અને વહુને પાસે લઇ તેને પંપાળવા લાગી. પોતાના છોકરાના સુખ માટે ખર્ચ કરી લગ્ન કર્યું. તો

તેની સ્ત્રીને ત્રાસ આપવો એનો અર્થ પોતાના છોકરાનેજ ત્રાસ આપવો. તે છોકરી શા કામની? એ તો કાલે જશે એમને ઘેર, એવા મતની તે હતી. જો સાસુ વહુને બનતું ન હોય તો છોકરી પર તેનો બહુ પ્રેમ હોય છે. છોકરાપર સાધારણ પ્રેમ હોય છે, પરંતુ તેની વહુ પર ફક્ત બહુજ કટાક્ષ. એક દિવસ પણ લ્હડા-લ્હડી શિવાય સુનો જતો નથી. ભાઈભાઈનું ઐક્ય, પરંતુ સ્ત્રીઓમાં કુસંપ, તેથી જુદા રહેવાનો પ્રસંગ આવેલો પણ જોવામાં છે. જુદા રહીને પણ સીધાં રહેશે કે ? તો ના. એક કહે છે તેં મારી તરફ કચરો નાંખ્યો તો બીજી કહે છે તેં અજીઠું પાણી મારા તરફ નાંખ્યું. પણ જવા દો આ વાત. અહીં એવાં કોઇ હશે તો તે મને ગાળો દેશે ને !

[ સ્વામીને ઉદ્દેશી ]

સ્વામી મહારાજ, બંધ કરો આ પુરાણ, તમારો અવાજ બેઠો છે. શ્રમ ના કરો. તમારાં અહીં આવવાથી મને સારૂં લાગ્યું. મારો ઉપસર્ગ કમી થયો, મને પણ બોલી બોલીને કંટાળો આવે કે નહીં ! તમારા પુરાણમાં લોકો જાયછે તેથી મને થોડો વિસામો મળે છે.

પુષ્કળ શિષ્ય હોવા એ ખોટું. કોઇ કહે છે કેટલા બધા શિષ્ય છે આના! શિષ્ય શબ્દથી મને જે કંઈ અંદર દેખાય છે તે એકજ છે. શિષ્ય એટલે શું ? તો

भू—जल—तेज—समीर—ख—रविशशि—काष्ठादिकीं असे भरला ।
स्थिरचर व्यापुनि अवघा तो परमात्मा दशांगुळें उरला ॥

**ગુરૂ અને શિષ્ય અવસ્થા**

એવી રીતે જે સર્વત્ર વ્યાપી દશાંગુલ (દશ આંગળ) ઉર્યો છે, તે શું પુષ્કળ વ્યકિતરૂપે થોડોજ ઉર્યો છે ? તે કેટલો ઉર્યો છે ( શિલ્લક રહ્યો છે ) તેનો પત્તો લાગ્યો નથી. જે ઉર્યો તે શિષ્ય. સદ્ગુરૂને જો મુકત થવું હોય-મુકત થવું એટલે જે ઉર્યું તેમાં જવું-તો શેષ અવસ્થામાં ગયાં શિવાય મુક્તતા નથી. જગતૃરૂપે કંઇ ભાગ વ્યાપ્યો છે એમ તમો માનો છો,

તેથી ઉરેલું એક અને જગત્‌માં વ્યાપેલું એક એમ બે જુદાં થયાં. જગત્ ભરી પૂરી જે રહ્યું તે ઉર્યું અને જે ઉર્યું તે શેષ એટલે શિષ્ય. ઉરેલું એટલે ઉચ્છિષ્ટ અને અવશિષ્ટ એ સંબંધમાં બોલાઇ ગયું છે. ગુરૂને શેષ અવસ્થામાં ગયાં શિવાય મુકતતા નથી. આ અવસ્થામાં એટલે ઉરેલાંમાં જવા માટે સદ્‌ગુરૂ જે હોય તેને બીજો એક તૈયાર કરવો પડે છે. અને પોતાનું કામ તેને માથે નાંખવું પડે છે. શિષ્ય–અવસ્થા ઉત્તમ, ગુરૂ–અવસ્થા નિકૃષ્ટ; તેથી હું કહું છું હું સર્વનો શિષ્ય, પગની ધૂળ છું, કારણ મને તેની ખુબી ખબર છે. જેને ખુબી ખબર છે તે એમ કરે છે. કોઈને સાર્વભૌમ રાજા થવાની ઇચ્છા થાય છે, કોઈને ગુરૂ થવાની ઇચ્છા થાય છે. હું કહું છું તમો બધુંજ બનો બાપુ હું શિષ્ય (છું તે) જ ઠીક. ગુરૂ પણ વિચારવાન હોય છે; બીજાના માથાંપર કામગિરી નાંખે છે અને પોતાની વિદ્યાનો ઉપયોગ કરી લે છે: એટલે ગુરૂપણ ત્યાં ગયું, અને ગુરૂ થયા શિષ્ય, અને શિષ્ય થયા ગુરૂ. કોઇ કોઈ હું સાંઇબાબાનો શિષ્ય છું એમ કહે છે. હું કહું છું હું સાંઇબાબાનો ગુરૂ છું કે શિષ્ય એ કોને ખબર ! સાઇબાબા મારા શિષ્ય છે એમ કહું તો લોકો શું કહેશે ? શી બડાઈ મારો છો એમ કહેશે; પરંતુ વસ્તુતઃ હું કોઇનો ગુરૂ નથી, કોઇને ગુરૂ કર્યો નથી, કોઇને શિષ્ય પણ કર્યો નથી. લોકો ગુરૂ કરવાના છે એમ કહેતા; ત્યારે મને થતું (વિચાર આવતો) કે આ ગુરૂ કરે છે એટલે શું કરે છે ! જેમ ભાખરી કરે છે તેમ ગુરૂ કરવાના છે કે શું ? તેથી એક સારા ગૃહસ્થને મેં પૂછ્યું કે "ગુરૂ કરવા એટલે શું ?" તેણે કહ્યું, "મોક્ષ ગુરૂ કરવા પડે છે." મેં કહ્યું તેને કરવાને શા શા પદાર્થોની જરૂર પડે છે ? અમારા કુળ ગુરૂ છે તેમણે પણ કહ્યું "મોક્ષગુરૂ કરવા પડે છે." અમે ગુરૂ કરીએ તો શું મળે ? તો કહે, "તે નિયમ કહે તે પ્રમાણે ચાલવું પડે છે." મેં કહ્યું મારાથી નિયમ પળાતા પણ નથી અને તે પ્રમાણે ચલાતું પણ નથી. મને એક ખબર છે કે યજ્ઞોપવિત (મુંજ બાંધતી) વખતે

જે મંત્ર (ઉપદેશ તરીકે) આપવામાં આવે છે તેજ મંત્ર અને તેજ ગુરૂ. હજી પણ તે મંત્ર હું જપું છું. બીજો ગુરૂ કરવા જઈએ તો ખરો જે ગુરૂ હોય તે કહેશે, "આ બ્રાહ્મણને પિતા ગુરૂ થયા છે છતાં તે પ્રમાણે ચાલતો નથી, તો આપણને ગુરૂ કરી એ શું આપણી આજ્ઞા પાળશે ?" આ મારી ઉપરથી હું કહું છું. મારી પાસે પણ કેટલાક લોકો મંત્રોપદેશ માંગે છે. હું કહું છું, આ શું મારો ધંધો છે ? કેટલેક ઠેકાણે ધંધો કરનારા ગુરૂ પણ જોયા છે. તે ગામેગામ શિષ્યો કરતા ફરે છે, તેમની પાસેથી દક્ષિણા લેવા માટે તેમને ત્યાં જાય છે. તેમના ઘોડાના બળદના દાણા ચારા, સાથેની મંડળીની જમવા-ખાવાની વ્યવસ્થા બધી તેણેજ કરવી પડે છે. તેવું કંઈ મારે કરવું નથી. મારૂં તો બધું માટીમાં ગયું છે. કયારનો એ મને તો બાળીને ફેંકી દીધો હોત, પરંતુ આ તો કોઇનું ઉછીનું છે. આ શરીરમાં જે જીવ હતો તે શું હવે અહીં છે ? તે તો ગયો, તેણે રસ્તો પકડયો. આ શરીરમાં પહેલાં જે જીવ હતો તે તો ગયો, પરંતુ હાલ જે આ શરીરમાં હશે અને તેનું જે પાપ હોય તે ભોગવવાને તેને ગર્ભવાસ ન મળે એવી તેની કરણી હશે, પરંતુ કરણીનું ફળ ભોગવવું જોઇએ; તેથી તે આ શરીરમાં આવી ભોગ ભોગવે છે. આ શરીરમાંનો પહેલાંનો જીવ દિવ્ય દેહ લઇ આ ગમ્મત જુએ છે. જે કુળમાં આ કુડી (શરીર) જન્મી તે કુળ ઉદ્ધરી ગયું. પણ હું કહું છું, ઉધ્ધર્યાં કે નહીં તે ધોરણ હવે હું જોઉં છું. કારણ એ કુડી જે કુડીને આધારે આવી છે, એટલે મા સમજો, તે કુડી સાથે અહીંનો કંઈ સંબંધ છે કે નહીં તે જોઉં છું. આ શરીરમાં જે કોઈ આવ્યો હોય તેની ઉપર કુળનો ઉધ્ધાર કરવાનું કામ છે. પહેલો તો ગયો, તે પણ ઉદ્ધાર કરશે કે નહીં ? તો તે ઉત્તમ ઠેકાણે ગયો, તે કંઈ પંચાત

કરતો નથી, હાલ જે જીવ છે તે જો ઈમાનથી ચાલે તો તેને આ શરીરનાં માતાપિતાનો ઉધ્ધાર કરવો જોઈએ કારણ આ શરીરને આધારે તે ભોકતૃત્વ ભોગવનારો ગર્ભવાસ વગર શરીર લઇને તે ભોગવે છે. ત્યારે તેનું કામ છે કે, આ શરીરના માતાપિતાનો ઉદ્ધાર કરવો. એકવાર મેં તેને પૂછ્યું

**મારા શરીરમાં બીજો જીવ**

ત્યારે તેણે કહ્યું "તારો અને તારા માબાપનો અને મારો શો સંબંધ ? " મેં કહ્યું " મારા શરીરમાં વાસ કરી લોકોનું કલ્યાણ કરી રહ્યો છે, જગત્‌નાં કલ્યાણ માટે તું રહ્યો છે ને ? ત્યારે મારાં માબાપનું કલ્યાણ શા માટે કરતો નથી ? તેણે કહ્યું " મારો જે કોઈ વરિષ્ઠ હોય તે હુકમ કરે તે પ્રમાણે મારે ચાલવું જોઇએ." મેં કહ્યું "ઈશ્વરી સંબંધ તારી પાસે હોય તો મારા પિતરોનો ઉધ્ધાર કરીશ કે નહીં ? જેના શરીરમાં વાસ કરી જગતનું કલ્યાણ કરે છે તે શરીરના વડીલ મુરબીઓનો પહેલો ઉદ્ધાર કરવો એ કાયદો છે. " તેણે કહ્યું " હું કંઈ બીન કાયદેસર બોલતો નથી. તારા શરીરમાં હું આવ્યો તે શરીર તેં મને આણી આપ્યું કે ? તું ગર્ભવાસ ના કરીશ હું નીકળી જાઉં છું, તું આ શરીરમાં આવ. " એમ કહી મારી પર ઉપકાર કરીને શું તેં આ શરીર મને આપ્યું છે ? લોકો જેમ મરે છે તેમ તું મરી ગયો, જીવ નીકળી ગયો, આ શરીર બળી જવું જોઇતું હતું, આ પ્રેતનો મેં ઉપયોગ કરી લીધો એમાં તારો શો સંબંધ ? મેં કહ્યું " આજ શરીરમાં તું આવે એવો કંઈપણ સંકેત હશે, નહીં તો બીજા શરીરમાં કેમ ગયો નહીં ? તે ઉપરથી તેણે કહ્યું, એ શો સવાલ ? અરે, ગમે ત્યાં મારે જવાની જરૂર હતી. બીજે કયાંઈ કોઇના પણ શરીરમાં ગયો હોત તોપણ આજ સવાલ થયો હોત. માટે એ કંઇ નહીં. બે વારસી ( વારસ વગરનાં ) શરીરમાં હું આવ્યો માટે તારો કે તારા માબાપનો શો સંબંધ ? મ્હેં કહ્યું " હું જાઉં તો જવા દે, પણ માબાપને તો લે ઉધ્ધારી." તેણે કહ્યું " જોઈશ, મને જેમ હુકમ થશે તેમ."

એવું એક વાક્ય છે કે, જે કુળમાં જે બની ગયો તે કુળને તેજ બન્યો; તેને પરિવાર અથવા કુળ તેના જેવી પૂર્ણ જીવન્મુકત અવસ્થામાં જાયજ એવું નથી.

**સત્પુરૂષ અને તેના કુળનો ઉદ્ધાર.** જે કુળમાં સત્પુરૂષ થયા તે કુળના લોકો ફીશીઆરી મારે છે કે, "હમો શું અધોગતિએ જશું ?" હું કહું છું "તમારા કર્મ પ્રમાણે બનશે." હવે આનો નિર્ણય થવો જોઈએ. સત્પુરૂષ અવસ્થા જે કુળમાં આવી હોય તે કુળનો ઉધ્ધાર થાય છે, એમ જે શાસ્ત્ર કહે છે તેજ ખરૂં છે, તે કેવી રીતે ? તો તે સત્પુરૂષનું શરીર જે માતામાંથી નીકળ્યું છે તે માતાપિતાના પ્હેલાંના અને માતાપિતાના પરિવારમાંથી આગળના પાછળના જે જીવો મૃત થયા હોય તે અને સત્પુરૂષ વિદ્યમાન છે ત્યાં સુધી તેના કુળના જેટલા જીવો મરે તે બધા મળી એક જે કુળ થાય, તેનો ઉદ્ધાર થાય છે. પણ જે સત્પુરૂષ અવસ્થામાં ગયો હોય તેનો જો તેની પાછળ કોઈ ભાઈબ્હેન વગેરે પરિવાર જીવતો હોય તો તેના જોખમદાર તે સત્પુરૂષ થતા નથી. જો તે સત્પુરૂષને સ્ત્રી અથવા કંઈ છોકરાં છેૈયાં હોય તો તેમનો પ્રકત ઉદ્ધાર થશે. પરંતુ ભવિષ્યમાં વંશ ખંડન થશે. તેથી પ્હેલાંના જે કોઇ સત્પુરૂષ થઈ ગયા છે ત્યાંથીજ તેમનો વંશ બંધ થયો. પરિવારજ નથી હોતો, હોય તો તે બહુ વખત ટકતો નથી; ભવિષ્યમાં તે નિર્વંશજ રહે છે. શાસ્ત્ર તો કુળનો ઉદ્ધાર થાય છે એમ કહે છે; અને આ શરીરમાં જે આવ્યો છે તે એમ કહે છે કે "રામ કૃષ્ણાદિ અવતાર ગર્ભવાસ કરી માના ઉદરમાંથી નીકળ્યા, તેમના અવતાર કૃત્યનો ત્યાંથીજ આરંભ થયો. આ શરીરમાં જે પ્હેલાંનો જીવ તેનો પ્રકાર આવો છે કે ? તેણે તો ફાવે તેવા ધંધા કર્યા હશે. ભવિષ્યમાં આવો અવતાર થશે એવી કલ્પના પણ તેને નહોતી. ચાર લોકો જેમ મરી જાય છે તેમ એ પણ નીકળી ગયો. મેં તેને બળ જબરીથી હાંકી કહાડયો અને ઘુસ્યો એમ નથી અથવા તેણે પોતાની મેળે આ શરીર મારે માટે ખાલી

કર્યું એમ પણ નથી. ભાડાના ઘરમાં તમો રહો છો તેની ધોળા-મણી રંગામણી વગેરે તમો કરો છો કે ? ચાર દિવસ રહો છો અને નીકળી જાવ છો. પુષ્કળ દિવસ રહેવું હોય તો માલીકને કહી શોભાયમાન બનાવો છો. મારે આ શરીરમાં રહેવુંજ ન હોય તો શા માટે તેને ખવડાવું, કપડાં પહેરાવું, સાબુ લગાડું ? આ પ્રેત તો છે, એટલે આમાંનો પ્હેલાંનો જીવ ક્યારનોએ નીકળી ગયો અને નવો આવ્યો છે તેને કાયમ રહેવાનું કંઇ કારણ નથી. ગંમત દાખલ ગમે તે બડબડ કરૂં છું. બીજું શું ?

પરંતુ સત્પુરૂષનું શરીર જે કુળના માતાપિતાનું છે, તેજ કુળમાંના સત્ અવસ્થામાં ગયેલા જીવો તે સત્પુરૂષના શરીરમાં વાસ કરી તેજ પોતાનું આખું કુળ અને કુળનો સર્વ પરિવાર સદ્ગતિએ લઇ જાય છે. તમો જે હઝારો લોકો મારી આગળ આવો છો તે બધા તે સત્ પુરૂષના કુળના પરિવારમાંનાજ છો, તેથી તમારો સર્વનો ઉધ્ધારજ થાય છે.

પ્હેલેથીજ કહ્યું કે માણસોનો મને ભય લાગે છે. તે ચોર છે એમ સમજી તેમની સાથે ભલાઇને પ્રેમથી વર્તું છું ! તો પણ ગભરાવ નહીં. તમો મારે માટે આવ્યા છો તો તમારૂં સારૂંજ કરીશ. બીજા પેઠે મ્હોંપર હાથ ફેરવી પાછા મોકલનારો આ નથી. તમો ફકત મારા મોં પર હાથ ફેરવી, છે, નહીં, તે (બધું) કહાડી લેશો, કારણ હું પડયો ઓલીઓ; તેથી "બાબા, બાબા" કરતા કરતા આવીને બેસો છે અને મ્હોં પર હાથ ફેરવી કહાડી લો છો ! તમને ખબર છે કે આ છે ઓલીઓ ( ભોળો ) ઘડીભર ગુસ્સે થાય તોપણ ફરી મીઠું બોલે છે અને જે ઇશ્વરી રહસ્યો એને ખબર છે તે કહે છે !



ગુરૂવાર, તા. ૨૪ જુલાઈ ૧૯૨૪ અષાડ વદ ૮ શકે ૧૮૪૬

**જમવું એ પાપ છે–ભગવાન નવનીત પ્રિય છે–પરમેશ્વરને પ્રેમ કેવી રીતે અર્પણ કરવો–પરમેશ્વરી સામુદ્રિક ચિન્હ–आपणा सारिखे करिती तत्काळ–(આપણા સરખા કરે છે તત્કાળ)–યમપુરી અને ત્યાંની શિક્ષા–આપણે જે છીએ તે કોણ–આપણે પરમેશ્વરનું ખાદ્ય–આપણે પરમેશ્વરના ભક્ષ્ય સ્થાનમાં કેવી રીતે જવું–આપણે નાશવંત શા માટે ?**

(મહારાજશ્રીને ઉધરસ થઇ હતી તેથી એક સ્ત્રી ગરમ દુધ પીવા માટે લઇ આવી, તે ઉપરથી મહારાજે કહ્યું:— )

**જમવું એ પાપ છે.**

સાકર મિશ્રિત દૂધ લઇનેજ તો મારો બગાડ થયો, હવે મને જ્યારે ઝાડો થતો નથી ત્યારેજ હું જુલાબ થાય તેથી દૂધ લેઉં છું. મને જો ભૂખ લાગી હોય અને કંઇ ખાવું હોય તો હું ચોરીને ખાઉં છું. દૂધ તો ચોરીને પણ પીતો નથી. ખાવાની વખતે પણ કોઈ પાસે હોય તો હું ખાતો નથી. લોકોનાં દેખતાં મને ખાવાને સંકોચ (શરમ) આવે છે (લાગે છે). ખરાબ કામ માટે સંકોચ લાગવો એ સાહજીક છે. તમો ઝાડાને ખરાબ સમજો છો તેથી બીજા સામે બેસતા નથી. મને ઝાડાનો સંકોચ લાગતો નથી. કોઈ આવવા માંડે એટલે ઝાડે ફરવા બેઠો છું એમ સાફ કહું છું. મને કંઇ શરમ નથી હોતી. પરંતુ આવનારને હોય છે તેથી તે આવતો નથી. " આજ વખતે

દર્શન થવું એ મોટું પુણ્ય છે; એજ સ્થિતિમાં દર્શન થવા દો." એમ કહી એક દિવસે બે ત્રણ વ્યકિતઓએ આવી હું ઝાડે ફરવા બેઠો હતો ત્યાં મારૂં દર્શન લીધું. આમાં સ્ત્રીઓ પણ હતી અને પુરૂષ પણ હતા. જેમ તમને દીશાની વખતે સંકોચ ( શરમ ) લાગે છે અને એકાંતમાં બેસો છો તેમ મને જમતાં લાગે છે; ઝાડાની બીલકુલજ શરમ લાગતી નથી. તદ્દન ખુલ્લી જગ્યામાં બેસું છું ને કોઈ વાર જરા કપડું રાખું છું. પરંતુ જમતી વખતે ફકત કોઇ આવે તો હું તેને હાંકી મૂકું છું. મારા જીવે, જમવું એ ખરાબ ચીજ છે, એમ ઠેરવ્યું છે. નાનપણથીજ મને એવી રીતે સંતાઇને ખાવાની ટેવ છે. ઘરમાં ઢાંકી મૂકેલું અન્ન કોઈ ન હોય ત્યારે હું ચોરી ખાતો. તમને જો ખોટું લાગતું હોય તો ગંગુની ડોસીને પૂછી જુઓ. સમાજમાં ( ન્યાતમાં ) જમવા જવાની મને શરમ લાગે છે. એકલા એકાંતમાં જમવું એ જાતિસ્વભાવ છે, એ કંઈ નિયમ અથવા વ્રત નથી, એનું કારણ પછી મારા લક્ષમાં આવ્યું કે, જમવું એ ખરાબ પાપકર્મ છે. પાપકર્મ કોઇપણ લોકોના દેખતાં કરતા નથી તમારા મત પ્રમાણે હગવું, પ્રજોત્પત્તિનો ઉદ્યોગ એ પાપ છે, તેથી લોકોના દેખતાં તે કરતા નથી. તે પાપજ છે ! છોકરાં થવાં એટલે શું ? તો એક બાજુથી લીંડાં પડે છે અને તેની પાસેનીજ બીજી બાજુએથી આ પોર્યાં પડે છે ! આ પાપપિંડો ત્રાસ આપવા માટે ઉત્પન્ન થાય છે. તેવીજ રીતે પુણ્યપિંડો પણ ઉત્પન્ન થાય છે, તેને કોણ ખરાબ કહે ? પુણ્યવાન પુત્ર થાય તો ઠીક પડે છે, તેવુંજ જમવાનું કામ એ પાપછે ભાઈ ! આ સંબંધમાં હું પહેલાં ખૂબ બોલ્યો છું.

( એટલામાં એક બાઈ દર્શન માટે આવ્યાં અને સાકરના ત્રણ ટુકડા મહારાજના હાથમાં મૂકયા. તે પરથી મહારાજશ્રી બોલ્યા. )

જેમ ગણપતિની મૂર્તિ કરતી વખતે તેના બે હાથો

આગળ કરી તેમાં લાડુ મૂકે છે, તેમ મારા હાથમાં આ સાકરના ટુકડા મૂકે છે. શંકરને લાડુ ભાવે છે તેવીજ રીતે બીજા જે દેવોને જે ભાવે છે તે તે તેમને આપે છે. સઉથી જે પોચું હોય તે ભગવાનને ભાવે છે. માંખણથી પણ પોચું હોય તે તેને ભાવે છે. ભગવાનને નવનીત ( માંખણ ) વ્હાલું છે. શા માટે ? તો તે મૃદુ ( પોચું ) છે તેથી. જેની પાસે નવનીત એટલે પોચું છે ત્યાં ભગવાન છે. હવે નવનીતનો શો અર્થ થાય છે તે જોઈએ. નવ એટલે નવ પ્રકાર, નવ ઇંદ્રિયો

**ભગવાનને નવનીત વ્હાલું છે**

અથવા નવ એટલે નૂતન એટલેજ જે જુનું નહીં તે નવું. જુનું નાંખી નવું લો છો તેને નવું કહેવાનો વહિવટ છે. પ્રાકૃત ભાષામાં જેમ નવાને એટલે નૂતનને નવું કહેવાનો વહિવટ છે, તેમજ સંસ્કૃતમાં પણ છે. ત્યારે નવ એટલે નૂતન કહો અથવા તો નવ પ્રકાર કહો તોએ હમારે કબૂલ છે. જ્યાં નવનીત ત્યાં ભગવાન. નવ એટલે નૂતન એવો અર્થ લો તો પણ નવાથી તે છેતરતો નથી. તે તો પુરાણ પુરૂષ છે. તેની અત્યંત જુનાંપણાંની અવસ્થા છે. પરંતુ તે નવીનમાંથી નીકળ્યો છે એવું કંઇ નથી. આરંભમાં જુની અવસ્થા છે. તે અવસ્થા ઉપરથી ( માંથી ) નવીન અવસ્થા પ્રકટ થઈ. પ્રકટ થઇ એટલે શું ? તો તમો એમ માનો છો તેથી, નહિં તો તો જુની તે હંમેશ જુનીજ છે. તેને જુની પણ કહી શકાતી નથી અને નવી પણ કહી શકાતી નથી. ભગવાન કહે છે " જે નવું નથી, જેણે નવને નહીં જેવાં કર્યાં, જે નવીનપણાંનો ઉપભોગ લેતો નથી અથવા ઉપભોગ માટે નવું નવું પ્રકટ કરતો નથી, નવું નહીં જેવું (નાશ) કરી જુની અવસ્થાપર જે ટકી રહે છે, અથવા નવ ઇન્દ્રિયો ઐહિક સુખ માટે જે ઉપયોગમાં લાવતો નથી, તેને ત્યાંજ હું રહું છું." માંખણને વળી નવનીત શું કામ કહે છે ? તો દૂધમાંથી નવ પ્રકાર બની નવનીત નીકળે છે તેથી. દૂધનું દૂધપણું, દહીંપણું, છાસપણું છોડી, તે કહાડી નાંખી નવનીત નીકળે છે. ની એટલે

નીકળવું. નવને આધારેજ સર્વની ઉત્પત્તિ છે. એકથી નવ સુધી જે આંકડાઓ છે તેમાંથીજ આગળ કરોડ વીગેરે જે સર્વ છે તે બધા ઉછીના લીધા છે. દસ એટલે એક અને તે ઉપર મીંડું. આરંભની શૂન્ય અવસ્થા તેની નીચે લીટી કહાડી એટલે (થયો) એક. તે એકજ તે શૂન્ય સહિત દસ બન્યો, શૂન્યાવસ્થા મૂળની છે તેથી શૂન્ય લખવાનો વહીવટ નથી.

**પરમેશ્વરને પ્રેમ કેવી રીતે અર્પણ કરવો**

ભગવાનને મૃદુ (પોચું) ભાવે છે. એવી રીતનું મૃદુ શું? તો જેને લોકો શુદ્ધ પ્રેમ, શુદ્ધ ભક્તિ કહે છે તે અને તેજ ભગવાનને જોઇએ છે. બાકીનું કંઈપણ તેને જોયતું નથી. શુદ્ધ પ્રેમ છે તેની લેવડ દેવડ થતી નથી, તેથી જે વસ્તુ પર પ્રેમ છે તે વસ્તુ આપીએ એટલે પ્રેમ આપ્યા જેવું થયું. પાણી બધાંમાં મૃદુ છે, તેની લેવડ દેવડ શેને આધારે કરવામાં આવે છે? કોઇ જો પાણી પીવા માંગે તો તેને આપવા લેવા માટે પાત્ર જોઇએ; તે શિવાય પાણીની આપ લે થઇ શકતી નથી. અમો નદીપર જઇ હાથ વડે પાણી પીશું એમ જો કહો તો પાત્રને બદલે હાથનો તો ઉપયોગ તમો કરશોજ કે નહીં? સ્વતંત્ર રીતે (પાત્ર શિવાય) પાણીનો ઉપયોગ થઈ શકતો નથી. તેથી ગમે તેનો પણ આધાર લઈ તેનો ઉપયોગ કરવો પડે છે, "હું ભકિતભાવનો ભૂખ્યો છુ" એમ ભગવાન કહે છે. ભગવાનને ભકિતપ્રેમ ગમે છે; તે આપણી પાસેજ છે, પણ તે ભગવાનને આપવાનાં હોય તો કોઈપણ (ચીજના) આધાર વડે તે આપવાં પડે છે. તેથીજ આપણાજ પ્રેમથી બનેલી જે વસ્તુ, તે આપીએ એટલે પ્રેમ આપ્યાં બરોબર થાય છે. જગતની દરેક વસ્તુ પણ પરમેશ્વરના પ્રેમથી ભરેલીજ છે. તેમાંથી જે વસ્તુને આપણે આપણી બનાવી, જેની પર આપણે સ્વતંતત્રા તથા વિશેષ પ્રેમ રાખીએ છીએ, તે વસ્તુ પરમેશ્વરને આપવી જોઇએ. ત્યારે એવી પોતાની કરી નાંખેલી બધી વસ્તુમાં આપણીજ જે ખાસ છે તે, જીવ, મન અને શરીર શિવાય બીજી વસ્તુઓ નથી. તે આપીએ એટલે પરમેશ્વરને પ્રેમ આપ્યા પ્રમાણે

થાય છે. સર્વ ઠેકાણે પ્રસરી રહેલો પ્રેમ એકત્ર કરી તે પરમેશ્વરને આપવો જોઇએ. એમાં કંઈજ ગુપ્ત નથી. ખુલ્લે ખુલ્લું તો છે. તમારો પ્રેમ પ્રસરી રહ્યો છે તેથી પરમાત્મા હાથમાં આવતો નથી. સર્વત્ર પ્રસરેલો પ્રેમ એક જગ્યાએ ભેગો કરવો. જેમ ખેડુત ખેતી કરી, ધાન્ય પકવી, ખળાંમાં સર્વત્ર પ્રસરેલો માલ ચારે બાજુએથી ભેગો કરી જ્યારે તે એકત્ર કરી તેની રાશ (ઢગલો) બનાવે છે ત્યારે તેને જોઇ તેને આનંદ થાય છે; પરંતુ જ્યાં સુધી ધાન્ય આમતેમ છુટું છુટું સર્વત્ર પ્રસરેલું હતું ત્યાં સુધી તેને એટલો આનંદ નહોતો થયો. ત્યારે આનંદ શામાં છે? તો આનંદની વસ્તુઓ જે પ્રસરેલી હોય છે તે બધાને એકત્ર કરવામાં આનંદ છે. જગત્માં ગમે એટલા રૂપીઆ હોય, પણ આપણે ઘેર જો એકજ રૂપીઓ હોય તો આનંદ થતો નથી. પ્રેમ ઉત્પન્ન કરનારી ચીજો એકત્ર કરીએ એટલે આનંદ થાય છે. રૂપીઆ આનંદ આપનારી વસ્તુ છે ખરી, પરંતુ એકજ જો હોય તો આનંદ થતો નથી. ત્યારે તે આનંદ મેળવવા માટે જેની પાસે એક બેજ રૂપીઆ છે તેમણે સર્વત્ર પ્રસરેલા રૂપીઆ એક જગ્યામાં ભેગા કરવાની વિદ્યા શીખવી અને શીખનારાઓ આ શીખે પણ છે.

'अचाट बुद्धि चालवात्री व बळेंच संपत्ति घरा आणावी ।'

(અચાટ બુધ્ધિ ચલાવીને, બળે સંપત્તિ લાવો ગૃહે.)

આજકાલ લક્ષ્મી (સંપત્તિ) રૂપીઆને કહે છે. તેથી અચાટ (પ્રબળ) કલ્પના, અચાટ અક્કલ ચલાવીને તે પ્રસરેલા, ઘેર ઘેર ગયેલા જે રૂપીઆ છે તે આપણે ઘેર એકત્ર ભેગા કરીએ એટલે આનંદ થાય છે. અંદરનો જીવ તે પ્રસરેલા રૂપીઆ બધા પોતાનાજ છે એમ સમજે છે. જેમ ખેડુત સર્વત્ર ફેલાયેલા ધાન્યના છોડો બીજાના થોડાજ માને છે? પરંતુ તે ધાન્ય એકઠું કરી તેની રાશ કરવા માટે તેને પોતાની અકકલનો ખર્ચ કરવો પડે છે તેવી રીતે કોઈની પાસે એક બે રૂપીઆજ છે, પણ જો તેનો જીવ સંતોષી હોય તો તે કહે છે "ઘેરઘેર પ્રસરેલા જે રૂપીઆ છે તે આપણાજ છે" એવી રીતના માનનારા જે જીવો છે તેના હાલ તુરત આપણે

બે ભાગ પાડીએ. પહેલા નંબરનો જે પ્રકાર છે તે "ગામે ગામના ઘરોઘરના રૂપીઆ આપણાજ છે, તે ઠેકાણેજ છે, તેને લઈ જવા લાવવા શું કામ, આપણી પાસે રાખવાને જગ્યા નથી તેથી ત્યાં રાખ્યા છે." એવી રીતે સમજે છે. જેની પાસે તે રૂપીઆ છે, તે ખર્ચ કરશે તો પણ તે રૂપીઆ જ્યાં જશે તે ઠેકાણું પણ આપણુંજ છે. આપણી પાસે પેટી તિજોરી વગેરે રૂપીઆ રાખવાનું કંઈ સાધન નથી; તો તે ત્યાં રહ્યા તો શું ? અને ચોરી કરી કોઈ લઈ લે તો પણ તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગયા. ઠેકાણું બદલ્યું તેથી શું ચોરી થઈ એમ કહેવાય કે ? ઉપયોગ કરનાર ફક્ત બદલાયો. આપણા શરીરદ્વારા ઉપયોગ થાત તે તે શરીરદ્વારા થયો, તેથી તે રૂપીઓ ફોકટ ગયો કે ? આ ન્યાયથી એક જીવ એમ કહે છે કે જેટલા ઘેરેઘેર રૂપીઆ છે તે બધા આપણાજ છે, તે ભેગા કર્યાજ છે, અને તેનો ઉપયોગ થઇજ રહ્યો છે. કોઈપણ તેનો ઉપયોગ કરેજ છે અને તે ઉપયોગ કરનારા પણ આપણાજ છે. રૂપીઆ સડી જતા નથી, તેના ઉપ-યોગ માટે માણસો છે, વ્યવસ્થાસર રાખ્યા છે. બધું બરોબર છે. હવે રૂપીઆ પોતાની પાસે ભેગા કરવા અને તેના રક્ષણ માટે માણસો રાખવાં–એ ભાંજગડ શું કામ ? આ એક પ્રકાર. આ પ્રકારને કોઇ કોઈ શ્રેષ્ઠ સમજે છે.

બીજા પ્રકારનો જીવ શું કહે છે ? કે જોકે બધા રૂપીઆ આપણાજ છે તોપણ ભેગા કરવાની બુદ્ધિ ચલાવવી જોઈએ. જેમ ખેડુત ધાન્ય ભેગું કરવાની બુદ્ધિ ચલાવે છે, એવીજ રીતે પ્રત્યેક જીવાત્મા અક્કલ ચલાવે છે; તે બધા રૂપીઆ પોતાનાજ સમજી ભેગા કરે છે. આ ઉપરથી અંદરનો જીવ તે બધા રૂપીઆ પોતાના નથી એમ સમજતો નથી. પોતાનાજ સમજે છે અને તે ભેગા કરવા માટે બુદ્ધિ ચલાવે છે. પછી તેનો ઢગલો કરી તેના તરફ જોઇ આનંદ માને છે. પ્રસરેલા (ફેલાયલા) રૂપીઆનો તેને આનંદ થતો નથી.

જેમ કોઇ વાણીઓ શ્રીમંત હોય છે, તેની શ્રીમંતીને

લીધે પુષ્કળ ખેડુતો તેની પાસે ઉછીના રૂપીઆ લઇ જઈ પોતાનું પોષણ કરે છે અને ખેતર પાકે એટલે પ્રત્યક્ષ રૂપીઆ ન આપતાં ધાન્યરૂપે તે આપે છે. આવી ગામેગામ શાહુકારોની રીત છે. એવી જ રીતે એક વાણીઆના ગામેગામના ખેડુતો કુળો હતાં, તેઓ તેની પાસેથી રૂપીઆ લઈ જતા અને તેને બદલે પાક ઘેર આવે એટલે ધાન્ય ગોળ તેને લઇ જઈ આપતા. અને તે પણ ઘહું, બાજરી, ગોળ વગેરેના કોઠારો ભરી મૂકતો; પોતાનું ખેતર નહોતું, છતાં ખેડુતોએ આપેલો માલ તે ભરી રાખતો હતો. તે ધાન્ય ફરી લોકો ખાવા માટે લઈ જતા અને પૂરી બીજે વર્ષે તેનાથી સવાયું કે દોઢગણું લાવી નાખતા. તેની પોતાની ખેતી નહોતી છતાં ખેતીનું ફળ ફકત તેને ત્યાં આયતું (તૈયાર) આવતુ હતું. તેને બેચાર છોકરાં હતાં. તે છોકરાં બાપને કહેતાં કે એક બે ખેતરના નંબરો આપણે લેવા. બાપ કહે " અરે, એક બેજ શું કામ લેવા ? બધા જો લીધા હોય તો સારૂં નહીં કે ? અરે આ આખા ગામની ખેતી કોની છે ? તે છોકરાં કહે-"ખેડુતોની" બાપ કહે છે-તેમનાં જો ખેતરો હોય તો ધાન્ય આપણે ત્યાં કેવીરીતે આવે ? તે આપણાજ નોકરો (ઘાટીઓ) છે અને તે બધાં ખેતરો પણ આપણાંજ છે. ત્યારે હવે ફરી ખેતીનો લેવડ દેવડનો વ્યવહાર કોની સાથે કરવો ? અરે એક ખેતર રાખીએ તો પણ તે માટે નોકર રાખવો પડશે કે નહીં, કે તું હળ લઈ ખેડીશ ? ત્યારે જાણે કે આમને નોકરોજ રાખ્યા છે, તેમાં ફેરફાર શા માટે ? તે ખેડે છે, વાવે છે, અને આપણે ઘેર આવી ધાન્ય નાંખી જાય છે. આપણે ઘેર ખેતી કરનારા નોકરોને પણ કંઈક તો ખોરાકી આપવીજ પડે ને ? તેવીજ રીતે આપણે તેમને આપીએ છીએ એમ સમજવું. આ ખેડુતોને ખેતી કરવા માટે ખર્ચ પણ આપણેજ આપવો પડે છે. જો આપણી ખેતી ન હોય તો આપણે ખર્ચ શું કામ આપીએ ? તેથી તે ખેતરો પણ આપણાં અને તે લોકો પણ આપણાજ નોકર. તે તૈયાર કરી ધાન્ય લાવી આપે છે અને તે ધાન્ય પણ આપણુંજ."

તેને નવીન ખેતર લેવાની જરૂર પડતી નથી. આવી રીતનો એક જીવાત્માનો દ્રવ્ય મેળવવાનો આપ્રકાર થયો. આ બેઉ ઉદાહરણોજ છે.

શ્રીમંતાઇનો અનુભવ લેવા માટે એકાદો રૂપીઓ પાસે હોય તો તેટલાથી ચાલતું નથી, પણ ચારે બાજુએ પ્રસરેલા પોતાના રૂપીઆ એક ઠેકાણે ભેગા કરી તેનો ઉપભોગ લે ત્યારે તેને શ્રીમંતપણું આવે છે અને તે શ્રીમંતીનો આનંદ તે લઈ શકે છે. તેવીજ રીતે તેના પરિવાર ( કુટુંબ પરિવાર ) માં અથવા સહવાસમાં જે હોય તે પણ તે સુખનો લાભ લઇ શકે છે. આવીજ રીતે તે પરમાત્મા વિષયોદ્વારા પ્રસરી રહ્યો છે, પણ તે પ્રસરી રહેલાને આપણે ભેળા કરતા નથી. તે ભેળો કરીએ એટલે તે આનંદ એકત્ર થાય છે અને તેનો ઉપભોગ પોતે તથા બીજા લઇ શકે છે. તે પ્રસરેલો પ્રેમ આપણોજ છે, લોકનો નથી તે આપણોજ પ્રેમ અને તે આપણોજ આનંદ, પરંતુ તે ભેગો કરવા માટે અક્કલ જોઈએ. પ્રેમવડે શ્રીમંત બનો. આવી જ્યાં સ્થિતિ છે ત્યાં પરમાત્મા છે. પ્રેમ કેમ ભેળો કરવો ? જેમ અંગ્રેજ સરકારે રૂપીઆ ભેગા કરવાનું શીખવાની શાળાઓ કહાડી છે, તેમ પ્રેમ ભેળો કરવાની ક્યાંઈ શાળાઓ નથી. પરમેશ્વરના સહવાસથી તે અક્કલ લાવવી જોઇએ. આપણોજ માલ આપણેજ ભેળો કરવાનો છે. પ્રેમ આપણોજ છે. પરંતુ જે માણસ તે અક્કલવડે ભેળો કરશે તેનેજ તેનો લાભ થાય છે; તેથી પ્રેમ ભેગો કરી એકત્ર કરી જે શ્રીમંત બને છે તેને સત્પુરૂષ કહે છે અને તે માટેજ તેની પાસેથી તે લેવાને લોકો આવે છે. જેમ બધે પ્રસરેલા રૂપીયા ભેગા કરી જે કોટયાધીશ થયો હોય તેની પાસે બીજા લોકો રૂપીયા માંગવા આવે છે, તેવી રીતે લોકો સત્પુરૂષ પાસે પ્રેમ લેવા આવે છે. શુધ્ધ જે પ્રેમ છે, જે ભગવાનને પસંદ છે, તે અણુરેણુ જેટલો પણ મળે તો તેટલોજ પ્રેમ અનંત દેખાડે છે. તેમાં જરા પણ વિકાર ન હોવો જોઇએ.

( રા. ધુરંધર આર્ટિસ્ટે મહારાજના પગપરનાં ચિન્હ જોઇ

તે ચિત્રરૂપે જગત્‌ની જાણ માટે પ્રસિધ્ધ કરવાના હેતુથી મહારાજને તેમનો પગ દેખાડવાની તથા તેનો ફોટો લેવાની રજા આપવા માટે વિનંતી કરી, તે ઉપરથી મ્હારાજ બોલ્યાઃ— )

**પરમેશ્વરી સામુદ્રિક ચિન્હ**

પગ ઉપરના ચિન્હની તમને શી કલ્પના આવશે ? એવાં કેટલાંક ચિન્હો હોય છે કે, એક દૃષ્ટિબિંદુથી જોઇએ તો એક અને બીજા દૃષ્ટિબિંદુથી જોઇએ તો બીજાં દેખાય છે. એવું જે વ્યાપક ચિન્હ છે તેજ પરમાત્માનું ચિન્હ સમજવું. એક પોતાની અક્કલ પ્રમાણે ચિન્હ કાઢી બતાવે છે ત્યારે બીજો તેજ ચિન્હ પોતાની અક્કલ પ્રમાણે તદ્દન જુદીજ રીતે કહાડી બતાવે છે. એવી રીતે એકજ ચિન્હમાં અનેક પ્રકાર દેખાય છે. આમ હોય ત્યાં ઇશ્વરી ચિન્હો હોયાંનો બોધ થાય છે. આવું એક ચિન્હ જ્યાં હોય ત્યાં ઇશ્વરી અવસ્થા પ્રકટ થાય છે. જે જોઇએ તે અહીં છે. ફાવે તે ચિન્હો લો. મરેલા ડુક્કરો તથા વાઘ વગેરે બીજાં જનાવરોના અવયવોમાંથી જેને જે અવયવની જરૂર હોય છે તે તે લે છે. કોઇ નખો, કોઈ મુછો, કોઈ ચામડું એમ જેને જે ફાવે તે લઇ જાય છે અને તેનો તે ઉપયોગ કરે છે. છોકરાંનાં ગળાંમાં વાઘના નખો ઘાલે છે. એકવાર સાંઇબાબાનો દાંત પડી ગયો ત્યારે તેજ એક માણસ લઈ ગયો. એવી રીતે કોઈ કંઈ લઇ જાય તો તેને શું ના કહેવાય ? રેષાઓ લે બીજું પણ જે જોઇએ તે લઈ જાય. શરૂ શરૂમાં હું મના કરતો હતો, પગે પડવા દેતો નહોતો. ત્યારે એક જણે કહ્યું, ઘોડો તો વેચાઈ ગયો, હવે નખરાં શેના કરો છો ? અરે વેચાયો હોય તો હાથમાં પૈસા તો આવવા જોઇએ ને ? ઘોડો એટલે મારૂં શરીર તે વેચાઈ ગયું કે તેનું દાન આપી દેવામાં આવ્યું ? તે કહે કે વેચાઇ ગયું. અરે કોણે વેચ્યું અને કોને વેચ્યું ? તેની કીંમત શી અને તે કોણે લીધી ? ત્યારે તે કહે " તું એક વસ્તુ છે, તેનો માલીક અદૃષ્ટ છે. તેણે આ વસ્તુને એટલે તારા શરીરને

જગત્‌ને વેચી નાંખ્યું છે અને જગત્‌નો જીવ તેની કીંમત તરીકે તે અદૃષ્ટ માલીકે લીધી છે. એટલે તારા શરીરદ્વારા જગત્‌ના જીવોને પરમાત્મા પોતાની પાસે લઈ તેમને પોતાના જેવા બનાવે છે; એટલે એક પ્રકારે અદૃષ્ટ પરમેશ્વર દુનિયાના જીવોને ખાઈ એટલે તેનો ઉપભોગ લઈ તેમને પોતના જેવા બનાવે છે; જેમ ભાત ભાખરી વગેરે અન્ન આપણે ખાઈએ છીએ તે અન્નજ આપણું શરીર બને છે. શરીર એ એક અન્નનું રૂપાંતર છે એમ કહો, અથવા અન્નરસનું છેવટનું પરિણામ છે એમ કહો, એટલે ભાત ભાખરીજ મનુષ્યના રૂપમાં આવ્યાં. તેવીજ રીતે પરમેશ્વર કહે છે, તામરો જીવ જો મારા ઉપભોગમાં આવે તો તે પણ મારા જેવો જ બનશે. પણ પ્હેલાં જો તમો મને ખાશો એટલે સેવાધર્મથી મને તમારા પેટમાં [ હૃદયમાં ] લેશો તો તેજ તમને હું પણ મારા પેટમાં લઈ મારા જેવા કરીશ." વ્યવહારમાં પણ એમજ છે. ભાત ભાખરી પ્હેલાં કષ્ટરૂપે માણસનો જીવ ખાય છે અને પછી આપણે તેને ખાઇએ છીએ, ત્યારે તે ભાત ભાખરીજ માણસના જેવી બને છે.

**आपणा सरिखे करिती तत्काळ**
**આપણા જેવા કરેછે તત્કાળ**

आपणा सरिखे करिती तत्काळ ।

( પોતાના જેવા કરે છે તત્કાળ )

આમાં 'તત્કાળ' એ શબ્દનો અર્થ પણ એવોજ છે. કેવો ? તો તત્કાળ એટલે તે વખતે. કઇ વખતે ? તો પ્હેલાં જે વખતે સદ્‌ગુરૂને અથવા પરમેશ્વરને સેવારૂપે આપણે આપણા પેટમાં સેવારૂપે સાંઠવ્યો (પૂર્યો) હોય તેજ વખતે 'પોતાના જેવા કરે છે' અને એમ થયાં પછી તેને કાળનો (મૃત્યુનો) વખત ક્યાંથી આવે ? દુનિયા દેવ પાસે એજ માગે છે કે, રે! દેવ તું અમારા અપરાધો તારા પેટમાં સમાવ. અમને તું તારા પેટમાં લે અને તારા જેવા અમને બનાવ. દેવ કહે છે, તમો મારૂં ભક્ષ્ય (ખાવાની વસ્તુ ) બનો એટલે જેમ તે ધાન્યને ખાઈ તમો તેને તમારા

જેવું કરી નાંખો છો તેવી રીતે તમો મને ખાવાને ઉપયોગી થઈ પડે એવી ચીજ બનો એટલે કે પ્રથમ તમો મને પેટમાં લો એટલેજ મેં તમને મારા પેટમાં લીધા બરોબર થયું અને એમ થશે ત્યારે તમો મારા જેવાજ થશો.

પરમેશ્વર શિવાય તમારો જીવ ખાનાર કોણ છે ? કહે છે ફલાણાએ ફલાણાનો જીવ લીધો ! અરે જીવ કેમ લઈ શકાય ? તે જીવ લે તો તેના અને એના જીવ એક થશે. તેણે તેનો જીવ લીધો નથી પણ તેના શરીરનો તેણે નાશ કર્યો છે. જીવ લેનાર ફક્ત પરમેશ્વર છે. જે જીવ આપશે તે પણ તેના જેવોજ થશે. શરીર અને જીવ એ બેઉ પરમેશ્વર લે છે કારણ તે તેમનીજ વસ્તુઓ છે. એટલે કે શરીર એ પરમેશ્વરની વસ્તુ હોવાને લીધે તેનો જો કોઇ નાશ કરે તો બીજાની વસ્તુનો નાશ કર્યા બદલ સરકાર તેને શિક્ષા કરે છે. જીવ અને શરીર પરમેશ્વરનાંજ છે અને ત તેણેજ લેવાં. તેથી તુકારામ કહે છે.

जीव भाव देवा पायीं

( જીવ ભાવ દેવ ચરણે )

ભાવ એટલે જે ઉત્પન્ન થયું હોય તે એટલે શરીર વગેરે અને જીવ ! એ બેઉ પરમેશ્વરનાં ભક્ષ્ય બનવાં જોઇએ. એમ જો બને તો પરમેશ્વર જેવા તે બને. પરંતુ તમો લોકો તમારો જીવ અને શરીર એ પરમેશ્વરનાં ભક્ષ્ય છે છતાં તમો તે તેને આપતા નથી તેથી તમો પણ તેના જેવા થતા નથી અને તે પણ ભૂખ્યો રહે છે.

લોકોમાં કંઇક એમ કહેવત છે ને કે ‘ ખાવા માટે કંઇ નહોતુ તેથી ઘર વેચી ખાતો બેઠો છે. ’ તે પ્રમાણે તે પરમેશ્વરને ખાવાનું મળતું નથી તેથી સત્પુરૂષનું શરીર એ પરમેશ્વરનું ઘર; તે વેચી તેની કીંમત તરીકે જગતના જીવો લઈ તેમાંથી પરિપકવ જે હોય તે જીવોને તે ખાય છે. પરિપકવ જીવ કોને કહેવા ? કે જે તે પહેલાં પરમેશ્વરને સેવારૂપે પોતાના હૃદયમાં

સાંઠવ્યા ( પૂર્યા ) હોય તેને જે પરિપકવ ન હોય એવા જીવો જો પરિપકવ થવા માટે, જગત્‌ને જેમનું શરીર વેચાયું છે એવા સત્પુરૂષના શરીરને સેવા ધર્મથી પોતાનું બનાવી તેને હ્રદયમાં સાંઠવે ( પૂરી રાખે ) તો તે જીવ પણ પરિપકવ થાય છે એટલે કે પરમેશ્વરના ભક્ષ્ય સ્થાનમાં જવાને તૈયાર બને છે. તમારાં ખાદ્યો ફળ ફળાવળ, દૂધ વગેરે એ તે પરમેશ્વરને શા ઉપયોગના? હમણાંજ પેલાં બાઈ દૂધ લાવ્યાં હતાં, તે પરમેશ્વર માટેજ કે નહીં ? પરમેશ્વરનું ખાદ્ય આપવાની જેની તૈયારી હોય તેમણે માણસોનું ખાદ્ય શું કામ અમને આપવું ? નીચેના દરજ્જાના જનાવરોનાં ખાદ્ય પરાળ કડબ વગેરે તે ઉંચ્ચા દરજ્જાના જે તમો મનુષ્ય તે ખાશો કે ? આવી રીતનો પરમેશ્વર સેંકડો વર્ષોથી ભુખ્યો છે, તમને તેની દયા નથી, તમે એકલપેટા છો, પોતાનાજ ફ્કત પેટ તરફ જોનારા છો, પરમેશ્વરનું તમો કંઈપણ જોતા નથી. ( પરમેશ્વરની દેખરેખ કંઇ પણ તમો રાખતા નથી ). જેમ યમપુરીમાં યમરાજા પાપીને શિક્ષા આપે છે, તેવીજ રીતે વિના કારણ પરમાત્માને ભૂખ્યા રાખવા; તેની ઉપર આપણી એકાદી મતલબ માટે તેની પર ભાર મૂકવો, અથવા ભાવભકિત શિવાય પૂજા, અર્ચા, અભિષેક વગેરે દાંભિક ક્રિયાઓ કરવી, વગેરે વગેરે પ્રકારોથી તમો લોકો તેની પાસે વિના કારણ શિક્ષા ભોગવાવો છો.

**યમપુરી અને ત્યાંની શિક્ષા.**

શાસ્ત્રમાં, પુરાણમાં સાંભળવામાં છે કે, યમપુરીમાં એક મોટી કઢઈમાં તેલ નાંખી તે ઉકળવા માંડે એટલે પાપીને તેમાં નાંખે છે. તમો કહેશો કે ત્યારે તો એ પાંચ મિનિટમાંજ મરી જશે. એમાં શી શિક્ષા થઈ ? તો અરે, આ ચાર પાંચ મિનીટની શિક્ષા નથી. પણ તે તેલમાં તે પાપી ઉકળતોજ રહે છે, છતાં તેનો જીવ જતો નથી. સરકારે કોઈને કેદની શિક્ષા કરી હોય તો શું તેને કેદમાં નાંખી તરતજ કહાડે છે કે શું ? તેમ તો નથી. તેની જેટલી મુદ્દત હોય તેટલી પૂરી થાય ત્યાં સુધી તે તેને ભોગવવી પડે છે. અહીં રોગથી ખૂબ દિવસ ખદખદયાં

કરવા કરતાં ત્યાં ચાર પાંચ મિનિટમાં મરણ આવે તો તો તે કંઇ શિક્ષા નથી એમ જો તમો સમજતા હો, તો તમારી સમજ ખરી નથી. તે તેલમાં ઉકળવાની મુદત યમરાજ ઠેરવે છે. મહિના, બે મહિના જે કંઇ મુદત ઠરેલી હોય ત્યાં સુધી તે કલેશ ભોગવ્યાંજ કરે છે. તમો કહેશો કે થોડા દિવસમાં ટેવ પડી જશે એટલે પછી કલેશ નહીં થાય, તો તેમ નથી. કલેશ એક સરખો થયાંજ કરે છે. એક વીંછીજ જો કરડે છે તો આખી રાત રડવું પડે છે. ત્યાં તો નાકમાં, મ્હોંમાં, આંખોમાં હજારો વીંછીઓ કરડે છે. આને લીધે તે મરતો નથી પણ મુદ્દત પૂરી થાય ત્યાં સુધી વેદના ભોગવ્યાંજ કરે છે. એવા પુષ્કળ પ્રકારો છે. યમપુરીનું ચિત્ર તમોએ કોઇએ જોયું છે કે? ઘણે ઠેકાણે તે ચિત્ર કહાડેલું હોય છે ને જોઈ શકાય છે. મેં તે ચિત્ર જોયું કે તરત સાવધ થયો અને પાપ કરવાનું છોડી દીધું. તેવી રીતે તમો લોકો સાવધ થાવ. તે બધું ખરૂં છે ખોટું નથી. વ્યાસાચાર્ય જે અવતારી પુરૂષ થઈ ગયા તેમણે દુનિયાને કંઈ સાચું ખોટું દેખાડવા, ગપ્પાં સપ્પાં મારવા માટે અવતાર લીધો હતો કે? પણ તમને દેખાતું નથી. તેમને દેખાતું હતું. તેવીજ રીતે મને પણ દેખાય છે, તેથી હું તમને સાવધ કરૂં છું. ત્યાં નરકયાતનામાં જલદી જીવ જતો નથી પણ ખૂબ દિવસો સુધી ત્યાં પડી રહેવું પડે છે. કયાંઈ કયાંઇ પુરાણોમાં લખ્યું છેને કે અમુક પાપ કર્યું હોય તો અમુક વર્ષો નરકયાતના ભોગવવી પડશે. જેમ મેજીસ્ટ્રેટ સજા ઠોકી દે છે, તેમ આ પણ છે. તેવીજ રીતે પ્હેલાં પાપીઓના ઉદ્ધાર માટે તેમને શાપ વગેરે આપી યમપુરીની શિક્ષા તેમને ઠોકી દેતા હતા. મારામાં શાપ આપવાનું પણ સામર્થ્ય નથી, અને સારૂં કરવાનું પણ સામર્થ્ય નથી. જેમ યમપુરીમાં જીવ જલદી જતો નથી તેમજ પરમેશ્વરનું છે. તમે તેને ખવડાવતા નથી. તે અપવાસી છે કે કેમ તેનો વિચાર ન કરતાં તેને ત્રાસ આપો છો. તે ત્રાસ તેને ભોગવવોજ પડે છે અને તેનો જીવ પણ જતો નથી. ખૂબ દહા-

ડાનો તે અપવાસી છે. તેને કોઈના શરીરમાં જો વાસ મળે તો તેને ભૂખનું ભાન થાય છે ને ભૂખથી તરફડી તેને બહુ ત્રાસ થાય છે, તેની પાસે ખાવાનું તો કંઇ હોતું નથી. તે પરમેશ્વરજ છે. તેનું ખાદ્ય બજારમાં મળતું નથી.

जीवो जीवस्य जीवनम्

**'આપણે' જે છીએ તે કોણ?**

આજ ન્યાય ત્યાં પણ લાગુ પડે છે. બીજા જીવોનું ભક્ષણ કરી આપણો જીવ અથવા શરીર પુષ્ટ થાય છે; જેમ બીજાં ધાન્ય ઇત્યાદિ જીવોથી તમારા જીવનું અથવા તેનું આધારભૂત જે શરીર તેનું પોષણ થાય છે. બાહ્ય જેટલા જીવ તેના આધારથી આપણો જીવ તથા શરીર ફાવે તેવી મોજ (ચેન) કરે અને આપણે શું મ્હોંજ જોયાં કરવું? આપણું શું? તો તે જે કંઈ જીવ અને શરીર બ્હારના ઇતર જીવો ઉપર પુષ્ટ થઈ સમાધાન પામી આનંદ મેળવે છે તે આનંદને 'આપણે' જે એક છીએ તે ખાઈએ છીએ. નિરાકારને જીવ અને દેહ રૂપે સાકારત્વ આવ્યું છે તેથી સાકાર જીવથી સાકાર જીવનું પોષણ થવા માંડયું. સાકાર અવસ્થામાં આપણે જે છીએ તે કોણ? વસ્તુતઃ આપણે સાકાર છીએ કે નિરાકાર આ પ્રશ્ન થાય છે? આપણે જો સાકાર છીએ એમ ઠરે તો આપણેજ જીવ દેહ રૂપે ભાત ભાખરી ખાઇએ છીએ એમ સમજવું. પરંતુ સાકાર જીવ, દેહ એજ જો આપણે હોઇએ તો આપણો અનુભવ આપણનેજ કેવી રીતે આવે? પરંતુ આપણે તો આપણા સાકાર જીવ, મન, દેહ, આપણા સ્ત્રીપુત્રાદિ સાકાર પરિવારને જુદાં જુદાં નામો આપી તે પ્રમાણે તેનો અનુભવ આપણે લઇએ છીએ તેથી "આપણે" એમ જે કહીએ છીએ તે કોઈ જુદોજ હોવો જોઇએ. તો પણ તેમાંએ "હુ" નો નંબર બીજો અને "આપણે" નો નંબર પહેલો. એનું કારણ 'આપણે' માં અહંકારનો ભાગ કમી છે અને "હું" માં

તે વધારે પ્રમાણુમાં છે, એવી રીતે સૂક્ષ્મ વિચાર કર્યાથી જણાય છે. હું, અમો, મારૂં, આપણું એ એકજ. આપણાં શરીર અને જીવ એજ આપણે છીએ, એમ જો તમો ઠેરવશો તો બાહ્ય વસ્તુઓમાંથી તમારૂં પોષણ થશે અને આપણે જુદા છીએ એમ જો ઠેરવશો તો પછી તે "આપણે" નાં પોષકો પણ જુદાંજ હોવાં જોઇએ. અને પછી "આપણે" કોણ છીએ એનો વિચાર કરનાર પણ કોઇ જુદોજ હોવો જોઈએ. જીવ અને શરીરને અલગ કરીએ તો ફકત "આપણે" જે શિલ્લક રહ્યા, તેનો વિચાર ચાલુ થાય છે. એ શિલ્લક રહેલો "આપણે" તે કોઇ ચોર વા ભામટો છે કે કેમ તે સંબંધે વિચાર કરવાનો તો રહ્યોજ ને ? ત્યારે તે વિચાર કરનારો કોણ ? વિચાર કરનારો અને 'આપણે' જે કોઇ છીએ તેમનો વિચાર કરતાં ઐકય થઈ જાય છે. "આપણે" એ શાથી કાયમ રહે છે ? શરીરને ધાન્યનું, જીવને વાસનાનું પોષક દ્રવ્ય મળે છે, તેવીજ રીતે 'આપણે' જે છીએ તેનું પોષણ શેની ઉપર થાય છે ? જીવ વાસનાથી અને શરીર ધાન્યથી પુષ્ટ થઈ ખાનાર તૃપ્ત થાય એટલે એક પ્રકારની આનંદાવસ્થા પ્રકટ થાય છે. એ સિદ્ધાંત છે. આપણે રોજને રોજ જમીએ છીએ, પૈસા કમાઇએ છીએ, ફાવે તેટલા પ્રયત્નો આનંદની વૃદ્ધિ માટે કરીએ છીએ, તે આટલા દિવસોનો કમાયલો આનંદ કયાં છે ? આજ સુધીમાં સેંકડો રૂપીઆ કમાયા તે કયાં છે ? એમ પૂછીએ તો કોઈ ખરૂં કહી દેશે કે તે બેંકમાં રાખ્યા છે. તમારી વાસના તૃપ્ત થઈ, રૂપીઆ ધાન્ય ખાઈને જે આનંદ મેળવ્યો તે કયાં રાખ્યો ? આ બધા વિષય પદાર્થો છે. અને તે સર્વ આનંદનાજ બન્યા છે. તેથી તમારૂં શરીર અને જીવ પણ આનંદનોજ બન્યો છે. **વળી તો કાન પિળી** "બળીયાના બે ભાગ" એવી કહેવત છે. તમો શરીર અને જીવ ધારણ કરી જોરાવર બન્યા, અને બીજી વસ્તુઓ તમો ભેગી કરો છો એટલે કે તે વસ્તુને આધારે આનંદ મેળવો છો. ત્યારે તે આનંદ કયાં રાખ્યો છે ? એમ પૂછવામાં આવે તો શું કહેશો ? અન્ન ખાધું તે શરીરને ઉપયોગી થઇ પડયું, વાસનાને લીધે જીવ પુષ્ટ થયો, અને આન

ખાઈ જે આનંદ જીવને ઉત્પન્ન થયો તે ક્યાં ગયો ? ત્યારે "આપણે" જે એક છીએ તે તે આનંદ ખાય છે. તમારી પાસે તે રાખતો નથી. "તમો ધાન્ય વગેરે ખાવ, તેમાંથી ઉત્પન્ન થનારો આનંદ હું લઉંછું અને પુષ્ટ થાઉંછું. તે આનંદ તમારી પાસે રહેતો નથી. તેથી બીજે દીવસે ફરી ખાવાની તમને જરૂર પડે છે." એમ "આપણે" જે છે તે કહે છે. આવી રીતનો જે "આપણે" છે તે તે આનંદનો ઉપભોગ લઇ તૃપ્ત થયો એટલે તેનેજ આત્મા તૃપ્ત થયો એમ કહે છે. સમાધાન અવસ્થા થયા શિવાય આનંદ નથી. તૃપ્તતા થાય એટલે સમાધાન થાય છે. અન્ન ખાઈ તૃપ્તતા આવી એટલે સમાધાન આવ્યું. તે સમાધાન અવસ્થા આવે એટલે શાંતતા આવી, ગુપ્ત રીતે જે આનંદ થાય છે, તે આનંદ 'આપણે' જે એક છીએ તે ખાય છે. આનંદ નિરાકાર અને 'આપણે' જે છીએ તે પણ નિરાકાર; તેથી સાકાર અવસ્થામાંથી પરંપરાથી આવેલો આનંદ તે ખાય છે એટલે કે 'આપણે' જે એક છીએ તે પરંપરાથી આપણુનેજ ખાય છે. વાસનાથી જીવ પુષ્ટ કરવાનો. તે પુષ્ટતાની સાથેજ શરીર પુષ્ટ થાય છે. જીવ અને શરીર એ જો કે બે છે, તો પણ શરીર શિવાય જીવને અને જીવ વગર શરીરને ચાલે નહી એમ છે તેથી બેઉ એક થયા. તમારાં શરીર, જીવ, મન એ પરંપરાથી તે "આપણે" જે છે તેનું ખાદ્ય છે એમ કહો અથવા ખાદ્યનાં સાધન છે એમ કહો—તે એકજ.

**'આપણે' એ પરમેશ્વરનું ખાદ્ય.**

તમો ધાન્ય રાંધી ખાવા લાયક બનાવો છો, એટલે તે નિર્જીવ કરી ખાવ છો; છતાં તે ખવાઇને ફરી ઉગે છે; તે ફરી કેમ ઉગે છે ? તો, ભાત ભાખરી ખવાઇ વાસનારૂપે જોર કરી તે ફરી ઉગે છે. કેશરી ભાત ખાધાં પછી પાછો કેવી રીતે ઉત્પન્ન થાય છે ? તો ખવાઇને તે જો કે નિર્જીવ થઈ ગયો તો પણ ફરી વાસનારૂપે તે ઉગે છે એટલે કે તમોને ફરી ખાવાની વાસના થઈ તમો તેને બનાવોછો એટલેજ તે ઉગે છે. આપણી દૃષ્ટિએ જે નિર્જીવ થયાં તેજ ફરી આપણે ખાવા યોગ્ય બને

છે. નિર્જીવનો પણ નિર્જીવ એવો શું છે ? તો આનંદ. તમો જેમ ફિલ્ટર કરી ( ગાળી ચાળી, રાંધી, વિજાતીય દ્રવ્ય કહાડી નાંખી સ્વચ્છ કરવાની ક્રિયાને ફિલ્ટર કહે છે ) પ્રત્યેક પદાર્થ ખાવ છો, તેવી રીતે ‘ આપણે ’ જે એક છીએ તે, જીવ-શરીર દ્વારા ક્રિયા થાય તેમાંથી ફિલ્ટર થયેલો આનંદ ખાય છે. ધાન્યના આરંભમાં એવું જે છે. તે ધાન્ય ઉપરના છોડાં પહેલાં કહાડી નાંખી, ફરી ખાંડી કુટી જેટલું ફિલ્ટર કરવું શકય હોય તેટલું કરી, ફરી અસલ સત્વ જે છે તેમાંનો પણ જડાંશ જવા માટે તેને રાંધી, દોષી પદાર્થો કહાડી નાંખી, આવી રીતે ફિલ્ટર કરી ( પછી ) તે ધાન્ય તમો ખાવ છો; પરંતુ ‘ આપણે ’ જે છે તે તમો અન્ન ખાઇને જે આનંદ ઉત્પન્ન કરો છો તે આનંદને પણ ફીલ્ટર કરી ખાય છે. આરંભમાં, મૂળમાં અનુભવમાં ન આવે એવા આનંદને વિષય વસ્તુને રૂપે જે ઘનીભાવ આવ્યો છે અને જેને લીધે તેનું શુધ્ધ પણું જઇ તેને જે અશુદ્ધપણું આવ્યું છે તે જઈ ફરી શુદ્ધપણું આવી તે આનંદ અનુભવવા લાયક બને તે માટે આ પ્રકાર આપણા તરફથી થઈ રહે છે. અનુભવમાં આવનાર અથવા ગ્રહણ કરવા લાયક આનંદ એટલે વિષય-વસ્તુની ફિલ્ટર થયેલી વસ્તુ. જેમ ઘી કરવાને દુધને ફિલ્ટર કરી કરી માખણ થાય છે, તો પણ તેનું પણ પૂરી ફિલ્ટર કરવાનુંજ હોય છે. તેથી તે માંખણ ચૂલા ઉપર મૂકાઇ તપાવીએ ત્યારે ફિલ્ટર થયેલું ઘી બને છે. તો પણ તેમાંથી હજુ બાદ કરવાનું હોય છેજ; તેને કહાડી નાંખીએ એટલે ફિલ્ટરનું છેવટનું કામ થયું. એવી રીતે કોઈ પણ વસ્તુ હોય, તેનું ફિલ્ટર થઈ થઈ ઉત્પન્ન થનાર જે આનંદ તેના ખાનાર જે ‘ આપણે ’ તે ‘ આપણે ’ ને જ્યારે પરમેશ્વર ખાશે ત્યારે તે ‘ આપણે ’ પરમેશ્વર જેવા થશે. આ ઉપરથી ‘ આપણે ’ જે એક છીએ તે પરમેશ્વરની ખાદ્ય વસ્તુ બન્યા અને તમો જે મનુષ્ય, જીવ, દેહ, વગેરે છો તે બધાં તે પરમેશ્વરની ખાદ્ય વસ્તુનું સાધન બન્યાં, હવે આ ‘ આપણે ’ વિષય વસ્તુમાંથી ફિલ્ટર થઈ થઈ આવેલા આનંદને જેમ ખાય છે તેવીજ રીતે પરમેશ્વર જે

છે તે પણ 'આપણે' એ જે તેની ખાદ્ય વસ્તુ એટલે આપણો આત્મા છે તે પણ જો ફિલ્ટર એટલે શુદ્ધ થયેલો હોય તોજ ખાશે.

હવે જેને જેની ગરજ હોય તે ગરજ પ્રમાણે ચાલે છે, એવો વ્યવહારનો એક નિયમ છે. જેમ સરકારને તમારા હિંદુસ્થાનમાં પ્રવેશ કરવા માટે પ્હેલાં પ્હેલાં તમારા જેવા નોકર લોકોની ગરજ હતી, તે વખતે તમારી ગમે તેવી ચાલચલકત અને વર્તણુક હતી છતાં તેનો બહુ વિચાર ન કરતાં "તમે ગમે તેવા હો પણ અમારા નોકર બનો" એમ તેઓ કહેતા. પરંતુ હવે અંગ્રેજ સરકારને નોકરોની ગરજ રહી નથી, કારણ લાયક નોકરોનો ખુબ સુકાળ થયો છે, સરકારી નોકરીની હવે આપણનેજ ગરજ છે તેથી લોકો ગમે તેવો કઠણ અભ્યાસ હોય તો પણ આંખમાં તેલ નાંખી રાતદિવસ અભ્યાસ કરી સર્ટીફીકેટો લઈ સરકારના નોકર થવાની ખટપટ કરે છે. તેજ પ્રમાણે પરમેશ્વરને પણ જ્યારે મનુષ્યપણું મેળવવાની ગરજ પડી હતી ત્યારે જે ખરાબ ઠરી છે, દુઃખમાં નાંખનારી, ફસાવ ફસાવ કરનારી એવી જો કે તે માયા છે, છતાં પણ તેવડેજ મનુષ્યપણું આવે છે, તેથી તેના દુર્ગુણના બહુ વિચાર ન કરતાં તેના યોગવડે પરમેશ્વરે મનુષ્યપણું મેળવ્યું, તેની સાથેજ તે "આપણે" એટલે અહંકારયુકત આત્મા પણ મેળવ્યો, અને આવી રીતે 'આપણે'પણા સહિત એટલે અહંકારયુકત આત્મા સહિત જે મનુષ્યપણું મેળવ્યું તેવાં એક છોડી હઝારો લાખો મનુષ્યપણાં તેને મળ્યાં અને મળે છે. હવે તેને મનુષ્યપણું કેમ મળશે તેની અથવા તો મળેલું મનુષ્યપણું જતું રહેશે કે કેમ તેની ધાસ્તી રહી નથી. ઉલટું તે જે "આપણે" એટલે અહંકારી આત્મા, તે સહિત જે મનુષ્યપણું, તે જ્યાં ત્યાં મુબલક (ખૂબ) ન પૂરું થાય એવું થયું, તેથી તેને ફરી મનુષ્યપણું મેળવવા માટે બીજું કંઇ ખાસ કરવું પડે એવું કંઈ (જરૂરનું) નથી. એટલે કે અહંકારી જે 'આપણે,' એટલે તમારા અહંકારી આત્મા, જેને તમો મનુષ્ય લોકો પકડી રહ્યા છો,

તેનો એટલે તમારા સુખ દુઃખનો પણ વિચાર કરવાનું એને કંઇ કારણ રહ્યું નથી. તેથી હવે આ ફસાવાઇ ફસાવાઇ પ્રાપ્ત થયેલું મનુષ્યપણું જઈ સર્વ સુખી એવો જે પરમેશ્વર તેના જેવાજ થવાની ગરજ આપણનેજ આવી પડી છે. એટલે કે પરમેશ્વરે આપણને ખાધા શિવાય તેના જેવા થવું શકય નથી. ત્યારે 'આપણે' જે છીએ તે પૂર્ણ શુદ્ધ, પૂર્ણ ફિલ્ટર થયાં શિવાય, તે પરમેશ્વર ખાઈ શકશે નહીં અને હમણાંજ કહ્યાં પ્રમાણે કોઈપણ રીતની ગરજ ન હોવાને લીધે ફિલ્ટર ન થયેલા, અશુદ્ધ આત્મા "આપણે" તેને તે ખાતો નથી. હવે આપણનેજ પરમેશ્વરના જેવા થવાની ગરજ પડી છે તેથી આપણો અશુદ્ધ આત્મા (આપણે) તે પૂર્ણ શુદ્ધ ફિલ્ટર કરી, પછી આપણેજ આપણને એટલે આપણા શુદ્ધ આત્માને એટલે આપણેજ આપણને પરમેશ્વરનું ભક્ષ્ય બનાવવું જોઈએ. તે

**આપણે પરમેશ્વરના ભક્ષ્ય કેમ બનવું?**

કેવી રીતે ? તો, મનુષ્ય અવસ્થામાં જે અશુદ્ધ અહંકારી આપણો આત્મા થયેલો છે તે "આપણે" ને (તે આત્માને) ફિલ્ટર કરવા માટે, એટલે શુદ્ધ કરવા માટે, જે પરમેશ્વરના જેવા આપણે થવું છે, તેનો અહંકાર ધારણ કરીએ, એટલે મનુષ્યપણાંમાંનો અશુદ્ધ અહંકાર નષ્ટ થઇ, પરમેશ્વરને ખાવા લાયક આપણો આત્મા એટલે "આપણે" બની જઇશું. એટલે એનો અર્થ એ કે એવા 'આપણે' નો એટલે એવા શુદ્ધ આત્માનો પરમેશ્વર ભૂખ્યો છેજ, ત્યારે એવો શુદ્ધ થયેલો જે 'આપણે' તેનો તેણે અંગીકાર કર્યો કે આપણે થયા તેના જેવા. તે 'આપણે' પૂર્ણપણે શુદ્ધ થવા માટે આપણે પરમેશ્વર માટે પૂર્ણપણે અહંકાર ધારણ કરવો જોઈએ. અથવા મનુષ્ય પણાનો જે અહંકાર છે તે છોડી દેવા માટે, કંઈ નહિ તો અહંકાર ધારણ કરવો જોઇએ. અહંકાર ધારણ કરવાને અથવા છોડવાને મુખ્ય સાધન એકજ છે. અને તે સાધન પ્રત્યેકની પાસે હોય છે જ, તે સાધન વડે કોઈપણ જાતનો અહંકાર ધારણ કરીએ તો તે ધારણ કરી શકાય છે. અને કોઇપણ જાતનો અહંકાર છોડી શકાય

છે અને તે સાધન કોઈપણ વખતે નષ્ટ થતું નથી. તે સાધનને લીધે એક બાજુનો અહંકાર છુટે તો બીજી બાજુનો ધારણ થાય છે. એવો તેનો સ્વભાવ છે અને એવો પણ તેનો એક સ્વભાવ છે કે કોઈપણ બાજુનો અહંકાર ધારણ કર્યા શિવાય પણ તે સ્વસ્થ રહી શકે છે. એવી રીતનું જે મુખ્ય સાધન છે તે મજબુત હોઈ જેના તેના હાથમાં છે. તે સાધન વડે, ફાવે તે રીતનો એટલે પરમેશ્વરનો કહો કે મનુષ્યપણાનો કહો, ગમે તે અહંકાર સ્વીકારી તે પ્રમાણે આપણે બનીએ છીએ, અથવા તે સાધનના સ્વભાવ પ્રમાણે કોઈપણ જાતનો અહંકાર ધારણ કર્યા શિવાય સ્વસ્થ પણ રહી શકાય છે. એવી રીતનું તે સાધન કયું એમ પૂછો તો—પ્રેમ. પ્રેમ એટલેજ ભકિત, એટલેજ પસંદગી, એટલેજ ચાહ; તે તમારી પાસે છે. તે પ્રેમભકિત સહિત 'આપણે' જે એક છે તે પરમેશ્વરને આપવો પડે છે, એટલે કે પરમેશ્વરને માટે અહંકાર ધારણ કરી પ્રેમ સાધનના યોગથી મનુષ્યપણામાં આવેલો અશુદ્ધ અહંકાર કહાડી નાંખી 'આપણે' ને શુધ્ધ કરવાની જરૂર છે; અને જો આપણે 'આપણે' ને શુધ્ધ કરી ફકત 'આપણે' નુંજ ભક્ષ્ય તેને આપવું હોય તો તો પ્રેમ સાધન વડે પરમેશ્વરી અહંકાર ધારણ કરી મનુષ્યપણાંમાં અશુધ્ધ અહંકાર વડે દૂષિત થયેલો જે 'આપણે' એટલે આપણો આત્મા તેને શુધ્ધ કરી આપવાની જરૂર છે. ત્યારે પરમેશ્વર 'આપણુ' ને ખાય છે અને આપણે પરમાત્મરૂપ થઈએ છીએ.

**'આપણે' નાશવંત કેવી રીતે?**

જ્યાં સુધી શરીરનું ભાન છે ત્યાં સુધી "આપણે" પણાનું ભાન છે. પછી તે પરમાત્મા જે ત્રિભુવનના માલીક છે તે આપણુને ખાઈ નાંખે પછી 'આપણે' ક્યાં રહ્યા? આપણે તેનું ભક્ષ્ય છીએ છતાં પણ જો તેને ભક્ષવા યોગ્ય ન બન્યા તો જન્મવાથી શું સાર્થક થયું? જેમ આપણે માટે ધાન્ય ઉત્પન્ન કર્યું અને તે પંખીઓ અથવા ડુક્કરો ખાઇ જાય તો માલીકને શો લાભ? આ ધાન્યની વાત જુદી છે. પણ

છેવટનું ખાદ્ય જે 'આપણે' છે તેનો ખાનારો એક પરમેશ્વરજ છે. તમો જો તેને ભક્ષ્ય નહીં આપો તો, શરીર જીવ ઇત્યાદિ અશાશ્વત નાશવંત ખાદ્ય પદાર્થોમાંથી ઉત્પન્ન થયા છે તેથી તેમનો અવશ્ય નાશ થશેજ. ત્યારે નાશવંત પદાર્થોમાંથી ઉત્પન્ન થયેલો આનંદ નાશવંત છે કે? તો હા. એમ જો ન હોત તો તેની પવાલીઓને પવાલીઓ ભરી મૂકી હોત. નાશવંત પદાર્થમાંથી ઉત્પન્ન થયેલા આનંદનો અંગિકાર કરનારા 'આપણે' તે પણ નાશવંત અવસ્થામાંજ જવાના. પરમેશ્વરેજ મનુષ્યપણું મેળવી "આપણે" ની અવસ્થા મેળવી છે અને તે તો અખંડ છે. ત્યારે વિષય વસ્તુદ્વારા ઉત્પન્ન થનારો આનંદ અને તે આનંદને ખાનારો જે 'આપણે' તેને નાશવંત કેમ ઠેરવાય? એમ જો તમો કહો, તો તમોએ નાશવંત પદાર્થ મારફતે તે આનંદની, અને તે આનંદનો ખાનાર જે "આપણે" તેની ઉત્પત્તિ કરી તેથી. ભાત ભાખરી વગેરે નાશવંત ઉપભોગ્ય વસ્તુદ્વારા શરીરને પુષ્ટ કરશો અને આનંદ મેળવશો ત્યાં સુધીજ "આપણે". એક વાર ખાવાનું બંધ થયું, શરીર ગયું, એટલે "આપણે" પણ બંધ. તેથી તે 'આપણે' જે છે તે આપણને 'આપણે' પણાની સાબીતી આપવા માટે ફરી શરીર અને જીવ ઉત્પન્ન કરે છે. આવી રીતનો આ ક્રમ શરૂ થયો. આ માટે જો આ ક્રમ બંધ કરવો હોય અને આપણે અખંડ પરમેશ્વર જેવા થવું હોય તો "આપણે" નામની જે વસ્તુ છે તેને હમણાંજ કહ્યાં પ્રમાણે શુધ્ધ કરી તેને પરમેશ્વરનું ભક્ષ્ય કરીએ અને એક વાર શાશ્વત પરમાત્માના મુખમાં તે વસ્તુ જાય એટલે આપણે પણ શાશ્વતજ થયા.

અરે, નાશવંત પદાર્થોમાંથી દેહ, જીવ, વગેરે ઉત્પન્ન થયા તેથી તે નાશવંત થશે; વળી નાશવંત પદાર્થો મારફતે ઉત્પન્ન થયેલો જે આનંદ તે અને તેને ખાનાર 'આપણે' તે પણ નાશવંત થશે એમ જે તમો કહો છો તે પણ અમે કબૂલ કરીએ છીએ. પરંતુ પરમેશ્વર જો અખંડ છે, અને મૂળમાં નાશવંત વિષયવસ્તુ તો નથીજ અને તે અખંડ પરમેશ્વરેજ જો મનુષ્યપણું લીધું છે,

તો તે મનુષ્યપણાને અથવા તે આનંદને ખાનારો જે 'આપણે' તે નાશવંત કેમ બને? ઉત્તરઃ—હા, હા, મૂળમાં નાશવંત વિષય વસ્તુ નથી, એ ખરૂં; પણ નાશવંત વસ્તુ જેમાંથી ઉત્પન્ન થઈ તે ફસાવનારી માયા ત્યાં છે ને? જો કે પરમેશ્વર અખંડ છે, તો પણ પોતાના અનુભવ માટે મનુષ્યપણું લેવાની જરૂર પડવાથી, તેનું અખંડપણું કાયમ રાખી, તે ખોટી ફસાવનારી નાશવંત વસ્તુને ઉત્પન્ન કરનારી જે માયા તેનેજ આધારે તેને મનુષ્યપણું મેળવવાનો પ્રસંગ પડયો ને? તેથી વિષય વસ્તુમાંથી ઉત્પન્ન થનારૂં મનુષ્યપણું અથવા આનંદ અથવા તે આનંદને ખાનાર 'આપણે' એ સર્વ નાશવંત અવસ્થામાંજ હોવાના; અને પરમેશ્વર અખંડ છે, અને પરમેશ્વરેજ નાશવંતને આધારેજ મનુષ્યપણું અને તે આનંદ અને તે 'આપણે' મેળવ્યાં છે તેથી નાશવંત અવસ્થા ભલેને હોય પણ તે પણ અખંડ પેઠેજ અનુભવ દેખાડશે, એટલે કે હંમેશ જન્મ અને હંમેશ નાશ ફરી જન્મ અને ફરી નાશ એવી ઉત્પત્તિની અને નાશની અવસ્થા હંમેશ તે દેખાડશે. કારણ પરમેશ્વર અખંડ છે. તેથી અને મૂળમાં ફસાવનારી નાશવંત વસ્તુને ઉત્પન્ન કરનારી માયા છે તેથી તે નાશવંતના ગુણધર્મ દેખાડશેજ. અને સ્વતંત્ર રીતે અખંડ પરમેશ્વર જે છે, તે આ ભાંજગડથી સ્વતંત્ર અને જુદો છે તે છેજ.

પરમેશ્વર પોતેજ, જો મનુષ્યપણામાં રહેલો જે 'આપણે' તેને તે શુદ્ધ થયા શિવાય ખાય તો પરમેશ્વરપણામાં ખામી આવે. તે નાશવંત વસ્તુને જો પરમાત્મા હોંસથી પોતાની મેળે ખાય તો તે પણ નાશવંતજ. તે નાશવંત નથી; પણ તમારૂં નાશવંત ખાઈ તેને નાશવંતપણું આવે છે તેથી તે કોઇપણ પ્રકારની ભાંજગડમાં પડતો નથી. તે અખંડ પરમેશ્વરને, મનુષ્યાવસ્થામાં આવે એટલે નાશવંત ખાવાની હદ મનુષ્યાવસ્થાનો જે ' આપણે ' ત્યાં સુધીનીજ છે. તે પરમાત્માના જે અનેક ગુણોનું વર્ણન કર્યું છે તેમાં તે ' અકર્તા ' છે એ પણ એક ગુણ વર્ણવ્યો છે. તમો તેને કંઇ આપો છો કે નહીં એ પણ તેને ખબર નથી,

તો પછી તમને તે તેની મેળે કેવી રીતે ખાય? તેથી તે શાશ્વત, ચિરકાલ છે. તેવીજ રીતે આપણે જો આપણા 'આપણે' ને ચિરકાલત્વ આપવું હોય તો તે 'આપણે' ને તમો તમારી મેળે પરમેશ્વરમાં નાંખો નહીં ત્યાં સુધી કંઈ વળે એમ નથી. તમો તમારી મેળેજ જો નાંખો તો તે 'આપણે' પરમેશ્વરરૂપ બનશે. એટલે તમોજ પરમેશ્વરરૂપ બન્યા. એટલેકે તે પરમેશ્વરની પાછળ પડી આપણું સર્વસ્વ જીવ મન વગેરે તેને (આપણે) અર્પણ કરવું પડે છે; પરંતુ તે શુધ્ધ ફિલ્ટર કરીને આપીએ તો તે ઉત્તમજ છે નહીં તો આપણાથી શુધ્ધ કરી આપવાનું ન બની શકે તો તેમને તેમ આપો તોએ હરકત નથી. એટલેજ તદ્રૂપતા આવે છે. લાકડાંને અગ્નિરૂપ કરવા માટે આપણેજ તે બળતા અગ્નિમાં નાંખવાં પડે છે. તે લાકડાં જો સ્વચ્છ હોય તો ઉત્તમજ છે નહીં તો મેલાં ગંધાતાં હોય તો પણ ચાલે. એમ કર્યાથી તે આપોઆપ અગ્નિરૂપ થાય છે. તે અગ્નિ કંઈ કરતો નથી. ક્રિયા કર્તૃત્વ વ્યવહાર તેની પાસે નથી. લાકડાં અગ્નિરૂપ થયા પછી તેને કોઈ લાકડાં કહેશે કે? તેવી રીતે 'આપણે' અને 'આપણું' પરમેશ્વરમાં નાંખીએ એટલે, તે પરમેશ્વરરૂપ થાય છે. તે જો પોતાની મેળે તમારી પાસે આવે અને તમને પરમેશ્વર બનાવવાનો પ્રયત્ન કરે તો તેને પરમેશ્વર કોણ કહે? તે કોઈની ભાંજગડમાં પડતો નથી. તેથી લોકો કહે છે કે, "હે દેવ! તમો જે કરો તે ખરૂં" એ ખરૂં નથી. જો અગ્નિ બળતણ માટે આમ તેમ દોડાદોડ કરે તો તે બૂઝાઈ જાય છે, તેથી સત્પુરૂષ શાંત હોય છે; ફક્ત તે હોય છે. તેથીજ જેઓ તેની સાથે સંબંધ રાખે છે તેમને શાંતિ મળે છે.

એકંદર કહીએ તો આ દેહ વેચાઈ ગયો છે. હવે તમો તેનું ફાવે તે કરો. તેની ઉપર ચિન્હો દોરી લ્યો અથવા ફાવે તે બીજું કરી લ્યો. પહેલાં શિરડીમાં ખંડોબાના દેવળમાં હતો ત્યારે એક સામુદ્રિક જાણનારો આવ્યો અને તેણે ગુદદ્વાર અને લિંગ પણ જોયાં.

સારાંશ, તમો તમારા જીવનો, દેહનો ઉપયોગ પરમેશ્વર પ્રીત્યર્થ જેમ જેમ કરશો, તેમ તેમ જીવને અને દેહને પરમેશ્વરનું ભક્ષ્યપણું પ્રાપ્ત થશે. અને જો તમો જાણીજોઈ તેને ખાવાનું નહીં આપો, તો યમ બેઠોજ છે તમને ખાવાને. આ માટે આપણે પરમેશ્વરના ભક્ષ્ય બની જવું. નહીં તો જન્મમરણના ફેરા છેજ. ઠીક, ચાલો હવે રાત્ર થઈ. (પહેલાં એકવાર ખુલાસો કર્યો છે કે મહારાજ કોઇ કોઇવાર ભર બપોરે પણ રાત્રી થઇ એમ કહેતા).

(એક છોકરાને જન્મથીજ કંઈ વ્યાધિ હતી. તેના બાપે મહારાજને કહ્યું "મારા છોકરાને ઘણાએ ઉપાય કર્યા પણ સારો થતો નથી, માટે આપ સાજો કરો.")

મહારાજે કહ્યું "જન્મ થતાંજ ઝાડ વાંકું થયું તેને કોઇ શું કરે ? આંબા, બોર વગેરે ઝાડનાં બી જેવાં હોય છે તેવાં તે ઝાડ થાય છે. તમારૂં બી જેવું હશે તેવું તમારૂં છોકરૂં થયું. તમારા બી પ્રમાણે તે છે. થવાનું તે થશે. તમારા વડિલોને મુરબ્બીઓને ગંગાનું સ્નાન કરાવો. અહીં કોઇનું સારૂં પણ થતું નથી. ને માઠું પણ થતું નથી. માનો તો ગંગા છે. સ્નાન કરી લો. તમારૂં ભલું થવા માટે મારે જે કહેવાનું તે હું કહી નાંખું છું. પછી ગમે તો કોઇનું સારૂં થાવ યા માઠું થાવ.



શુક્રવાર, તા. ૨૫ જુલાઈ સને ૧૯૨૪ અષાડ વદ ૯ શકે ૧૮૪૬

**અનુષ્ઠાન એટલે શું ?–પરમેશ્વર પ્રાપ્તીની વખતે ઉલટી અવસ્થાનો અનુભવ–પત્ની પ્રેમથી ઇશ્વરી દર્શન–પોતાની એક હકીકત–અનુષ્ઠાન કરવાની એક પદ્ધતિ–ઇષ્ટ દેવતા કેવી રીતે પ્રકટ થાય છે–સારી સ્ત્રી વરને સુધારે છે–ચિત્ત શુદ્ધીનો ઉપાય–સત્કર્મ કરતી વખતે મન ભટકે તો ભટકવા દો–મન ભટકવાની જરૂર અને તેથી થતા ફાયદા–એક વેશ્યાની વાત–મનમાં અસત્ બુદ્ધિ શા માટે ઉત્પન્ન થાય છે–અશૌચમાં અનુષ્ઠાન કેવી રીતે પાળવું–માંદગીમાં અનુષ્ઠાન કેવી રીતે કરવું ?**

( બ્હાર વરસાદ પડે છે, ને ભીનું થયું છે એ જોઈ મહારાજે સ્વામીને પૂછ્યું " કેમ છો ? " સ્વામી—ઠીક છે. આ ઉપરથી બોલવાનો પ્રારંભ. )

આપણે પોતાને સારૂં હોય તો પણ બીજાને ઠીક નથી હોતું. ચારે બાજુએ ભીનું થયું છે, પરંતુ તમારે બેસવા માટે પાટલો છે, તમારી પોથી માટે આસન છે, પરંતુ બીજા લોકોને તો ભીનામાં, કાદવમાં, બેસવાનો પ્રસંગ આવ્યો છે. જુઓને તે નરસિંગ મહારાજ. ભીનું ન લાગે તેથી પગના અંગુઠા ઉપર

શરીરનો ભાર નાંખી બેઠા છે. જે તે પોતાની અડચણમાંથી પણ પોતાની સગવડ કરી લે છે. ( બ્હાર બેઠેલા લોકોને ઉદ્દેશી ) બ્હાર કાદવ હોય તો અંદર આવીને બેસો બધા.

**અનુષ્ઠાન એટલે શું ?**

પારાયણ કરતી વખતે, પારાયણ કરનાર માટે, અને શ્રોતાઓ માટે કેટલાક નિયમ છે. તે અનુષ્ઠાન છે. અનુષ્ઠાન પુષ્કળ પ્રકારનાં છે. તેમાંથી કોઇપણ ગ્રંથનું પારાયણ કરવું એ પણ એક અનુષ્ઠાનજ છે. અનુષ્ઠાન શબ્દનો અર્થ શો નીકળે છે? એમાં અનુ+ ષ્ઠાન એવા બે શબ્દો છે. વ્યાકરણના એકાદા નિયમ પ્રમાણે સ્થાનને ષ્ઠાન કહેવાનો વહિવટ છે. અનુષ્ઠાન એટલે જે ઠેકાણું આપણે પ્રાપ્ત કરી લેવાનું છે તે ઠેકાણું પ્રાપ્ત થાય તે માટે કહો અથવા તે પ્રાપ્ત થતું નથી તેથી કહો, તે ઠેકાણાંનાં ગુણધર્મ લઈ આપણે પોતે જે ઠેકાણું નિર્માણ કર્યું હોય તેને અનુષ્ઠાન કહેવામાં હરકત નથી. વેદાંતી લોકોએ, પારમાર્થિક લોકોએ, સંસારથી કંટાળેલા લોકોએ પોતાનું જે સ્થાન, જે સ્થાનમાંથી પોતાની તેમજ ચરાચરની ઉત્પત્તિ થઇ, તે મૂળ ઠેકાણે જવા માટે, તેની પ્રાપ્તિ થવા માટે, અથવા તેની પ્રાપ્તી પોતાને થતી નથી તે માટે, તે સ્થાનના જે ગુણધર્મો શાસ્ત્ર અથવા તો તત્વવેત્તાઓએ દેખાડી દીધા છે, તેજ ગુણધર્મો લઈ આપણે આપણી મેળે એક નવું સ્થાન નિર્માણ કરવું, એટલે મૂળસ્થાનના ગુણધર્મો લઈ આપણે આપણી મેળે તે ગુણધર્મોને અનુસરી તે સ્થાનના વર્ણન પ્રમાણે આપણે એક નવીન સ્થાન નિર્માણ કરવું અને તે તૈયાર કરી તે સ્થાનમાં મૂળના સ્થાનની પ્રાપ્તી થાય અથવા તો તે સ્થાનમાં રહી તે સ્થાન માં આપણે જે અનુભવ લેવો છે તેજ અનુભવ આપણે નિર્માણ કરેલી જગ્યામાંથી લેવાય તે માટે ક્રિયા કરવી એનેજ અનુષ્ઠાન કહેતા હશે એમ લાગે છે. એટલેકે જે વસ્તુસ્થિતિ આપણે જોઇએ તેજ જો મળે અથવા તો એની મેળેજ જો મળી જાય તે તો

ઉત્તમજ; પરંતુ જો તે ન મળે અને ઈષ્ટ હેતુનો જો ધ્યાસ લાગ્યો હોય અને તે વસ્તુની જો પ્રાપ્તિ ન થતી હોય તો એવી એક સ્વાભાવિક સ્થિતિ હોય છે કે તે મળતી નથી તો પણ તેના જે ગુણધર્મો હોય તે લક્ષણો જો પોતાનામાં ન હોય તો તે પ્રાપ્તિ માટે જોર જુલમથી તે લક્ષણો લાવવા માટેની એક ગાંડા જેવી સ્થિતિ થાય છે. અનુષ્ઠાન શબ્દની વ્યાખ્યા કયાં સુધી લઇ જઇ શકાય છે એ આપણે જોવાનું છે. જોવા દો કેમ મેળ બેસે છે તે.

શ્રી કૃષ્ણ પરમાત્માના વખતમાં રાધા વગેરે પુષ્કળ ગોપીકાઓ હતી. આ હું ઉદાહરણ તરીકે કહું છું. આ ઉપરથી સેંકડો ઉદાહરણો લઈ શકાય છે. શ્રી કૃષ્ણ પરમાત્મા માટે હંમેશ ગોપીઓ ગાંડી બનેલીજ હોય. કોઈ એક પ્રસંગે ભગવાન શ્રી કૃષ્ણ ગોપીકાના સમાજમાંથી એકાએક ગુપ્ત થયા. તે વખતે શ્રી કૃષ્ણ માટે ગાંડી બનેલી ગોપીકાઓને ધ્યાસ લાગેલો હોવાથી તેમનોજ કંઈ સુઝતું નહોતું. મેં હમણાંજ કહ્યું છે કે આપણી ઈષ્ટ વસ્તુ આપણને ન મળે અથવા મળતી ન હોય તો ઇષ્ટ વસ્તુના જે જે ગુણધર્મો અને લક્ષણો આપણને ખબર હોય તે તે ગાંડો બનેલો પોતાનામાં જોરજુલમથી ખેંચે છે. તે પ્રમાણે રાધા વગેરે જે ગોપીકા શ્રી કૃષ્ણ માટે ગાંડાં થઇ ગયાં હતાં તેમણે શ્રી કૃષ્ણની પ્રાપ્તી પોતાને થતી નથી તેમજ તેના ગુણધર્મો પણ પોતાનાંમાં નથી એ જોઇ શ્રી કૃષ્ણના ગુણધર્મ તેઓએ જોરજુલમથી પોતાનામાં લીધા. એટલે શું ? તો શ્રીકૃષ્ણના જેવો વેષ, તેમના લક્ષણો, અને તેમના ગુણ ધર્મો લઈ તેઓ પોતે શ્રીકૃષ્ણજ બન્યાં. સ્ત્રી હોવા છતાં તે શ્રીકૃષ્ણ બન્યાં. આ ઉપરથી શું સાબીત થયું ? તો આપણે શ્રીકૃષ્ણના જેવા થવું હોય, પરમાત્માની સાથે તદ્રૂપતા કરી લેવી હોય, તો તે પરમાત્માની સેવા કરવી, તેમના ગુણધર્મ આપણામાં લાવવાનો પ્રયત્ન કરવો, તેમનું ધ્યાન કરવું, તે જેવા હતા તેવા આપણે બનવું વગેરે કરવું જોઇએ. તે ગોપીઓએ એવીજ કૃતિ કરી. આપણામાં જે સ્ત્રીપણું છે તે નાશ પામી, શ્રીકૃષ્ણ પરમાત્મા જે પુરૂષરૂપ છે, તેની અઘટિત

ઘટના કરવાની શકિત આપણામાં આવે, અથવા એ ઉપરાંત તેના જે બીજા કોઈ ગુણધર્મ હોય તેની પ્રાપ્તિ આપણને થાય, તેજ આપણે બનીએ, એવો ધ્યાસ ધરી તદ્રૂપતા મેળવવાની ખટપટ તેમણે કરી; એટલે તે પ્રસંગે ગોપીકાઓ શ્રીકૃષ્ણનું અનુકરણ કરી લગભગ બીજાં કૃષ્ણજ બન્યાં એમ કહેવામાં કંઈ હરકત નથી. તેવીજ રીતે તે મૂળસ્થાનનું અનુકરણ કરનાર જો આપણે થઈએ તો આપણે પણ અનુષ્ઠાન અવસ્થામાં એટલે મૂળસ્થાનની અવસ્થામાં હોઈએ એમ બને.

**પરમેશ્વર પ્રાપ્તિને વખતે ઉલટી અવસ્થાનો અનુભવ**

પરમેશ્વર માટે જે લુબ્ધ થયાં તેમની અંતરમાં પણ એજ ઈચ્છા હોય છે. વ્યવહારમાં જો કોઈ સ્ત્રી વા પુરૂષને એવો ધ્યાસ લાગે કે પરમેશ્વરના ગુણધર્મ પોતાનામાં આવે, અથવા લૌકિકમાં જે આપણે જે સ્ત્રી અથવા પુરૂષ કહેવાઈએ છીએ તે, અથવા જો આપણને જે સ્ત્રીત્વનું અથવા પુરૂષત્વનું ભાન છે તે–જોયતું ન હોય, અને આપણામાં અઘટિત શક્તિ નથી તેથી વર્તમાન સ્થિતિનો અનુભવ લઈએ છીએ; તે અઘટિત શકિત આવે તે માટે જો આપણને પરમેશ્વરી અવસ્થાનો અનુભવ જોઇએ તો એવી રીતના ધ્યાસ કરનાર તે સ્ત્રી અથવા પુરૂષ જો પાક્કા હોય તો તે ગોપીઓના જેવી તદ્રૂપતા મેળવવાની, તે લક્ષણ પોતાનામાં લાવવાની ખટપટ તે અથવા તેણી કરશે. વસ્તુતઃ તો તે અથવા તેણી તેવાં નથી, પરંતુ તેવા વા તેવાં થવાની તેઓ ખટપટ કરે છે. તે પરમેશ્વર સ્ત્રીરૂપ પણ છે અને પુરૂષરૂપ પણ છે. સ્ત્રીનાં અથવા પુરૂષનાં જે જે લક્ષણો હોય છે, તે તે બધાં તે પરમેશ્વરમાં છેજ. પરમેશ્વર પ્રાપ્તિની વખતે આપણી અવસ્થાથી ઉલટી અવસ્થાનો અનુભવ આપણને આવશે એ સિધ્ધાંત છે. તેથી કોઈ કોઇ પ્હેલેથીજ પરમેશ્વરને સ્ત્રીરૂપે જોઈ ધ્યાન ધારણાની શરૂઆત કરે છે. પરમેશ્વરનો ધ્યાસ કરનાર સ્ત્રી હોય કે પુરૂષ હોય, જે કોઈ પરમેશ્વરનો ધ્યાસ ધરે તેને તેની પોતાની અવસ્થાથી ઉલટી અવસ્થાનો અનુભવ આવશે

એ સિદ્ધાંત છે. સ્ત્રી હોય તો તેને પુરૂષ–અવસ્થાનો એટલે પરમ પુરૂષ–અવસ્થાનો અને પુરૂષ હોય તો તેને સ્ત્રી અવસ્થાનો એટલે આદિમાયા, આદિશકિત અવસ્થાનો અનુભવ પરમેશ્વર–પ્રાપ્તિને સમયે આવશે. અને આવી ઉલટી સુલટી અવસ્થા આવ્યાં શિવાય પરમેશ્વર પ્રાપ્તિજ થશે નહીં એ સિધ્ધાંત છે. જેને જે અટકળ આવી હોય (યુકિત સાધ્ય થઈ હોય) તે પ્રમાણે તે જુએ છે. આ ધ્યાન ધારણાના પ્રકારમાંનો એક છે. વ્યવહારની સ્થિતી ઉપરથી પરમેશ્વરની સ્થિતિનો અનુભવ લેવાનો છે. આ જરા ગૂઢ છે. પરમેશ્વર કેવો છે તે ખબર નથી. અંદર જઈ વર્મ કેમ સમજી લેવો તે સંસારી લોકોને ખબર નથી. તેથી તેમને મારૂં આ બોલવું વિસંગત લાગશે, મારૂં બધુંજ વિસંગત. આ વિસં-ગતપણાંનું પરિણામ કોઇને ખરાબ તો કોઇને સારૂં થશે અને કોઇને કંઈ થશેજ નહીં. પણ તે જવાદો, કયાં પંચાત કરીએ! જે હાલ ચાલુ છે તેનોજ નિકાલ કરીએ, ઉંડા કયાં ઉતરીએ! જેમને પરમાર્થની બાજુ સાધ્ય કરી લેવાની છે તેમને માટે વ્યવહારીક સ્થિતિ ઉપરથીજ ઉપાય છે. આ યોગી લોકોના ગુપ્ત ઉપાય છે. ગુપ્ત શા માટે? તો, પરમાત્મા ગુપ્ત અવસ્થામાં છે તેથી. ખરી રીતે તો પરમાત્મા ખુલ્લી અવસ્થાના છે પણ તમો લોકોએ તેને પ્હેલેથીજ અદૃષ્ટ, ગુપ્ત અવસ્થામાં છે એમ ઠેરવી નાંખ્યું, તેથી જગત્‌માં મનુષ્યની અવસ્થા ખુલ્લી થઇ પડી, અને પરમેશ્વરની અવસ્થા ગુપ્ત થઈ પડી, એટલે કે આપણે જો હવે તે અદૃષ્ટ ગુપ્ત પરમેશ્વર સાથે કોઇ પણ પ્રકારનો વ્યવહાર કરવો કરવો હોય તો આપણે પણ ગુપ્ત અવસ્થામાંજ રહેવું જોઇએ. પરમેશ્વરી સંબંધ જોડનાર અથવા પરમેશ્વરી સંબંધ જોડવાનો પ્રયત્ન કરનાર શેનો અભ્યાસ કરે છે? તો પોતાને ગુપ્ત અવ-સ્થામાં રાખવાનો. આ ગુપ્તયોગી લોકને અથવા તો જેઓ તે અભ્યાસ હોય તેનેજ ખબર. વ્યવહારી, સંસારી વગેરે ખુલ્લી અવસ્થામાં રહેનારાને, યોગી લોકોનો આ વર્મ સમજવો શકય નથી.

બળજબરીથી કેમ ન હોય, પણ જેનો ધ્યાસ આપણે ધર્યો હોય તે જો બહુ વખત ટકે, તો જેનો ધ્યાસ ધર્યો હોય તેના જેવાજ આપણેજ થઇએ છીએ. એનું ઉદાહરણ જેમ ગોપીઓ શ્રી કૃષ્ણનો વેષ લઇ આખરે શ્રી કૃષ્ણ રૂપજ બન્યાં એટલે કે જેમ તેઓ સ્ત્રી રૂપ હોવા છતાં તે પોતાના સ્ત્રી રૂપને વિસરી જઇ શ્રી કૃષ્ણ રૂપનો અનુભવ લઇ રહ્યાં તેવુંજ આ છે. પરમેશ્વર ખુલ્લો હોવા છતાં, તેણે માયાના આધારથી, જગત્‌નો વેષ ધારણ કર્યો છે. તેથી તે જગતરૂપે દેખાય છે. એટલે કે પરમેશ્વર તો જગત્‌રૂપી વેષ તે ખુલ્લું જે જગત્ છે તેની દૃષ્ટીએ ખુલ્લો છે. પરંતુ પરમાત્મા ખુલ્લે ખુલ્લો હોવા છતાં, જગત્‌ની ખુલ્લી અવસ્થાને લીધે તેને ગુપ્તપણું આવ્યું છે, તેથી યોગી લોકો પણ પોતે ગુપ્ત થવાનો અભ્યાસ કરે છે.

યોગી તત્વવેત્તા જે છે તેમને ખરી યુકિત ખબર છે. તેઓ જડ વસ્તુ, એકાદો પત્થર, ઘાસની સળી વગેરે કંઈપણ લે છે, અને તેમની જે કળા છે તેના યોગવડે તે જડ વસ્તુ ઉપર એકાદા મનુષ્યનું આવાહન કરે છે. અમુક એક મુંબઇના ગૃહસ્થ સાથે બોલવું હોય તો તે જડ વસ્તુ ઉપર તેનો આરોપ કરે છે. એટલે એને તે માણસને જે કંઇ કહેવાનું હોય તે વિચાર તે મનુષ્યના હૃદયમાં પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે. પરંતુ તેને એ કોણ કહે છે એ સમજાતું નથી. આવી રીતે તે તે માણસો સાથે બોલવા ચાલવાના વગેરે વ્યવહારો કરે છે.

**પત્ની પ્રેમથી ઇશ્વરી દર્શન**

એવીજ રીતે કોઈને ઈષ્ટ વસ્તુની અથવા પરમેશ્વરની પ્રાપ્તિ કરી લેવી હોય તો તે સ્ત્રીરૂપે હોય કે પુરૂષરૂપે હોય (કારણ બેઉ રૂપમાં તે છે) તો પણ તે પ્રાપ્તિ કરી લેવાય છે. ધારો કે એક મનુષ્યની પ્રિય પત્ની ગત થઇ હોય અને તે તેને માટે ગાંડો બની ગયો હોય, તેનો જોણે ધ્યાસ ધર્યો હોય, તો તેનાં બધાં લક્ષણો તેનામાં આવ્યાંનો તે અનુભવ લે છે. એટલે કંઈ તે સ્ત્રી પ્રત્યક્ષ મ્હોં આગળ દેખાતી

નથી, પણ તેના ગુણધર્મ બધા તેનામાં આવ્યા હોવાથી, તે પોતાના પુરૂષપણાને વિસરી જઈ તે સ્ત્રી તે પોતેજ છે એવો અનુભવ લે છે. અને એમ થાય એટલે તે સ્ત્રીને પણ પોતાના પતિનું દર્શન થવું જોઈએ. પણ તે જીવતી હતી ત્યારે એના પતિનો તેની પર ખરેખરો પ્રેમ હોય તો, અથવા તે સ્ત્રીનો ખરેખરો પ્રેમ જો તેના પતિ ઉપર હોય, એટલે કે તે ખરી પતિવ્રતા હોય, તે જીવતાં પોતાનો પતિ સાક્ષાત્ પરમેશ્વરજ છે એમ માનતી માનતીજ મરણ પામી હોય, તોજ તે પતિનામાં, તે સ્ત્રીના ગુણધર્મ, ધ્યાસ કરવાથી આવશે, અને તે સ્ત્રી જીવતી હતી ત્યારે પતિને પરમેશ્વર માનતી હતી તેથી પરમેશ્વરી અઘટિત શક્તિસહ તેજ આકારમાં તે પતિ તેની સામે આવી ઉભો રહેશે. પછી તે બેઉના આનંદનું શું વર્ણન કરવું ! તેજ પતિ, તેજ સ્ત્રી, તેજ પરમેશ્વર, બધાં એકજ ઠેકાણે લીન થાય છે. તેથી સ્ત્રીએ પતિને પરમેશ્વર માનવો. અને પુરૂષે પણ પોતાની પત્ની પર પ્રેમ કરવો એમ શાસ્ત્ર અને તત્વવેત્તાઓ કહે છે. પરંતુ હાલ કંઈ તેમ થતું નથી. સ્ત્રી પરમેશ્વર રૂપે પતીનો ધ્યાસ કરતી નથી અને તે તેને કદાચ પરમેશ્વર માને તો પણ તેણીએ પોતાને પરમેશ્વર માન્યા છે માટે પોતે પણ પરમેશ્વવર અવસ્થા લઇ તેણી પર એવોજ પ્રેમ કરવો એમ એને લાગતું નથી. વ્યવહાર જેટલોજ પ્રેમ કરે છે.

(કાદવમાં બેસવાનું પરિણામ શું છે, અનુષ્ઠાન એટલે શું એ કહેવાનું છે; પરંતુ બ્હાર તમો જ્યાં રોજ બેસો છો ત્યાં વરસાદ પડે છે અને કાદવ પણ થયો છે, તેથી ત્યાં બેસવાનું ઠીક ન લાગતું હોય તો અંદર આવો. એમ મહારાજે કહ્યું તે પરથી બધા ઝુંપડીમાં આવ્યા. આ જોઈ મહારાજે કહ્યું:—)

મારૂં કહેવાનું તમોએ પૂરેપૂરૂં સાંભળ્યું હોત તો તમો અંદર આવ્યાજ ન હોત. સગવડની વાત, હાથમાં આવી પડેલાં ફળ માફક, કોઇપણ માન્ય કરે. અંદર આવવું સગવડ ભર્યું લાગ્યું. પણ બ્હાર જવાનું કહ્યું હોય તો ખોટું લાગશે. હું તમને કેવો ખરાબ મળ્યો છું ?

( અંદર આવેલા લોકો ફરી બ્હાર ગયા ).

**પોતાની એક હકીકત.**

શિરડીથી રાહતા અને રાહતાથી શિરડી એમ હું પ્હેલાં કેટલાક દિવસ કરતો હતો. એવીજ રીતે એકવાર શિરડીથી રાહતે જતો હતો ત્યારે અર્ધે રસ્તે આવી એક ઠેકાણે બેઠો. મને ત્યાં બેઠેલો જોઈ રસ્તે જનારા આવનારા ત્યાંજ બેઠા. તેઓ મને એક નાગો ઉઘાડો, ગાંડો ઘેલો માણસ છે એમ ઓળખતા હતા. તે ઠેકાણે બેઠેલા તે લોકોમાં કેટલાક સંભાવિતો, અધિકારીઓ અને કેટલાક મૂર્ખાઓ પણ હતા. તે સ્હવારનો આઠ નવ વાગ્યાનો વખત હતો. તે કામગરા માણસો કોઇ ઘોડા ઉપર, કોઇ સાઈકલ ઉપર, કોઈ પગે તો કોઈ ગાડીમાં એવી રીતે રસ્તેથી લોકો જતા હતા. તે દિવસે 'અવિધવા નવમી' હતી. વરસાદનું કંઈપણ ચિન્હ ન્હોતું. સાકોરીના શંકર પાટીલ વગેરે લોકો પણ ત્યાં હતા. હું જ્યારે એકલો હતો ત્યારે મારા મગજમાં જે વિચાર હશે તે હશે, પણ ચાર લોકો જ્યારે ભેગા થયા ત્યારે તેમની સ્થિતિ પ્રમાણે બોલવાનું થયું. મેં કહ્યું "આજે તમો શિર્ડી જવાના ને ? ત્યારે વ્યર્થ શા માટે વખત ગુમાવો છો ?" પરંતુ તેમણે કહ્યું, "ના બાબા થોડો વખત બેસીએ છીએ" એમ થતાં થતાં લોકો ભેગા થઈ ગયા. એટલામાં ન્હેરના કામ પરના ચાર પાંચ જેન્ટલમેનો, કોટ, પાટલુંન, સાહેબની ટોપીના વેષમાં ત્યાં આંવ્યા. તેમાંનો એક સાયકલ ઉપર હતો. તેણે પોતાની સાયકલ બાજુપર મૂકી; બીજો ઘોડા ઉપર હતો, તેણે પણ ઘોડો બાંધી મૂકયો અને બેઉ જણા ત્યાં બેઠા. મેં તેમને કહ્યું, "અરે તમો શું કામ બેઠા ? તાપ લાગે છે. તમો કામ કરનારા માણસો જાવને તમારા કામ ઉપર." પરંતુ હમારે કંઇ ખાસ કામ નથી, જઈશુ પછી કહી, તેઓ પણ બેઠાજ. તે સાયકલવાળા તરફ અને ઘોડાવાળા તરફ જોઈનેજ ખાસ ભાષણ ચાલતું હતું. તેમણે કહ્યું "આજે અવિધવા નવમી છે," એક કહે "મારી સ્ત્રી મરી ગઈ" બીજો કહે મારી મા મરી ગઈ છે, તેની આ નવમી છે. ઘેર

રસોઇ થાય છે. કંઇ ઉતાવળ નથી, જઇશ પછી." એમ કહેતાં કહેતાં બાર વાગ્યા, એક થયો તોપણ લોકો જાય નહીં. ત્યારે "અવિધવા નવમી" સંબંધે મારો બડબડાટ શરૂ થયો. આનંદ રૂપ તે વિષય અને તેમાંયે વળી તેમનીજ સ્ત્રી વાર્તાનો વિષય હોવાથી આપણી સ્ત્રીને આપણે જીવતી કરી છે એમ સમજી દોઢ થયો, બે વાગ્યા તોપણ તેઓ ઉઠે નહીં અને કહે " તમો ઉઠો એટલે અમો ઉઠીશું." તે વખતે વરસાદનું સંધાન નહોતું, સરસ તડકો પડયો હતો છતાં મેં તેમને કહ્યું "વરસાદ આવશે તો તમને ત્રાસ થશે." તેઓએ કહ્યું, "તસારા ઉઠયા શિવાય હમો ઉઠવાનાજ નથી" એવો એમનો વિશ્ચય થયો. તેમાં કેટલાક મુસલમાન હતા, તેમને જાઓ કહ્યું તો તે કહે "તમો તો પરમેશ્વર જેવા છો, તમો જ્યાં છો ત્યાં અમને આનંદજ છે." તેમાંથી એક જણે કહ્યું, "વરસાદ આવશે તો તમને પણ લાગશેને ?" મેં કહ્યું, "વરસાદ આવશે તો મારૂં શું ભીંજાશે ? તમારાં કપડાં ટોપી વગેરે ભીંજાશે ને ? મારૂં શું પૂછવું ! હું તો સંધ્યાકાળ સુધી પણ બેસું. પરંતુ તમારે ઘેર તમારી સ્ત્રી આવી જશે ને ? તેઓએ પૂછયું, "તે ઘેર શું કામ જાય ? અહીંઆજ તો તે અમૃતપાન કરવા આવી હશે." એટલામાં ધડધડ વરસાદ એકદમ પડવા લાગ્યો. હું તેમજ બેઠો હતો. બધાએ નિશ્ચયજ કર્યો હતો તેથી તે પણ તેમજ બેસી રહ્યા. બધાંના કપડાં ભીંજ્યા. કેટલાક પાસે છત્રી હતી તેમાંથી એકે મારી પર છત્રી ધરી. મેંજ તેની ના કહી એટલે કોઇએ તે ઓઢી નહીં. લગભગ બે અઢી વાગે વરસાદ જોરમાં શરૂ થયો. તે ચાર સાડાચાર વાગ્યા સુધી તેજ પ્રમાણે પડયો. ત્યાંસુધી હું પણ હાલ્યો નહીં અને બેઠેલા લોકોમાંથી પણ કોઇ હાલ્યું નહીં.

પ્હેલાંની રીત એવી હતી કે વરસાદ હોય કે પાણી હોય, પણ હું ગમે ત્યાં હોઉં તો પણ સાંઈ બાબાની આરતી થાય કે તરતજ દુર્ગાબાઈ મારે માટે ખાવાનું લઈ મારી શોધમાં ફરવા નીકળી પડતાં. મને ખવરાવી પાછા શિરડી પહોંચે ત્યાંસુધી તે

ઉપવાસીજ રહેતાં. કેટલાક દિવસ હું ખંડોબાના દેવળમાં બેસી રહેતો; પરંતુ પછી તો પ્રાવે ત્યાં ફરતો. તે મને શોધતાં શોધતાં આવતાં, પછી હું ખાઉં કે ન ખાઉં. તેને મારૂં કે ગમે તે કરૂં તો પણ નૈવેદ્ય લઈ આવવાનો તેનો નિયમજ હતો. તે પ્રમાણે આ પ્રસંગે સુમારે ચાર સાડાચાર વાગે તે ખૂમચો લઈ મારી પાછળ આવી ઉભી. ત્યારે શંકર પાટીલે કે કોઇએ કંઈ કહ્યું કે "નૈવેદ્ય લઇ બાઇ આવીગયાં છે." પુષ્કળ સમય વીત્યાંબાદ મેંજ વિચાર કર્યો કે "હવે આ લોકને ક્યાંસુધી ત્રાસ આપવો? તેથી હુંજ ઉઠયો અને શંકર પાટીલના કહેવાથી તેણેજ શોધી કહાડેલી એક ઝુંપડીમાં જઈ તેનાજ આગ્રહથી દુર્ગાબાઈએ આણેલાં અન્નની કેટલીક ચુંથાચુંથી કરી. પોતાના નિયમ પ્રમાણે દુર્ગાબાઈ કંઈ ત્યાં ઉભાં રહે નહીં. તે તરતજ પાછાં જાય અને પછી શિર્ડી જઈ તે ખાતાં. તાત્પર્ય તે લોકોને તો વરસાદની ટેવ નહોતી તો પણ જેટલો વખત કોઈપણ પ્રકારનું ભાન ન રહ્યું, તેટલો વખત તેઓ તલ્લીન થઈ બેઠા હતા. તેટલો વખત તેમનું અનુષ્ઠાનજ થયું. આ વાત શા માટે કહી? કે થોડાં વરસાદના ટીપાં પડયાં કે તરતજ તમો તમારી જગ્યા છોડી અંદર આવ્યા, તે પરથી સ્હેજ વાત યાદ આવી તેથી કહી.

અનુષ્ઠાન શબ્દની જે વ્યાખ્યા મેં કહી, તે પ્રમાણેની સ્થિતિ મેળવવાનો પ્રયત્ન કરતાં કરતાં, એટલે અનુષ્ઠાન માટે બેઠા હોઇએ ત્યારે વિઘ્નો પુષ્કળ આવે છે. તે વિઘ્નોની કોઈપણ પર્વા ન કરતાં, વિઘ્ન ન સમજતાં, જો તે તેમને તેમ ચાલુ રાખવામાં આવે એટલે કે મૂળ સ્થાનના ગુણ ધર્મ પોતાનામાં લાવવાનો પ્રયત્ન એક સરખો કરતાજ રહીએ તો તે અનુષ્ઠાન પૂર્ણજ થયું એમ સમજવું. આજે તમારૂં જે મુદ્ગલનું પારાયણ શરૂ થયું તેમાં વરસાદનું આ વિઘ્નજ આવ્યું. તેને જો વિઘ્ન માન્યું અને તમારી જગ્યા છોડી બીજી સારી જગ્યા જોઇ બેઠા તો તેનો કંઈ પણ ઉપયોગ નથી. મૂળમાં જે સ્થાન છે તે સ્થિર છે; તેમાં ચળ વિચળ, અસમાધાન, અથવા આનંદ વૃત્તિને વ્યત્યય (અડચણ) આવતો

નથી. તેજ ગુણુધર્મ આપણામાં આવે તેથી એક સ્થાન કાયમ કરવું અને તે કોઈપણ વખતે છોડવું નહીં. ગુરૂચરિત્ર, રામાયણ, ભાગવત વગેરે ગ્રંથોનાં પારાયણ એ અનુષ્ઠાનજ છે. તેની પધ્ધતિ કેવી છે તે હું કહું છું. તેમ બનતું હોય તો કરવું નહીં, તો છોકરૂં રડતું હોય તો ત્યાં લક્ષ આપશો. કોઈ પૈસા આપવા આવે અથવા પોસ્ટમેન એકાદું ઇન્શ્યુઅર્ડ પાકીટ લઈ આવે અટલે મૌન છોડી "આવું છું હું, જરા ઉભો રહે" એમ કહી પોથીમાં કંઈક નિશાની મૂકી જો તે સ્થાન છોડશો, તો તેનો કંઈ ઉપયોગ થશે નહીં. તમારે જો અનુષ્ઠાન કરવું હોય તો અનુષ્ઠાન શબ્દની જે વ્યાખ્યા મેં હમણાંજ કહી, તે પ્રમાણે મૂળ–સ્થાનના ગુણધર્મો આપણામાં આવે તે માટે એકાદું સોઈવાળું સ્થાન જોઇ તે એકજ સ્થાન કાયમ કરી રાખવું, અને ઠરાવેલે વખતે બરોબર ત્યાં જઈ બેસવું. આસન અમુક પ્રકારનું રાખવું વગેરે બેસવાની જે પધ્ધતિ પહેલેથી ઠેરવી હોય તે પ્રમાણેજ બેસવું. આસનના નિયમ વગેરે હઠયોગીઓ માટે છે. આપણે પડયા સંસારી માણસ. સંસારમાંજ રહી, પરમાર્થ સાધી, પોતાના પરિવાર સહિત પરમેશ્વરી અવસ્થાનો અનુભવ આપણે લેવાનો છે. આ માટે આપણે ફાવે તેમ બેસવું. આપણી જે પરિસ્થિતિ છે તેને તોડયાં શિવાય તે સાધી શકાય એ પદ્ધતી પ્રમાણેજ મારૂં કહેવાનું છે. શરીરે રાખ લગાડી બાવા થઇ બેસો એમ હું તમને કહેતો નથી. પરંતુ જો કોઈ તેવી યોગ્યતાનો હોય, સંસારપાશ જેને ન હોય અથવા હોય છતાં જેને તેની જરૂર ન હોય અને પરમાર્થ માર્ગની જરૂર હોય તો તે રીત પ્રમાણે તેને કહું કે "તું સ્વતંત્ર છે, તને કોઈ પણ પ્રકારનો પાશ નથી, માટે તું પૂર્ણ સ્વતંત્રતા સંપાદન કરી લે. પરંતુ હાલ જે કહું છું તે સંસારી લોકો માટે છે.

મૂળસ્થાનના ગુણુધર્મ આપણામાં આવે તે માટે જે

ક્રિયા કરવી પડે છે તેને સત્ક્રિયા કહે છે. તે આપણે કરવી હોય તો ઘરમાં કે બ્હાર આપણે ચોવીસે કલાક વ્યવહાર કરવો પડે છે એમ તો નથી, અને જો કરવો પણ પડે તો તેમાં લુબ્ધ થઇ જોર જુલમથી આપણે તેમાં

**અનુષ્ઠાન કરવાની રીત.**

ગુંથાઈ રહીએ છીએ. એમ ન કરતાં આપણાથી બને તેટલો વખત સવારે સંધ્યાકાળે કે રાત્રે એક બે કલાકજ કાં ન હોય પણ તેટલો વખત કહાડવો. અને તે વખતે નિયમિતપણે, નિયમિત સ્થળે અને નિયમિત પદ્ધતીથી બેસવું. કોઇ કોઇ વખતે હું એમ બોલ્યો છું કે તમો મ્હારા આગળ જે કાંઇ લાવી મૂકો છો, જે કાંઈ મ્હને આપો છો, તે કંઇ હું માંગતો નથી અને મારે કોઇપણ વસ્તુ માંગવાની કંઇ જરૂર નથી. પરંતુ જે માંગું તેજ આપનારો કોઈ મળે તો હું તેની પાસે એજ માંગું છું કે, દિવસના ચોવીસ કલાકમાંથી એક કલાક, બે કલાક, નિદાન પંદર મીનીટ તો મને આપો. એટલો વખત મને આપવા માટે ન હોય તો ન આપતા પણ પરમેશ્વરને તો આપશો કે નહીં ? મારે જરૂર નથી હોતી છતાં કેટલીક વસ્તુઓ તમો મને આપી દો છો. અને તેની જે પ્રમાણે ફરી તમો ઇચ્છા કરતા નથી અથવા તો તે વસ્તુનો તમો ઉપયોગ કરતા નથી, તે પ્રમાણે ચોવીસ કલાકમાંથી જે વખત મને અથવા પરમેશ્વરને આપ્યો હોય તેનો તમારે તમારા વ્યવહાર માટે કોઈપણ પ્રકારે ઉપયોગ કરવો નહીં. આવી રીતે તે વખત પૂર્ણપણે આપી દેવો એજ મારી અથવા પરમેશ્વરની માંગણી છે. જેને આપવો હોય તે આપે. આવી રીતે વખત આપી દીધો એટલે તેનું પરિણામ કેવું આવે છે તે જુઓ. આપણે જે કંઈ પરમેશ્વરને આપીએ છીએ તે ઉપર આપણો કોઈપણ પ્રકારનો હક્ક હોતો નથી. તેજ પ્રમાણે ચોવીસ કલાકમાંથી જેટલા પ્રમાણનો અને જે વખત પરમેશ્વરને અર્પણ થયો હોય તે પર કોઇપણ પ્રકારે આપણે આપણો હક્ક ન ચલાવવો. એટલે કે તે વખત દરમ્યાન આપણાં સંસાર વ્યવહારમાંનાં અથવા ઐહિક વિષયો

સુખ માટેનાં કોઇપણ કૃત્ય ન કરવાંઃ એટલુંજ નહીં પણ તે સંબંધે માનસિક વિચાર પણ ન થવો જોઇએ. એમ થઇ શકે તો ઉત્તમજ. પરંતુ આપણા મનને વ્યવહારના અનેક પ્રકારના સારા માઠા વિચારો કરવાની ટેવ પડી હોય છે તેથી પરમેશ્વરને આપેલા વખતમાં આપણે જો કે શારીરિક વ્યવહાર ન કરીએ, તો પણ માનસિક વિચાર તો ચાલુ થવાનાજ. પછી પરમેશ્વરને આપેલા વખતમાં મનથી પણ વ્યવહારિક વિચાર ન થાય એવો જેનો ખરેખરો નિશ્ચય હોય, અને તે માણસ, જો આવતા વિચારો ન આવે, અથવા એ વિચારો આવે છતાં તેનો દોષ ન લાગે તે માટે તે પરમેશ્વરને અર્પણ કરેલા વખત દરમ્યાન જો તે પરમેશ્વર સંબંધીજ કૃત્ય કર્યાં કરે તો તે વ્યવહારિક વિચારો આવતા ધીમે ધીમે બંધ પડે છે, અને જો છતાંએ થોડાઘણા આવે તો તેનો દોષ તેને લાગશે નહીં. આજ તત્વને અનુસરી અનુષ્ઠાન અથવા કોઇપણ સત્કૃત્ય કરવા માટે ખાસ વખત, અને ખાસ જગ્યા, ઠરાવવાની વ્યવસ્થા કરવામાં આવેલી હોય છે. પ્રત્યેકના ઘરમાં દેરાસર (દેવપૂજાની જગ્યા) નામે એક ખાસ જગ્યા હોય છેજ. તે વળી શા માટે હોય છે ? તો પરમેશ્વરને આપેલા વખતમાં સંસારી કૃત્યો આપણાથી ન થાય, તે માટે અથવા તો તે વખતે સંસારી જગ્યામાં પણ બેસવું નહીં, એટલા માટે પરમેશ્વરનુંજ જે સ્થાન ઠેરવવામાં આવ્યું હોય તે જગ્યામાં જઇને બેસવાની જરૂર છે. તેથીજ દેરાસર નામનું એક ખાસ સ્થાન (ઠેકાણું) બનાવવાનો પ્રચાર (વહીવટ) છે. તે દેરાસરમાંથી બે ચાર હાથ જગ્યા કાયમની કરી રાખવી. તે કાળ અથવા તો સ્થળ બદલવું નહીં. નિયમિત વખત થાય કે તરતજ શુચિર્ભૂત થઈ એટલે કે મૂળની જે અવસ્થા છે તેના ગુણધર્મ લઇ તે સ્થાનમાં જઈ બેસવું. અમુકજ પ્રકારનું આસન હોવું જોઈએ એવું કંઇ નથી. તો પણ પહેલેથી જે વહિવટ રાખ્યો હોય, પછી ગમે તો પગ લંબાવીને કે પલાંઠી વાળીને બેસવાનો વગેરે ગમે તે રીત હોય પણ તે પ્રમાણે બેસી ખાસ કારણ શિવાય કંઇપણ હાલચાલ કર્યાં શિવાય, ઠેરવ્યું હોય તે પ્રમાણે

ગ્રંથ વાંચવો, જપ કરવો, અથવા ધ્યાનધારણા વગેરે જે કંઈ કરવું હોય તે જેટલો વખત ઠેરવ્યો હોય કે પૂરો થાય ત્યાં સુધી કંઈ-પણ હાલચાલ કર્યાં શિવાય કરવું. તમો કહેશો, "બાબા મન અહીં તહીં જાય છે તેનું શું કરવું ?" આવી રીતની ફરીઆદો મારી પાસે આવે છે. તેમને હું કહું છું કે મનને ફાવે ત્યાં જવા દો, પણ તમો તમારો નિયમ પાળો એટલે બસ ! જેટલી જેટલી સ્વાભાવિક ચીજો છે તે કરવાને શું કામ ચૂકો છો ? મન સ્વાધીન ન હોય તો તેને ભટકાં મારવા દ્યો. આ બાબતમાં ગમે તે વિઘ્ન આવે તોપણ તેની પરવા કરવીજ નહીં. આ એક સત્ક્રિયાજ છે. આ કાંઇ પરસ્વાધીન નથી પરંતુ પૂર્ણ નિશ્ચય નહોય તો વિઘ્નો આવે છે અને જો તે આવે છતાં તે પણ મદદ કરવા માટેજ આવે છે એમ સમજી તેની પર્વા કર્યા શિવાય જો તમારો ક્રમ તમો સાલુ રાખો તો તે વિઘ્નો ટળે છે અને બીજાં મોટાં લિઘ્નો આવે છે પરંતુ તેની પણ પર્વા ન કરો તોપણ તે જતાં રહે છે. વિઘ્નની પર્વા કરી કે અનુષ્ઠાન ફોગટ ગયું. અનુષ્ઠાન અને નિશ્ચય એનો ગર્ભિત અર્થ એકજ છે. પૂર્ણ નિશ્ચયની અવસ્થા થવી એટલે આખરનું જે મેળવવાનું તે મેળવ્યુંજ છે,

निश्चयाचें बळ । तुका म्हणे तेचि फळ ॥

નિશ્ચયનું બળ । કહે તુકા તેજ ફળ

નિશ્ચયનો જે આખરનો ભાગ, તે આખરના ભાગને અમૃત-મય ફૂળો આવે છે. દુનિઆમાંના કહો, અથવા દુનિઆની બ્હારના કહો, જે કહો તે ફૂળો નિશ્ચયની પૂર્ણતાની ટોચ પર જોઇએ તેટલાં છે. અનુષ્ઠાન એ તેની પૂર્વક્રિયા છે. આ માટે હંમેશાં જાગૃતિ રાખવી. અનુષ્ઠાનની પૂર્ણતા થાય તે માટે એટલે કે નિશ્ચયની પૂર્ણતા થાય તે માટે, કોઇપણ પ્રકારનાં વિઘ્નોની પર્વા ન કરતાં તમારે તમારો ક્રમ અસ્ખલિત ચાલુ રાખવો. ખરો નિશ્ચય જો થયો હોય, તો તેને પરમેશ્વર સંભાળશે. પહેલો તો તે વિઘ્નો આવવા દેતો નથી અને આવેજ તો તે ન્હાનાં મોટાં ટળી શકે એવાં આવે છે. એટલું છતાં પણ જો તમારા નિશ્ચયની

તેને પરિક્ષાજ જોવી હોય તો ખૂબજ મોટાં ભયંકર વિઘ્નો આવે છે અને તમો તમારો જીવ પણ નિશ્ચય માટે છોડવા તૈયાર છો પણ નિશ્ચય છોડતા નથી એમ જો પરમેશ્વર જુએ તો તેવા વિઘ્નોમાંથી પણ તેજ સંભાળે છે. એટલું કરીને પણ ખૂબ વિઘ્નો આવે અને તે તેમનોજ જય કરી લેવાનાં હોય, તમારા શરીરપર પૂર્ણ સત્તા તેઓ બજાવવાનાં હોય, તો તે તમારો જીવ લેશે. એથી વધારે શું કરશે? અનુષ્ઠાનની જે મુદત એટલે કે અમુક દિવસ, અમુક મહિના, અમુક વર્ષો વગેરે ઠરાવ્યાં હોય તે મુદત પુરી થતાં પહેલાંજ તે વિઘ્નો તે પાયરી પર લઈ જશે એટલે કે તમારો જીવ લેશે. તેમ થતાં શરીર જીવતું રહી જીવ લેવામાં આવે તો ઉત્તમ જ. એમ બને તો તો આગળ જે મેળવવાનું તે આજેજ મળ્યું એમ સમજવું, અથવા દેહાવસાન થાય તો પણ હરકત નહીં. તમો કહેશો, અરે! આ આવું તે કેવું અનુષ્ઠાન? તો ભાઈ, હું શું કહું? તમને જીવ નથી, શરીર નથી, ઉપાધિ નથી, મૂળ આનંદરૂપ જે ઠેકાણું તે અવસ્થા તમારે મેળવવી છે. તે તે અનુષ્ઠાનની મુદત પૂરી થતાં પહેલાં જો મળે તો તો તમારૂં કાર્ય થઈ ગયું. પણ જો ઠેઠ તે પાયરી સુધી પ્હોંચાડનાર વિઘ્ન ન હોય અને વચમાંજ આવેલાં નાનાં વિઘ્નોને તાબે થઈ તમો તે અનુષ્ઠાન વચ્ચેજ છોડી દો, તો તે બધું વ્યર્થ ગયું સમજવું.

દેવને અમારી પાસે તે કરાવી લેવાનું ગમ્યું નહીં તેથી તેમણે વિઘ્ન નાંખ્યું અને તેને લીધેજ હમે છોડી દીધું, એમ કેટલાકો કહે છે. ઠીક, હવે કરો એમ કહીએ તો દેવની મરજીજ નથી, તો કેમ કરીએ એમ પૂછે છે (કહે છે). એક બ્રાહ્મણની સ્રીને છોકરૂં નહોતું. મેં તેને તુળસીની પૂજા કરવાનું કહ્યું. તે પરથી તે કહે "અમારે ઘેર તુળસી સ્હેતાંજ નથી. એક તુળસી રોપી તેની પૂજા કરતી હતી તેવામાં મારૂ છોકરૂં મરી ગયું!" એવાંને જો વિઘ્ન માનવા માંડીએ તો કાર્ય કેવી રીતે થાય?

એક ગૃહસ્થ કુટુંબવત્સલ હતા. તેમને ઘેર શ્રીશંકર વેષ બદલી ગયા અને ભિક્ષા માંગવા લાગ્યા. તેણે તેની સ્રીને ભિક્ષા

આપવાનું કહ્યું અને તેણે ભિક્ષા આપી. રાત્રે તેનો છોકરો માંદો પડયો. બીજે દિવસે શંકર ફરી ભિક્ષા માંગવા આવ્યા તોપણ તે સાધ્વીએ તેમને ભિક્ષા આપી. ત્રીજે દિવસે શંકર ફરી ભિક્ષા માંગવા આવ્યા; તે દિવસે છોકરાનું પ્રેતજ બ્હાર પડયું હતું. તો પણ તે ધણીએ ભિક્ષા આપવાનું કહ્યુંજ. ફરી ચોથે દિવસે પણ તેને ભિક્ષા આપીજ. આવી સ્થિતિમાં આ વર વહુએ એવો વિચાર કરવો જોઇએ કે "આ ભિક્ષા આપણને સ્હેતીજ નથી. તે વર વહુએ તે વિઘ્નની પર્વા ન કરતાં, ભિક્ષા આપવાનો ક્રમ એ પ્રમાણે ચાલુજ રાખ્યો. એમ થતાં થતાં બીજો છોકરો પણ મરી ગયો. પછી ત્રીજો પણ મરી ગયો. ભિક્ષા આપવા માંડયાં પછી પટોપટ છોકરાં મરવા માંડયાં. પરંતુ ભિક્ષા આપવી ઠીક નથી એવો વિચાર પણ તે બિચારાના મનમાં આવ્યો નહીં. ઉલટાં તે પોતાને ભાગ્યશાળી સમજતાં હતાં. ભિક્ષા આપવામાં છોકરાંનાં મરણનું વિઘ્ન આવતું હતું તો પણ વર, વહુને કહેતો કે છોકરાં મરે તો મરવા દે. ફાવે તે વિઘ્નો આવવા દે, પણ ભિક્ષા આપવાનું વ્રત છોડતી નહીં. એવી રીતે તેને જે બેચાર છોકરાં હતાં તે બધાં મરી ગયાં. પછી સ્રી પણ આજારી પડી અને બીજે દીવસે તે પણ મરી ગઈ. તેનું પ્રેત બ્હાર કહાડયું એટલામાં તે ભિક્ષા માંગનાર આવ્યો. હવે તે વખતે ભિક્ષા આપવાને કંઈ નહોતું એવી સ્થિતિ હતી. અન્ન તૈયાર કર્યું નહોતું. ઘરમાં એકલો તે વરજ હતો અને તે પણ તે પ્રેતની તૈયારી કરતો હતો. પ્રેતને પિંડ આપવા માટે ભાત તૈયાર કર્યો હતો. તે ગૃહસ્થે તે ભિક્ષુકને કહ્યું, "આજે અન્ન તૈયાર નથી, તો શું આપું ?" તે ભિક્ષુકે કહ્યું, "પેલો ભાત તૈયાર છે ને? તેજ આપ." "ઠીક છે" કહી તે ગૃહસ્થે તે ભાત તેને આપ્યો. સારાંશ, ગમે તે વિઘ્ન આવ્યું તો પણ તે ગૃહસ્થે ભિક્ષા આપવાનું વ્રત છોડયું નહીં. તેથી તે યોગ વડે તેઓ બધાં કૈલાસમાં ગયાં. બધામાં મોટામાં મોટું વિઘ્ન આવે તો તે શું કરે ? જીવજ લેશે ને ? લે તો લેવા દો. આપણને જીવ દશા નજ હોવી જોઇએ. તે જ્યાં

સુધી છે ત્યાં સુધી દુઃખનો પરિવાર આપણે સંભાળવો પડે છે. આવી રીતે અનુષ્ઠાન કરતાં કરતાં વિઘ્નની પર્વા ન કરવી. મુદ્દત પૂરી થાય ત્યાં સુધી તે નિશ્ચય કાયમ ટકી રહે તો ઇષ્ટ દેવતા ત્યાં પ્રકટ થાય છે. એક તો તે ઇષ્ટ દેવતા આપણેજ છીએ એવો અનુભવ આવે છે અથવા તો તે ઇષ્ટ દેવતાજ આપણા મ્હોં આગળ આવે છે. જે

**ઇષ્ટ દેવતા કેવી રીતે પ્રગટ થાય છે.**

વખતે તે ઇષ્ટ દેવતા આપણેજ છીએ એવો અનુભવ આવે છે, ત્યારે પોતાની સ્થિતીને વિસરીને જે દેવતાનું ધ્યેય ધરી આપણે અનુષ્ઠાન માટે બેઠા હતા તેજ આપણે છીએ એવું ભાન થાય છે. તેની પણ કાલ મર્યાદા છે. પ્રથમ તે ભાન ઝાંખું ઝાંખું થાય છે. આમ પછી ભાન ખૂબ વખત થાય તો પણ તે એક વિઘ્નજ છે એમ સમજી તેનો હર્ષ શોક માનવો નહીં. આપણી ક્રિયામાં ભંગ પાડવો નહીં, તે તેવીને તેવીજ ચાલુ રાખવી એટલે ધીમે ધીમે તે ઇષ્ટ દેવતાનું ધ્યાન પૂર્ણ થાય છે. તેની પૂર્ણતા થયાં પછી અનુષ્ઠાન કરનારો આગળ અને ઇષ્ટ દેવતા આસનપર બેઠેલા દેખાય છે અને તે મ્હોં આગળ હોય છે એટલામાંજ દર્શન થઇ જો ઉપદેશ વગેરે જે થવાનું હોય તો તે થાય છે. એટલે આપણે બનીએ છીએ ઇષ્ટ દેવતા અને ઇષ્ટ દેવતા બને છે અનુષ્ઠાન કરનારા. આ ઉપરથી શું સાબીત થયું ? કે તે ઇષ્ટ દેવતાને બીજે કયાંકથી લાવ્યા એમ નથી, પણ ઇષ્ટ દેવતા આપણેજ બન્યા એમ થાય છે. અથવા આપણે જાણે સ્થાન પર બેઠા છીએ અને ઇષ્ટ દેવતા આપણી સામે આવે એમ પણ બને છે, અથવા ઇષ્ટ દેવતા હૃદયમાં સ્થિર થતાં તાદાત્મ્ય વૃત્તિ થાય એટલે ઇષ્ટ દેવતા જે અવસ્થામાં છે (હોય) તેજ અવસ્થાનો આપણને અનુભવ થાય છે. આમ કંઇક વખત જાય એટલે તેને દેહભાન થાય છે. પરંતુ તે તે અનુભવ વીસરતો નથી અને તેને તે રસ્તાની ખબર પડી જાય છે. આમ કરવા માટે કંઈ ગુરૂની આવશ્યકતા નથી. સાધારણ એ જાણીલીધું કે કંઈપણ કષ્ટ ત્રાસ વગેરે ન થતાં તે કરી શકાય છે. એ આપણા હાથની વાત છે.

પરંતુ એ બધું આપણે પરમેશ્વરને જે વખત આપ્યો (અર્પણ કર્યો) હોય તે વખત દરમ્યાનજ થયેલું ઉત્તમ ફળ આપે છે.

આ ઉપર કોઇ એવી શંકા કહાડે કે હમો નોકરીઆત માણસો, કયાંઈ જવાનું હોય તો કેવી રીતે જવું? હું કહું છું, તે સ્થાન જાય તો જવા દો, પરંતુ તે વખત જવા દેવો નહીં. તે નીમેલે વખતે બદલાયલાં સ્થાન પર કેમ ન હોય પણ ઠરેલે વખતે કર્યાજ કરો તો પ્હેલા સ્થાનનું માહાત્મ્ય ત્યાં પણ આવે છે. ગમે ત્યાં જાવ તો સ્થાન જશે, પણ વખત તો નહીંજ જાયને? આ ઉપર બીજો કોઇ એવી શંકા લે કે, તે વખતે કંઈ સરકારી કામ આવે તો? તે એક વિઘ્નજ છે. પહેલું તો પરગામ જવાનુંજ ટાળવું. વખતનું કંઈ પરસ્વાધીન નથી હોતું અને ખરો નિશ્ચય હોય તો દેવ ચલાવી પણ લે છે; અને એમ જો ન થાય તો પણ તે વખત પરમેશ્વરને અર્પણ કર્યો હોય છે. માટે તે વખતે બીજી ભાંજગડો ટાળી તે વખતે કરવાનું સત્કૃત્ય કરવુંજ જોઇએ, પછી ગમે તે પ્રસંગ આવે. આજ તત્વ ઉપર બ્રાહ્મણોનો સંધ્યાનો વખત રહવારે અને સંધ્યાકાળે મુકરર કર્યો છે. મુસલમાન લોકો આગગાડીમાં પણ બાંક પર બેસી નમાજ પડે છે. તે ગમે ત્યાં જાય તોપણ નમાજનો વખત જવા દેતા નથી. પરંતુ ઘણુંખરૂં દેવ તે વખતે વિઘ્ન આવવાજ દેતો નથી અને કદાચિત્ પરાધીનપણે વખત ગયોજ તો તે પ્રસંગ નીકળી ગયા પછી તમારો નિયમ તમારે ફરી ચલાવવો. એટલે પડેલા સમયનો દોષ પરમેશ્વર પણ તમને લાગવા દેશે નહીં. પરંતુ જો તમો એમ કરો કે, "જવા દો, હવે શું વખત તો વીતી ગયો છે માટે આજનો દિવસ વિસામો લઇશું અને પછી કાલે જોઇશું, તો કંઈ તેમ નહીં ચાલે. પછી ઘેર ગયા પછી જો સ્ત્રી તે નિયમ ચાલુ કરવાને તગાદો ચાલુ રાખે તો પછી તે પોતાનો ક્રમ ચાલુ રાખે છે. આજ માટે સ્ત્રીપણ સારી હોવી જોઇએ. સ્ત્રીને

**સારી સ્ત્રી વરને સુધારે છે**

ધર્મપત્ની, સહધર્મચારિણી કહે છે જે વરના સત્કાર્યની મદદ

કરનારી હોય છે તેજ ધર્મપત્ની અથવા સહધર્મચારિણી. તે વરના, સત્કર્મને મદદ કરે છે. અને તેને લીધે એને શરમ લાગે છે અને તે ઉઠી પોતાનું સત્કર્મ કરવા મંડી જાય છે. કોઈ વર સ્નાન સંધ્યા ન કરતો હોય પણ સ્ત્રી સારી હોય તો તો તે તેને બરોબર સુધારે છે. આ સંધ્યા, પૂજા, નૈવેદ્ય, વૈશ્વદેવ વગેરે કંઇ કરતો ન હોય તો પણ તે સ્ત્રી એ પૂજાની, સંધ્યાની તૈયારી કરી રાખવી. અબોટીઉં પહેરી રસોઈ કરી, પીરસવું વગેરે કરવું. તેણે એ નિયમ ન છોડવો; પછી વર સંધ્યા કરે કે ન કરે. તેણે તો સંધ્યા માટે પાટલો મૂકવો. તે ઉપર કદ મૂગટો વગેરે જે કાંઈ અબોટીઉં હોય તે મુકવું. પછી તે પ્હેરે કે ન પ્હેરે. વૈશ્વદેવની તૈયારી કરવી, નૈવેદ્યનો ખુમચો તૈયાર કરી દેવની સામે મૂકવો, ચંદન વગેરે પૂજાનું સાહિત્ય તૈયાર કરી મૂકવું. પછી તે તે કરે કે ન કરે. એ પૂછે કે "આ શું મૂકયું ? ઉંચક અહીંથી" તો તરતજ તે ઉપાડવું. પણ બીજે દિવસે ફરી તેજ પ્રમાણે કરવું. ફરી તે કહેકે "કાલે કહ્યું હતું છતાં આજે આ શા માટે આણ્યું છે ? તો તેણે જવાબ આપવો કે "મારો નિયમ હું પાળું છું. તે મને પાળવા દો. મારા સ્ત્રીધર્મમાં તમારે અડચણ ન પાડવી. તમારે ન કરવું હોય તો ન કરો. પૂજા સંધ્યા વગેરે ન કરવાનો તમારો નિયમ હોય તો તમે તે પ્રમાણે કરો, મને મારા મા બાપે જેમ કરવા કહ્યું છે તે પ્રમાણે હું કરૂં છું. મારે તો તમે પણ દેવ અને મા બાપ પણ દેવજ.

मातृदेवो भव । पितृदेवो भव ।

શાસ્ત્રે તેને અને તમને દેવ ઠેરવ્યા છે, આથી ઉભયની આજ્ઞા મારે માન્ય છે. હવે જો આકાર્ય તે આજ્ઞા વિરૂધ્ધ હોય તો તે કરવાથી મને ત્રાસ થશે, પરંતુ હું તે ભોગવવાને તૈયાર છું. આવા આ સત્કૃત્યનું પરિણામ વરની ઉપર થાય છેજ. તે પોતાના નિયમ પ્રમાણે ચાલતી હોય અને જો તે ગુસ્સે થાય તો તે કહે કહે છે, " મે શું ખાસડાં આણી મૂકયાં છે કે ગુના ટોપલા ? આનું પરિણામ તમને, મને અને તમારા પરિવારને સંતતીને

સારૂંજ આવશે." આમ થવા માંડે એટલે શરૂઆત શરૂઆતમાં જો કે તે પોતે સંધ્યા. પૂજા વગેરે કંઇ કરતો નથી પણ તેના કૃત્યમાં અડચણ કરતો નથી. પછી ધીમે ધીમે અબોટીઉં પહેરવું, સંધ્યા પૂજા કરવાં વગેરેમાંથી ગમે તે એક તે કરવાજ માંડે છે. ઠીક, હવે તારી ઇચ્છાજ છે તો કરૂં છું ચાર આચમન, એમ કહી તે થોડું થોડું કરવા માંડે છે. કોઈ નવીન ગૃહસ્થ પરોણા તરીકે આવે અને તે જુના રિવાજનો હોય તો તેનું જોઇ તે પણ કરવા માંડે છે. પરંતુ તે નવો ગૃહસ્થ જો સંધ્યા વગેરે કરનારો ન હોય, ધોતીઆં સાથે જમનારો હોય તો તે આની બનાવટ કરે છે અને પૂછે છે કે "ઓહો, આ તમે કયારથી શરૂ કર્યું ?" ત્યારે પહેલો ગૃહસ્થ કહે છે, "અરે આ તો મારી સ્ત્રીનું કંઇક કંઈક છે." તે બીજો ગૃહસ્થ કહે છે, "આ સ્ત્રીઓ એટલે કંઈને કંઇ નવાં ઢોંગ અને ધતીંગ કરે છે." એમ પેલો કહે એટલે પહેલો ગહસ્થ સ્ત્રીને કહે છે, "ચાલ ઉપાડ આ, અને જલદી પીરસ; મારે આફીસમાં જલદી જવાનું છે." પછી જમી રહ્યા એટલે બેઉ જણા મોંમાં સીગારેટ ઘાલી, ગપ્પાં મારતાં મારતા, ચસ્મા પહેરી જાય છે આફીસમાં ! એકંદર તે સ્ત્રીના નિયમનું સત્કર્મનું પરિણામ તેની ઉપર થાય છેજ. તેના સત્કર્મનો જીવ તેના હૃદયમાં જઇ અદલાબદલ થઇ તે સંધ્યા પૂજા વગેરે કરવા માંડે છે અને જો તે અશ્રદ્ધ સોબતી ફરી આવે અને તે કહે કે, "અરે આ ડૉળ કયારથી શરૂ કર્યો ?" પરંતુ આ હવે પ્હેલાંનો રહ્યો ન હોવાથી કહે છે, "અરે ચાલવા દો, આજ સુધી મારાથી કંઇ ન થયુ તો ન થયું, પુરાતન કાળથી વડીલ મુરબ્બીઓ કરતા આવ્યા છે તે હવે પણ કરીએ તો સારૂં." એમ કહી પછી તે પકકો બનતો જાય છે. આ સર્વ તે સ્ત્રીના કાયમના નિયમને લીધે થાય છે. ફરી તેજ પરોણો આવે તો તેને પણ લાગે છે કે, મારી સ્ત્રી પણ જો આવી વ્યવસ્થા રાખે તો હું પણ સ્નાન સંધ્યાદિ કરૂં. તેની સ્ત્રી તેના સ્વભાવ પ્રમાણેજ બનેલી હોય છે. તે મિત્રનું જોઇ તેના મનમાં પ્રેરણા થવાથી તે પોતાની સ્ત્રીને કહે છે, "અરે, તને

તારા માબાપે કંઇ આચાર વિચાર શીખવ્યો કે નહીં ? જોને પેલો મારો ફલાણો ફલાણો સ્નેહી છે, તેની સ્ત્રી તેની કેવી વ્યવસ્થા રાખે છે !

સ્ત્રી—તમેજ કરતા નથી અને તમેજ મને આ શીખવ્યું. હવે મારાથી તે બનતું નથી.

આ ગૃહસ્થ રોજ ખાઈ પી ઓફીસમાં જવા માટે પોતાના સ્નેહીને ત્યાં તે આવે એટલે એનું જોઈ એને શરમ આવે છે. કારણ એનું વર્તન ખોટું અને અપૂરૂં હોય છે. પછી તે તેની સ્ત્રીને શીખવે છે. અને ઉપર ઉપરનું કેમ ન હોય, પણ તેમ કરતાં કરતાં એ પણ સુધરી જાય છે. એકંદર શું કે સ્ત્રી સારી હોય તો તે વરને મદદજ કરે છે, અને તે સારી ન હોય, તો તે તો વરજ છે તે તેને ગમે તેમ કરી સારે રસ્તે વાળી લે છેઃ પરંતુ જો વર અનુકુળ ન હોય તો સ્ત્રીને ભારે પડે છે. છતાં પણ તે જો નિયમ શરૂ કરે તો વર પણ ઠેકાણે આવેછેજ.

સારાંશ, જે વખત આપણે પરમેશ્વરને અર્પણ કર્યો હોય તે વખતમાં બીજું કામ કરવું નહીં. કદાચ પરગામ જવાથી અથવા પરાધીનતાને લીધે નિત્ય નિયમ ન કરી શકાયો, તો પણ ઇશ્વર પ્રીત્યર્થ રાખેલો વખત બીજા કામમાં ગુમાવવો નહીં. અને પરાધીનપણાને લીધે તે વખતે બીજું કામ કરવું પડે તો તે થઈ રહ્યા પછી ફરી તેજ ક્રમ ચાલુ રાખવો, એટલે દોષ લાગશે નહીં. પરંતુ અડચણને લીધે એક દિવસ નિયમ ચુકાય અને બીજે દિવસે પણ અડચણ ન હોય છતાં જો તે “ હવે તો થાકયા રહેવા દો ” એમ કહી નિયમ પ્રમાણે ન કરતાં બેસી રહે, તો બેઉ દિવસનો દોષ તેને લાગશે. એકંદર જો નિશ્ચયજ હોય તો કોઇપણ પ્રકારની અડચણ તેને આવશે નહીં, એમ હું કહું છું. આ શા ઉપરથી કહ્યું ? તો તમો વરસાદ પાણીમાં બેઠા છો તેથી. પાણી હોય, કે વરસાદ હોય તમારે તમારો નિયમ શું કામ તોડવો ? વિઘ્ન એટલે પ્રતિકૂળ અવસ્થા. તે સુખ આપવાને કારણીભૂત હોય છે

એમ સમજવું. કાદવ થયો તો થયો, તેથી શું થવાનું છે ! છતાં ત્રાસ થતો હોય તો અંદર આવીને બેસો.

( જો કે મહારાજે એમ કહ્યું તો પણ કોઈ અંદર આવ્યું નહીં ને બધા તે કાદવમાં ને વરસાદમાં ત્યાંજ બેસી રહ્યા. )

મુખ્ય જે મૂળસ્થાન ત્યાંના ગુણધર્મ, લક્ષણો આપણામાં આવે તે માટે એક સ્થાન કાયમ કરી, મૌન ધારણ કરી, હમણાં કહેલા નિયમો પ્રમાણે અનુષ્ઠાન કર્યાં કરો તો મૂળ ઠેકાણાંનો અનુભવ આવે છે; એટલે કે ઘેર બેઠાં પરમેશ્વર મળે છે. તેનાં લક્ષણો, ગુણધર્મો, આપણામાં નથી; પણ તે બધાં આપણને ખબર છે, માટે તે લક્ષણો જબરદસ્તીથી આપણે આપણી પર લઇને બેસવું. તેને જેટલા વખતની જરૂર છે તેટલો વખત જાય એટલે આપોઆપ તેની પ્રાપ્તિ થાય છે. આ બધું સહવાસનું પરિણામ છે. કોઈ કોઈવાર મેં કહ્યું છે કે સદ્દગુરૂ ભીના કાદવ જેવા છે; બોલતા નથી, ચાલતા નથી, હાલતા નથી, આજુબાજુનો પરિવાર જે પ્રમાણે દોરે તે પ્રમાણે ચાલે છે. તેથી તમો મને જેમ દોરો તેમ મારે દોરાવું પડે છે. જેમ વાળો તેમ વળવું પડે છે, અને જેમ બોલાવો તેમ બોલવું પડે છે. તમારૂં પણ એમજ છે. ભીના કાદવ જેવા તમો પણ સદ્દગુરૂજ છો. પ્રસંગ પ્રમાણે તમો પણ વાળીએ તેમ વળો છો. હાલ તમો અંગ્રેજ સરકારના રાજ્યમાં છો તેથી તેમની પેઠે રહો છો. જેનો સહવાસ હોય તેના ગુણો આપણામાં આવે છે—આ છે એનો નિયમ. દારૂની દુકાનમાં બેસી રહો તો તેમ વળો છો. અશ્રદ્ધ અને ભ્રષ્ટનો સહવાસ થાય તો તેમનો અમલ ચાલે છે. ભીના કાદવનો ગધેડાંનો આકાર બનાવો અને તે ન પસંદ પડયાથી ગાયનો આકાર બનાવવો હોય અને બીજો કાદવજ જો ન હોય તો તે ગધેડાનો આકાર ભાંગી નાંખી તે કાદવનોજ ગાયનો આકાર કરી શકાય છે. તે ન ગમે અને તે ભાંગી કોઇ દેવનો આકાર તેને આપવો હોય તો તે પ્રમાણે આકાર આપી

**ચિત્ત શુદ્ધિનો ઉપાય**

શકાય છે. બધા જીવાત્મા એવાજ હોય છે. તેમને જેમ વાળીએ તેમ વળે છે. અમો અશ્રદ્ધ ભ્રષ્ટ બન્યા છીએ, હવે શું કરવું ? એમ જો પૂછો તો હવે શ્રધ્ધાળુપણાનુ, ભકતપણાંનુ વલણ લગાડો. ખરી રીતે તો તમારી અને અમારી કાદવના જેવીજ સ્થિતિ છે. કાદવ સૂકાઇ જઈ તેને કઠણાશ આવી હોય તો તેમાં પાણી રેડી તેને ભીનો કરવો પડે છે; તેવીજ રીતે અશ્રદ્ધા અભકત-પણાનું વલણ જોરાવર હોય તો થોડો ત્રાસ સોસી શ્રદ્ધાળુ પણાનું વલણ લગાડવું. તે મૃદુત્વ શાથી આવશે ? તો હમણાંજ જે ચિત્તશુદ્ધિના ઉપાયો કહ્યા છે તે કરવા એટલે આવશે. તેનેજ સત્ક્રિયા કહે છે. પ્હેલાંનુ ભાગી નાંખી નવું કંઇ કરવું હોય તો થોડુંક કઠણ પડે એ સ્વાભાવિકજ છે; પરંતુ ત્રાસ સહન કરી કર્યાં કરવાથી આજ જન્મમાં કાર્ય થાય છે; છતાં ખુબજ કઠણાશ આવી હોય તો એક બે જન્મમાં તે વલણ લાગી જશે. સોનાનું ઉદાહરણ પણ તેજ કાદવ પ્રમાણે છે. તેનું પણ ફાવે તે કરી શકાય છે અને બનાવેલું ભાગી નાખી તેનુંજ બીજું કંઇ બનાવી શકાય છે. કઠણાશ કહાડી નાખી મૃદુત્વ લાવવા માટે જે કંઈ ક્રિયા કરવી પડે છે તેનેજ સત્ક્રિયા કહે છે. કોઈ કોઇ એમ કહે છે કે " અમો અનુષ્ઠાન કરવા બેસીએ છીએ પણ અમારૂં મન ભટકે છે " તેમને માટે મેં હમણાંજ કહ્યું છે કે મન ભટકે તો ભટકવા દો. પરંતુ જે વાતો તમારે સ્વાધીન છે તે ફકત કરવાને ચૂકશો નહીં. હમણાંજ આપેલાં તે વરવહુના ઉદાહરણ પ્રમાણે જેમ તે વર ભ્રષ્ટ બુધ્ધિથી ચાલતો હતો તો એ સ્ત્રીએ સંધ્યાની તૈયારી કરવાનો વિગેરે નિયમ બરોબર અસ્ખલિત ચલાવ્યો અને તે વર પ્હેલાં ખુબજ અવ્યવસ્થિત હતો તો પણ ઠેકાણે આવ્યો; તેવીજ રીતે આપણું મન વર જેવું અને આપણે સ્ત્રી જેવા છીએ એમ સમજી આપણે આપણા નિયમો શરીરદ્વારા વખતસર પાળ્યાં જવા એટલે તે મન ગમે ત્યારે પણ ઠેકાણે આવશેજ. અમુક ઠેકાણે બેસવાનું જપ જાપ્ય કરવાનું, ધ્યાન ધારણા અથવા કોઇ ગ્રંથનું પરાયણ કરવાનું વગેરે ચાલુજ રાખીએ તો તે મનને

લાજ આવી, તે કોઈપણ દિવસે તમારે તાબે આવશેજ. મૂળ સ્થાનના ગુણધર્મ પણ આપણી સાથેજ તે મનમાં આવશે અને તે મન તે મૂળસ્થાન પ્રમાણે આનંદરૂપ થશે. મનની પાછળ પડવું નહીં, પરંતુ આપણા સ્વાધીનનું જે હોય તે એટલે અનુષ્ઠાન વગેરે સત્ક્રિયા તે સર્વ કરવાં, પછી મન શું કરે ભાઈ? તે મન ગમે તેવું પણ ભીના કાદવ જેવું તો છે. તેને જેમ વાળીએ તેમ વળે. મૂળ સ્થાનનાં લક્ષણો જેમ જેમ આપણામાં ઉત્પન્ન થાય, તેમ તેમ મનના ગુણધર્મો નાશ પામે છે, કારણ મનમાં આવેલા ગુણધર્મ સ્વાભાવિક નથી પણ ઉછીના આવ્યા છે. સ્વાભાવિક સ્થિતિની અનુષ્ઠાનાદિ જે ક્રિયા તે આપણે કરીએ છીએ. ઘરનો અઢળક માલ જેમ ઠેઠ સુધી જવાબ આપે છે; તેમ ઉછીનો લીધેલો માલ ચાલતો નથી. આપણી સત્તાની જે વસ્તુ છે તેની પર હકક કરવાનો આપણો અધિકાર છે. તેવીજ રીતે સત્ક્રિયા એ આપણા સ્વાધીનનાં છે. તેની અંદર અડચણ લાવવાનું સામર્થ્ય બ્રહ્મદેવના બાપનું પણ નથી. વિઘ્નની પર્વા ન કરવી એ પણ આપણા સ્વાધીનની વાત છે. મનનો વ્યાપાર મનને કરવા દો. તેને કહેવું, “તારૂં તારૂં ચાલુ રાખ.” મન અહીં તહીં ગયું તેથી તમે બેઠા છો તે અવસ્થામાં વિઘ્ન આવીને ઉઠવાનો અનુભવ તમને આવતો નથીને? મનની ક્રિયા થતી હોય તો થવા દો, પણ શરીરની ક્રિયા ચાલુ રાખો એટલે કેટલેક વખતે મન સ્વાધીનમાં આવશે.

કોઈપણ પરમેશ્વરી કૃત્ય કરતી વખતે અથવા નિષ્કામ બુધ્ધિથી કોઈ અનુષ્ઠાન માટે બેઠા હોઈએ ત્યારે મન અહીં તહીં ભટકે છે. ઘણાંનાએ મન સ્થિર થતાં નથી, અને દેવનાં કંઇપણ કામો જપ જાપ્ય ઇત્યાદિ કૃત્યો કરવા બેસે ત્યારે તે તરફ તેમનું લક્ષ ચોંટતું નથી. તેમાં અડચણો આવે છે. એવા સત્કર્મમાંથી શું ફળ મળશે? એવી રીતની પુષ્કળ લોકોની ફરીયાદ મારી પાસે આવે છે, તેમને હું જે ઉત્તર આપું છું તે હવે હું તમને કહું છું તે સાંભળો.

હું કહું છું, દેવનું સત્કર્મ કરતાં મન ભટકે તો ભટકવા દો તેમાં કંઈ નુકસાન નથી. જેટલું ભટકશે તેટલોજ સત્કર્મ કરનારનારનો ફાયદોજ છે. તમો કહેશો, બાબા, આ શું કહો છો ? શાસ્ત્રમાં, પુરાણમાં પરમેશ્વરનું કૃત્ય કરતાં કરતાં જો મન અહીં તહીં જાય તો તે બહુ ખરાબ છે એમ કહ્યું છે. હું કહું છું શાસ્ત્ર કહે છે તે બરોબર છે. પરંતુ તમારાથી સ્થિર ચિત્તથી સત્કર્મ થઇ શકતું નથીને ? તેથી અનુષ્ઠાન કરતા બેઠા હો અને મન ગમે ત્યાં ભટકતું હોય તો પણ એવી સ્થિતિમાંજ આપણે આપણો ફાયદો કરી લેવો. આ ફાયદો કેમ થાય છે તે જુઓ.

**સત્કર્મ કરતાં કરતાં મન ભટકે તો ભટકવા દો.**

સત્કર્મની વખતે, સત્કર્મ કરતાં કરતાં મન આપણી પાસે એકજ ઠેકાણે હોયાંનો પણ અનુભવ આવે છે અને ફાવે તો સારી માઠી જગ્યાએ પણ તે ભટકે છે તેનો પણ અનુભવ આવે છે; પણ આ બેઉ પ્રકારના અનુભવથી સત્કર્મ કરતાં કરતાં કોઈ પણ પ્રકારનો વ્યત્યય (અંતરાય) આવતો નથી, ઉલટું તે સત્કર્મ પૂર્ણ થાય કે તેનો ફાયદો પણ આપણને પૂર્ણ મળે છે. મનનો સ્વભાવ એવો છે કે એક કામ શરીર દ્વારા તે કરતું હોય ત્યારે બીજાં પણ પુષ્કળ માનસિક કામો તે કરે છે. પરંતુ બીજાં કામ કરવાથી, પ્રથમ જે (અનુષ્ઠાનનુ) કામ કરવામાં આવતું હતું તે કંઇ તેથી બગડતું નથી. ધારો કે કોઇ ગૃહસ્થ નિષ્કામ બુધ્ધિથી ફક્ત પરમેશ્વર પ્રીત્યર્થ, પરમેશ્વર પ્રાપ્તિ માટે કોઈ અનુષ્ઠાન અથવા તો નિયમિતપણે બીજું કોઈ સત્કર્મ કરવા બેઠો હોય, તો તે સત્કર્મ માટે શરૂઆતમાં શી રીતે તે સત્કર્મ કરવું વગેરેનો સર્વ વિચાર તે મનવડે કરી પછી અનુષ્ઠાન માટે તે બેઠો છે અને પછી તે અનુષ્ઠાનની સત્ક્રિયાની શરૂઆત થઇ. પછી પરમેશ્વરના નામ સ્મરણનો-જપ, વા ધ્યાનધારણા, વા એકાદું પારાયણ વા અભિષેક વગેરે ક્રિયા શરૂ થાય છે, અને તે ક્રિયાને પૂર્ણપણે ફોર્સ આપવામાં

માવે અને શારીરિક રીતે વ્યવહાર થવા માંડે, એટલે હાથ વડે ાળાના મણુકા ગણુવા, અભિષેક કરવો, મ્હોં વડે જપ કરવો, મથવા હાથ પગ ન હલાવવા વગેરે શારીરિક રીતનાં એવાં ે સત્કર્મો એકવાર શરૂ થાય એટલે મનના બીજા વ્યવહારો ારૂ થાય છે, એટલે મન ભટકાં મારવા માંડે છે. એક ાજુએ જપ કરે છે, કંઈ વાંચવાનું હોય તો વાંચે છે, પણ મન ાય છે સંડાસનું કામ શરૂ કર્યું છે ત્યાં. કડીઆને કહ્યું છે તે મમાણે તે કામ કરે છે કે નથી કરતો, તે ટોપલો બરાબર બ્હાર ોકળશે કે નહીં, હવે આ પાડોશીના પાયખાનામાં કયાં સુધી વું, કોઇ કોઈ વાર તે આપણુને સૂચના કરેજ છે કે હમારા ાયખાનામાં આવતા નહીં, અને તેમાં ગંદવાડ પણ ખૂબજ છે, ગેરે. આ વિચાર પૂરો થાય નથાય એટલેજ કોઈ આપણો શ્મન હોય છે તેણે આપણી પર ખોટું આળ મૂકયું હોય છે ે ધ્યાનમાં આવે છે; અને તેનું શું કરવું, કેમ કરવું, એ વેચાર શરૂ થાય છે. એટલામાં ઘરમાં કોઈ માંદું હોય ત્યાં લક્ષ ાય છે અને ક'યા ડાકટરને બોલાવવો, શું કરવું વગેરે. અથવા ાઈ દુકાનદાર હોય તો, દુકાન તો ખોલી છે પણ તેમાં ફાયદો શે કે નહીં વગેરે અનેક તરેહના વિચારો શરૂ થાય છે. કોઇ ારૂડીઓ અનુષ્ઠાન માટે બેસે, તો આજે દારૂ જરા કમી ડયો, હવે કોને દારૂ લાવવા મોકલું ? ગાંજો પીધો હોત તો વમાં ઠીક લક્ષ લાગત. ઠીક, હવે આટલું પૂરૂં થાય એટલે કહીશું ાઇને પણ લઈ આવવાને વગેરે વગેરે એવા અનેક પ્રકારના ારા માઠા વિચાર શરૂ થાય છે. ઇશ્વરી સત્કર્મ શરૂ થયા પછી મને તે ચાલુ હોય છે ત્યારે આવા પ્રકારના વિચારો આવી મન ટકવાનું શરૂજ થાય છે. એક બાજુએ સત્કર્મ અને બીજી ાજુએ ભટકવું એવા બેઉ પ્રકારના મનના વ્યવહાર આપણા નુભવમાં આવે છે કે નહીં તે જુઓ. એક તો અનુષ્ઠાન માટે ઠા અને તે ક્રિયા ચાલુ છે. આ પણ તે મનેજ પ્રથમ શરૂ

કરી રાખ્યું છે. તેથી સત્કર્મ કરતાં હોવાનો પણ અનુભવ આવે છે અને તેજ વખતે તે અહીં તહીં ભટકે છે તેનો પણ અનુભવ આવે છે. ત્યારે સત્કર્મ કરતી વખતે જો મન અહીં તહીં જવા માંડે તો શું તેણે ત્યાં જવુંજ નહીં? તમારૂં સત્કર્મ તો બંધ પડતું નથી ને? કે ફક્ત તમારાં સત્કર્મનેજ પકડીને તેણે બેસી રહેવું? તેણે જે સત્કર્મની શરૂઆત કરી મૂકી છે તે શા માટે? તે શું તે સત્કર્મ માટેજ, કે તે મન માટે, કે તમારે માટે? તેને સત્કર્મનો શો ઉપયોગ છે? તો અસત્ જે હોય તેને શુદ્ધ સત્‌માં લાવવાનો અથવા અપવિત્ર જે હોય તે પવિત્ર કરવાનો ગુણ તેમાં છે. તેથી અપવિત્ર જે હોય તે પવિત્ર કરવાનો ગુણ તેમાં છે. માટે અપવિત્ર જે મન છે તે શુદ્ધ થાય, સત્ અવસ્થામાં જાય, તે માટે આવું મેલું મન જ્યાં જ્યાં ગયું હોય, અથવા જતું હોય, અને તેને લીધે જે જે ઠેકાણાં અપવિત્રથયાં હોય, તેમને પણ પવિત્ર કરવા માટે તે મનજ પોતે પોતાના ફાયદા માટે સત્કર્મ કરવાની ક્રિયા શરૂ કરી દે છે, ફોર્સ ચાલુ રાખે છે, અને જ્યાં જ્યાં પોતાનું ફોર્સ જાય છે ત્યાં ત્યાં તે મુદ્દામ જાય છે. તે કયાં કયાં જશે? પ્હેલાં જેની ખબર હશે, ત્યાંજ તે જશે. જે કોઈ દિવસ જોયું નથી, કદી સાંભળ્યું નથી, કોઈ પણ પ્રકારે જે આપણને ખબર નથી, ત્યાં મન કદી પણ જશે નહીં. જેમ, કદી સિંહ જોયો નહીં હોય તો ત્યાં લક્ષ નહીં જાય, કે અમુક ગામ જોયું નહીં હોય તો ત્યાં પણ લક્ષ નહીં જાય, અથવા તો એકાદો કોઈ મનુષ્ય જોયો નહીં હોય તો તેની કલ્પના પણ આવશે નહીં. આખા જન્મારામાં તે મને કેટલું જોયું હશે, કેટલું સાંભળ્યું હશે? આખું જગત્ તો નહીં જ ને? તેને તદ્દન થોડી સંકુચિત ખબર હોય છે. તેથી તે તેટલીજ જગ્યામાં ફર્યાં કરશે, બીજે કયાંઇ પણ જશે નહીં. આ છે એનો નિયમ. એટલે કે તેણે સત્કર્મ શરૂ કર્યું એટલે, જે જે ઠેકાણાંની તેને ખબર હોય છે, પછી તે ઠેકાણાં શત્રુનાં હોય, મિત્રનાં હોય અથવા

તો એકાદાં પાયખાનાનાં જેવાં ખરાબ હોય, ત્યાંજ તે જયાં કરશે અને ફરી પોતાના સ્થાન પર આવતું જશે. અથવા એક બાજુએથી નીકળી બીજી બાજુએ જશે, બીજી બાજુએથી નીકળી ત્રીજી બાજુએ જશે. એવાં એનાં જેટલાં ઠેકાણાં હશે, તેટલે ઠેકાણેજ તે ભટકયાં કરશે. તે મનને જ્યાં જ્યાં એનાં ઠેકાણાં હોય ત્યાં ત્યાં સત્કર્મ ચાલુ હોય ત્યારે ભટકવાની જરૂરજ છે, કારણ મન જ્યાં જ્યાં જાય તે તે બધી ચીજો ભેગી થઇને (મળીને)જ તે મન બન્યું છે. તેથી જેનો જેટલો વ્યાપ (વિસ્તાર-વ્યાપાર) તેવડું તેનું મન. તેથી આ બધી બાબતોની શુધ્ધતા થયાં શિવાય મનની શુદ્ધતા થઈ એમ કહેવાતું નથી. તેણે એક સત્કર્મ શરૂ કરી મૂકયાં પછી બીજે કોઇપણ સ્થળે જવુંજ નહીં એવું થોડુંજ છે? ધારો કોઈ બાપનું કંઇક કામ ચાલુ હોય, અને તેને કયાંઈ બ્હારગામ જવાની જરૂર પડે તો તે છોકરાને કહે છે, “ હું કામ માટે બ્હારગામ જાઉં છું, હું પાછો આવું ત્યાંસુધી મારી જગ્યા પર તું કામ કર્યાં કરજે. પોતાના કામ પર બદલીએ માણસ રાખી કોઈ કયાંઈ જતું નથી એમ કંઇ થોડુંજ છે? મને કોઇ સત્ક્રિયા શરૂ કરી મૂકી હોય અને તે મન કોઇ જગ્યાએ ભટકવા માંડે, તો તેણે પ્હેલાં શરૂ કરી મૂકેલી ક્રિયા બંધ પડે છે એમ પણ નથી. ધારો કે કોઈ માણસ સાકોરીથી બ્હાર નીકળી તે કોપરગામ જવા પગેજ નીકળ્યો અને સાકોરીથી બ્હાર નીકળી તે કોપરગામની સડકે લાગ્યો ચાલવા. થયું, કોપરગામ જવાની તૈયારી કરી રસ્તે પડવું, પગને ફોર્સ આપવું એ ક્રિયા તો મનેજ શરૂ કરી છે કે નહીં? હવે કોપરગામ જતી વખતે પગની ગતિ શરૂ છે છતાં તેના મનમાં બીજાજ વિચારોની શરૂ-આત થાય છે. “કોપરગામ હું જાઉં છું પણ ફલાણો ફલાણો માણસ મળશે કે નહીં? ઠીક, તે મળેજ તોપણ તે મારૂં કામ કરશે કે નહીં?” વગેરે વગેરે પુષ્કળ વિચારો તેના હોય છે અને તે આની રીતે અહીંતહીં ખૂબ ભટકે છે, તેથી શું તેના પગની

ગતિ થોડીજ બંધ થાય છે ? પરંતુ મન ભટકે છે અને પગ ચાલુ હોય તોપણ, ભાઇ, કંઈ કોપરગામ આવતું નથી ? તેથી તેને કહેવું કે તું કંઇ બીજા વિચાર કરીશ નહીં, કારણ કોપર ગામ ચાર માઇલ છે તે સો માઇલ થઇ જશે ! એમ કોઇ દિવસ બને કે ?

**મન ભટકવાની જરૂર અને તેથી થતા ફાયદા**

વિચાર અહીંતહીં ગયાથી જો પગ બંધ પડયા હોત, અને તે મને પ્હેલાં આપેલું કૌર્સ પણ બંધ પડ્યું હોત, એમ જો થયું હોત તો ચિત્ત સ્થિરતા શિવાય કામ થતું નથી. એવું તમારૂં કહ્યું મેં કબુલ કર્યું હોત. અરે, સત્કર્મ કરતી વખતે ચિત્ત સ્થિર થવાની તો જરૂરજ નથી. ચિત્ત સ્થિર થવું એ તે સત્કર્મનું અંતિમ ફળ છે. સત્ક્રિયા તો પ્રથમ થતી નથી પરંતુ તેનું ફળ એક પહેલું જોઇએ છે. તે કેવી રીતે મળે ? ચિત્ત સ્થિર થયું એટલે તો પછી કામ પુરૂંજ થયું. પછી સત્કર્મ પણ શા માટે ? સત્કર્મ કરતી વખતે જેટલું ચિત્ત અસ્થિર રહે તેટલાની તો જરૂર છે ! તે કેવી રીતે ? તો તે સત્કર્મનું પરિણામ સેંકડો ઠેકાણે થઈ, તે બધાં ઠેકાણાં જે અપવિત્ર હોય છે તે પવિત્ર થાય, અસત્ અવસ્થામાં જે હોય તે સત્ અવસ્થામાં જાય, એ ઉદ્દેશથી તે મન એક બાજુથી સત્કર્મનું કૌર્સ ચાલુ કરી રાખી તેમાંથી પુણ્યાંશ લઇ લઈ તેને જે જે ઠેકાણાંની ખબર હોય તે તે ઠેકાણે જઈ તેમને પવિત્ર કરતું કરતું તે ભટકયાં કરે છે. સત્કર્મ કરતી વખતે તે મન જો કોઈ શત્રુ તરફ દોડે તો તે સત્કર્મનું પુણ્ય તે શત્રુ પાસે જઇ તેને લીધે તે શત્રુની જે દુષ્ટબુદ્ધિ હોય છે, તેનો તે દોષ કમી થઈ આપણી સાથે તેનું જે શત્રુત્વ હોય છે, તે પણ કમી થતું જાય છે. અથવા તો તે શત્રુના દોષ આપણા લક્ષમાં આવતાંની સાથે તે દોષ આપણાં સત્કર્મમાં મળી જઈ તે સદ્રૂપ બની જાય છે. દારૂ પીનારા તરફ તે મન જાય, અથવા આપણે દારૂ પીતા હોઇએ છીએ તેથી દારૂના પીઠાં પર મન જાય એટલે મનજ ત્યાં ગયું એટલે શું તે કંઈ ખાલી ફોકટજ ત્યાં જાય છે કે ?

સત્કર્મ કરતી વખતે જે પુણ્ય ઉત્પન્ન થાય છે તે પુણ્ય લઇને તે દારૂના પીઠાં પાસે જાય છે, અને તેને લીધે તે પીઠાં પરના જેટલા લોકો આપણા ઓળખાણના હોય તે બધાંના દોષ કમી થતા જાય છે અને તેમને પણ તેઓ દારૂ પીએ છે છતાં પાવનતા (પવિત્રતા) આવે છે. એવી રીતે તે મનનો જે જે સારે માઠે ઠેકાણે સંબંધ હોય તે તે ઠેકાણે તે જઈ ત્યાંના દોષોનો તે પરિહાર કરતું રહેશે અને ફરી તે પોતાના ઠેકાણાં પર આવી તે સત્કર્મના ફોર્સ તરફ પણ લક્ષ આપતું રહેશે. આવી રીતે તેનું સત્કર્મમાં અને ધ્યેય મૂર્તિમાં આવવું અને પાછું અહીં તહીં ભટકતાં ફરવું થાય છે, તેથી વચ્ચે વચ્ચે પરમેશ્વરની ધ્યેય મૂર્તિનું ધ્યાન ધર્યાથી તે સત્ક્રિયામાંના પુણ્યાંશને લીધે તેના તે ઘણાંખરાં ઠેકાણાં પાવન થતાં જાય છે. એટલે તેનું ભટકવાનું કામ એની મેળેજ બંધ પડી જઇ તે પોતાના સ્થાનપર આપોઆપ આવે છે. આવી રીતનો અનુભવ પછી ધીમે ધીમે આવે છે. આવી રીતે ખૂબ દીવસ સત્કર્મ કર્યા પછી તેનો પુણ્યાંશ શત્રુમાં જઇ તે શત્રુ પણ વિચાર કરવા લાગે છે કે, જેની સાથે આપણે દ્વેષ કરીએ છીએ તે તો બિચારો સત્કર્મમાં વખત ગાળી રહ્યો છે. અને તે પુણ્ય માર્ગમાં છે તે વિષે પુષ્કળ લોકોને પણ ખબર છે. તેથી આપણેજ એકલાએ તેની સાથે તકરાર કરી દ્વેષ વધારવો બરોબર નથી. એવો વિચાર તેના મનમાં આવી તે શાંત થઇ જાય છે. આ ઉપરથી શું સાબીત થયું ? તો સત્કર્મનું પરિણામ તે સત્કર્મ કરનારના મનદ્વારા તેના શત્રુનામાં જઈ તે શાંત બને છે. કોઈ દારૂ પીનારો હોય તો તેનું સત્કર્મ કરનારૂં મન તેના બીજા દારૂ પીનારા સોબતીનામાં જો જાય તો તે સત્કર્મનો પુણ્યાંશ સાથે લઇને જતું હોવાથી તેના મનમાં પણ વિચાર ઉત્પન્ન થાય છે કે, આપણો સોબતી દેવના ભજન તરફ લાગ્યો છે અને હમણાં તે દારૂને અડકતો સુધ્ધાં નથી ત્યારે આપણેજ આ ગંદા વ્યસનમાં શા માટે પડયા રહેવું ? પછી કોઈ વાર એ બેઉ મળે છે ત્યારે તે સત્કર્મ કરનારો માણુસ પોતાના દારૂડીઆ સ્નેહીને કહે છે કે, “ ભાઈ, હવે તો હું ઇશ્વર

ન માં લાગ્યો છું અને દારૂ વગેરે છોડી બેઠો છું, પરંતુ તું મિત્ર છે તેથી હું સત્કર્મ કરૂં છું ત્યારે મને તારી યાદ છે, એ કાંઇ સારૂં નહીં માટે હવેથી તું મારી સોબત છોડી પણ જો તારે મારી સાથે દોસ્તી રાખવીજ હોય તો તારે દારૂ વો પડશે, ભાઈ." એવી રીતની વાત સાંભળી તેને પણ શરમ છે. ગમે તેમ તો પણ સત્કર્મ કરતી વખતે એનું મન તેના જઈ જઇ એના સત્કર્મના પુણ્યાંશથી તેનો દોષ પરિહાર થી તેની વૃત્તિમાં પણ હળવેહળવે ફરક પડી તેનો દારૂ છુટતો છે. આવો લોકોમાં ક્યાંઈ ક્યાંઇ અનુભવ છે. આ ઉપર બનેલી વાત યાદ આવી છે તે પણ સાંભળી રાખી તેનો ઉપયોગ શકો તો જુઓ.

અમો ઉમરાવતી હતા ત્યારે ત્યાં એક વેશ્યા હતી. ગમે પણ તે વેશ્યાજ. તેને ઘેર પુષ્કળ સારા માઠા લોકો આવેજ અને ગમે ત્યારે એકાદી વખત તે આજારી

**વેશ્યાની વાત**

પણ પડેજ. તે પ્રમાણે એક વખતે તે માંદી પડી. તે વખતે તેને ત્યાં જનાર નારામાંના એક મારા ઓળખીતા સંભાવિત ગૃહસ્થ તેને ધોપચાર કરવાના ઉદ્દેશથી, મને તેને ત્યાં લઇ ગયા હતા. l એકંદર પરિસ્થિતિ લક્ષમાં લઈ મેં તેને જે કહેવાનું તે "બાઈ તમારે ત્યાં પુષ્કળ લોકો આવે છે; તેમનો નો કે'વો અને કોઇનો કે'વો પાપ સંગ્રહ હોય તે પાપ ડ તમને અડચણ કરે છે અને તેને લીધેજ આ વ્યાધિ ી ઉત્પન્ન થયો છે. આ માટે બીજાં ઔષધોપચાર તો કરવા પથ્ય પણ પાળવું પણ તેવાંજ કંઈ સત્કર્મ કરવાની પણ છે. આ માટે જો તમો કંઇ ઇશ્વર નિયમ પાળો તો હું " આમ મેં કહ્યું તે પરથી તેને રોગ હતો તેથી તે તે પ્રમાણે ને તૈયાર થઈ, અને તેણે તે પ્રમાણે કર્યાં કર્યું અને પછી ક દિવસે ઉશ્વરી ઇચ્છાને લીધે તે સાજી પણ થઇ; પણ સત્કર્મ નો જે પાઢો તેણે પાડયો તે તેણે પછી પણ ચાલુજ રાખ્યો.

અને તેણે પોતાના મનથીજ તેને વધારી મોટું સ્વરૂપ આપ્યું. હવે તેને એજ ઠીક લાગ્યાથી સ્હવાર, સાંજ, રાત્રે, સુતી વખતે, એકાંતમાં બેસી કંઈ જપ જાપ, કંઇ ધ્યાન ધારણા, તો કંઇ પૂજા અર્ચામાંજ તે ઘણો ખરો વખત ગાળવા લાગી. પ્રસંગોપાત તેની અને મારી ફરી ફરી મુલાકાત પણ થયાં કરતી તે વખતે તેનું પ્હેલાં કરતાં વધારે લક્ષ પરમેશ્વર તરફ લાગ્યું છે એ જોઇ મને પણ ઠીક લાગ્યું. તે પોતાની કેટલીક વાતો મને કહેતી કે, “કે હું કંઇ સત્કર્મ ધ્યાન ધારણા કરવા બેસું કે મારે ત્યાં આવનારા જે લોકો છે તેના તરપ્ મારૂં મન ભટકે છે.” એ ઉપરથી હું કહેતો કે, “જાય તો ભલેને જાય; પણ તારે તો પરમેશ્વર સબંધે સત્કર્મ કરવાનો જે નિયમ પકડયો છે તે એક ન છોડવો એટલે થયું.” એ ઉપરથી તે કહેતી કે હું તો છોડતી નથીજ; તે વખત થાય એટલે કયારે હું તે ક્રિયા કરવા બેસીશ એમ મને થઇ જાય છે, તેથી રોજ હું ખુબ ઉલ્હાસથી જઇને બેસું છું. સુંદર દેવની મૂર્તિ–ધ્યાનમાં આણી બેસું છું, પણ મન અહીંતહીં ચાલ્યું જાય છે. ફલાણાએ મારા પૈસાજ ન આપ્યા, ફલાણાનો સ્વભાવજ ખરાબ છે વગેરે વગેરે તેનો સ્વભાવ અને તેનું ખરાબ ગંધાતું આચરણ વચ્ચે આવે છે.” મેં કહ્યું, “તારૂં લક્ષ તેના તરફ જાય છે તો જવા દે; અને તેનો સ્વભાવ અને તેનું ખરાબ આચરણ જો તારા ધ્યાનમાં આવે તો આવવા દે; એક પણ તારૂં સત્કર્મ તું બંધ કરીશ નહીં, તે ચાલુજ રહેવા દે. તે તને ઉપયોગી થઇ પડશે અને તે પુણ્યનો પ્રાયદો જેના જેના તરપ્ તે મન જશે તેને પણ થશે.” એવી રીતની વાત જે જે વખતે તે મારી મુલાકાત થાય તે વખતે તે કહેતી. તેને ત્યાં આવનાર લોકો પણ જુદા જુદા સ્વભાવના હોવાને લીધે, તેમાંના કોઇક કોઇક તે દેવઘેલી બની ગઈ છે એમ કહી તેના ઠઠ્ઠા કરતા; પણ સત્કર્મ કરતી વખતે તે મૌન ધારણ કરતી હોવાથી તે કોઈ સાથે ભાષણ પણ કરતી નહીં. ત્યારે તેને કોઈ કંઇ કોઈ કંઇ એમ કહેવા લાગ્યા. કોઈ સારી પણ કહેતા. તેનું તે અનુષ્ઠાનનું કામ પૂરૂં થયાં પછી

તેનું જેમ ચાલતું હતું તેમ ચાલતુંજ હતું. આ પ્રમાણે કેટલાક દિવસ ગયા પછી આવનારા જનારામાંથી કેટલાકને લાગવા માંડ્યું કે, “આ આ'વે દેવ ભજનને માર્ગે વળી છે અને આપણે તેને ત્યાં ખરાબ બુધ્ધિથી જઈ તેને પાપમાં નાંખી ભ્રષ્ટ કરવી એ કાંઇ સારૂં નહીં. આપણે કાંઈપણ પુણ્ય કર્મ કરતા નથી અને આ બિચારી કરે છે તો આપણે તેમાં અડચણ શા માટે લાવવી ?” તેથી કેટલાકોએ પ્હેલાં પ્રમાણે તેની પાસે પાપ બુધ્ધિથી ન જતાં, પહેલાંનો પુષ્કળ સહવાસ હતો તેથી હંમેશ ફક્ત જવા આવવાનુંજ રાખ્યું. પછી કેટલેક દિવસે તે લોક પણ તે બાઇ પેઠે નિયમ પાળવા લાગ્યા. કોઈ પૂજા અર્ચા કરતા નહોતા, કોઈ સંધ્યા જપ વગેરે કરતા નહોતા, તે હવે તે કરવા લાગ્યા. તેનું તે પરમેશ્વરી અવસ્થાનું લક્ષણ જોઇ તેમને પણ શરમ ઉપજી અને રાત્રે જ્યારે તે ભજન આરતી કરવા લાગતી ત્યારે તેની સાથે સાથે બાકીના લોકો પણ ઉભા રહી તાળી વગાડી આરતી કરવા લાગતા. આવી રીતે ખૂબ લોકો તેની સંગતિથી સન્માર્ગે લાગી ગયા અને તેમની તેના તરફની પાપબુદ્ધિ નષ્ટ થઈ હોવાથી, આટલા દિવસ તેની પાછળ પડયા હોવાથી, તેમના ઘરની સ્ત્રીઓને જે અડચણ દુઃખ વગેરે પડતાં હતાં, તે પણ બંધ પડયાં અને તેમની સાથે પણ તેઓ સારી રીતે ચાલવા લાગ્યા. આવી રીતે જેમને તે સત્કર્મે લાગી તેથી સારૂં લાગ્યું તે તો સન્માર્ગે લાગ્યાજ. પણ જે નખરાં કરી તેને સત્કર્મે લાગ્યાથી દોષ દેતા હતા, તેમના તરફ પણ એ સત્કર્મ કરતી હતી ત્યારે એનું મન જતું હોવાથી, તેમની પણ વૃત્તિમાં ધીમે ધીમે ફરક પડતો ગયો; અને તે પણ દેવભજનમાં લાગ્યા અને ભગવદ્‌ગીતા વગેરે વાંચવા લાગ્યા. એવી રીતે કેટલેક દીવસે તેના ઘરને એવું સ્વરૂપ આવ્યું કે તેને ઘેર જવાનું એટલે ભજન માટેજ જવાનું; એટલે કે પહેલાંનું સ્વરૂપ જઇ તેથી ઉલટું તદ્દન પૂજ્ય સ્વરૂપ તેના ઘરને આવ્યું. તેને ઘેર જનારા કેટલાક લોકો તેને કહેતા, “તું અમારી માવડી. તારે લીધે અમો દેવ ભજનમાં લાગ્યા અને અમારામાં

સુધારો થયો. આવી રીતે તે વેશ્યા જ્યારથી ભજન માર્ગ તરફ વળી ત્યારથી વેશ્યાના ધંધાને અનુસરતો નખરાંબાજ, ભપકાદાર પહેરવેશ તેણે છોડી દીધો, ફેશનબલ રીતભાત પણ છોડી દીધી, અને ફકત એક સાદી સ્ત્રી પેઠે શ્વેત વસ્ત્ર પહેરી તદ્દત સાદી રીતે તે રહેવા લાગી. આવી રીતે તેનાં પ્હેલાંના અને હાલનાં વર્તનમાં અસ્માન જમીનનો ફરક પડ્યાથી, તેને ત્યાં જનાર આવનારા ઘણાએ લોકોને લાજ લાગી, તે સુધરી ગયાના પણ દાખલા છે. એ કોઈની કહેલી અથવા એકાદી વાર્તા છે એમ નથી; આ ખરેખરૂં નજર આગળ બનેલું ઉદાહરણ છે, તેથી તેની યાદ આવી.

આવી રીતે સત્કર્મ કરતાં કરતાં જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં તે સત્કર્મનું પરિણામ થઈ તે તે ઠેકાણાં પવિત્રજ થતાં જાય છે. પરંતુ આવી રીતે સત્કર્મ કરતી વખતે મનનું અહીં તહીં ભટકવું થાય છે તેથી જે ફાયદો થાય છે તે કોઈના લક્ષમાં આવતો નથી. સત્કર્મ કરતી વખતે સેંકડો ગાઉ દુર રહેનાર જોયલા અને ઓળખાણના માણસોના રહેઠાણ પર જો તે મન જાય તો ત્યાં પણ તે સત્કર્મનું પરિણામ થશેજ. સત્કર્મ કરતી વખતે મૃત થયેલા પરિવારમાંથી જો આપણાં માબાપ, કે વડીલોની યાદ આવે, અથવા તેના સારા માઠા સ્વભાવનો જો વિચાર આવે, તો તે મૃત થયેલા બાપદાદાઓ અને પરિવાર શુધ્ધ થઈ સદ્ગતીએ જશે એમ સમજવું. તેથીજ વ્યવહારમાં, શાસ્ત્રમાં, ચિત્ત શુદ્ધિ માટે સત્કર્મ કરવાનું કહ્યું છે. મન શુદ્ધ રાખવું અથવા મન સ્વચ્છ કરવું એટલે તે મનનો કેટલોક ભાગ શુદ્ધ કરી, બાકીનો ભાગ એમજ રહેવા દેવાથી મનને પૂર્ણ શુદ્ધતા આવશે નહીં. આપણું મેલું થયેલું શરીર સ્નાન કરી ધોઈ સ્વચ્છ કરવું; એટલે શરીરનો એકજ ભાગ સ્વચ્છ કરવાથી આખું શરીર સાફ થયું એમ બનતું નથી. આખું શરીરનું શરીર જ્યારે ધોવામાં આવે ત્યારેજ તે સ્વચ્છ થયુ એમ કહેવાશે. તે ગંધાતું શરીર સાફ કરતી વખતે આપણા શરીરનો જેટલા ભાગ હોય તેટલા ભાગો સ્વચ્છ કરવા માટે તે પ્રત્યેક તરફ જુદી જુદી રીતે લક્ષ આપવાની

જરૂર પડે છે. ડાબો હાથ સ્વચ્છ થાય એટલે જમણા તરફ લક્ષ; તે સ્વચ્છ થાય ન થાય એટલે પગ તરફ લક્ષ; ડાબો પગ સ્વચ્છ થાય એટલે જમણા પગ તરફ; એમ કરતાં કરતાં પ્હેલાં સ્વચ્છ કરેલા ભાગો જો પૂરેપૂરી રીતે સ્વચ્છ ન થયા હોય તો તે સ્વચ્છ કરવા તરફ ફરી લક્ષ આપવું પડે છે. કંઈ પગ પર, તો કંઈ માથા પર તો કંઇ મ્હોં પર, કંઇ ઉપર તો કંઇ નીચેજ. કંઈ કાનમાંજ આંગળી ઘાલવી પડે છે, તો વળી નાકજ સાફ કરવું પડે છે, એમ કરી કરી આખું શરીર ફરી ફરી સ્વચ્છ કરવું પડે છે. આ ઉપરથી શું થયું કે, આપણા શરીરનો જે જે અવયવો સાથે સંબંધ હોય તે તે સર્વ અવયવો સહિત આપણું શરીર કહેવાય છે, તેવીજ રીતે આપણું મન જે છે તે પાસેનું પાસેજ આપણા માથાંમાંજ છે એમ કોઈ ધારતું હશે અથવાં અથવા હૃદયમાંજ છે અથવા તો તે નાનું છે, તો તેને સ્વચ્છ કરવાને કેટલાંએક સત્કર્મ જોઈએ, એમ જો કોઇ કહેતું હોય, તો હું પણ કહું છું કે હા, બાપુ તેને સ્વચ્છ કરવાને થોડાંજ સત્કર્મની જરૂર છે. જેમ એક નાનું છોકરૂં હોય, તેને નવડાવવાને તમારી પેઠે હાંડાનાં હાંડા પાણીની જરૂર થોડી પડવાની છે ! તેને ખવડાવવાનું હોય તો તે નાનું છે તેથી તેનું ખાવાનું પણ થોડુંજ; પણ તેજ છોકરૂં મોટું થાય એટલે તેને પણ સ્નાન માટે ખુબ પાણી અને ખાવાને પણ ખુબ ભાતભાખરી જોઇએ છે. તેમ તમારૂં મન જો નાનું હોય તો તેને સ્વચ્છ કરવાને થોડું સત્કર્મ બસ થશે; પણ તમારૂં મન મૂળમાં નાનું હતું તેને અનેક પ્રકારના વ્યાપ વધારી તમોએ મોટું કરી મૂક્યું છે. ઠીક, મોટું કરીને પણ તેને એકજ અવસ્થામાં મૂક્યું છે એમ કહીએ તો તેમ પણ નથી. તમારા શરીરના જેમ જુદા જુદા અનેક અવયવો છે, તેજ પ્રમાણે તમે તમારા મનને પણ જુદા જુદા પુષ્કળ અવયવો ઉત્પન્ન કરી, અનેક પ્રકારે તેને મોટું બનાવી મૂક્યું છે. આ અવયવો ક્યા એમ પૂછો તો જ્યાં જ્યાં તમારૂં મન દોડે તે તે ઠેકાણાં તે તેના અવયવોજ. તેથી સેંકડો કોસ ઉપર જો તે મન દોડી જાય

અને ત્યાંના કોઈ મનુષ્ય સાથે અથવા કોઇ વસ્તુ સાથે તેનો સંબંધ હોય, પછી તે સંબંધ સારો યા માઠો ગમે તેવો સંબંધ હોય, તે ઠેકાણું અથવા તો તે વસ્તુ એ તમારા મનનો અવયવ છે એમ સમજવું. એવી રીતે પાસે અથવા દૂર કોઇપણ વ્યક્તિ સાથે અથવા કોઇપણ વસ્તુ સાથે, સારાં સાથે કે ખરાબ સાથે આપણાં મનનો સંબંધ હોય એટલે તે તે ઠેકાણાં સુધી આપણા જ અવયવો છે અને ત્યાં સુધી આપણાંજ મનનાં દ્વારો પ્રસર્યાં છે એમ સમજવું. તે આપણા મોટાંપણાંનું પ્રમાણ છે. પછી સ્વાભાવિક રીતેજ તેટલી હદમાં આપણા પોતાના એટલે મનના સારાં માઠાં માટે તેને પ્રસંગોપાત જાબ્આવ કરવી પડે છે. કોઇ શત્રુનું મન મેલું હોઈ, તેની સાથે શત્રુપણે આપણો સંબંધ બંધાયો હોય, તો તે શત્રુના મનની હદ પર્યંત આપણું જ તે મન છે. તેથી ત્યાંની દુર્ગંધ નીકળી જાય તે માટે ગમે તે ઉપાય તે લે જ છે. તે શત્રુ દ્વેષબુદ્ધિથી આપણી સાથે જે વ્યવહાર કરે છે, તે તે કરે નહીં તે માટે કયો ઉપાય બરોબર લાગુ થઇ તે ઠેકાણાંનું શત્રુત્વ કમી થશે તેનું અજ્ઞાન હોવાથી એટલે કે તે પક્કી રીતે ન સમજાયાથી, એક ઉપાય સમજી આપણે પણ મૂર્ખપણે તે શત્રુ સાથે દ્વેષબુદ્ધિથી વર્તીએ છીએ. કોઈ કોઇ તેનું શત્રુત્વ કમી થાય તેના ઉપાય તરીકે પોતે શાંત બેસી રહે છે. પરંતુ તે શત્રુત્વ જ્યાં છે, તે સ્થાન ખરાબ છે તેથી આપણા મનનો તેની સાથે કંઇ સંબંધ નથી એમ સમજવું નહીં. ત્યાં સુધી આપણેજ છીએ એમ સમજવું. જેમ આપણું ગુદા–દ્વાર (ગંદુ) ગંધાતું હોય છે તેથી તે આપણો અવયવ નથી, અને ત્યાં સુધી આપણું શરીર નથી એમ કોઈ કહે છે કે ? ત્યારે તે ગંધાતાં ગુદ–દ્વારને સ્વચ્છ કરવાની જેમ આપણે કાળજી રાખીએ છીએ, તેવીજ રીતે એકાદું ડાહ્યું મન પોતાનો વ્યાપ એટલે ફેલાવો જેટલે ઠેકાણે છે તે તે ઠેકાણે સ્વચ્છતા આવે તે માટે અનેક પ્રકારની શાસ્ત્રપધ્ધતીવડે તેટલા તેટલા પ્રમાણનાં નાનાં મોટાં સત્કર્મો કરી અથવા સત્કર્મો કરતી વખતે તે પુણ્યની

સાહાય્યથી ત્યાંસુધી આવ જા કરી તે સ્વચ્છ કર્યાં કરે છે. એવો તે ડાહ્યાં વિચારી મનનો સ્વભાવજ છે. આવી રીતે જેટલા પ્રમાણમાં તે વ્યાપી રહ્યું હોય તેટલું સ્વચ્છ થાય એટલે તેને આવ જા કરવાનું કામ રહેતું નથી; એટલે આખરે થાકયા જેવું બની પ્હેલાં પેઠે નાનું બની પોતાની મેળે સ્થિર થાય છે.

આપણા આખા શરીરના અવયવ આપણાજ માન્યા છે તેથી તેમાંના કોઇપિણ ભાગમાં કોઇપિણ પ્રકારનો સ્પર્શ વગેરે થાય તો તે સ્પર્શ કેવો છે, શો છે, સારો છે કે ખોટો, કીડી કરડયાનો છે કે સુખદાયક છે વગેરે એ જેમ આપણને સમજાય છે, તેજ પ્રમાણે સત્કર્મ કરતી વખતે તે સત્કર્મ કરનારનું મન જેટલા પ્રમાણમાં જે જે વ્યકિત વિષે સારો માઠો વિચાર કર્યાં કરે, તેટલા પ્રમાણમાં ફેલાયલાં તે સત્કર્મ કરનારના મનની શુદ્ધતા થયાં પછી તે તે વ્યકિતદ્વારા જે જે વિચાર, વા માનસિક ક્રિયા થાય, તે તે આ સત્કર્મ કરનારને સમજાવા લાગે છે; આટલો મોટો મહત્વનો ફાયદો થાય છે; અને તે સત્કર્મ પૂર્ણ થાય એટલે આખરે પણ આ સત્કર્મ કરનારનો અંત થયાં પછી તે આગળ ઉપર જે સદ્ગતિમાં જશે, ત્યાંજ તેનું મન જ્યાં જ્યાં ફેલાતું હતું, તે તે વ્યકિતઓનાં આયુષ્યો પૂરાં થયાં બાદ તે સત્કર્મ કરનારાનાંજ તે મન થઈ બેઠાં હોવાથી, તે વ્યકિતઓના જીવો પણ તેનીજ પાછળ સદ્ગતિએ જાય છે.

હવે કોઈનો એવો સવાલ હોય કે પ્રથમ અસત બુદ્ધિ થઈ પછી તે ગંધાતું શા માટે બને? અને તે ગંદવાડના નાશ માટે સત્કર્મજ શા માટે શ્રેષ્ઠ? તો મૂળારંભમાં કેવળ શુધ્ધ સત્ છે. તેથી તેનાપર અસત્નો આરોપ આવ્યો અને તે અસત્માંજ આપણી ઉત્પત્તિ. એટલે કે અસત્ અવસ્થાના જે ગુણધર્મો હોય છે તેઆપણામાં અથવા આપણા મનમાં હોવાનાજ. સત્ને આધારે અસત્ની ઉત્પત્તિ છે.

**મનમાં અસત્ બુદ્ધિ શા માટે ઉત્પન્ન થાય?**

તેથી સત્‌ના પણ સારા ગુણધર્મો આપણામાં હોયજ. ત્યારે અસત્‌ના ગુણધર્મ વડે ગંદુ થયેલું મન અસત્‌થીજ સ્વચ્છ થતું હોય તો અસત્ વડેજ સ્વચ્છ કરીએ તો ચાલે; પરંતુ અસત્‌ને સ્વચ્છ કરવાને તેનાથી ઉલટી એટલે સદ્‌વસ્તુ હોયાં શિવાય તે સ્વચ્છજ થતું નથી. પણ અસત્‌નો નાશ કરનારૂં બીજું જે અસત્ તેમાં સત્‌નું પ્રમાણ વધારે હોય છે તેથી અસત્‌નો નાશ કરવાને બીજું અસત્ સતને જોરે શકિતમાન થાય છે. આ સમજવાનું જરા કઠણુ છે, તો પણ થોડી સૂક્ષ્મ બુદ્ધિ કરી બારીક નજર કરી સમજશો તો સ્હેલુંજ છે. અસત્‌નો નાશ કરવાને જ્યારે અસત્‌જ પ્રવૃત્ત થાય છે ત્યારે પોતે પોતાનો નાશ કરવાને તે પ્રવૃત્ત થાય છે એમ થાય છે. પરંતુ પોતાનાથીજ પોતાનો એટલે અસત્‌થીજ અસત્‌નોજ નાશ કરી શકાતો નથી, તેથી પ્હેલાં અસત્‌ની ઉત્પત્તિ કે'વી રીતે થઈ તે કહેતી વખતે અથવા એવી જ એક બીજી વખતે અસત્‌ની ઉત્પત્તિ પછી પૂરી ખોટા સત્‌ની પણ ઉત્પત્તિ થાય છે એમ કહ્યું છે. તે ખોટું સત્ એટલે તમો જગત્‌માં જેને ખરૂં સમજો છો, સુખ સમજો છો તે. તે ખોટા સત્‌નો નાશ તે અસત્ કરે છે. આ ખોટા સત્‌ની ઉત્પત્તિ અસત્-માંથીજ થયેલી હોવાથી, તે ખોટા સત્‌નો નાશ કરતાં કરતાં તેમાં રહેલાં અસત્‌નોજ તે નાશ કરે છે; એટલે તે ખોટા સત્‌ના નિમિત્ત વડે પોતેજ પોતાનો નાશ કરી લીધા જેવું થાય છે. જેમ જેમ તે ખોટાં સત્‌નો નાશ થતો જાય છે, તેમ તેમ તે ખોટા સત્‌માં અસત્‌નો પ્રવેશ થયાંજ કરે છે. એટલે ખોટું સત્ જે છે તેનો તો નાશ થાય છેજ; પણ તેની સાથેજ અસતે પણ પોતાનો નાશ કરી લીધાં જેવું થાય છે. અથવા ખોટા સત્ મારફતે તેનું જોર વધે એટલે અસત્‌નો નાશ થઇ જશે; એટલેજ ઐહિક સુખનું જો જોર થાય તો અસત્ એટલે ઐહિક દુઃખ કમી થશે. તે ખોટા સત્‌ની એટલે ઐહિક સુખની ઉત્પત્તિ અસત્ દ્વારાજ થયેલી હોવાથી તેને પણ અસત્‌જ કહેવું. ત્યારે, તે ખોટા સત્‌નો એટલે ઐહિક સુખનો ઉપભોગજ ન લઇએ, એટલે કે

ઐહિક સુખ ઉપયોગમાં ન લઇએ તો ખોટા સત્નોજ નાશ થયા જેવું થાય છે અને ખોટું સત્ એ અસત્તના યોગ વડે ઉત્પન્ન થયું હોવાથી તેને અસત્જ કહેવું એમ મે કહ્યુંજ છે. ત્યારે ખોટાં સત્ એટલે ઐહિક સુખને ઉપયોગમાં ન લેવું એટલે ખોટા સત્નો નાશ, અને ખોટા સત્નો નાશ એટલેજ ખોટી સત્તાનું કારણભૂત જે અસત્ તેનોજ નાશ. આવી રીતે તે અસત્નો નાશ થયાંને લીધે તેની ફરી ઉત્પત્તિ નથી. બેઉ બાજુથી અસત્જ આપણો નાશ કરી લે છે, એટલે કે અસત્નો અભિમાની જીવાત્મા, અને ખોટા સત્નો અભિમાની જીવાત્મા એ બેઉનું ઐકય થઇ, અસત્ અને ખોટું સત્ એ બેઉમાંથી મુકત થઈ મૂળનું જે અખંડ અવિનાશી સત્ તેનો અનુભવ આવે તે માટે મૂળમાંનો અખંડ આનંદનો અનુભવ આપવા માટેજ જે અસત્ છે તેમાં જાય છે.

સત્ના યોગ વડે અસત્નો નાશ કરવા માટે એટલેજ ખોટા સત્નો એટલે ઐહિક સુખનો એટલે ઐહિક સુખ ઉત્પન્ન કરનારા અસત્નો નાશ કરવા માટે જે ક્રિયા કરવામાં આવે છે તેને સત્કર્મ કહે છે. શુધ્ધ સત્ અસત્નો નાશ કરવા માટે પોતાની મેળે પ્રવૃત્ત થતું નથી, કારણ તે ક્રિયા કર્તૃત્વ રહિત છે. તેથી અસત્નો નાશ કરવા માટે સત્કર્મ કર્તા અસતનીજ મદદથી સત્નો સંગ્રહ કરે છે અને તે અસત્નેજ દ્વારે તે સતને ફોર્સ આપે છે, એટલેજ સત્કર્મ શરૂ થઇ તે કરાય છે.

આપણે જે વસ્તુ લેવી હોય તે, તેનાથી ઉલટી વસ્તુ દ્વારા લેવાય છે અને ઉપયોગમાં લઈ શકાય છે. જેમ ખાલી માટલું અને પાણી. પાણી શુધ્ધ સત્ અને માટલું ( વાસણ ) અસત્ છે એમ ધારો. અસત્ પુષ્કળ પ્રકારનું હોય છે પરંતુ સત્ એક તેવું નથી. જેમ એકાદું મેલું વસ્ત્ર ધોવું હોય તો તે ધોવા માટે વાસણ લેવું પડે છે; એટલે કે તે મેલા વસ્ત્રમાં ગંધાતો મેલ, અને વાસણ બેઉ અસત્જ હોય છે. પરંતુ તે ગંદા રૂપનું

જે અસત્ તે ધોવા માટે બીજા અસત્‌ની મારફતે એટલે વાસણ દ્વારા પેલું સત્ એટલે પાણી લેવું પડે છે; કારણ પાણી ક્રિયા-કર્તૃત્વ રહિત છે. અથવા સૂર્યનારાયણ વા દીવો એ અનુકુલ અસતમાં જે સત્‌ના જેવો પ્રકાશ હોય છે તેને લીધે અંધકાર રૂપે જે પ્રતિકુલ અસત્ છે તેનું નિવારણ કરવું એ જે પ્રમાણે તેજ પ્રમાણે આ. આ ઉપરથી શું સાબીત થયું કે એક પ્રકારના અસત્‌નો નાશ કરવા માટે બીજા અસત્‌ની મદદ લઇ સત્‌નો સંગ્રહ કરવો પડે છે. આ જે સંગ્રહ કરવો એનુંજ નામ સત્કર્મ અને તેનેજ લીધે ખોટાં ખોટાં સત્‌વડે ખોટાં સત્‌ને ઉત્પન્ન કરનારાં અસત્‌નો નાશ કરાય છે. આવી રીતે સત લઈ જે ક્રિયા કરવામાં આવે છે તેને સત્ક્રિયા અથવા સત્કર્મ કહે છે. આ સત્કર્મનું ફોર્સ જેમ જેમ વધતું જાય છે તેમ તેમ તે અસત્ સત્‌માં જઈ જઇ તેનો નાશ થઈ જાય છે. પછી જો અસતુજ રહે નહીં તો તેની મારફતે જેની ઉત્પત્તિ તે ખોટું સત્ પણ ક્યાંથી રહે ? એટલા માટે જ સત્કર્મનું મહત્વ છે. તેથી મૂળની સત્તાના યોગવડે અસત્‌નો નાશ કરવો એવો નિયમ છે. આ પ્રકારમાં સત્ બહુ અને અસત્ થોડું, અને પ્હેલામાં અસત્ બહુ અને સત્ થોડું; તેથી એક અસતે બીજા અસત્‌નો નાશ કરવો. સત્કર્મ મૂળના અવિનાશી સત્‌ને અનુસરી કરેલું હોવાથી તેનો નાશ ન થતાં તે અવિનાશીજ રહે છે. પરંતુ અસત્‌નો નાશ કરવા માટે એટલે ઐહિક દુઃખના નાશ માટે એટલેજ ખોટા સત્‌ની ઉત્પત્તિ માટે એટલેજ ઐહિક સુખની કામના કરી કરેલાં સત્કર્મ ખરાંજ, પણ તે વિધિયુકત પૂર્ણ થાય નહીં તો ખોટાંનોજ આધાર લઇ ખોટાં માટેજ તે કરેલાં હોવાથી તે પૂર્ણ થયાં નહીં તેથી અસત્‌નો એટલે ઐહિક દુઃખનો નાશ તો નથીજ થતો, પરંતુ તે ખોટા સત્‌ની ઉત્પત્તિ થઈ ઐહિક સુખ પણ મળતું નથી, પરંતુ તે વાસનાવડે કર્યાં હોવાથી કરનાર ફક્ત કર્મબદ્ધ બની તેનું પરિણામ તેને દુઃખરૂપે ભોગવવું પડે છે.

**અસત્‌નો નાશ કરવાને સત્‌નો સંગ્રહ કરવો પડે છે અને તેનેજ સત્કર્મ કહે છે. આ સત્કર્મો કરવા માટે અનુકૂળ**

અસત્ની મદદથી શુધ્ધ સત્તનું ગ્રહણ કરવું પડે છે અને તે વડે પ્રતિકુળ અસત્નો નાશ કરવો પડે છેઃ અને જેમ જેમ તે અસત્નો નાશ થાય છે તેમ તેમ તે અસત્ સદ્રૂપ થતું જાય છે. આવી રીતે આપણે નિશ્ચયવડે રામ રામ વગેરે જે અનુકુળ અસત્ તે દ્વારા સત્કર્મ કરતા બેઠા એટલે આપણા મનની અસત્ સ્થિતીમાં જેટલો વ્યાપ ( ફેલાવો ) હોય તે સર્વ ઠેકાણે જે અસત્પણું એટલે પ્રતિકૂળ અસત્ હોય તે બધું જઇ તેની જગ્યાએ સદ્રૂપ અવસ્થા આવે એટલે જે અનુકુળ અસત્ની મદદથી સત્નું ગ્રહણ કરી સત્કર્મને ફોર્સ આપવામાં આવ્યો હતો તે કાર્ય પૂરૂં થયું હોવાથી મદદ આપનાર અનુકુળ અસત્ની પણ ( હવે ) જરૂર રહી નહીં એટલે રામરામ કહેવાનું પણ કામ પુરૂં થયું. એટલે રામરામ કહેનારો રામ એ અનુકુલ અસત્ તે દ્વારા શુદ્ધ સત્તાનું ગ્રહણ કરી, તે વડે અનેક જગ્યાએ ગંધાતું વ્યાપી રહેલું જે પ્રતિકુલ અસત્ મન તેનો નાશ થયા પછી રામરામ કહેનારો એજ રામરૂપ થયો એટલે એને રામરામ કહેવાનું કારણ રહ્યું નહીં. એટલુંજ નહીં, પણ આ પોતેજ બીજાના મનનું દુર્ગંધરૂપે પ્રતિકુલ અસત્ છે તેનો નાશ કરવાને સાબુ જેવો અથવા સૂર્યનારાયણ જેવો અથવા દીવા જેવો અનુકુલ અસત્ રામરૂપે બન્યો. પછી આ પોતેજ રામરૂપ બનેલો તેની દૃષ્ટિમાં જ્યાં ત્યાં સત્જ સત્ એટલે આવી રીતે રામરૂપ બનેલો આ જીવાત્મા જ્યાં ત્યાં સત્તાનો એટલે અખંડ સુખનોજ અનુભવ લે છે. એટલે, આ કયાં છે ? તો ખાસ સત્નો અને અખંડ સુખનો પૂર્ણ અનુભવ આપવા માટેજ જે અસત્ નામે મેં કહ્યું છે તેજ તે રામરૂપ, તે અસત્ માં તે છે. જે અસત્ ખાસ સત્તાનો અને અખંડ સુખનો અનુભવ આપે છે તે અસત્ શુદ્ધ સત્થી અથવા અખંડ સુખથી જુદું હોતું નથી. એટલે શુદ્ધ સત્ કહો, કે અખંડ સુખ કહો, કે સચ્ચિદાનંદ કહો, અથવા તેનો અનુભવ આપનારૂં રામરૂપે રહેલું અસત્ કહો, એ બધું એકજ છે. એવી રીતે જોકે થોડું પણ

સત્કર્મ થાય તોપણ તે ફોકટ જતું નથી; કારણ તે તે અવિનાશી શુદ્ધ સત્તાના યોગથી થયું છે. તેથી તેનાથી થનારા પુણ્ય સંગ્રહનો પણ નાશ થતો નથી. તેને લીધે જે ઉપયોગ અને ફલપ્રાપ્તિ થવાની છે–એટલે દુઃખનો અથવા કષ્ટનો અનુભવ દુઃખરૂપે ન આવતાં તે સાત્વિક રીતે સહન થવું–તે પણ થાય છે; એટલે સત્કર્મ દ્વારા અસત્‌નો એટલે ઐહિક દુઃખનો નાશ કરવો એ વિશેષ શ્રેષ્ઠ સમજવું. આ પ્હેલાં અસત દ્વારાજ અસત્‌નો નાશ કરીએ એટલે કામ થઈ જાય છે એમ કહ્યું પરંતુ અસત્‌થી અસત્‌નો નાશ કરવા માટે એકવાર ફોર્સ શરૂ થાય તો જેટલા પ્રમાણના અસત્‌નો નાશ કરવો હોય અથવા થવાનો હોય તે થાય ત્યાં સુધી તે ફોર્સ ચાલુજ રહે એટલે તે કાર્ય પુરૂં થાય છે; તોજ તેનો ફાયદો થયાનો અનુભવ આવશે અને તે આવે ત્યાં સુધી અનેક ભયંકર કષ્ટ અને અનેક સંકટો, દુઃખો સામાં આવી ઉભાં રહેશે, અને તે ફોર્સનું તે કાર્ય અધુરૂંજ રહે તો જેટલી તે ક્રિયા થઈ હોય તેટલાંનું કષ્ટદાયક પરિણામ ભોગવવું પડે છે. બોલી ચાલીને નાશવંત એવી અસત્‌નીજ તે ક્રિયા છે. પછી ફરીથી ગમે ત્યારે અસત્‌નો નાશ કરવા માટે અસત્ ક્રિયા જો ફરી શરૂ કરશો અને પહેલાંની અસત્ ક્રિયાનો આમાં ફાયદો લઇ શકાશે એમ સમજતા હો તો, તે તો શિલ્લકજ રહેતી નથી. કારણ તે ગમે તેવી પણ અસત્‌માંથીજ ઉત્પન્ન થયેલી, અને તે ક્રિયા અધુરી થઈ હોવાને લીધે, તેને લીધે ફોગટનું દુઃખ ફકત ભોગવવું પડે છે. તેથી અસત્‌થી અસત્‌નો નાશ કરવો એ નિકૃષ્ટ છે.

એટલું ભાષણ થયાં પછી મહારાજે "આજે બાપુ સાહેબ આવ્યા નથી કે ?" એમ પૂછ્યું. કોઇએકે "તેમનો પગ દુખે છે તેથી આજે તે આવ્યા નથી" એમ કહ્યું તે પરથી મહારાજે કહ્યુંઃ—

હું બધાંનીજ યોગ્યતા શ્રેષ્ઠ સમજું છું. કોઇ કહે "વેંગણની યોગ્યતા શ્રેષ્ઠ છે," બીજો કહે, "તેની શેની? મસાલાની."

ત્રીજો કહે "મરચાંની" અને કોઇક કહે છે, "અરે મીઠાં વગર ચાલતું નથી તેથી મીઠાંની યોગ્યતા શ્રેષ્ઠ છે" પરંતુ ખરૂં જોઈએ તો ફક્ત વેંગણનો ઉપયોગ નથી, તેજ પ્રમાણે એકલાં મીઠાં, મરચાં કે મસાલાનો પણ ઉપયોગ નથી. તેથી વેંગણ, મસાલો, ઇત્યાદિ પોતપોતાની રીતે શ્રેષ્ઠજ છે. પરંતુ સ્વતંત્ર રીતે રહીને શ્રેષ્ઠતા આવતી નથી, તેથી બાપુસાહેબને હું શ્રેષ્ઠ કહું છું. તો પણ તે એકલાજ કંઈ થોડા શ્રેષ્ઠ છે; તમો બધા મળીનેજ શ્રેષ્ઠત્વ આવે છે.

હઠયોગી પોતે એકલો જાય છે, પરંતુ પરિવારને લઈ જતો નથી તેથી તેને શ્રેષ્ઠત્વ નથી. તેથી ઇશ્વર તેને કહે છે "તું જા નીચે, તારીજ રોટલી પર તેં ઘી ચોપડી લીધું, તો હવે તો તારા પરિવારને ભેગો કર અને જ્ઞાન માર્ગથી તે બધા પરિવાર સાથે પાછો આવ." પછી તેને નીચે આવવું પડે છે. લોકો તેને અવતારી કહે છે. પરમેશ્વર એકલો છે પરંતુ જગરૂપે અનંતરૂપે તે નટી રહ્યો છે તેથી તેને શ્રેષ્ઠત્વનો અનુભવ આવ્યો. એકલાજ રહી સ્વતંત્રતાનો અનુભવ આવતો નથી. પરતંત્રતાનો પુષ્કળ અનુભવ લીધા શિવાય સ્વતંત્રતાનો અનુભવ આવતો નથી. પરમેશ્વર જગરૂપે અનંતરૂપે નટયો તેથી તેને શ્રેષ્ઠત્વ આવ્યું એમ હમણાંજ કહ્યું, તેવીજ રીતે તમો બાપુ સાહેબ વગેરે સર્વ શ્રેષ્ઠજ છો. બધા મળી એક શ્રેષ્ઠ બાજુ ઉત્પન્ન થાય છે.

(અનુષ્ઠાનના સંબંધમાં મહારાજે જે બોધ કર્યો તે ઉપર એક ભક્તે મહારાજને પૂછ્યું કે, "અશૌચમાં અનુષ્ઠાનના નિયમો કેવી રીતે પાળવા ?" તે ઉપરથી મહારાજે કહ્યું.)

**અશૌચમાં અનુષ્ઠાન કેવી રીતે કરવું.**

અરે, આટલો બધો વખત હું બોલ્યો તો એ પાછો સવાલ છે જ કે ? અરે, અશૌચ એટલે તો વિઘ્નજ ને ? અને કોઈપણ પ્રકારના વિઘ્નની પર્વા કરવાનીજ નહિ એમ ઠર્યું છે. ખરૂં જો જોઇએ તો અનુષ્ઠાન શરૂ કરવું એટલે તે ઠેકાણે એટલે ત્યાં અશૌચ વગેરે કંઈ ગણવામાં આવતુંજ નથી. વાસ્તવિક રીતે જેને આપણે વિઘ્નો કહીએ છીએ તે ખરે

ખરાં વિઘ્નો નથીજ હોતાં. પરંતુ આપણી એટલી તૈયારી નથી હોતી, અશૌચમાં અપવિત્રપણું માન્યું છે, તો તેમાં પવિત્ર કામ કેવી રીતે કરવું એવો તમારો સવાલ છે; પરંતુ વસ્તુસ્થિતિ એવી છે કે આપણે તે વખત પરમેશ્વરને અર્પણ કર્યો છે, તેમાં વ્યવહારી વાત આવી શકતી નથી. જેમ કોઈ કપડાનું દાન કર્યું અને અશૌચને લીધે બાકીનાં બધાં કપડાં અભડાયાં તો તેથી કંઈ તે દાન કરેલું કપડું થોડુંજ અભડાઈ જાય છે. એટલા નિશ્ચયથી તે કામ પરમેશ્વરને અર્પણ થયું છે, તો તેમાં વ્યવહારી સંબંધ કેવી રીતે આવે? અને એટલું કરીને પણ જો આવ્યોજ, તો અરે ભલાં માણસો! અરે તે જે અનુષ્ઠાન રૂપે સત્ક્રિયા શરૂ થઈ છે, તે સર્વ પ્રકારની અપવિત્રતા નાશ કરવા માટેજ તો છે. પછી તે સત્ક્રિયામાં એટલે અનુષ્ઠાનમાં અશૌચ આવ્યું એટલે શું? તો આપણાં ગોત્રમાં કોઈ મરી જાય એટલે તે મૃતજીવમાં અને તેના પરિવારમાં અપવિત્રપણું માનવામાં આવે છે. તો આપણી અપવિત્રતાનો નાશ કરવા માટેજ જો તે વખતે સત્ક્રિયાનું અનુષ્ઠાનરૂપે ફ્રોર્સ શરૂ છે, તો તે મૃત જીવોની સર્વ અપવિત્રતા જઈ તેને સદ્ગતિ મળશેને? ત્યારે તે વિઘ્ન શેનું રે આવ્યું! અરે તે વિઘ્નનો નાશ કરવા માટેજ તો તે ક્રિયા શરૂ છે. તો એવાં વિઘ્ન માનવાં એટલે તે મૃત જીવોનું જે ગંધાતું તે તેમનું તેમજ રહેવા દીધા પ્રમાણે બને છે, પણ એટલી જો તમારી તૈયારી ન હોય તો તમો તમને અશૌચમાં અપવિત્ર માનો છો તેથી સત્ક્રિયા ન કરો તો ન કરતા, પરંતુ બીજાં વ્યવહારી કામો તો તે વખત દરમ્યાન ન કરતા. તે કાળ ફક્ત એમજ ખાલી પડી રહેવા દો. તે વખત દરમ્યાન બીજાં ગૃહકૃત્યો કરશો તો ફક્ત તેનું કંઈપણ ફળ મળશે નહીં. જે કાળ ઇશ્વર પ્રીત્યર્થ સમર્પણ થયો તે કાળમાં જો કોઇ આપણામાંનો મૃત થાય અને તે મૃત મનુષ્યનું કર્મ કરવાને બીજું કોઈ હોય તો આપણે ઉઠવું નહીં, પરંતુ કોઈ ન હોય અને આપણે તેજ વખતે જો તે ક્રિયા કરવા માંડીએ તો જેની તે ક્રિયા હોય તે સદ્ગતીએ જશે. કોઇ

આસન્ન મરણુ રોગી પાસે આપણે બેઠા છીએ, અને તેજ વખત આપણા અનુષ્ઠાનનો હોય તો તે કાળમાં સત્ક્રિયા ન કરતા હોઇએ તો પણ જો તે વખત તે રોગીની સેવા કરવામાં ગાળીએ તો મૃતજીવને પણ સદ્‌ગતિ મળે છે તો તે રોગીની યાતના કમી થાય એમાં શી શંકા? યદા કદાચિત્ આપણા શારીરિક વ્યાધિને લીધે તે વખત સત્ક્રિયામાં ગાળી શકાતો ન હોય તો તે વખતનો બીજા કામમાં ઉપયોગ ન કરતાં વ્યાધિ સહન કરતાં કરતાં ઇશ્વર સ્મરણ ચાલુ રાખવું એટલે તે દુઃખની સહા યથી તે કાર્ય જલદીથી સાધ્ય થાય છે. પરંતુ

**માંદગીમાં અનુષ્ઠાન કેવી રીતે કરવું.**

વ્યાધિ દરમ્યાન દુઃખ દૂર કરવા માટે કંઈ મોજની ખાતર શારીરિક સુખમાં તે વખત ગાળશો તો તેનો દોષ તમારે શિર રહેશે. તે નિયમિત જગ્યાનું, વખતનું અને ઇષ્ટ દેવતાનું સ્મરણ કરતાં કરતાં તે દુઃખ ભોગવવું અને તે વખત પછી બીજુ ફાવે તે કરવું. મુદ્દો એટલોજ કે પરમેશ્વર પ્રીત્યર્થ આપેલો વખત પોતાના સ્ત્રી છોકરાંના અથવા તો સંસારના કામ માટે ન વાપરવો. તે વખત પર આપણો હક નથી. માટે તે વખત તેમજ પડી રહેવા દેવો અને કદાચિત્ તે વખતે આપણને મૃત્યુ આવ્યું તો આપણું કાર્ય થઇ ગયું એમ સમજવું. ઉપર કહેલી જે અનુષ્ઠાન પદ્ધતિ છે તે જો ઈમાને ઈતબારે પુષ્કળ વર્ષો સુધી આપણું આયુષ્ય હોય ત્યાં સુધી એક સરખી રીતે ચાલુજ રાખીએ તો તે શકિતથી મૃત્યુ પણ તેજ કાળ દરમ્યાન આવશે. બ્રાહ્મણને દાન આપેલું ઘર તે બ્રાહ્મણ ત્યાં ચાર આઠ દિવસ રહે નહીં તેથી શું આપણે વાપરવું? તે જેમ ખાલી રહે છે તેમજ ઇશ્વર પ્રીત્યર્થ આપેલા વખતમાં સત્કર્મને અડચણ આવે તો તે ન કરવું; પરંતુ તે વખતે બીજા કામ ન કરતાં તે વખત તેમજ રહેવા દેવો તે વખતે મુગે મોંએ બેસવું. કંઇપણ કરીને, કોઇપણ દિવસે, કોઇપણ ઉપયોગમાં, તે વખત ન લેવો. કયાંઈ ગામ જવું હોય તો જાવ, પરંતુ તે ઠેકાણું જો કે તમારી સાથે ન હોય તો

પણ તે વખત અને ઇષ્ટ દેવતા તો તમારી સાથે છે ને? તેને ઘેર મૂકી આપણે ગામ ગયા એમ થોડુંજ બને છે? તેથી તે ઠેરવેલે વખતે પરગામમાં હો ત્યાં પણ બીજો કોઇ પણ વ્યવહાર ન કરતાં તમારાં સત્કર્મમાંજ તે વખત ગાળવો. ઠેકાણું ગમે તે ચાલશે અને જો આપણી બદલાયલી પરિસ્થિતિ પ્રમાણે તે ઠરાવેલો વખત તમને ન મળતો હોય તો ચોવીસ કલાકમાં ગમે ત્યારે તે સત્કર્મ કરો તો પણ ઉત્તમજ. પરંતુ આનો નંબર બીજો છે. ઠરાવેલા વખત વગર બીજે વખતે તે કૃત્ય કરો તો તે અનુષ્ઠાનની રીતે જમા થશે નહીં પણ છતાંએ તે ફોગટ પણ નહી જાય. તદ્દન નહીં કરવા કરતાં દિવસમાં કોઇપણ વખતે કરો તો તે સારૂંજ છે. પરંતુ અનુષ્ઠાનની વ્યાખ્યામાં ફકત તે આવશે નહીં. દિવસમાં ગમે ત્યારે નામસ્મરણ કર્યાં શિવાય અથવા પંચપદી વગેરે જે કંઇ ઠરાવ્યું હોય તે કર્યાં શિવાય સુવું નહીં એવો નિયમ કર્યો હોય તો તે પણ સારોજ છે, પરંતુ અનુષ્ઠાનની વ્યાખ્યામાં તે આવતો નથી.



શનિવાર તા. ૨૬ જુલાઈ ૧૯૨૪ અષાડ વદ ૧૦ શકે ૧૮૪૬

## હું બેવારસી છું-સરકારને સત્પુરૂષનું પિછાન નથી હોતું-પૂર્ણતા માટે ઉલટી સુલટી બાજુના અનુભવની જરૂર-અંધારાંની પાછળ અને આગળ શું હશે ?-બ્રાહ્મણ અને બ્રહ્મબીજ-ભગવાન્ અને કાળચક્ર-મૂળનાં અંધારાંમાં જવાની યુક્તિ-નિર્વાસનામય થવાની જરૂર-દઢ-વાસના પ્રમાણે શરીરની ઉત્પત્તિ.

( ગાંડાં સાવિત્રી બાઈના પતિને ઉદ્દેશી )

આપણું એકાદું ઢોર ત્રાસ આપતું હોય અને તેનાથી લોકોને ત્રાસ થતો હોય તો લોકો તેને સંભાળવાનું કહે છે. અને એટલું કરીને પણ તે ઢોર જો માલીકના વાડામાં ન રહેતું હોય તો તેની કંઈ જુદી વ્યવસ્થા કરે છે. એટલે કે તેને ઢોરોને પૂરવાના ડબ્બામાં રાખવાની વિગેરે વ્યવસ્થા કરે છે; તેવીજ રીતે તમો આ બાઈના માલીક છો તેથી તેની વ્યવસ્થા તમારેજ કરવી પડશે; બીજું કોણુ કરે ? કોઇ મનુષ્યના તરફથી બહુજ ત્રાસ થવા માંડે તો તેને ઢોર પૂરવાના ડબા જેવી ગાંડાની ઇસ્પિટાલમાં મોકલે છે. ડૉકટરની મારફતે તેને ગાંડો ઠેરવી તેને ગાંડાઓના દવાખાનામાં નાંખવાની સરકારે યોજના કરી છે. તમો કહેશો "બાપુ, તમારા દરબારમાં આવો પ્રકાર થવો ન જોઇએ. તેને પાગલખાનામાં પણ ન મોકલવી અને તેના તરફથી લોકોને ત્રાસ પણ ન થવો જોઇએ." તો હું મારી જાતને એવો છું એમ કેમ કહેવડાવું. મારૂં એવું તે શું સામર્થ્ય છે કે તે સારી થઇ જાય ?

ત્યારે એની શી યુક્તિ કરવી ? તે કંઈ મારા જેવી બેવારસી થોડીજ છે ? હું તો બેવારસી છું. મારૂં ફાવે તેને ફાવે તેમ કરવું. કોઇએ પૂજા કરવી અને કોઈએ ખાસડાં મારવાં, એવી મારી સ્થિતિ છે.

આઠ દસ વર્ષ પહેલાં કોઈ ફોજદાર કે મામલતદાર આવે તો હું તેને કહેતો કે, " તમો સરકારી અધિકારી છો, ત્યારે તમારી હદમાં કંઇ કમીજાસ્તી છે કે કેમ તે જોઈ, જે કાંઇ સરકારી કાયદામાં ન આવતું હોય તેને સરકારી કાયદામાં લાવવાની વ્યવસ્થા કરવી એ તમારી કામગિરી છે કે નથી ? " તે હા કહેતા. તે ઉપરથી હું કહેતો કે એકાદું ખેતર, ધનનો ચરૂ, કોઇ ઘોડો વા એકાદી ગાય, સજીવ હોય કે નિર્જીવ જેની વ્યવસ્થા જોનારો કોઇ ન હોય, જેની પર હક બજાવી તેને ઠીકઠાક રાખનાર કોઈ ન હોય તો તેવાને બેવારસી સમજી તેની વ્યવસ્થા સરકારે જોવી એમ છે કે નહીં ? તો તેવી કામગિરી તમારી પાસે છે ને ? તે કહેતા હા. વળી હું કહેતો કે હું પણ બેવારસી છું, ત્યારે મારી વ્યવસ્થા તમારે શા માટે ન જોવી જોઈએ ? તેમનું કહેવાનું એવું હતું કે સજીવ વા નિર્જીવ વસ્તુ જો કે સરકારની હોય તો પણ જ્યાં સુધી તેની અફરાતફર થતી નથી, જ્યાં સુધી તેનો બીજાને અથવા બીજાનો તેને ઉપદ્રવ થતો ન હોય, ત્યાં સુધી તે માટે સરકાર તરફથી વ્યવસ્થા કરવાનું કંઈપણ કારણ પડતું નથી; પરંતુ એકાદી વસ્તુથી સરકારને ફાયદો ન હોય, તેમજ તેનાથી બીજાને ઉપદ્રવ પણ ન થતો હોય છતાં જો તે ભૂખે મરતી હોય તો એવાં ગાય ઢોરને ખાવા પીવાનું આપી બચાવવાં એક કામગિરી ફોજદાર મામલતદારની છે, અને તે તે કરે પણ છે. " પરંતુ તમો એવા બે વારસી છો કે ? તમને માબાપ સ્નેહી વગેરે કોઈ નથી કે ? " હું કહેતો " માબાપ હોય કે ન હોય, પણ તેમણે મને છોડયો હોય તો પછી હું બે વારસી ખરો કે નહીં ? અને વળી ફાવે તેણે મારી નિંદા સ્તુતિ કરવી, કોઈએ મારૂં માઠું બોલવું અને કોઇએ પૂજા કરવી વગેરે જે

ચીજોથી મને ત્રાસ થાય છે એવી ચીજો લોકો કરે છે. હું તમારા તાલુકામાં છું, તો મને જેનાથી ત્રાસ ન થાય એવી રીતની મારી વ્યવસ્થા કરો. મને સત્પુરૂષ, પરમેશ્વર સમજી લોકો મારે પગે પડે છે તે બધું બંધ કરો; અને મારી ખાવાપીવાની કોઈ વ્યવસ્થા કરતા નથી તે તમો કરો.” તે કહે, “તમે જો અપંગ હોત તો અમોએ તમારી ખાવાપીવાની વ્યવસ્થા કરી હોત.” હું કહેતો “હું અપંગજ તો છું. હાથ પગ હલાવીને કયાંઇ જતો નથી અથવા તો બીજો કંઈ ઉદ્યોગ કરતો નથી; ઉકરડામાં અથવા ગમે ત્યાં પડી રહું છું. ત્યારે શું હું અપંગ નથી? કોઈ મને પત્થરા મારે છે અને પછી હું પણ તેમને મારૂં છું. એમ એકમેકના તરફથી એકમેકને ઉપદ્રવજ નથી કે? જેમ એકાદું છુટું જનાવર હોય તેને કોઈ બાંધતા નથી, તે ફાવે ત્યાં જાય છે, બીજાના ખેતરમાં જઈ નાશ નુકશાન કરે છે અને લોકો તેને મારે છે, તેવીજ રીતે હું પણ ફાવે તે ઘરમાં પેસું છું. દેવ પ્રીત્યર્થે છોડી મૂકેલાં જનાવરો ગાયો, બળદો વગેરેની વ્યવસ્થા સરકાર તરફથી થવી કે ન થવી જોઈએ, અથવા તો કોઈ મોટી છોકરી વગેરે માણસોને પણ દેવને નામે છોડી મૂકે છે. ત્યારે એવી રીતની બેવારસી વસ્તુઓ સરકારે તાબામાં લઈ, જો તે સજીવ હોય તો તેને ખાવા પીવાનું નાંખી તેમની વ્યવસ્થા રાખવી. તેમાં જો બળદ વગેરે જનાવરો હોય તો કોઈની ગાડીએ, કે હળે જોડવા માટે આપી તે જનાવરોના ખાવા પીવા પુરતું થોડું ઘણું લઈ તેનો ઉપયોગ લોકો માટે કરવો, પોતાને માટે કરવો નહીં આવી વ્યવસ્થા સરકારે કરવી કે નહીં? શાસ્ત્ર પણ એમજ કહે છે કે બેવારસી વસ્તુનો ઉપયોગ સરકારે જગત્ માટે કરવો. બેવારસી અને ગાંડાઓ લોકોને ત્રાસ આપશેજ. ત્યારે ફોજદાર સાહેબ, મામલતદાર સાહેબ, હું પણ એવોજ બેવારસી છું. મારા તરફથી કોઇને ઉપદ્રવ થાય અથવા કોઈ મને ત્રાસ આપે, દાખલા તરીકે પગે પડવા માંડે એ એક ત્રાસજ છે, તો પછી મારે તેને પત્થર મારવો કે ન મારવો? આ માટે મારી વ્યવસ્થા

રાખો નહીં તો હું ઉપરના અધિકારીને અરજી કરીશ. સરકાર પ્રજાપાલક છે. પ્રજામાંથી કોઇ પાગલ અથવા બેવારસી બને તો સરકાર તેની વ્યવસ્થા રાખે છે. તમો કહેશો. "શું તમે પાગલ છો?" તો તમો મને પાગલ ન કહો, પણ મારાં બધાં લક્ષણો તેજ તો છે. આ લક્ષણો મેં મારામાં જબરદસ્તીથી આણ્યાં નથી. હું કોઈ કોઇ વાર તત્વજ્ઞાનની વાતો કહું છું પરંતુ એમ હોવા છતાં એ શું કોઇ પાગલ નથીજ હોતો કે શું? પાગલને ખાવા પીવાની પર્વા નથી હોતી, વસ્ત્રની પર્વા નથી હોતી, તેવુંજ અહીં પણ છે. હું તત્વજ્ઞાનની વાતો કહું છું તેથી શું થયું? કોઇ બ્રાહ્મણ ગાંડો થઇ જાય તો તે પાગલખાનાંમાં પણ વેદ પઠન કરે છે, અથવા શાસ્ત્રી હોય તે શાસ્ત્રની વાતો કહે છે; તેથી શું તે પાગલ નથી એમ ઠરે છે કે? પાગલપણું હોય છે જ. તેને પણ ખાવા પીવાની પર્વા નથી હોતી. ગમે તે ખાય છે, ગમે ત્યાં બેસે છે, અંગ ઉપર વસ્ત્ર હોય તો હોય અને નહીં તો ન એ હોય. એવી એની સ્થિતિ હોય છે. તેથી તેને પાગલ ઠેરવી તેની વ્યવસ્થા તમારે કરવીજ પડે છે કે નહીં? મને પાગલ ન કહો, પરંતુ હું બે વારસી છું, સઘળાનાં તરફથી મને ત્રાસ થાય છે તેથી મારી કંઇ પણ વ્યવસ્થા કરો. જોઇએ તો હું લેખી અર્જી આપું."

આવાં ઉદાહરણો બન્યાં છે. સત્પુરૂષ—અવસ્થામાં પાગલપણાનાં લક્ષણો આવ્યાં હોય છે, સરકારને સત્પુરૂષની શી ખબર?

**સરકારને સત્પુરૂષની પીછાન હોતી નથી.**

સત્પુરૂષમાં શી અઘટિત શકિત છે તેને ઓળખવાને શો પ્રકાર હોય છે, તેની મનુષ્ય અવસ્થાજ છે કે બીજી જ કંઇ અવસ્થા છે, તેની કલ્પના સરકારને નથી હોતી. સરકાર નામની જે અવસ્થા છે તેનાં લક્ષણો એટલે હું રાજા છું. બીજાંનાં રાજ્યો સર કરી તે પોતાના રાજ્યમાં મેળવી દઇ હવે અમારા શિવાય બીજો કોઈ સરકાર નથી, હમે પક્કા રાજા થયા વગેરે વગેરે એવું ભાન થઇ જો સરકારે તે લક્ષણો

પોતાનામાં ગ્રહણ કર્યાં હોય તો તેને સત્પુરૂષની ઓળખાણ નહીં પડે. સાર્વભૌમત્વ મેળવવાની શકિત આપણી નથી, કોઈપણ અંદરથી ગુપ્ત રીતે, તે શકિત તે ફોર્સ આપે છે, અને તેને લીધે આપણને સ્ફુરણ અથવા શકિત આવી અથવા બુધ્ધિ વિશાલ થઈ તેને લીધે અમને સાર્વભૌમત્વ મેળવવાની શકિત આવે છે, અમે અમારી મેળે સાર્વભૌમત્વ મેળવતા નથી, પ્રજાનું પાલન કરતા નથી, લોકો અમને રાજા કહે, પણ ખરી વસ્તુસ્થિતિ પ્રમાણે અમે રાજા નથી તે તેઓ જાણતા નથી. લોકો રાજા કહે, મુલકો સર કરવા, ધન મેળવવું, ઐશ્વર્ય ભોગવવું ઇત્યાદિ એવી બાહ્ય રીતે આવેલી બાજુ પોતાની પર લઇ તે અમેજ કર્યું, અમેજ મૂલક સર કર્યો, પૃથ્વી પરનું બધું ધન ભેગું કરવાનું સામર્થ્ય અમારામાંજ છે, અમારા જેવા રાજાઓ આજ પર્યંત થયા નથી, ઈત્યાદિ ઇત્યાદિ તેમના વિચારો ! પરંતુ આ સાર્વભૌમત્વ શી યુકિતથી પોતાને મળ્યું છે તેની તેમને ખબર હોતી નથી.

कर्तुमकर्तुमन्यथा कर्तुम् ।

એવા સમર્થ અમેજ છીએ એવું સરકારપણાનું જો તેમને ભાન હોય તો તેમને સત્પુરૂષની ઓળખાણ થશે નહીં. આવી રીતનું સરકારપણું, રાજાપણું, એકપક્ષી છે. એક બાજુ ફકત મજબુત બની, પરંતુ એથી ઉલટી જે બીજી બાજુ તૈયાર છે, તેનો અંગીકાર જ્યાં સુધી કરવામાં આવતો નથી ત્યાં સુધી તે રાજાપણું, સરકારપણું અધુરૂં, કાચું, એકપક્ષી છે. બેઉ બાજુ પૂર્ણ થયાં શિવાય તે બેઉ બાજુ તરફથી થવાનું જે કાર્ય તેનો અનુભવ આવતો નથી. પ્રાતઃકાળથી અસ્તમાન સુધી દિવસ અને તેથી ઉલટું અસ્તમાનથી પ્રાતઃકાળ સુધી રાત્રિ. આ બેઉ બાજુઓ જ્યારે ભોગવાય છે ત્યારે તેનું પરિણામ એટલે બુધવાર ગુરૂવાર અથવા અમુક તારીખ અમુક તિથી વગેરે તેટલી કાલ મર્યાદાને જે નામ આપવામાં આવ્યું હોય તેનું પૂર્ણત્વ થાય. સ્હવારથી સાંજ સુધીમાં એક તારીખ પૂરી થતી નથી; પણ આખો દિવસ

અને આખી રાત્રિનો પૂર્ણકાળ જેમાં હોય તેને પૂરી તારીખ કહે છે. હાલ અંગ્રેજ સરકારના અમલમાં એક રાત્રિના બાર વાગ્યાથી બીજી રાત્રિના બાર વાગ્યા સુધીમાં તેમની તારીખ પૂરી થાય છે. પરંતુ તેમાં કંઇક તત્વ છે. ગમે તે તત્વ લો તેમાં દિવસ અને રાત્રિ બેઉ હોય છે. આખી તારીખનો જે કાળ ઠેરવ્યો હોય તેમાં તે આવી જાય છે. પછી રાત્રિનો અર્ધો ભાગ આગળની તારીખમાં છો ને જાય ! તેવીજ રીતે સરકારે **कर्तुमकर्तुमन्यथा कर्तुम्** હું જ છું એવી એક બાજુ પોતાની પર લીધી. પરંતુ તેથી ઉલટી જે બીજી બાજુ છે તેનો સ્વીકાર જ્યાં સુધી તેમણે કર્યો નથી ત્યાં સુધી પૂર્ણતા નથી.

**પૂર્ણતા માટે ઉલટા સુલટા અનુભવની જરૂર.**

ધારો કે, એક જણે ફક્ત દિવસનોજ અનુભવ લીધો, રાત્રિ જોઈજ નથી; તે દિવસનો અનુભવ લઈ કહે છે કે અજવાળું દેખાય છે, ઝાડો દેખાય છે વગેરે. એમ હોય તો તે દિવસ અને તેજ શ્રેષ્ઠ. આ ઉપર બીજો કોઇ જો તેને કહે કે તું દિવસને શ્રેષ્ઠ કહે છે, પણ તને ફક્ત દિવસનોજ અનુભવ છે, રાત્રિનો અનુભવ તને નથી. ત્યારે તે કહેશે કે એક દિવસજ ફક્ત છે, રાત્રિ બાત્રિ વગેરે બીજું કંઇ નથી "**चक्षुर्वै सत्यम्**" આંખે દેખાય તેજ ખરૂં. બીજી બાજુ અમને દેખાતીજ જો નથી તો ખરી શું કામ માનવી ? આ ઉપરથી તે બીજો કહે છે તને જેમ દિવસ દેખાય છે તેમજ રાત્રિ પણ દેખાય છે.

પહેલો—તે શું આંખ વડે દેખાય છે ? એ તો ખોટી વાત છે. તમો ફાવે તેવાં ગપ્પાં મારો છો, તે અમો ખરાં સમજીએ કે ? રાત્રિ કેવી હોય છે તે કહો, જોઈએ.

બીજો—રાત્રે અંધારૂં હોય છે, કંઇ દેખાતું નથી.

પહેલો—કંઈ દેખાતું નથી, તો તે ખરૂં નથી.

બીજો—અરે, કંઇ દેખાતું નથી, એ દેખાય છે.

પહેલો—અરે રે, ત્યારે તો તમો પાગલ દેખાવ છો, તમારી સાથે બોલવાથી કંઈ ફાયદો નથી.

પરંતુ આ બીજા ગૃહસ્થે તેને પુષ્કળ રીતે સમજાવ્યો કે રાત્રે કોઇવાર ચંદ્રમા હોય છે, કોઇવાર નથી હોતો, ઘરબાર બધાં હોય છે, પણ દેખાતાં નથી. રાત્રીનો અનુભવ ન લો તો દિવસના અનુભવની પૂર્ણતા થવી શકય નથી. બેઉ બાજુનો અનુભવ લેશો ત્યારેજ દિવસનો અનુભવ લીધાની પૂર્ણતા થશે, રાત્રિનો અનુભવ જોયતો હોય તો તું જે દિવસનો અનુભવ લે છે તેનાથી ઉલટું ઉલટું બધું જુઓ. પ્રકાશ ન હોય તો કેમ હશે, સૂર્યનો પ્રકાશ છે તેથી દિવસ કહે છે. તે જો ન હોય તો કેમ હશે તેની કલ્પના કર. સૂર્ય હોય ત્યારે જે વ્યવહાર અનુભવમાં આવે છે તે જો સૂર્ય ન હોય તો તે ગુણધર્મ, તે લક્ષણો નાશ પામશે કે નહીં ? એમ કરી જુઓ; સૂર્ય ન હોય તો કેમ હોય તેનો અનુભવ લો.

પહેલોઃ—તે કેવી રીતે લેવો ?

બીજોઃ—આપોઆપ રાત્રિ આવે છે તેનો અનુભવ લેવાને બદલે તું જે દિવસનો અનુભવ લે છે તેથી ઉલટું કેવું હશે તે તુંજ ઠરાવ. તે તું ઠરાવશે કે તેની સાથેજ રાત્રિ પણ તેંજ ઠરાવી છે. તું જે ઠરાવશે તેજ તને દેખાશે. બીજું શું દેખાશે ? આવી રીતે તારી અક્કલ ચાલતી નથી તેથીજ તું એક બાજુનો અભિમાની બની બેઠો છે. જે વસ્તુનો આપણને અનુભવ આવે છે, તેજ વસ્તુ ઉપરથી તેની ઉલટી સ્થિતિનો અનુભવ લેવાની અક્કલ જેને છે તેજ પૂર્ણ થયો એમ સમજવું. પ્રત્યક્ષ જોવા કરતાં તુંજ તારી જાતે તે ઠરાવ અને તે પ્રમાણે જોતાં જોતાં પછી તને પ્રત્યક્ષ રાત્રિનો અનુભવ પણ આવશે.

આવો માર્ગ દેખાડયો તેથી તેના મનમાં આ વાત પકકી

ઠસી ગઈ કે આપણે હાલ જે અનુભવ લઇએ છીએ તેનાથી ઉલટા ગુણધર્મનું કંઈપણ હોવું જોઇએ, એવી એની ખાત્રી થઇ અને તેનો નિકાલ આવ્યો.

**અંધારાંની આગળ અને પાછળ શું હશે ?**

હવે આની ઉલટી બાજુનો વિચાર કરીએ. સૂર્યનારાયણ છે છતાં તેની જેને કલ્પના નથી એવો ફકત રાત્રિનો અનુભવ લેનારો છે એમ ધારો. એટલે કે તેનો અનુભવ પણ એક દેશીજ હોવાનો. તે કહે છે કે મારા જેવો બીજો કોઇજ નથી. જે કાંઇ બધું છે તે હુંજ છું. પણ તેને પણ દિવસનો અનુભવ દેખાડનારો કોઇ ગુરૂ મળે તો તે તેને કહે છે 'અરે અહીં તો બધું અંધારૂંજ છે. તને અહીં શું દેખાય છે ?'

પહેલોઃ—દેખાવાનું અહીં છેજ શું ? જગત્‌માં જે કંઇ હોય ન હોય તે બધુંજ અંધારૂંજ તો છે, બીજું કંઈજ નથી.

બીજોઃ—તે શિવાય બીજું કંઈ છેજ તો, નથી શેનું ? પરંતુ જે રીતનો અનુભવ તું લે છે, તે અનુભવમાં તું પૂર્ણ છે. હંમેશ અંધારામાં રહી, તેનીજ ઉપર તારો ભાવ ( પ્રેમ ) ઉત્પન્ન થયાથી તું તેવોજ બની ગયો છે. તેથી આ શિવાય બીજું કંઈ છે એની તને કલ્પના પણ નથી. જેનો તું અનુભવ લે છે, તે અંધારાંથી ઉલટી રીતે જઈને જોઇશ તો તને જુદોજ દેખાવ દેખાશે, અને સુલટી રીતે જોઈશ તો પણ જુદોજ દેખાવ દેખાશે.

પહેલો—અરે આ શું કહો છો ! ફકત અંધારૂંજ તો છે; તેથી ઉલટું સુલટું અથવા તેની આગળ પાછળ શું હોય ? તમોએ આ અંધારાની ઉલટી સુલટી રીતે જઇ જોયું છે કે ?

બીજો—હા, હા. તું પણ મારી પેઠેજ ઉલટું સુલટું શું છે તે સમજી લે. તું અંધારાંમાં કંઇજ દેખાતું નથી એમ કહે છે અને અંધારૂં દેખાય છે એમ પણ કહે છે. અંધારામાં પણ જો

એમ દેખાય છે તો તેનાથી ઉલટી સ્થિતિનું અને સુલટી સ્થિતિનું કંઈ પણ હોવું જોઈએ કે નહીં? આ જે અંધારૂં છે તેજ તેની આગળનો અને પાછળનો દેખાવ દેખાડશે. આ અંધારાંની પાછળ અને આગળ એ જુદા જુદા દેખાવો છે અને તે બેઉ દેખાવો આ અંધારૂંજ દેખાડશે. આ બેમાંથી આ અંધારાંની આગળનો દેખાવ જો જોશો તો તેની પાછળનો દેખાવ દેખાશે નહીં. તે જોવા માટે ફરી આજ અંધારાંમાં તારે આવવું પડશે. પરંતુ તે પાછળની બાજુએ જઈશ તો ત્યાંનો દેખાવ દેખાશેજ અને તેના આધાર વડે અંધારાંની આગળનો દેખાવ પણ દેખાશે. પણ હાલનું અંધારૂં દેખાશે નહીં. આ માટે પ્રથમ આગળનો દેખાવ જોવા કરતાં પાછળનો એટલે ઉલટો જે દેખાવ છે તેજ પ્રથમ જો.

આવી રીતે કહેતાં કહેતાં છેવટે તેણે એકજ યુકિત કહી કે તું જે અંધારાંનું અભિમાન લઈ બેઠો છે, તે અંધારૂં નથીજ એમ સમજ; અને એ ન હોય તો શુ હશે તેની કલ્પના કર એટલે અંધારાંની પાછળનો દેખાવ દેખાશે.

પહેલોઃ—મારા લક્ષમાં આ કાંઈ આવતું નથી. હવે તમેજ મને આગળના અને પાછળના બેઉ દેખાવો દેખાડો.

બીજોઃ—ઠીક. ત્યારે તને પ્રથમ આગળનો દેખાવ દેખાડું છું પણ તેમાં લુબ્ધ થઈ ન રહેતો. તરતજ પાછો ફરજે.

પહેલોઃ—હું તમારી પર વિશ્વાસ રાખું છું. અમને લુબ્ધ થઇ ભટકવા ન દેતા. સરળ રસ્તો દેખાડો.

આ દેખાવ દેખાડનાર સદ્ગુરૂજ હતા; તેમણે તેને અંધારાંની આગળની બાજુ દેખાડી. એટલે સૂર્યનારાયણનો અને જગત્નો માયિક ખોટો ઉપર ઉપરના સુખનો અનુભવ આપનારો દેખાવ દેખાવા લાગ્યો. જોતાંજ તેને ત્યાંથી નીકળવુંજ નહીં એમ થયું. તેથી તે પોતાના અંધકારને અને તેની પાછળના દેખાવને વીસરી ગયો અને ત્યાંજ લુબ્ધ થયો. જેમ અંગ્રેજ સરકાર સમુદ્રની પેલી

બાજુએ હતા, ત્યારે મેં જે અંધારાંનું વર્ણન કર્યું, તે અંધારાંમાં તેઓ હતા; પરંતુ જ્યારે તે સમુદ્ર ઓળંગી અહીં આવ્યા ત્યારે સૂર્યનારાયણના પ્રકાશ જેવો જગતનો દેખાવ તેને દેખાવા લાગ્યો. આ મુંબાઇ, આ ઘઉં, આ ચોખા, જે જન્મમાં જોયેલું નહીં તે દેખાવા લાગ્યું; તેવીજ રીતે સોનું, ચાંદી ઇત્યાદિ દેખાયું અને તેમાંજ તેઓ લુબ્ધ થઇ ગયા. હિંદુસ્થાન જોતાંજ લુબ્ધ બની તેમાંજ મુગ્ધ થઈ ગયાથી જાણે સૂર્યોદય પેઠે પોતાના અંધકારને વીસરી ગયા. તો પછી તે અંધકારની પ્હેલાંનું જે છે તે તેમને કયાંથી દેખાય? આથી અદૃષ્ટ રીતે રહેતો તેમનો ગુરૂ તેમને કહે છે " અરે પાછા હઠોને. " સરકાર કહે છે " ના, ના, જે છે તે સારૂં છે. પ્રત્યક્ષ દેખાવો દેખાય છે તે છોડી પૂરી અંધારામાં શા માટે લઇ જાવ છો, અનેક પ્રકારો, ઘઉં, પાંઉ, બિસ્કુટ, દારૂ ઈત્યાદિ મળે છે માટે હવે અમને પેલા બરફમાં ન લઇ જાતા."

આમ હું કહું છું તેથી તેમને ખરાબ તો લાગશે નહીં ને? કોટ, પાટલુન, ટાંગા, ઘોડા, મોટર ઈત્યાદિ તે સમુદ્રને પેલે પાર હતાં કે? હું જો કે એમ બોલું છું તો પણ તે અંગ્રેજ સરકારની બાજુ મારે દેખાડવાની છે. આ ઉપરથી તેઓ જો ગભરાય તો હું તેમને કહીશ કે, દુનિયાં ઉલટી થઇ જાય તોપણ હું તમારીજ બાજુ સિધ્ધ કરી આપીશ એટલું સામર્થ્ય મને ઈશ્વરે આપ્યું છે. અસ્તુ. મ્હારે શું, પ્રજા અને રાજા બેઉ સરખા જ; મૂળમાંથી ઝાડ અને ઝાડમાંથી મૂળ. પરંતુ જેમ વૃક્ષને વૃક્ષ પણું મૂળ વગર નથી, તેમજ વૃક્ષ વગર મૂળને પણ કોણ મૂળ (મૂળીઉં) કહે છે? મૂળ વગર વૃક્ષ રહેશેજ નહીં. મૂળ હોય તો વૃક્ષ અદૃષ્ટ રીતે સજીવજ છે. પરંતુ બી પણ નહીં, મૂળ પણ નહીં અને ઉપર ફળ પણ નહીં તો તેવા વૃક્ષનો કોણ ભાવ પૂછે? એટલે મૂળથી છુટું થયેલું ઝાડ જેમ નિરૂપયોગી હોઇ બી અને મૂળીઉં જ મૂખ્ય છે, તેમજ અંગ્રેજ મૂળમાં અથવા બીમાં રહે છે અને સ્વરાજ્યના અભિમાની જે છે તે ઝાડની ઉપર પાંદડાં જેમ હાલે છે તેમ હાલ્યાં હોય એમ દેખાશે. હિંદુસ્તાનની પ્રજા અંગ્રેજ

સરકારના બીમાંથી થયેલું વૃક્ષ છે. તિલક, ગાંધી જેવા જે છે તે તે વૃક્ષની ડાળીઓ હાલે તે પ્રમાણે હાલે છે અને બીજા તો ફક્ત પાંદડાં પેઠે જ હાલે છે. ખૂબજ જોશમાં હાલે તો ડાળી તૂટી પડશે; મૂળને શું થશે ? આ ફક્ત બોલુંજ છું; એની સાબીતી કરવા માટે તમારે પૂર્વ પીઠિકા સાંભળવી પડશે અને તે સાંભળશો તો તેમને શરણ તમારે જવુંજ પડશે. હું તો તેમને પરમેશ્વર સમજું છું.

પૃથ્વી ઉપર ભૂદેવ એટલે બ્રાહ્મણ અથવા રાજા એમ હું સમજું છું. બ્રાહ્મણ શબ્દની વ્યાખ્યા પ્હેલાં મેં આપીજ છે. તે પ્રમાણે હોય તો બ્રાહ્મણ; તેમ ન હોય તો બ્રહ્મ બીજમાંથી ઉત્પન્ન થયો તેથી તેને બ્રાહ્મણ કહો પણ તે નામનોજ બ્રાહ્મણ. ખરા બ્રાહ્મણનો ફાયદો તેવા બ્રાહ્મણથી નહીં મળે; પરંતુ તે બ્રહ્મબીજ નથી એમ નહીં કહેવાય. બીજરૂપે તે બ્રાહ્મણ છે, પણ વર્તનથી નથી. બ્રાહ્મણની વ્યાખ્યા પ્રમાણે ગુણધર્મ તેમનામાં હોય તો તે ભૂદેવ, નહીં તો નહીં. બ્રાહ્મણત્વ બીરૂપે તેમનામાં હોય તો તે બી ગમે ત્યારે નષ્ટ થશેને? કેરીનો ગોટલો વાવીએ તો તે બીરૂપે આમ્રવૃક્ષ છે; પરંતુ વિષવાળાં ગુણધર્મો દેખાડનારાં ઝાડો જો આજુ બાજુએ હોય તો તે બીનાં આમ્રવૃક્ષ દેખાડનારા ગુણધર્મો નાશ પામી જશે. તેમજ બ્રાહ્મણનું બી નષ્ટ થઈ શૂદ્ર જેવો, યવન જેવો તે બનશે. ભૂદેવનું દેવપણું કૃતિ ઉપર છે.

**બ્રાહ્મણ અને બ્રહ્મબીજ.**

( સ્વામીને ઉદ્દેશી )

जन्मना जायते शूद्रः संस्कारात् द्विजोच्यते ।

એવું એક તમારૂંજ વાકય યાદ આવ્યું. ભૂદેવપણું પ્હેલાંનું નથી અને પછીનું પણ નથી. તે કૃતિનું છે. બ્રાહ્મણપણાના સંસ્કાર કરી તેની પાસે કરણી કરાવી બ્રાહ્મણના ગુણધર્મ એટલે ભૂદેવપણું,

બ્રાહ્મણપણું એ અવસ્થાઓ લાવવી પડે છે. ત્યારે એ મૂળની તો નથી ને ? તેથી જ્યાં સુધી ભૂદેવ ગુણધર્મ તેનામાં છે ત્યાં સુધી તેને ભૂદેવ, બ્રાહ્મણ કહો; પરંતુ મૂળની કરણી ન કરતાં જો ઉલટી કરણી કરવામાં આવે તો તે બ્રાહ્મણપણું નાશ પામી જશે ને ? પછી બીજ પણ ક્યાંથી રહેશે ? બાપદાદાઓ કરણી કરતા હતા તેથી તેમને ભૂદેવપણું આવ્યું; તેવીજ કૃતિ તેમના વંશજો ન કરે તો પરંપરાએ તે બી નષ્ટ થઈ જશે અને **जन्मना जायते शूद्रः।** એવું શૂદ્રપણું એવુંને એવુંજ રહેશે. તમો પૂછશો કે, " ત્યારે બ્રાહ્મણ કુળમાં જન્મ લઈ બ્રાહ્મણત્વના કોઇ પણ સંસ્કાર ન થયા તો તેને બ્રાહ્મણ કહેવો નહીં કે ? તે મોટો થયા પછી સરકાર દરબારમાં પોતાની જાત બ્રાહ્મણજ કહેશે કે નહીં ? જો કે તેને ઉપરના અથવા ખરા સંસ્કારો થયા નથી તોપણ બ્રાહ્મણ શિવાય બીજું કંઈ તેને ( કોઈ પણ ) કહેશે નહીં. " પણ તે બ્રાહ્મણ એક સાઇડનો. બીજી સાઇડની એટલે સંસ્કારોની પૂર્ણતા થયાં શિવાય તેને પૂર્ણતા નથી; અને તે સંસ્કાર પ્રમાણે પૂર્ણપણે વર્તન થાય, એટલે બેઉ સાઈડો પૂરી થઈ તે પૂર્ણ ભૂદેવ થશે. પછી તેને બ્રાહ્મણ કહેવાને બ્રહ્મદેવના બાપની પણ બીક નથી. એ પ્રમાણેજ શૂદ્રે પણ જો સંસ્કાર કરાવી લીધા હોય તો તે પણ બ્રાહ્મણ બનશે અને સ્નાન સંધ્યા, સોળું ઓળું, નૈવેદ્ય, વૈશ્વદેવ વગેરે બધા વ્યવહારો બ્રાહ્મણ કરતાં પણ વધારે કરશે. એવું આજકાલ સત્ય સમાજમાં ચાલુ પણ છે. જુઓ કેવી અદલા-બદલી થઈ રહી છે ! બધુંજ ઉલટું છે. પૂર્ણ પરબ્રહ્મથી માંડી બધુંજ ઉલટું સુલટું થઇ રહ્યું છે. તેનો પૂર્ણ દેખાવ કહેવાને શી બીક છે ? મારૂંજ ઉંધું ચત્તું થયેલું પ્રત્યક્ષ દેખાય છે તો તે કહેવામાં શી બીક છે ?

જે વખતે પ્રથમ મારૂં ઉંધું ચત્તું થયું અને મને જે

દેખાવ દેખાવા લાગ્યો તે વખતે મેં કહ્યું કાળચક્ર બદલાયું.

**ભગવાન્ અને કાળચક્ર.**

કાળચક્ર એકજ; પણ તેમાં નાનામાં નાના અને મોટામાં મોટાં એવાં અનંત ચક્રો છે, અને પ્રત્યેક ચક્રને એક ઉલટી તો બીજી સુલટી એવી ગતિ છે. પરંતુ મૂળમાંનું કાળચક્ર એકજ ગતિથી ચાલુ છે. એમ હોઇને પણ કાળચક્ર બદલાયું એવી ભાષા વાપરવાનો મને પ્રસંગ આવ્યો. એનું કારણ મારૂં જન્મોજન્મનું ચાલતું આવેલું જે ચક્ર તે એકદમ બદલાઇ મૂળના ચક્રપ્રમાણે થયું. શાસ્ત્રમાં, પુરાણમાં ભગવાને ચક્ર ધારણ કર્યું એમ કહે છે. તે કાળચક્ર તેણે આંગળી પર ધારણ કર્યું છે. તે આંગળી જાણે ચક્ર ફેરવવાનો એક ધરી ( એકસલ ) જ છે. તે ધરી ફરતી નથી. તે સ્થિર રહે તોજ ઉપરનું ચક્ર ફરતું રહે. નીચેની આંગળી ધરી જેવી છે અને ઉપરનું સર્વ જગ કાળચક્રમાં છે બ્હાર નથી. કાળ અવસ્થા જગત્‌ને છે અને કાળચક્ર ધારણ કરનાર આંગળીને જેનો આધાર તે ભગવાન પ્રકૃતિ રૂપ છે. ભગ એટલે સ્ત્રીરૂપ. ભગ એટલે આંખ નાક ઈત્યાદિ છિદ્રો ભગવાનને સહસ્ત્ર ભગ પણ કહે છે.

સ્ત્રીરૂપે જે છિદ્ર છે તેનું નામ ભગ. આંખનો અને તેનો આકાર એકજ છે. પ્રત્યેક છિદ્ર કેમ ઉત્પન્ન થયું તેનું સામર્થ્ય શું, તેમાં શી અઘટિત ઘટના છે, એ ઘણું ગુપ્ત છે. તે સાર્વજનિક વિષય નથી. પ્રકૃતિરૂપે સ્ત્રીરૂપે ભગવાન્ ત્યાં છે અને તે શેષપર બેઠા છે. શેષ એટલે

स्थिरचर व्यापुनी अवघा तो परमात्मा दशांगुळें उरला ॥

( સ્થિરચર વ્યાપુની સઘળો તે પરમાત્મા દશાંગુલે ઉર્યો ॥ )

એવા જે શેષ રહેલા તે પર ભગવાન પડી રહ્યા છે. એવો તે એકજ દેખાવ છે એમ નથી, તો મૂળમાં એવા સેંકડો દેખાવો છે. સારાંશ, તે કાળચક્ર ફરતું હોય છે, અને તેમાં અનંત ચક્રો સાથે સાથે ઉલટાં સુલટાં ફરે છે, અને તેને ફ્રાંસ વિષ્ણુના

તરફથી મળે છે. ભગવાન્ વિષ્ણુ સ્ત્રી અને પુરૂષ પ્રકૃતિના છે; અને તે ઉભય પ્રકૃતિનું ઐક્ય દેખાડવા માટે તેમને ચાર હાથ છે.

કોઇ શૂદ્ર જો સર્વ પ્રકારે બ્રાહ્મણ ધર્મનો સ્વીકાર કરી એટલે શુદ્ધ ભાષણ, વેદપઠન સાધ્ય કરી લઈ તે પ્રમાણે વર્તન રાખી જો તે તમારી પંકિતમાં જમવા બેસે તો તમને કંઇ સમજાવવાનું પણ નથી; કારણ તમો બ્રાહ્મણ કુળમાં જન્મ્યા તેથી બ્રાહ્મણ, પણ તે વર્તન કરી બનેલો બ્રાહ્મણ છે. તમો નામના બ્રાહ્મણ છો, પરંતુ સંસ્કાર નથી; અને બીજાનો જન્મ શૂદ્રનો છે તો પણ સંસ્કારની પૂર્ણતા થયેલી હોવાથી તેને દ્વિજત્વ પ્રાપ્ત થયું છે. બેઉ બ્રાહ્મણ ઠર્યા. બેઉએ મળી બ્રાહ્મણત્વની પૂર્ણતા કરવાની છે. પરંતુ બ્રાહ્મણ કુળમાં જે જન્મ્યા છે તે કહે છે, "અરે આ તો શૂદ્ર ! તમો ભણ્યા ગણ્યા એટલે અમને પાંડિત્ય દેખાડો છો કે ? અરે તમો તો મહા દોષી છો. તમારે વેદપઠન કરવું નહીં, યજ્ઞોપવિત ન કરવું, એમ શાસ્ત્ર કહે છે.

શૂદ્રઃ—ગળામાં જનોઈ નાંખ્યું એટલે થયું કે ? ચામડાંનો પટો ગળામાં શું કામ નથી નાંખતા ? કુળને લાંછન લગાડવા તમો જન્મ લીધો છે.

બ્રાહ્મણઃ—સંસ્કાર ન હોય તોએ બ્રાહ્મણ કુળમાં અમારો જન્મ થયો છે.

શૂદ્રઃ—બ્રાહ્મણ કુળમાં જન્મ્યા તેથી શું થયું ? સંસ્કાર વગર દ્વિજ થોડાજ બનો છો !

એવી રીતનો વાદવીવાદ થાય તો પેલો સંસ્કૃત શૂદ્ર સંસ્કારીત થયેલો છે તેથી તેજ જય મેળવશે.

તમો કહેશો કે "અમારી ઉત્પત્તિ શું શૂદ્રથી થઇ છે કે તમો "**जन्मना जायते शूद्रः**" કહો છો ?" એ ઉપરથી કોઇ નિષ્પક્ષપાતી માણસ એવો નિર્ણય કરશે કે તમો બેઉ બ્રાહ્મણ છો. આ બ્રાહ્મણ કુળમાં જન્મ્યો તેથી અને બીજાએ સંસ્કાર કરવ્યા

તેથી તે બ્રાહ્મણ છે. બેઉ બ્રાહ્મણ. પણ બેઉ એક સાઈડથીજ બ્રાહ્મણ. આ ઉપરથી તે સંસ્કારવડે થયેલો શૂદ્ર બ્રાહ્મણ તારી મારી કરવા માંડશે, ત્યારે આ ન્યાય કરનારો તેને કહેશે, “ તું વગર કારણની ડંફાસ ન માર. ” તું મરીને જ્યારે બ્રાહ્મણ કુળમાં જન્મ લઈશ અને સંસ્કાર કરાવી (થઇ) તે પ્રમાણે વર્તન કરીશ, ત્યારે બેઉ બાજુ પૂર્ણ થઇ તું બ્રાહ્મણ બનીશ. ત્યાંસુધી તો તું અધુરોજ છે. જેને ફાવે તેણે ભગવાં કપડાં પ્હેરવાં અને બનવું સંન્યાસી ! ભગવાં કપડાં જોઇ લોકો તેને નમો નારાયણ કહે છે; તે ભગવાં કપડાંને અથવા તો તે કરણીને માન આપવું જોઇએ. પરંતુ તેની પૂર્ણતા થવા માટે દેહ પણ બ્રાહ્મણ કુળમાંજ હોવો જોઇએ. ”

વિશ્વામિત્રનો જન્મ બ્રાહ્મણ કુળમાંનો નહોતો; પરંતુ બ્રાહ્મણપણું શ્રેષ્ઠપણું આવે તેથી બ્રાહ્મણના ગુણધર્મ તેણે સ્વીકાર્યા અને બધી કરણી કરી પોતાને બ્રહ્મર્ષિ કહેવડાવવાને તેમણે પ્રયત્ન કર્યો; પરંતુ જેમ બ્રાહ્મણ બનેલો શુદ્ર ચોર પેઠે પંકિતમાં બેસવા પ્રયત્ન કરે તેમ વિશ્વામિત્રે કર્યું નહીં. વિશ્વામિત્ર ચોર પેઠે બ્રાહ્મણની પંકિતમાં ગયો નહીં; પણ તે તેમને શરણે ગયો અને કહ્યું કે મેં ખટપટ કરી તેવી કૃતિ કરી છે માટે મને બ્રહ્મર્ષિ કહો. છેવટે વસિષ્ઠ મુનીએ નિર્ણય કર્યો કે “ ત્હેં ક્ષત્રિય કુળમાં જન્મ લઇ ઋષિપણાનાં એટલે બ્રાહ્મણપણાંના ગુણધર્મો પૂર્ણપણે પ્રાપ્ત કર્યા અને તારૂં શરીર જો કે બ્રહ્મરૂપ થયું છે તોપણ તે એક બાજુનું હોવાથી તને અમો રાજર્ષિ કહીશું. તારૂં શરીર મૂળનું બ્રહ્મબીજનું નથી; છતાં તેથી તારી કરેલી તૈયારી ફોકટ જશે નહીં. તું ઋષિજ છે; પરંતુ જ્યારે આ શરીર પતન થશે અને બીજું શરીર બ્રાહ્મણ કુળમાં આવશે અને તે સંસ્કાર વડે જ્યારે તું પૂર્ણ થઈશ, ત્યારે તું બ્રહ્મર્ષિ થઈશ. છેવટે વિશ્વામિત્રે આજ શરીરમાં બ્રહ્મર્ષિ થવાનો ઉપાય પૂછયો. ત્યારે તે ઋષિએ કહ્યું કે “ તું બ્રહ્મતેજથી તારૂં શરીર બાળી મુક (લે) એટલે અમે તને બ્રહ્મર્ષિ કહીશું ” ત્યારે વિશ્વામિત્રે સૂર્યનારાયણના

તાપમાં શરીર દગ્ધ કરી લીધું અને પછી તેને વસિષ્ઠે બ્રહ્મર્ષિ કહી બોલાવ્યો.

**મૂળના અંધકારમાં જવાની યુકિત.**

આ ઉપરથી શું સાબીત થયું કે, બેઉ બાજુ જોયા શિવાય કાર્ય પુરૂં થતું નથી. પ્હેલાં કહેલો અંધારાંનો અભિમાની અંધારાંની આગળની બાજુએ જઈ સૂર્યનારાયણુના સર્કલમાં જગતનો અનુભવ લે છે, અથવા તો તેણે તે અનુભવ લીધો એટલામાં તેને પેલા ગુરૂએ જગાડયો કે તું કોણ છે તેની તને ખબર છે કે? તું અંધારાંમાંનો છે અને આગળની બાજુએ આવી જગતનો અનુભવ લે છે, પણ તારે અંધારાંની પાછળની બાજુનો પણ અનુભવ લેવાનો છે ને? તેથી આ જગત્નો અનુભવ હવે બહુ થયો. ચાલ હવે તારા મૂળના અંધકારમાં.

પેલોઃ---ના. હવે આજ ઠીક છે. હું અહીં પણ રાત્રે અંધકારનો અનુભવ લેઉં છું.

ગુરૂઃ—અહીં તું રાત્રિનાં અંધકારનો અનુભવ લે છે, પરંતુ જેની આગળ સૂર્યનારાયણુનો અનુભવ છે તેનાં મૂળ અંધકારનો અનુભવ તને નથી. તે મૂળ અંધકારની આગળ સૂર્યનારાયણુનું જગત્ અને તે જગત્માંથી થયેલો જે બીજો અંધકાર એટલે રાત્રિ, તે રાત્રિના અંધકારનો અનુભવ તું લે છે. રાત્રે ગાઢ નિદ્રા લેતાં જે અંધકાર હોય છે તે મૂળનો અંધકાર. તે અંધકારમાં તું પ્હેલાં કાયમનોજ હતો. ત્યાંથી તને હું અહીં લાવ્યો. હવે ફરી ત્યાંજા.

પેલોઃ—ત્યારે શું, હું હવે ગાઢ નિદ્રાજ લયા કરૂં?

ગુરૂઃ—હવે તે અંધકારની તારે જરૂર નથી. ઉતરવાના અને ચ્હડવાના દાદરો જુદા જુદા છે. ગાઢ નિદ્રા લઈ તે અંધકારમાં હવે તું જઇ શકીશ નહીં. કારણુ હઝારો સેંકડો વર્ષો કાયમનો તું ત્યાં હતો તેવીજ રીતે નિંદ્રાની સ્થિતિમાં જાગૃત થયા શિવાય

જો હાલ પણ તેવીજ રીતે રહેશે તો પહેલાંના અંધકારમાં ગયો હોય એવું થશે. પરંતુ હવે જાગૃત થઇશજ નહીં એમ જો તું કહે તો હવે તે તારા હાથમાં રહ્યું નથી; કારણ તેં આ સૂર્યનારાયણની ભાંજગડ જોઈ છે ! હું તને પહેલાં કહેતોજ હતો કે આગળ જઇશ નહીં, ફસાશે.

તે ભમેલો માણસ કહે છે—આ માટે એક બીજી ગાઢ નિદ્રા મારા ધ્યાનમાં આવે છે તે એ કે આ શરીર જાય એટલે હું તે મૂળના અંધકારમાં જઈશ.

ગુરૂ,–મરીને પણ તે મૂળનો અંધકાર તારા હાથમાં આવશે નહીં. જીવતાંજ જો તે અંધકારમાં જઇશ તોજ તે તને ઉપયોગી થઇ પડશે. આ ગાઢ નિદ્રામાંનો અથવા મરી ગયા પછીનો અંધકાર ઉપયોગનો નથી કારણ મરી ગયાં પછી પણ ગમે તેને પેટે જન્મ લઇ ફરી જાગૃત થશે. તે અંધકારમાં જવાને જીવતાંજ પ્રયત્ન કરશે તો તે મૂળનો અંધકાર તારા હાથમાં આવશે. જેમ ગાઢ નિદ્રામાં ગયાં પછી ફરી જાગૃત થવુંજ પડે છે, તેમ મરણ પછી જાગૃત થયાં જેવું થઇ ફરી જન્મ લેવોજ પડે છે. જન્મ ન જોયતો હોય તો ગાઢ નિદ્રા લઈ ફરી જાગૃત ન થવું જોઇએ. એમ જો તું કરી શકે તો તને ફરી જન્મ આવશે નહીં. એકવાર ગાઢ ઉંઘમાં પડયા કે, ફરી જાગવાનું કામજ નથી. પરંતુ ફાવે તો ( ઇચ્છા હોય તો ) જાગી પણ શકાય છે. એવી રીતની તારા સ્વાધીનની જો તે નિદ્રા બને તો મરી ગયાં પછી પણ તે અંધારામાં રહેવાનું તારા સ્વાધીનનું બને. જેમ ગાઢ નિદ્રામાંથી જાગવું એ તારા સ્વાધીનનું નથી તેમજ મરી ગયા પછી જન્મ લેવો ન લેવો એ તારા સ્વાધીનનું નથી. ગાઢ નિદ્રા સ્વાધીન રાખી પોતાની મેળે ફાવે ત્યારે જો જાગી શકાય તોજ જન્મમરણનો ફેરો ચૂકવી શકાય. મૂળ અંધકારમાંથી જેવી રીતે આગળ આવ્યો તેવીજ રીતે પાછળ જઇ શકાતું નથી. તેનો રસ્તો બીજો છે. જેમ આગગાડી ખંડાળાના ઘાટ પર ઠેઠ જઇ ત્યાંથી પાછી ફરે છે;

ત્યારે, "અરે! પૈસા આપ્યા, ટીકીટ લીધી અને ગાડી તો ફરી પૂનેજ જાય છે કે શું?" એમ થાય છે. પરંતુ ગાડી પાછળ ચાલી છે તો એ પરિણામ આગળજ જવાનું થાય છે (હોય છે). અંગ્રેજ સરકાર સામાન્ય છે કે? બ્રહ્મરૂપ કેમ બનવું એ એમણે પ્રત્યેક ચીજમાં શીખવ્યું છે. તે તમને બ્રહ્મરૂપમાં લઇ જઈ રહ્યા છે. ઘાટ ઉપરથી ગાડી પાછી હટે છે ત્યારે તે તેજ પાટા ઉપરથી પાછી ન જતાં બીજાજ પાટા ઉપરથી જાય છે. એવીજ આ ભાંજગડ છે. મૂળ અંધકારમાં ફરી પાછા પેસવાનો રસ્તો બીજો છે; તે રસ્તે જઇએ તો ફક્ત પુનર્જન્મ આવતો નથી. પુનર્જન્મ છે કે નહીં તેનો વિચાર કરીશું તે વખતે એવોજ નિર્ણય થશે કે, પ્રત્યેકને પુનર્જન્મ છે અને નથી. પ્રત્યેકને મરણ છે અને નથી, ઠીક. તે વખતે જે નીકળે તે ખરૂં. પરંતુ હાલ તો આપણે મૂળના અંધકારમાં જવાનું છે, તે રસ્તો આ પ્રમાણે:—જે અંધકારમાંથી આપણે સૂર્યનારાયણના સર્કલમાં આવ્યા તે સર્કલનો અનુભવ લેતી વખતે તેથી ઉલટો અનુભવ આપણેજ લેવો. એટલે તે લેતી વખતે તે અંધકારનો અનુભવ તમને આવશે. સૂર્યનારાયણના ગુણધર્મથી જે ગુણધર્મ દેખાય છે તેનાથી ઉલટું કરવું જોઇએ. સૂર્યનારાયણના સર્કલમાં આવી પરંપરાથી મનુષ્યનો આકાર લીધો, તે આકારને આધારેજ પાછા જઈ મૂળના અંધકારનો અનુભવ લેવો જોઈએ. આજ શરીરને આધારે સૂર્યનારાયણના સર્કલમાંની ક્રિયાની ઉલટ ક્રિયા કરી તે મૂળના અંધકારનો અનુભવ લેશે, ત્યારે ફરી જન્મ નહીં આવે. જન્મ આકારને છે. તમને અમને થોડોજ છે? આગળ આકાર માણસનો આવે છે કે ગધેડાંનો અથવા કેવો આવે છે તે કોને ખબર! જેવી કરણી હશે તેવો આકાર આવશે. કરણી નહીં હોય તો આકાર પણ નહીં. મૂળારંભમાં આકાર બીલકુલ નથી, તે સંસ્કારથી કરણીથી આવ્યો છે જેમ

"संस्कारात् द्विजोच्यते" તેમ "संस्कारात् आकारो वर्तते" એમ છે. વાસ્તવિક નિરાકારનેજ આકાર આવ્યો છે. એ સંસ્કારનું પરિણામ છે. સંસ્કારજ કંઇ ન હોય તો આકાર પણ ક્યાંથી

આવે ? જેમ બ્રાહ્મણ કુળમાં જન્મ લઈ બ્રાહ્મણત્વના સંસ્કાર ન હોય તો તે શૂદ્ર; તેવીજ રીતે કોઈપણ વાસનાના સંસ્કાર ન રહે તો તેને આકાર લેવાનો નથી. સંસ્કાર વાસનાને લીધે થયા હોય છે, અને તે સંસ્કારનું પરિણામ આ આકાર છે એ નક્કીજ છે. તે આકાર લેવો એટલે જન્મ. જન્મ ન જોયતો હોય તો જે અંધારાંમાંથી નીકળ્યા તે અંધારાંમાં કાયમના ગયા એટલે જન્મ નથી. "ત્યારે કેમ ભાઈ ! અમે ત્યાં પ્હેલાં તો હતાજને ? તો ત્યાંથી આગળ શું કામ લઈ આવ્યા અને આ ભાંજગડ શા માટે ? તો કરણીનું પરિણામ, આ આકાર આવશેજ.

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च

ભ. ગી. અ. ૨. શ્લો. ૨૭.

ધ્રુવ શબ્દથી અઢગ, કદી ન હાલનારૂં એવું કાયમનું ઠેકાણું સમજવું. તે ધ્રુવે અઢળપદ મેળવ્યું તેથી ધ્રુવ એટલે અઢળ એવો અર્થ થયો. આકારનો નાશ છેજ અને ફરી આકારની ઉત્પત્તિ પણ થવાનીજ એ નિશ્ચિત છે. આ ચક્ર બંધ પડતુંજ નથી. આ શા માટે શરૂ થયું ? પ્હેલેથી તો અમે કરણી કરી નથી ને ? તમો સંસ્કારનું પરિણામ આકાર એમ કહો છો; પરંતુ અમો જ્યારે અંધારામાં હતા ત્યારે શું કરણી કરતા હતા ? એવી રીતે પ્રશ્ન પૂછતાં પેલો સદ્દગુરૂ કહે છે, ત્યાં પણ તું કંઈ કરતો હતો તેથીજ તો તને આ સર્કલમાં લાવવાનો પ્રસંગ આવ્યો નહીં તો તને પાછળથીજ પાછળજ લઈ ગયો હોત. હું અંધારાંનો અનુભવ લેઉં છું, એવું જે તેં અભિમાન ધારણ કર્યું, તે કરણીનું પરિણામ તેનાથી ઉલટી બાજુ દેખાડશેજ. તેથી તને અહીં આણ્યો. અંધારાંનો અનુભવ લેતો હતો તે વખતે તેજ અવસ્થા પોતાની પર લાદી તે અંધારૂંજ તું છે એમ કહેતો હતો અને હવે દિવસની બાજુ સારી કહે છે; પણ આ બાજુ સારી નથી એમ સમજાવીને કહ્યાં પછી ફરી અંધારાંમાં લઈ જાવ એમ પણ કહે છે. ત્યારે હવે ગાઢ નિદ્રા અને મરણ એ રસ્તો ઉપયોગી નથી. હવે આકાર

આવવા માટે જે કરણીઓ તારા તરફથી કરવામાં આવે છે તે કરવી નહીં. પોતાની મેળે જે થાય તે થવા દે. પૂર્વ સંસ્કારના યોગથી જે ભોગ આવ્યા હોય, તે જેમ જેમ ભોગવાતા જશે તેમ તેમ સંસ્કાર નષ્ટ થતા જશે અને નવીન સંસ્કાર શીલ્લક ન હોવાને લીધે શરીર આવશે નહીં, એટલે સૂર્યનારાયણના પ્રકાશની અવસ્થામાં અનુભવ આવવા માટે તને આકાર નહીં આવે. એટલે કે હાલ તું જે સૂર્યનારાયણના પ્રકાશનો અનુભવ લે છે તે બંધ પડી ફરી તું તારા અંધકારમાં આપોઆપ જઇશ. સારાંશ, આપોઆપ (પોતાની મેળે) જે થાય તે થવા દે અને આપોઆપ જે આવે તે આવવા દે. તેનો નાશ થવા અથવા કરવા માટે તું નિમિત્તમાત્ર થતો નહીં; એટલે પ્હેલાં પેઠે તું તારા ખરા અંધારાંમાં તારી મેળે જઇશ. થવું ન થવું, આવવું–જવું, એ સૂર્યનારાયણની અવસ્થાને લીધે છે એમ સમજી સૂર્ય નારાયણની અવસ્થાને લીધે દિવસ રાત્રિનો અનુભવ જે રીતે તું હાલ લે છે તેનાથી ઉલટો અનુભવ લેવાનો હવે તું અભ્યાસ રાખ. દાખલા તરીકે, સૂર્યનારાયણ ન હોત તો કેમ થાત? ઝાડબાડ ન હોત તો કેવું હોત? આકાશ, વાયુ વગેરે પંચભૂતો ન હોત તો કેવું હોત? આપાણું શરીર ન હોત તો આપણે કેવા હોત? વગેરે હાલ જે તું સ્થૂલ દૃષ્ટિથી સ્થૂલનોજ અનુભવ લે છે, તે આ બધું ન હોત તો કેવું હોત અને તે વખતે આપણે કેવા હોઇએ છીએ? એવી રીતે સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવાનો તું અભ્યાસ કર. આ અભ્યાસની પૂર્ણતા થાય એટલે આખરે તને આ બધું કંઇ દેખાશે નહીં. એને તું વિસરી જઇશ; એટલે પ્હેલાં પેઠે તું તારા અંધકારમાં ગયો એમ થશે. એ બધું તારા એક જન્મમાં થાય તો ઉત્તમજ; નહીંતો આ જન્મમાં જેટલો અભ્યાસ થયો હોય તે કાયમ રહી, બાકી રહેલા અભ્યાસ માટે ફરી બીજો જન્મ લઈ તે પૂરૂં થશે; અને પછી તું તારા અંધકારમાં પ્હેલાં પેઠે જઈશ. એમ થાય એટલે સૂર્યનારાયણની અવસ્થાને લીધે ઉત્પન્ન થયેલો જે રાત્રિનો દેખાવ અને

નિદ્રા અવસ્થા તે પણ નાશ પામશે. પણ એટલું કરીને પણ જો તારાથી એ ન થતું હોય (તને એ ન ફાવતુ હોય) અને તું જે ફસી પડયા જેવો બન્યો છે તેમાંથી જો તારે હવે નીકળવું જ હોય, તો કોઇ સત્પુરૂષ મહાત્મા જે અહીંની બાજુએથી આવી પૂરી હાલજ કહ્યાં પ્રમાણે અભ્યાસથી કહો, અથવા તો કોઇ તેને ત્યાં લઇ ગયું હોય તેથી કહો, અથવા કોઇપણ પ્રકારે કહો, પ્હેલાં પેઠે પોતાના અંધકારમાં ગયો હોય, અને પૂરી અહીં આવવું અને ફરી અંધારાંમાં જવું એ જેને સ્વાધીન બન્યું હોય, તેને હૃદયમાં રાખી રહે. આ તેને હૃદયમાં રાખવાનું પણ એટલા તો પ્રમાણમાં થવું જોઇએ કે ફકત તે હૃદયમાં ધરેલાનોજ અનુભવ આવી પોતાના શરિરાદિક બાહ્ય ચીજોનો કંઈ અનુભવ આવે નહીં એવી અવસ્થા આવવી જોઈએ. એટલા પ્રમાણમાં ધ્યાસ થાય એટલે તેનાજ આધાર વડે પ્હેલાં પેઠે તું તારા અંધકારમાં જઈશ. હવે આ ધ્યાસ પણ જો તારાથી થતો ન હોય તો છેવટનો ઉપાય-એટલે કે તેવી અવસ્થાના સત્પુરૂષ મહાત્મા વગેરે જે હોય છે, તેમને અનન્ય ભાવે શરણ જઈ તેમની આજ્ઞા પ્રમાણે વર્તન રાખ; એટલું પણ કર. તેમની આજ્ઞામાં એટલા તો પ્રમાણમાં ચાલવું જોઇએ કે તારૂં જોખમ તે લે. તેના હુકમ પ્રમાણે આપણે ચાલીએ એટલે આપણું જોખમ તેને લેવુંજ પડે છે. એટલે આ એક પ્રકારની મુખ્ય સેવાજ છે. તેના હુકમ પ્રમાણે ચાલવાની જે સેવા છે તે વડે આપણા પરની જવાબદારી તેમની પર જઇ કાર્ય જલદી થાય છે. આથી ઉલટી બીજી પણ એક સેવા છે, તે કંઇ ? તો સત્પુરૂષ આપણા હુકમમાં આવે એ બીજી સેવા. કેટલાક માણસો સત્પુરૂષની સેવા પોતપોતાના મન પ્રમાણેજ કરે છે; પછી તે તે સત્પુરૂષને પસંદ પડે કે ન પડે ! પરંતુ તેમ કાં ન હોય, પણ નિશ્ચયપૂર્વક સેવાનું પ્રમાણ પૂર્ણ થાય ત્યાં સુધી જો કર્યાંજ કરે તો સત્પુરૂષ તેની જવાબદારી લે છે. પણ તે કયારે ? તો જે સેવા તેણે નિશ્ચયપૂર્વક કરવા માંડી હોય, તેની જવાબદારી જો તે સેવા કરનારો પોતાની પર

લેતો હોય તો ! તેમાં કંઈ વિઘ્ન આવે અને તે સેવા બંધ થઈ તો તે ફોકટ ગઈ; કારણ તે તે સત્પુરૂષે કરવાનું કહ્યું નહોતું. કર્મ ધર્મ સંયોગે તમો જે સેવા કરતા હો તે જો તે સત્પુરૂષને અનુકૂળજ હોય તો તો કંઈ હરકત નથી હોતી, પણ પ્રતિકુળ હોય તો તે કરવાની જવાબદારી સેવા કરનાર ઉપર છે. એવી રીતની જે સેવા હોય છે, તે પૂર્ણ થાય તો પણ તેને બહુ વખત લાગે છે. કારણ તેની જવાબદારી તે સત્પુરૂષ ઉપર નથી હોતી. એવી કોઈ પણ રીતે સદ્ગુરૂની સેવા પૂર્ણ થાય અને તે તેની સહાયથી ખરા અંધકારમાં જાય એટલે તેને તેજ અંધકારના આધાર વડે આપણે અંધકારમાં હોઇએ ત્યારે અથવા એમને એમ કેમ નથી કહેતા, (અંધકારમાં ન હોઈએ ત્યારે) તે અંધકાર એટલેજ સદ્ગુરૂ આપણે બનીએ છીએ અને પછી તે અવસ્થાને લીધે આપણને તે પાછળનો પ્રકાશ દેખાવવા લાગે છે. કારણ જોવાનું જે આ ફૉર્સ તે હવે ઉલટયું છે. તેથી તેને સૂર્યનારાયણનો પ્રકાશ એટલે તે અંધકારની આગળનો પ્રકાશ ન દેખાતાં, તે અંધકારની પાછળનો પ્રકાશ દેખાવવા માંડે છે. ત્યારે તે પ્રકાશમાં શું નથી? સર્વ કંઇ ન હોવા છતાં સર્વ કંઇ હોવાનાં પરિણામનો અનુભવ એટલેજ અખંડ સુખનો અનુભવ ત્યાં છે. આ અંખડ સુખનો અનુભવ આપણેજ અંધકાર બની આપણે લઇ શકીએ છીએ.

આટલું સાંભળી લીધાં પછી તે અંધકારમાંથી અહીં આવી ભમી ગયેલો માણસ સવાલ પૂછે છે કે "અરે, ગુરૂ મહરાજ, આટલી વાતો તમે મને સંભળાવી તે ઠીક થયું. પરંતુ અંધારાંમાંથી તમેજ મને અહીં લાવ્યા અને તે વખતે મારી સાથે તમે શરત કરી હતી કે તમે મને પ્રસાવા દેશો નહીં. અને હવે આ વાતો શા માટે કહો છો? મારી જવાબદારી તમારી પર છે; કારણ પહેલેથી મેં તમારી પર વિશ્વાસ મૂકયો છે. ત્યારે હવે મને આટલી બધી વાતો ન કહેતાં જ્યાંથી તમો મને લાવ્યા ત્યાં મને લઇ જઇ પહોંચાડો. નહીં તો મારી વ્યવસ્થા કરો.

ગુરૂઃ—આટલા ઉપાયો મેં તને કહ્યા. તેમાંથી ગમે તે કર અને મને છોડ.

ભ્રમીત થયેલો—હવે આવી વાતો તમો મને ન કહો. આ ઉપાયની પૂઠ પકડાવી તમે તમારી મેળે જશો નીકળી. પછી મારાથી આ ઉપાયે નહીં થાય અને તમે પણ નહીં હો. એટલે આ એ ગયું અને તે પણ ગયું! એટલે અમારે તો ભટકવાનો પૂરી પ્રસંગ છે તે છેજ! ત્યારે હવે હાથનું છોડી, નાસતા માણુસની પૂઠ પકડવા જેવું શા માટે મારી પાસે કરાવો છો? તમો મારા હાથમાં પકડાયા છો, તેથી હવે તમો મને છોડો અથવા હું તમને છોડું એ બરોબર નથી.

ગુરૂઃ—તું તારે ઠેકાણે જાય તે માટેજ તો આટલા ઉપાયો કહ્યા.

આવી રીતનું એ ગુરૂનું ભાષણ સાંભળી તે ભ્રમ પામેલો મનુષ્ય પોતાના મનમાં કહે છે કે "ગુરૂજી આપણને આવીજ થાપ આપી, આ ઉપાયોની પાછળ પાડી પોતે નાશી જશે અને આપણી થશે ફજેતી." એવી ધાસ્તીથી, ગુરૂજી તેને કહી ત્યાંથી જવા લાગ્યા એટલે તેઓ ત્યાંથી જાય નહીં તેથી એણે એમના પગ પકડ્યા; છતાં પણ ગુરૂજી જબરદસ્તીથી જવાજ લાગ્યા. "તને કહેલા ઉપાયથી તું આવ, મારા પગ ના પકડ, મને ન રોક" એમ કહેતા કહેતા ગુરૂજીએ ચાલ્યાંજ કર્યું અને આણે રડતાં રડતાં પકડયાંજ કર્યાં, હું અહીંજ રહયો અને તમો પણ ન હોતો મારી ફજેતી થશે. છેવટે થોડા પ્રમાણમાં ગુરૂજી દોડતાજ રહ્યા અને આ પણ તેવીજ રીતે પાછળ પાછળ દોડતોજ રહયો. એમ થતાં થતાં પોતાની ફજેતી થશે એ ધાસ્તીથી તેમને પકડતાં પકડતાં પોતે પોતાને વિસરી ગયો, પણ ગુરૂજીની પાછળ તેમને તેમજ દોડતો રહયો. હવે આ ફૉર્સ ઉલટયું. ગુરૂજી દોડી જવા લાગ્યા એટલે તે તેમનાં મૂળ ઠેકાણા પર જવા લાગ્યા. હવે એ ફૉર્સ ઉલટેલું હોવાથી ગુરૂજી એકદમ મૂળના અંધકારમાં ગયા. અને આ પણ પોતાને ભૂલીજ ગયો હતો. તેથી એ પણ અંધકારમાં

આવ્યો; અને બેઉ એકમેકને જોઇ ન શકે એવા બન્યા અને અંધકારમાં ગુપ્ત થયા. અને તે ગુરૂજીનું અને તે ભાટકા મારનાર એ બેઉનું તે અંધકારમાં ઐક્ય થયું. ફૉર્સ ઉલટેલું હોવાથી, અને તે ભાટકા મારનારે ગુરૂનો ધ્યાસ કર્યો હતો તેથી થોડા વખતમાં એકદમ પ્રકાશ દેખાયો; અને તે દેખાતાંની સાથેજ તેને એકદમ ગુરૂજીની યાદ આવી. પરંતુ ગુરૂજી અને આ એકજ થયા હોવાથી ગુરૂનું પ્રતિબિંબ સામેના અનંતમાં તેને દેખાવા લાગ્યું અને ફરી બેઉનો ભેટો થયો–તે અખંડ આનંદમાં! ત્યારે ગુરૂજીએ કહ્યું કે “ મેં તારી જવાબદારી લીધી હતી તે પ્રમાણે તને આ અખંડ આનંદમાં આણી નાંખ્યો. હવે તું તે હું અને હું તે તું ! ”

**વાસનારહિત થવાની જરૂર**

મુંબઇ જેવા શહેરમાં વ્યાપાર માટે એક ગૃહસ્થ આવ્યો. વ્યાપાર કરતાં કરતાં પુષ્કળ દિવસ થયા, હવે એને કંટાળો આવ્યો, તેથી હવે કાયમના ઘેર જઇએ એમ મનમાં લાવી, જો તે એકદમ ઘેર જવાની ઇચ્છા કરે તો તેનાથી તેમ થઈ શકતું નથી; કારણ ત્યાં તેની લેવડદેવડનો પુષ્કળ વ્યવહાર થયો હોય છે; તે પસારો તેમને તેમ અધુરો મૂકી જો તે ઘેર જાય તો બહુ દિવસ તેનાથી ત્યાં રહી શકાય નહીં. તે પસારા તરફ લક્ષ જઈ ફરી તેને ત્યાં જવુંજ પડશે. માબાપ તેને કહે કે જઇશ નહીં, તો, “ એમ કેમ બને, મારી ત્યાં લેવડદેવડ છે; જેમનું દેવું છે તે કેમ સ્વસ્થ બેસી રહેશે ? તે વૉરંટ અથવા સમન્સ મોકલશે. માટે એકવાર જઈ નિકાલ કરી આવું છું. ” એમ કહી દુકાન બંધ કરવાના હેતુથી તેને પાછા જવું પડશે. કોઈનો પૈસો આપવાનો નહીં કે લેવાનો નહીં, મુંબઇ જવાનું હવે કંઈ કારણ નથી, એવી વ્યવસ્થા કરી જો તે ઘેર આવે તો તે સ્વસ્થપણે ઘેર રહેશે. ફરી તેને મુંબઇ જવાનું કારણ રહેશે નહીં. મોજને ખાતર જાય તો તે વાત જુદી. તેવીજ રીતે જગત્માં આવી કોઈ મનુષ્યે અનેક પ્રકારના ધંધા કારભાર કરી અનેક પ્રકારની વાસના વગેરે વધારી જે સંસ્કાર કરી

લીધા તેને લીધે પુષ્કળ પ્રકારનો પસારો તેણે વધાર્યા જેવું થયું. પછી તે પસારાનો નિકાલ કર્યા શિવાય તેનાથી મૂળ ઠેકાણે કેવી રીતે જવાય ? સર્વ પ્રકારનો નિકાલ કરી જો મરે તો પછી જન્મ લેવાનું કારણ રહેતું નથી. શરીરના આકારનો જન્મ, એ આપણી વાસનાની તૃપ્તિ માટે કાંઇ સાધન જોઇએ, તે માટે સાધન તરીકે આવ્યો છે. વિષય સાકાર છે. તેમનું ગ્રહણ નિરાકારથી થતું નથી. કેરી ખાવાની ઇચ્છા થઈ તે શરીરને નહીં પણ જીવને થઇ. પરંતુ તે ખાવાને શરીર શિવાય તેને બીજું સાધન નથી. તેનું કામ ફક્ત વાસના કરવી, તેને વધારવી, અને તે વાસનાની તૃપ્તિ માટે તે વિષય કેમ મળશે તેનો વિચાર કરવો એ છે. પરંતુ તે મેળવવાને તેને કંઇ સાધન જોઈએ. તે નિરાકાર છે. કેરી ખાવાની થયેલી વાસના તૃપ્ત કરવા માટે મ્હોં જોઇએ, તે લેવાને હાથ જોઇએ, તે બજારમાંથી લાવવાને પગ જોઇએ, અને તે ખાઇને સમાધાન થવા માટે પેટ જોઈએ, તે કેવી છે તે જોવાને આંખ જોઇએ. તે ખાઈને જે મળ થાય તે વિસર્જન કરવા માટે ગુદ–દ્વાર જોઈએ, આ પ્રમાણે કેરી ખાવાની વાસના તૃપ્ત કરી લેવા માટે હાથ, પગ, મ્હોં, આંખો ઈત્યાદી સાધનો જોઇએ. જેમ જેમ જીવની વાસના વૃદ્ધિંગત થતી જાય છે તેમ તેમ તેને લાયક એવો આકાર આવે છે. લાકડાં ચીરવાની વાસના થઈ તો તેની તૃપ્તિ માટે કુહાડી એ સાધન છે. તે બીજી બાજુએ છે તેથી લાવી શકાય છે. તેજ પ્રમાણે વાસનાની તૃપ્તિ માટે જો આયતાં શરીરો મળતાં હોત તો તે લીધાં હોત અને જન્મનું કંઇ કારણ નહોતું. જમવા માટે ચોખા વાણીઆ પાસેથી લાવીએ છીએ; તેવીજ રીતે મ્હોં, હાથ પગ ઈત્યાદિ જો ત્યાંજ દુકાનમાં મળતાં હોત તો ત્યાંથીજ લીધાં હોત. પણ તેમ બનતું નથી. કુહાડી હાથમાં લઈ લાકડાં ચીરીએ છીએ; પરંતુ કુહાડી હાથમાં લેવાની વાસના ઉત્પન્ન થઈ તે વાસનાએ કુહાડી લીધી; તેને કંઈ સાધન જોઇએ ને ? કુહાડીને દાંડો છે, ધાર છે, પણ તે નિરાકાર જીવ લાકડાં ચીરવા માટે તે

કુહાડીને કેવી રીતે ઝાલે ? તેથી હાથની જરૂર પડી. તે કુહાડીનું પાનું ઝાલવા, દાંડો સાધન બન્યો. તે કુહાડી કંઇ એની મેળે જ લાકડાં પર પડતી નથી. તેથી હાથ એ તેનું સાધન છે. એકંદર કહીએ તો કુહાડીનું સાધન દાંડો, દાંડાનું સાધન હાથ, હાથનું શરીર, શરીરનું મન જીવ ઈત્યાદિ પરંપરાથી આ સાધનોજ છે. એક લાકડું ચીરવાની વાસનાને લીધે આટલા સાધનોની જરૂર પડી. વાસનાની તૃપ્તિ માટે ન્હાનાં મોટાં, આઘેનાં પાસેનાં સાધનો ભેગાં કરવાં પડે છે. તે સાધનોમાં પાસેનું સાધન શરીર અને તે વગર જેવી જેવી વાસના થાય તેવાં તેવાં જુદાં જુદાં સાધનો લેવાં પડે છે. લાકડાં માટે કુહાડી, તેમજ જમવા માટે ખુમચો, વાટકી, ઇત્યાદિ સાધનો લેવાં પડે છે. ભાત રોટલી ખાવાને સાધન હાથ, તેવીજ રીતે કુહાડી ઝાલવાનું સાધન પણ હાથજ. જેવી વાસના હોય તેવાં સાધનો અને તેનો ઉપયોગ પણ ભિન્ન ભિન્ન. સારાંશ, વાસના પ્રમાણે તેની તૃપ્તિ માટે તેવાં સાધનો ભેગાં થાય છે અને તે સાધનોની સહાય વડે તે વાસનાના વિષયો ગ્રહણ કરી જીવ તૃપ્ત થાય છે. આ શરીર આવ્યાં પછી આકારથી આકાર વધ્યો. પરંતુ આરંભમાં આ શરીર કયાંથી આવ્યું ? તો પ્રથમતઃ આવેલો આ જન્મ તે દૃઢ વાસનાનુંજ પરિણામ છે. જેમ જેમ વાસના દૃઢ થાય, જેમ જેમ આત્મા વાસનાબદ્ધ થાય, તેમ તેમ તે જીવને ઘનીભાવ આવે છે અને તે વાસનાઓની દૃઢતાથી આકાર આવે છે. જગત્‌માં જોવું, ખાવું, પીવું ઈત્યાદિ વાસનાને લીધે, તેની તૃપ્તિ માટે એક એવું સાધન જોઇએ કે જેને લીધે હઝારો સાધનો મેળવી શકાય; એવું મુખ્ય સાધન એટલે શરીર સહિત મન અને નવદ્વારો, દશેંદ્રિયો ઇત્યાદિ જે યોજના તે સ્થાનમાં થઈ તે તે દૃઢ વાસનાના પરિણામનું દર્શક છે. પરંતુ શરીર એ સ્વતંત્ર વસ્તુ નથી. તેને કુહાડી જેવું સાધન આપણે બનાવ્યું છે. વાસનાના દૃઢીકરણને લીધે તે ઉત્પન્ન થયું છે; તેથી તે જીવ વાસના તૃપ્ત કરતી વખતે મુગો ચુગો બેસે કે ? આ સાધન તેને ફાવે તેવા વિષયની ઉત્પત્તિ માટે અને

ભોગ માટે ઉપયોગમાં લાવી શકાશે. આ ઉપરથી શરીર એટલે સાધન એ સિધ્ધ થયું, અને જન્મ એટલે સાધન રૂપ શરીર ઉત્પન્ન થવું એ પણ સિધ્ધ થયું. તે શરીર વાસના તૃપ્ત કરવા માટે છે. પરંતુ વાસનાજ જો ન હોય તો તેને શેની જરૂર ? લાકડાં ચીરવાની જરૂર નહીં હોય તો કુહાડીની પણ જરૂર નથી. ધારો કે એક સુતાર છે, તેની પાસે પુષ્કળ હથીયારો છે, પરંતુ તેને વાસના થઈ કે વિવિધ પ્રકારનું લાકડાંનું નકસીકામ કરવું; તો તે માટે નકસી કામને યોગ્ય એવાં નાંનાં નાંનાં હથિઆરો તેને ભેગાં કરવાં પડે છે અને મોટાં કામ માટે વાંસલો, કરવત વગેરે મોટાં હથીઆરો તે ભેગાં કરે છે. આ હથિઆરો તે સાધન થયાં. તેને સુતારીની મતલબ, આશા, વાસના દૃઢ થઇ તેથી તેણે હથીઆરો ભેગાં કર્યાં, અને કામ કરવા લાગ્યો. પરંતુ આ સર્વ સાધનમાં મુખ્ય સાધન તેનું શરીર. કહેવાનું એ છે કે, આ શરીરરૂપ સાધનને જે ઉપયોગમાં લેવાની વાસના કરશો. તે ઉપયોગમાં તે લઇ શકાશે. કર્મ ધર્મ સંયોગે જો તેને તે કર્મનો કંટાળો આવે અને તે જો નિશ્ચય કરે કે હવે સુતારી ન કરવી તો હથિઆરો ફ્કત ઘરમાં પડી રહે છે. કોઈ આવે અને કહે કે આટલું કામ કરી આપો, તો તે કહે છે " મેં ધંધો છોડી દીધો છે " એવી રીતે જો ઇચ્છા બંધ પડે તો હથીઆરનું કારણ નથી. ( હથીઆરની જરૂર નથી ) તે બગડે તો તેને દુરસ્ત કરવાની જરૂર નથી, જતાં રહે, ચોરાઇ જાય તો પણ તેની પર્વા નથી. કારણ વ્યવહારજ બંધ પડયો. આ ઉદાહરણ એકદેશીય છે; પરંતુ મેં કહ્યું છે કે જીવ અનેક પ્રકારની વાસના માટે મુખ્ય સાધન તરીકે શરીર ઉત્પન્ન કરે છે. પરંતુ જો કંઈ પણ વાસનાજ ન રાખે તો તેને શરીરની જરૂર પણ શી ? અને જો જરૂર (કારણ)જ નથી તો ભલેને તે શરીર જતું હોય તો જાય ! તેને તે શરીરનું શું કરવાનું છે ? બધા કરતાં શ્રેષ્ઠ, પાસેનું, સર્વ પ્રકારે ઉપયોગી થઇ પડનારૂં સાધન શરીર છે અને તેની સાથે નિકટ સંબંધ હોવાથી શરીર એટલેજ આપણે બન્યા છીએ. તેથીજ ફ્જેતી

થઇ છે. પરંતુ તેતો ફક્ત સાધન છે એમ ઠરાવી તેને જુદું કરવું ( રાખવું ).

શરીરની ઉત્પત્તિ એટલે જન્મ લેવો. આ સાધન મેળવવા માટે માબાપની જરૂર પડે છે; કારણ તે બજારમાં મળતાં નથી.

**દૃઢ વાસના પ્રમાણે શરીરઉત્પન્ન થાય છે**

દૃઢવાસના પ્રમાણે શરીર ઉત્પન્ન થાય છે. મનુષ્ય અવસ્થામાં તે જીવ આવી જેવી જેવી વાસના કરે, તે તૃપ્ત કરવાને મનુષ્ય -શરીરની જરૂર હોય તો તે મનુષ્ય-શરીર લેશે અને મનુષ્ય શિવાય બીજાં કોઇ શરીરની ગરજ હોયતો તે તે શરીર લેશે. વાસના થાય કે તરતજ તેનો નિકાલ કરવો જોઇએ. એક તો તેનો નાશ થવો જોઇએ, અથવા તેનો વેગ જ્યાં સુધી જાય ત્યાં સુધી જવું જોઈએ. પત્થર ફેંકીએ પરંતુ જો તેને વચ્ચેજ નડતર આવે તો તે ત્યાંજ અટકશે, નહીંતો તેને જેટલો વેગ આપ્યો હોય તે પ્રમાણમાં જશે. પછી જો વાસનાનું પરિણામ એવું થયું હોય કે તે વાસના માટે જનાવરનું શરીર લેવાની જરૂર પડે તો તે શરીર લેવુ પડશે. જેમ પોથી એ વાંચવાનું સાધન, લોટો એ જંગલ જવાનું સાધન, જમવાને મ્હોં અને હગવાને ગાંડ એ સાધનો જોઇએ છે. તેવીજ રીતે મનુષ્ય જન્મ થયો તેથી શું થયું? તે સાધન વડે એવી વાસના વા ક્રિયા થઇ ગઈ હોય છે કે તે માટે તે જીવને પશુનું શરીર લેવું પડે છે. પશુનુંજ શું પરંતુ ડુકર, ગધેડાં, કાગડો ઈત્યાદિ પશુ પક્ષીનાં પણ શરીર લેવાં પડે છે. મનુષ્ય શરીરનો સ્વભાવ ધર્મજ એવો છે કે ફાવે તેવી વાસનાઓ કરવી અને તે વાસનાઓની તૃપ્તિ માટે સાધનો મેળવવાં. દવાખાનામાં એવી એક વસ્તુ નિર્માણ કરી મૂકી હોય છે કે પુષ્કળ પ્રકાર ( ના દર્દો )માં તેનો ઉપયોગ કરી શકાય છે. કોઇ વસ્તુજ એવી હોય છે કે, તેજ મુખ્ય હોઇ ફાવે તેના ઉપયોગમાં તે આવી શકે છે. તમારા લક્ષમાં આવે તે માટે શેનું ઉદાહરણ આપું કહો જોઇએ? હું ઠીક યાદ આવ્યુ. મારી આંખો રૂપીઆને ભૂલી ગઇ તેથીજ મને રૂપીઆનું ઉદાહરણ યાદ ન આવ્યું કે શું? કોણ

જાણે ! ઠીક. રૂપીઆ હોય તો તે વડે ફાવે તે કામ અથવા અનેક પ્રકારના ઉદ્યોગ ધંધા થાય છે. તેમજ આરંભનું સાધન મનુષ્ય શરીર છે. તેનાથી ફાવે તેવી વાસનાનું ઉત્પન્ન થવું તૃપ્ત થવું વગેરે વ્યવહારો થાય છે. બીજાં શરીરો એટલાં ઉપયોગી થઈ પડતાં નથી. જેમ રૂપીઆ વગર બીજા પરચુરણ પદાર્થો વડે ફાવે તે કારભાર કરી શકાતો નથી, મજુરને મજુરી આપવાને અથવા કોઇ પણ વસ્તુ લાવવાને પૈસાજ જોઇએ છે. ચાલો ભાઇ આ લાકડાંજ પડયાં છે તેમાંનાંજ પાંચ પચાસ લાકડાં આપી ધાન્ય લાવીએ એમ ધારીએ તો તેમ બનતું નથી તેમજ મનુષ્ય શરીરરૂપ સાધન વગર વાસના તૃપ્ત થઈ શકતી નથી. મનુષ્ય શરીરનો સ્વભાવજ એ છે કે વાસના ઉત્પન્ન કરવી અને તેની તૃપ્તિ કરવી. “ અન્ન જોઈને ભૂખ, અને પાણી જોઇ તૃષા ” એવી એક કહેવત છે. તૃષા ન હોય તોપણ પાણી જુએ કે છોકરાં તેનો ફાવે તે ઉપયોગ કરે છે.

વાસના પુષ્કળ પ્રકારની થાય છે. તેમાં કેટલીક દુર્વાસનાઓ થાય છે. તે વાસનાની જેવી ઘટના હોય તે પ્રમાણે તેની પૂર્ણતા માટે તેવુંજ શરીર લેવું પડશે કે નહીં ? ધારો કે નાટકમાં જઇ સ્ત્રી પાર્ટ લેવાની વાસના થઈ કે તેની સાથેજ સ્ત્રીઓનાં ચિન્હો લુગડાં ચોળીઓ બંગડીઓ ઈત્યાદિ લઇ તે સ્ત્રી બન્યો અને સ્ટેજ ઉપર આવી હાવ ભાવ કરવા લાગ્યો. આ શરીર પુરૂષનું હોઈ સ્ત્રી થવાની વાસના થયાથી પુરૂષ શરીર છોડી દઈ સ્ત્રીનું શરીર લઇ શકાતું નથી તેથી બાહ્ય પોષાખથી, વેષથી, તે સ્ત્રી બન્યો, પરંતુ સ્ત્રી થવાની દૃઢ વાસના થઈ તેમાંજ જો તેનું છેવટ થાય તો તેને બીજે જન્મ સ્ત્રીનોજ આવશે, સ્ત્રીનું શરીર લેવું પડશે. આવાં પુષ્કળ ઉદાહરણ મળી આવશે. જેમ જેમ વાસના દૃઢ થશે તેમ તેમ નંબરવાર શરીરો લેવાં પડશે. ગામડા ગામમાં બ્હાર જંગલ જઇએ તો આજુ બાજુથી ડુકકરો ગુ ખાવા આવે છે. તેને જોઈ આપણે વિચાર કરીએ છીએ કે “ એમને આમાં શી લહેજત આવતી હશે ? એવી વાસના સહજ ઉત્પન્ન થઇ અને સહજ તે ભુલાઇ જવાઇ અને તે નીકળી ગઈ, તો તેનો કંઇ સંબંધ રહયો નહી;

પરંતુ તેની લહેજત લેવા આપણે ડુકકર થઇએ એવી વાસના જો કે દૃઢ ન થાય, છતાં પણ જો તેની વારંવાર યાદ આવ્યાં કરે તો તે ધીમે ધીમે પકવ દશાએ પહોંચે છે. પછી ધારો કે ફલાણાએ બહુ ત્રાસ આપ્યો તેનું વેર લેવાની વાસના દૃઢ થઈ અથવા ફલાણાનું દેવું છે તે આપવું જોઇએ તેથી મનુષ્ય–અવસ્થાની વાસના દૃઢ થાય તો મરી જઈ મનુષ્ય જન્મ લઇ તે માણસ તે કાર્ય કરશે; પરંતુ તે પહેલાં ડુકકર થવાની વાસના જે અર્ધી હતી તે જો પૂર્ણ થાય તો એક ડુકકરનોજ જન્મ લેવો પડશે. જેમ આ, તેમજ પરમેશ્વર માટે દૃઢ વાસના ધરીએ અને તે પરિપકવ થાય તો પરમેશ્વરનો જન્મ આવશે.

કેટલાંક ઝાડ જલદી અને કેટલાંક મોડાં થાય છે. તેવીજ રીતે જે કેટલીક વાસનાઓ પકકી દૃઢ થઈ હોય તેમની તૃપ્તિ કરી લેવા માટે તેવું શરીર પ્રથમ આવે છે; પછી તે મનુષ્યનું હોય કે બીજા કોઇનું હોય.

આ મનુષ્ય શરીરદ્વારા અઘટિત ઘટના પણ થઈ શકે છે. જે વખતે સર્વ પ્રકારની વાસના તૃપ્ત થશે અથવા વાસના રહેશેજ નહીં, ત્યારે શરીરની જરૂર નથી હોતી તેથી તે શુદ્ધ અવસ્થામાં જશે. પણ જ્યાં સુધી એમ થાય નહીં ત્યાં સુધી જન્મ મરણ ચુકશે નહીં. "અમારૂં શરીર બંધ થયા પછી અમે વાસના બંધ કરીશું" એમ કહો તો તેમ થતું નથી. કારણ વાસનાનેજ આધારે શરીર ઉત્પન્ન થયું છે. ગમે તે વાસના હોય, તેની તૃપ્તિ માટે શરીર જોઇએ. તેથી વાસનારહિત થવાની જે વાસના તે માટે પણ શરીર જોઇએજ છે. વાસનારહિત થવાનો પ્રયત્ન કર્યો પણ અનુભવ આવ્યો નહીં. એમ વિચાર આવી જો મરણ થાય, તો વાસનારહિત અવસ્થા કેવી હોય છે તે અનુભવવાની ઇચ્છા રહીજ છે; તેથી તે યોગ્યતાનું શરીર મળે છે અને તે શરીરરૂપ સાધન વડે શાસ્ત્ર પ્રમાણે વાસનારહિત થવાનો ઉપાય કર્યાં કરે છે, અને તેજ આગળ ઉપર યોગી વા સત્પુરૂષ થાય છે. તમારી વાસનારહિત અવસ્થા જો હમણાંજ થઇ જાય તો પછી જન્મ નથી. તેથી સર્વ શાસ્ત્રમાં, સર્વ

ધર્મમાં વાસનારહિત થવાનાજ ઉપાયો કહ્યા છે. તે પ્રમાણે ચાલશો તો કોઈ પણ ધર્મ પ્રમાણે જન્મ નહીં રહે. પ્રત્યેક ધર્મના મૂળમાં જન્મમરણનો અનુભવ ન લેવો એવી યોજના છે. મુસલમાન, પારસી, ક્રિશ્ચિયન, વગેરે ધર્મો શા માટે ઉત્પન્ન થયા ? તો તે તે ધર્મમાં લોકો તે તે ધર્માજ્ઞા પ્રમાણે ચાલે, વાસનારહિત બને અને જન્મમરણનો ફેરો ટાળે. તેથી પ્રત્યેક જાતિને તેનો તેનો ધર્મપંથ લાગુ પડે છે. અને તેને અનુસરીનેજ તેઓ તેમની ભાષા વાપરે છે. મુસલમાન કહે છે કે પુનર્જન્મ નથી. જે પોતાના ધર્મ પ્રમાણે ચાલે છે તેજ ખરો ધર્માભિમાની. અમુક એક પંથનું અભિમાન ક્યારે ધારણ કરવું ? તો તે પ્રમાણે ચાલતા હોઇએ ત્યારે. બધા ધર્મપંથો જન્મમરણનો અનુભવ ન આવે એટલા માટેજ છે. અમે અમુક ધર્મના, અમે અમુક પંથના, એવી ભાષા વાપરવામાં આવે છે, પરંતુ કૃતિ કંઈ તેવી હોતી નથી. કોઈ પોતાના ધર્મને અનુસરી કહે કે પુનર્જન્મ નથી તો તેનો અનુભવ તેણે લીધો છે એમ નથી. તે એટલુંજ કહી શકશે કે “ અમારા ધર્મમાં પુનર્જન્મ નથી. ” એ ઉપર અમારે એટલુંજ કહેવાનું છે કે, દરેક ધર્મમાં એજ કહ્યું છે કે પુનર્જન્મ ન લેવો. અને ધર્મ પ્રમાણે ચાલવાનો ગુણજ એ છે કે વાસનારહિત થવાય. પ્રત્યેક ધર્મના તત્વવેત્તાઓ જુદા જુદા હતા. તેમણે મનુષ્ય પૂર્ણ વાસનારહિત થાય એ શક્ય નથી એ જોઇ, કેટલીક થોડી વાસના શિલ્લક રહી જાય તો પણ આગળ પર શરીર ન આવે તે માટે જે નિયમો કાયમ કરી મૂક્યા છે તેનેજ ધર્મ અથવા ધર્મપંથ કહે છે. તે નિયમ પાળનારને ફક્ત થોડી વાસના બાકી રહી હોય તો પણ પુનર્જન્મ નથી. યોગી લોકો પૂર્ણપણે વાસના રહિત થવાનો પ્રયત્ન કરે છે. બધા તેવા થઇ શકતા નથી; તેથી ધર્મ પ્રમાણે ચાલવાથી તે વાસનારહિત થાય છે. આ ઉપરથી શું સાબીત થયું ? તો પૂર્ણ વાસનારહિત થવું શક્ય નથી તેથી કેટલાક પંથવાળા પુનર્જન્મ છે એમ કહે છે. તેમનું કહેવાનું એ છે કે જો વાસના બંધ નહીં પડે તો શરીરરૂપ સાધન પણ બંધ પડશે નહીં.



રવિવાર તા. ૨૭ મી જુલાઈ સને ૧૯૨૪ અષાડ વદ ૧૧ શકે ૧૮૪૬

**શેઠ નોકર પરંપરાથી પતિ પત્ની-પતિ પત્નો પરંપરાથી ઈશ્વર અને ભકત-ઇશ્વર અને ભકત પરંપરાથી સદ્‌ગુરૂ શિષ્ય-સદ્‌ગુરૂ શિષ્ય પરંપરાથી આદિ સ્રી પુરૂષ-પ્રકૃતિ અને અનંત-ભાસમાન પ્રકૃતિની વ્યાખ્યા-શરીરરૂપી આગગાડીનો ડબ્બો-સંભાવિતપણાંના ત્રણ પ્રકાર-ભાસમાન પ્રકૃતિને આધારે અનંતનો અનુભવ 'સમજ' સારી કે 'અણુસમજ' સારી-વસ્તુજ્ઞાન કેમ ઉત્પન્ન થાય છે-'અણુસમજ' સારી-'અણુસમજમાંથીજ' સર્વ સુખની પ્રાપ્તિ-'અણુસમજ' મેળવવા માટેજ સદ્‌ગુરૂપાસે જવું-પરમેશ્વરીઅવસ્થા માટે અણુસમજમાં જવાની જરૂર-જ્ઞાન એટલેજ અણુસમજ-આરંભમાં મૂળમાં 'સમજ' હોઇ તે 'અણુસમજ' દેખાડે છે-'અણુસમજ' કેવી રીતે ઉત્પન્ન થઈ?**

શિષ્ય, ભકત, પત્ની અને નોકર એ ચારેની સ્થિતિ સરખીજ હોય છે. શિષ્યને ગુરૂ, ભકતને દેવ, પત્નીને પતિ, અને નોકરને માલીક એ તેમના માલીકજ છે. આપણે જેને આપણો માલીક માન્યો હોય, તેને જેમાં સુખ થાય એ બાજુ જે વડે સાધ્ય થાય એવો પ્રયત્ન પ્રત્યેકે કરવો. જે કામગિરી જેની પાસે છે, તે કામ જો તેનાથી બરોબર અજાવવામાં આવે તોજ તેને આ બધાં નામ યોગ્ય ગણાય. કામગિરી એ બધાંની એકજ; પરંતુ પર્યાય (વ્યવહાર) થી આ ચાર પ્રકાર થયા છે.

પ્રત્યેકનું જે કામ હોય તે તે પૂર્ણ પણે બજાવવામાં આવે, તેમાં કંઈપણ કમીપણું રહે નહીં, તો પછી શિષ્ય, ભકત, પત્ની અને નોકર એ ચારે એકજ થાય છે અને પતિરૂપે તેમની એકજ વ્યકિત બને છે અને સદ્‌ગુરૂ દેવ, પતિ અને માલીક એ ચારે પછી ઐકયત્વને પામે છે અને તેમની છેવટે પત્ની રૂપે એકજ વ્યકિત બને છે. આવી રીતે ઉલટ સુલટ થઇ તે બેઉ બાજુ આદ્ય સ્ત્રી પુરૂષ એટલે આદિમાયા અને પરમપુરૂષ થઇ બેસશે. ખરી રીતે તો સદ્‌ગુરૂ, દેવ, વગેરે ઉપરના ચાર અને ભકત શિષ્ય વગેરે નીચેના ચાર નથી. પણ ફકત એકજ માલીક અને એકજ નોકર હોય છે. તે નોકરે માલીકની ઈમાને ઈતબારે પૂર્ણ નોકરી કરી હોય અને માલીક અને નોકરનો ઐકયભાવ થયો હોય તો માલીક સમજે છે કે આવો નોકર મને જન્મો જન્મ નહીં મળે અને નોકર સમજે છે કે આવો માલીક મને જન્મો જન્મ નહીં મળે. આવી રીતે તે બેઉનો એકેક પર જો અત્યંત પ્રેમ થઇ જાય, તો આગલો જન્મ નોકરને નોકરનો અને માલીકને માલીકનોજ આવશે એવું કંઇ નથી પણ તેની અદલાબદલી થઈ એટલે કે માલીક સ્ત્રી રૂપે અને નોકર પુરૂષ રૂપે જન્મ લઈ પ્હેલાંના ઋણાનુબંધનને લીધે પતી અને પત્નીના સંબંધથી જોડાઈ તેમના પ્રેમની વૃધ્ધિ થાય છે અને સ્ત્રી હોય તો આવીજ હજો એમ વરને લાગે છે અને વર હોય તો જન્મો જન્મ આવોજ હજો એમ તે કહે છે. આવી રીતે તે પ્રેમ વધતાને વધતા પ્રમાણમાં થતો જાય છે અને પછી તેજ બે ઉપરના દરજજા લેતાં લેતાં આગળ પર જ્યારે તે બેઉ ઇશ્વર અને ભકત એ દરજ્જામાં જાય છે ત્યારે ઇશ્વર ઉપર તે ભકતનો અત્યંત પ્રેમ અને ભકત ઉપર પણ પરમેશ્વરનો અત્યંત પ્રેમ વધે છે, તે એટલો બધો વધે છે કે, ઇશ્વર કહે છે “ આવો ભકત મને

**માલીક ( શેઠ ) નોકર પરંપરાથી પતી પત્નિ.**

**પતિ પત્ની પરંપરાથી ઇશ્વર અને ભક્ત.**

મળશે નહીં. ” તેથી તે ભકતનો ફાવે તે ત્રાસ સહન કરે છે, અને ભકત કહે છે કે “ ઇશ્વર શિવાય મારે બીજું કંઇ પણ નહીં જોઇએ. ” એમ થતાં થતાં તે ઇશ્વર ભકતનો પ્રેમ અત્યંત વધીને અદલાબદલી થતાં થતાં તેમને સદ્ગુરૂ અને શિષ્ય એવી અવસ્થા

**ઈશ્વર અને ભકત પરંપરાથી સદ્ગુરૂ અને શિષ્ય.**

આવે છે. આ સદ્ગુરૂ–શિષ્યની પ્રેમની અવસ્થા બ્હારથી જોકે ન દેખાય તો પણ તેમનો પ્રેમ અંદરથી વધતોજ જાય છે. બાહ્ય રીતે જોકે તે બે પુરૂષો દેખાય છે; તો પણ તે મૂળના પ્રકૃતિ-પુરૂષ હોય છે; તેથી તે બેઉનુ એવું તો ઐકય થાય છે કે સદ્ગુરૂ સ્ત્રી રૂપ બની શિષ્યને પતિરૂપ આપી તેને આનંદનો અનુભવ આપે છે અને એથી ઉલટી રીતે પણ એટલે સદ્ગુરૂ પતિરૂપ અને શિષ્ય સ્ત્રી રૂપ બની આનંદનો અનુભવ લે છે.

તમો સ્ત્રી પુરૂષો વ્યવહારમાં પરસ્પર એકએક એકેકની પાસે હોયાં શિવાય આનંદ લઈ શકતાં નથી. તેમ ત્યાં નથી. શિષ્ય ગમે તેમ તેટલો દૂર હોય અથવા ગુરૂ ગમે તેટલો દૂર હોય તો પણ તે પરસ્પર એકેકનો આનંદાનુભવ લે છે; કારણ તે બ્રાહ્માનંદ કંઈ માપેલો થોડોજ છે. તમે લોકો માપેલા આકારના આધાર વડે જે આનંદ લ્યો છો તે આનંદ પણ તેટલા પ્રમાણનો માપેલોજ આવશે. તેવું ત્યાં નથી. ગુરૂને શિષ્યની યાદ આવી એટલે પછી તે શિષ્ય પાસે હોય કે હઝારો કોસ દૂર હોય તો પણ તે આનંદરૂપે સામે આવે છે. ત્યાં આકાર બાકાર કંઈ નથી. શિષ્ય એટલે નિરાકાર આનંદ. શિષ્ય શબ્દનો અર્થજ તે છે. શિષ્ય શબ્દની વ્યાખ્યા પાછળ ગમે ત્યારે થઇ ગઇ હોય એમ લાગે છે. એમ ન હોય તો આગળ ગમે ત્યારે આવશે, પરંતુ થોડામાં કહું તો સર્વ સ્થિરચર વ્યાપીને ઉરેલો જે પરમાત્મા તેનું નામ શિષ્ય. ન ખુટનારો બે માપ એવો આનદ જે છે તે તે ઉરેલામાં છે. અને તે ઉરેલો એટલેજ શિષ્ય. ત્યારે શિષ્ય એટલે નિરકાર આનંદ એમજ થયું કે નહીં ? ગુરૂને શિષ્યની યાદ

આવતાંજ તે આનંદનો સમુદ્ર ઉછળે છે અને તે આનંદનો અનુભવ આવે એટલે તેને કંઇપણ આકાર હોયાંનો ભાસ થાય છે. જેમ પવનને કંઇ આકાર નથી પણ તે શરીરે લાગે એટલે અનુભવ આવે છે ને ? તે પ્રમાણે તે શિષ્ય અવસ્થા જેને આવી હોય; એવો આકારવાન્ પુરૂષ, અથવા તેના હૃદયમાં દેખાનારી સ્ત્રી જો પાસે હોય, તો તેનાથી થતા આનંદનો અનુભવ લેવા માટે ગુરૂને તેના આકાર સાથે વળગવું પડતું નથી. તે અવસ્થામાંનાં જે કેટલાંક સ્ત્રી પુરૂષ છે તે એકેકને ન વળગતાં એટલે સ્પર્શ પણ કર્યા શિવાય એકેક પાસેથી આનંદ લે છે. ઘણાંખરાં તે આઘે આઘે પુષ્કળ અંતર ઉપર હોય છે; છતાં તેમને તેઓ પાસેજ હોય એમ લાગે છે. પુષ્કળ દૂર હોય તો પણ પાસેજ લાગે છે અને ખૂબ પાસે હોય તો ખૂબ દૂર લાગે છે એવી સ્થિતિ ત્યાં છે. જેમ ભગવાન્ શેષ પર પડયા છે અને લક્ષ્મી તેમના પગ નીચે બેઠી છે, એટલે તે તદ્દન પાસે પાસે છે એવો દેખાવ ચિત્રમાં તમને દેખાય છે, પરંતુ ખરી રીતે તે એકેએકથી ખૂબ દૂરજ છે. જગત્‌ને એક છેડે તેણી અને જગત્‌ને બીજે છેડે પેલા એવી સ્થિતીમાં રહી પરસ્પર ઉત્પન્ન થતા આનંદનાં પરિણામ જગરૂપનો અથવા તો જગત્ બ્હાર જે શુદ્ધ સત્ અનંત છે તે રૂપનો અનુભવ લે છે. ફાવે ત્યારે તેઓ એકેકની અદલાબદલ કરે છેઃ પરંતુ તે કરતી વખતે તેમને માણસોની પેઠે જન્મ લેવો પડતો નથી.

**સદ્‌ગુરૂ–શિષ્ય પરંપરાથી આદિ સ્ત્રી પુરૂષ**

પણ ફકત સાન્નિધ્યને લીધે ભાસમાન પ્રકૃતિને આધારે તે ઉભયના પરસ્પરનાં નિરાકાર આનંદનું એની મેળે આકર્ષણ થતું જાય છે અને તે આપોઆપ આકર્ષણ ક્રિયા જે થાય છે તે તે ભાસમાન પ્રકૃતિના સ્વભાવને લીધેજ થાય છે; અને તેમાંજ આનંદ છે. તમો જેમ સ્ત્રી ઉપર પ્રેમ કરો છો અને પુત્રોત્પત્તિ કરો છો, તે જાતનો તે વ્યવહારનો આનંદ નથી પણ બ્રહ્માનંદ છે. એવી રીતે જે નોકર માલીક

હોય છે તેજ આગળ ઉપર પરંપરાથી સ્ત્રી પુરૂષ, ઇશ્વર ભકત, થતા થતા આદ્ય પ્રકૃતિ–પુરૂષ પર્યંત જઈ પહોંચે છે અને તે આનંદરૂપ અનંતનો અનુભવ લે છે. એવા સત્પુરૂષની મજલ અહીં સુધીનીજ હોય છે એમ નથી પણ તેથી આગળ પણ પૂર્ણ આનંદ અવસ્થામાં તે નિમગ્ન હોય છે અને આ બાજુએ અહીંઆં પણ ફાવે ત્યારે હોય છે.

અનંત એટલે જેને અંત નહીં તે. સ્થિરચર વ્યાપી ને ઉરેલો સત્ વગેરે જેને કહે છે તે અનંત. તો પણ એવા આ અનંતનો પત્તો લગાડવાનો ( શોધવાનો ) **પ્રકૃતિ અને અનંત** પ્રયત્ન કરવો અથવા તો તેનો પત્તો લાગ્યો એવી અજ્ઞાની લોકે ગમે તેવી સમજુત કરી લેવી તે પણ પ્રકૃતિને આધારેજ થાય છે. જો કોઇ શાણો વિચારવંત ખરા સાધનને આધારે અને બહુજ બારીકાઈથી એનો શોધ કરવાનો પ્રયત્ન કર્યાંજ કરે, તો તેની શોધ કરતાં કરતાં તે પ્રયત્નનો અંત આવવા માંડે તો પણ તેનો પત્તો લાગશેજ નહીં પરંતુ જેની શોધ માટે આ પ્રવૃત્ત થયો તે શોધ કરનારજ આ શોધી આપનાર પ્રકૃતિરૂપ સાધન સહિત (તે રૂપ) બની જશે.

પ્રકૃતિ માપેલી છે; તેને અંત છે. ગમે ત્યારે માપ એટલે પ્રમાણ નકકી થઈ તે પ્રમાણનો અંત એટલે માપનો અંત આવે છે. ત્યાંજ અંત શબ્દ લાગુ પડે છે. એટલે કે ગમે તેટલા પ્રમાણનું કમી અથવા અધિક માપ એટલે મર્યાદા હોયાં શિવાર; અંત શબ્દની ઉત્પત્તિ થતી નથી. એવી મર્યાદિત છે એટલેજ કોઈપણ વસ્તુને અથવા પ્રકૃતિને અંત છે અને એવી અંતવંત પ્રકૃતિને લીધે અનંત શબ્દ ઉત્પન્ન થયો. માપેલ જે છે તે માપેલા વડે બેમાપની શોધ કરવાનો પ્રયત્ન કરે તો તેને તે બેમાપનો પત્તો કેવી રીતે લાગે ? કારણ પત્તો લગાડનાર પણ માપેલા અને જે પ્રકૃતિના સાધન વડે પત્તો લગાડવાનો તે પ્રકૃતિ પણ માપેલીજ. તેથી મપાયલી જે પ્રકૃતિ તે શોધવા માંડે તો આખર સુધી તેને તે

અનંતનો અંત જડશેજ નહીં. પરંતુ એવી મપાયલી પ્રકૃતિ દ્વારે જોવા જઈએ તો તે બેમાપ પણ માપેલાં જેવું એટલે મર્યાદિત હોય તેવું દેખાય છે.

તમો જગત્‌માં માપેલા છો તેથી બ્હારનું બધું બે માપ છે છતાં માપેલુંજ જુઓ છો. જ્યાં ઘર નથી, બાર નથી, ઝાડ નથી, લીલોતરી નથી, કંઈ નથી, એવું ફકત મેદાન જ છે એમ સમજો. તે મેદાનની મધ્યમાં ઉભા રહી ચારે બાજુએ જોવા માંડીએ તો માપેલોજ ભાગ દેખાશે. ખરી રીતે તે માપેલો નથી. આકાશ ગોળાકૃતિ દેખાઈ સર્વે બાજુથી જમીનને ટેકી રહ્યું હોય એમ દેખાશે; અને એવું દેખાય એટલે તમો કલ્પના કરશો કે કઢાઇની આકૃતિનું લોખંડના ટોપલા જેવું આકાશનું ઢાંકણું છે તેની નીચે જમીન અને તેમાં આપણે છીએ એવો માપેલો દેખાવ તમે જોશો. તે માપેલા છેવટના છેડા પાસે તમો જવા માંડો એટલે જેમ જેમ તમો આગળ આગળ જશો તેમ તેમ તે માપેલું સર્કલ આગળને આગળ જતું જશે અને તેનું છેવટ ( તેનો છેડો ) તમને કદી પણ દેખાવાનો નથી. પરંતુ કંઈ યુકિતથી તમો તે છેડા ઉપર જાઓ તો ત્યાંથી પણ ફરી તેટલાજ પ્રમાણનો મર્યાદિત આકાશનો ભાગ દેખાશે. આ ઉપરથી શું સાબીત થયું કે, વસ્તુતઃ તે બે માપ છે પણ માપેલાના આધારથી જોવા માંડયું તેથી તે પણ મર્યાદીત દેખાવા લાગે છે.

પરંતુ તે આદિ પ્રકૃતિ જે છે, એટલે આદિ પ્રકૃતિની અવસ્થામાં જે ગયો છે તે, માપેલું પણ જોશે અને બેમાપ પણ જોશે. “ તે વળી તે અનંતને કેવી રીતે જોશે એમ પૂછો તો પ્રથમ તે માપેલું જોશે અને તે માપેલાંના આધારથી પછી તે અનંત જોશે; એટલે કે તેને અંત નથી એવો અનુભવ લેશે. અનંતનો અનુભવ લેવો એટલે શું ? એટલે કે “ તે કયાંઈ નથી એવું નથી ” એવો અનુભવ લેવો; તે સર્વત્ર હોઇ પૂરૂં થતુંજ નથી એવો અનુભવ લેવો એટલેજ અનંતનો અનુભવ લેવો. એવા

આ અનંતના અનુભવ માટે કયાંઇ પણ જા આવ કરવાની જરૂર હોતી નથી, પણ તે અનુભવ ગમે ત્યાં અને ગમે તે ઠેકાણે રહીનેજ લઈ શકાય છે. જો માપેલોં અનુભવ તેણી ન લે તો અનંતનો અનુભવ તેને કદી પણ આવશે નહીં. અનંત એટલે બેમાપ, પુષ્કળ. આ પુષ્કળનો અનુભવ પણ તમો શા વડે લો છો? આ ચોખા ઘઉં વગેરે પુષ્કળ છે. એમ કહો છો "અરે પુષ્કળ એટલે કેટલા ?" એમ પૂછવામાં આવે તો કહો છો "ખૂબ છે, માલ ખૂબ પડયો છે," એમ કહો છો ખૂબ હોય, પુષ્કળ હોય તો કેટલા છે કહેશો? જેનું માપ થયું હોય તે માટે તમો કહેશો કે ચોખા એક ખાંડી છે, ઘઉં બે ખાંડી છે, ગોળ દસ થાપી છે. પરંતુ પુષ્કળ, ખૂબ એમ જે કહે છે તેનો અનુભવ તે કયાંથી લાવ્યા ? તો પ્રથમ તેમણે માપેલાનો અનુભવ લીધો હોય છે કે એક ખાંડી ઘઉં આટલા હોય છે; પાશેર અર્ધો શેર, મણ, ખાંડી, ઇત્યાદિ પ્રમાણો જે તમારા અનુભવમાં હોય છે, તેના આધારથી બેમાપ જે હોય છે તેને પુષ્કળ ખૂબ વગેરે કહે છે. ખાંડી મણ વગેરે માપ કહાડવાની સવડ ન હોત તો પુષ્કળ, ખૂબ વગેરે કયાંથી લાવ્યા હોત? તે વખતે "પુષ્કળ" એ શબ્દ નીકળ્યો પણ ન હોત અને તેનો અનુભવ પણ નહીં આવ્યો હોત. પુષ્કળ, ખૂબ, અતિશય વગેરે શબ્દો જ્યાં માપ ગણત્રી ન થયાં હોય ત્યાંજ લાગુ પડે છે. ઠીક, તે ધાન્યને અથવા ગોળને માપ ગણત્રી તમે શેને આધારે લગાડયાં ? તો તમો પોતે મપાયેલા છો તેથી તે મપાયેલી શરીર પ્રકૃતિના ધર્મને લીધે તમો બધોજ પ્રકાર માપેલો જુઓ છો; પરંતુ શરીર પ્રકૃતિનો સ્વભાવ બે બાજુનો છે; એટલે કે તે માપેલું પણ જુએ છે અને બેમાપ પણ જુએ છે. કોઇ કોઇવાર તમો માપો છો અને કોઇ કોઈવાર માપ્યાં શિવાય પણ લો આપો છો, અથવા તો ન માપેલાં ન ગણેલાંનો અનુભવ લઈ તેનો ઉપયોગ પણ કરો છો. એવા આ તેના તે સ્વભાવને અનુસરી માપેલું જે જગત અને બેમાપ જે અનંત એ બેઉનો તેણી અનુભવ લઈ શકે છે, આવી રીતનો આ જે અનુભવ

તે, તે આદિ પ્રકૃતિનો જાતિ સ્વભાવજ છે; અને તે આદ્ય પ્રકૃતિ જે છે તે પણ માપેલીજ છે. પરંતુ મોટી વસ્તુમાં તે મોટી હોઈ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને સ્પષ્ટ હોઈ ભાસમાન અવસ્થામાં પણ તે છે.

પરંતુ તમારી શરીર પ્રકૃતિના સંબંધમાં નાનું મોટું કરવું, તેમાં ફેર બદલ કરવો એ એક તમારે સ્વાધીન નથી. તમારૂં શરીર પ્હેલાં સાડા ત્રણ હાથનું થોડું હતું ? જન્મ્યા ત્યારે એક વેંત દોઢ વેંત હશે. પરંતુ તે તમારી ઇચ્છા વિરૂદ્ધ વધતું ગયું. ધારો કે કોઇ છોકરો સાત આઠ વર્ષનો છે. અને તે કહે કે હું હવે વધીશ નહીં, મોટો થઈશ નહીં, તો તે કેમ ચાલે ? તમારૂં નાનું મોટું થવુ એ સર્વ પ્રકારે પરસ્વાધીન છે. "આપણે નાના થયાનો અનુભવ આપણને આવે છે કે ?" એમ પૂછો તો "હા આવે છેજ." મોટાપણાનું વધવાનું બંધ થયું એટલે તે શરીર નાંખી દો છો અને વેંત દોઢ વેંતનું શરીર લેવા માટે ફરી માના પેટમાં જાવ છો. પરંતુ ક્રમે ક્રમે સત્પુરૂષ-અવસ્થામાં ગયેલા જે મૂળના માલીક-નોકર તે એક, ફાવે ત્યારે બેઉ રહે છે અને ફાવે ત્યારે ઐક્યત્વ લઇ એકજ આદિ પ્રકૃતિ રૂપે રહે છે અને અત્યંત આનંદનો અનુભવ લે છે. તમારી પેઠે તે પર સ્વાધીન નથી.

અહીં જડ વસ્તુનો અનુભવ વધારે છે તેથી તે આનંદ થોડો મળે છે. આનંદને આકાર નથી. તે કેવળ અનુભવવાની વસ્તુ છે. સ્થુલ-દૃષ્ટિએ અનુભવ આવે એવી તે વસ્તુ નથી. અત્યંત અનુકુલ વેદન લેવાનું છે, એટલે અત્યંત ચાહની, પ્રેમની અને આનંદની જાણ કરી લેવાની છે. તે અત્યંત સુખનો પ્રવાહ એક સરખો વહે છે. તે આનંદ નિરાકાર છે. તે આનંદ જો તમારે લેવો હોય તો નિરાકારથી નિરાકારનું ગ્રહણ થઇ શકતું નથી, અને આપણા સ્થૂલ શરીર રૂપ જડ સાધન વડે તે આનંદ લઇ શકાતો નથી, તેથી તે લેવા

**ભાસમાન પ્રકૃતિની વ્યાખ્યા.**

માટે ભાસમાન પ્રકૃતિની જરૂર છે. ભાસસાન પ્રકૃતિ એટલે જેને આકાર નથી પણ અનુભવમાં આવે છે તે. જેમ વાયુને આકાર નથી પણ તે અનુભવમાં આવે છે. તેવાજ પ્રકારની તે જડ વા સ્થૂલ પ્રકૃતિ નથી પણ પોતાનો અનુભવ લેવા માટેજ ફક્ત આધારભૂત છે તેને લીધેજ તે ફક્ત ભાસમાન એવી તે પ્રકૃતિ હોય છે. ભાસમાન પ્રકૃતિની અવસ્થા આરંભમાં મૂળમાંજ છે. પરંતુ તે પરમાનંદ લેવાના ઉપયોગની નથી. છતાં તેજ જો આગળ ઉપર ધીમેધીમે જગતરૂપે મનુષ્ય અવસ્થા સુધી પહોંચી જડરૂપે જગત્નો અનુભવ લઇ જો ફરી પાછી ફરે, અને તેને આવેલું જડરૂપ તોડતાં તોડતાં ફરી પૂર્વપદ ઉપર કેવળ ભાસમાન અવસ્થામાં જાય, તો પછી તે ભાસમાન પ્રકૃતિ તે પરમાનંદ ગ્રહણ કરવાને ઉપયોગી થઈ પડે છે. એવી રીતે ઉલટવાને (પાછી ફરવાને) સેંકડો લોકો પ્રયત્ન કરે છે, પણ સદ્‌ગુરૂની કૃપા વગર તે ઉલટી થતી નથી.

તે આનંદ સર્વત્ર ભર્યોજ છે. જગત્‌માં અથવા જગત્‌ની બ્હાર તે વગર બીજું કંઇજ નથી. આ ઉપરથી કોઈ એમ પૂછે કે “ કેમ, સત્ અને ચિત્ એ પણ ત્યાં હશેજને ? ફક્તજ આનંદ કેવી રીતે ? ” તો, સત્ ચિત્ અને આનંદ એ સર્વ સતત એક જગ્યાએજ હોય છે અને તે કદી બંધ પડતાંજ નથી. હમણાંજ ભાસમાન પ્રકૃતિનું જે વર્ણન કર્યું તે ભાસમાન પ્રકૃતિની અવસ્થા જેને આવી હોય તેને આ સત્ ચિત્ અને આનંદ એક જગ્યા-એજ હોયાનો અનુભવ અને આનંદ આવશે. તેને આનંદાનુભવ લેવામાં ખલલજ પડતું નથી, એ આ સત્ શબ્દથી દેખાડવામાં આવ્યું છે. તેની લહેજત કહેવાનું શકય નથી. પરંતુ અંદરની અંદર જે મઝા આવતી સમજાય છે તે ચિત (શબ્દ)થી સમજાય છે અને આનંદ તો છેજ છે. તે ચારે બાજુએ ભર્યો છે. જે ફક્ત અનુભવાયજ છે તેને શું નામ આપવું ? સત્ ચિત્ આનંદ એ નામ ત્યાં લાગુજ પડતાં નથી. પરંતુ વ્યવહારીક ભાષામાં બોલીએ તો નિરંતર અનુભવ છે તેથી સત્, આનંદનું ભાન થાય છે તેથી

ચિત્ત; ભાષામાં (બોલવામાં) જેમ સાંકેતિક શબ્દો અ, બ, ક, ડ. ઇત્યાદિ આપે છે તેમજ સત્ ચિત્ અને આનંદ એ શબ્દો પણ તે અવસ્થાનો અનુભવ લેનાર જે છે તેમણે તે તે અવસ્થા પ્રમાણે નામો આપ્યાં તેથી પ્રચારમાં આવ્યાં છે. તે નામ આપનાર આપણે કોણ? આપનાર તો જુદોજ છે.

કોઈ આગગાડી કે મોટર ચાલતી હોય તે વખતે તેમાં કેટલાક લોકો બેઠા હોય છે. તેમાંનો કોઈ હુશિઆર હોય અને તેને પડવા કરવાની ધાસ્તી ન લાગતી હોય તો ડબ્બાને જે લોખંડના હેન્ડલો લગાડયા (જડયા) હોય છે તેને ઝાલી નીચેનાં પાટીઆં ઉપર એક પગ મૂકી બીજો પગ છુટો રાખી તે નિરાંતે એકલો બેસે છે. જેને બેસતાં બરોબર પકકી રીતે આવડે છે તે ફકત ટેકયા જેવું (અઢેલ્યા જેવું) કરશે અને બ્હારનો દેખાવ ફાવે તેટલો જોઇ આનંદ લેશે. અંદર બેઠેલા જે હોય તે બારી ઉઘાડી હોય તો તેટલોજ બહારનો દેખાવ જોઇ શકે છે, નહીં તો અંદરનાં બીજાં માણસો અને જે કંઇ અંદર હોય તેટલાંનેજ જોતા બેસશે; કારણ ગાડીનો ફકત સાધારણ આધાર લઇ, શરીરનો બાકીનો સર્વ ભાગ ગાડીની બ્હાર કહાડી બ્હારનો દેખાવ જોવાનું સામર્થ્ય અંદર બેસનારાઓને નથી. તેથી અંદર બેઠેલા લોકોના સહવાસથી તેમને વખત કહાડવો પડે છે. ગાડીની બ્હારનો અને અંદરનો અનુભવ તેમને નથી. એવો એક પ્રકાર અને જે દરવાજાની બ્હાર ઉભો હોય છે તે બ્હારના અને ડબ્બામાં બેઠેલા લોકોનો પણ દેખાવ દરવાજામાંથી અથવા બારીમાંથી જુએ છે, એ બીજો પ્રકાર. કોઈ લ્હડે છે, કોઈ બીડી પીએ છે, કોઇ પાન તંબાકુ ખાય છે, કોઇ હાસ્યવિનોદ કરે છે, વગેરે દેખાવો તે જુએ છે, તેવીજ રીતે અંદરની દુર્ગંધનો પણ અનુભવ તે લે છે. તે પ્હેલાં અંદર બેઠો હતોજ; પરંતુ અંદર ત્રાસ થવા માંડયો તેથી તે મનમાં કહેવા લાગ્યો "મને બ્હાર ઉભા રહેતાં આવડે છે ત્યારે મારે આ ત્રાસ શું કામ સહન કરવો?" તેથી અંદરની અવસ્થાનો અને દુર્ગંધનો કંટાળો આવે તો તે કોઇ કોઇવાર

બ્હાર ઉભો રહી સારી હવાનો ઉપભોગ લે છે, અને જરૂર જેટલી અંદરની દુર્ગંધ ઉપર પણ લક્ષ આપેજ છે; પરંતુ કેવળ શુદ્ધ હવાનો અનુભવ તેજ ફક્ત લે છે. તેવી રીતે આ શરીર (પ્રકૃતિ) જાણે એક આગગાડીનો ડબ્બોજ

**શરીરરૂપી આગગાડીનો ડબો.**

છે એમ ધારો; એટલે આ ડબામાં આપણે બેઠા છીએ અને તેની સાથે જ આપણને ત્રાસ આપનારા બીજાએ પુષ્કળ લોકો બેઠા છે અને તેમનો તે ત્રાસ આપણે ભોગવીએ છીએ. જેમ પેલા ડબામાં સેંકડો લોકો બેઠા હોય છે, તેમ આ શરીરરૂપી ડબામાં આપણે પણ છીએ અને બીજો પુષ્કળ પરિવાર પણ છે. તે આગગાડીના ડબામાં જો કોઈ સંભાવિત માણસ હોય તો તેને તે ગંદા લોકનો ત્રાસ થાય છે, પરંતુ તે ગંદા લોકોના જેવોજ કોઈ હોય તો બીજાની સાથે તે પણ મારામાર કરવા મંડી જાય છે, તેને તેમનો કંટાળો આવતો નથી. એકજ સંભાવિત અને બાકીના ગંદા હોય તો તેને કંટાળો આવે છે, પરંતુ તેને પાટીઆં પર પગ મૂકી બ્હાર ઉભા રહેવાની વિદ્યા આવડતી નથી તેથી ભય લાગે છે. જેને પકકી વિદ્યા (આવડે) છે, અથવા સરકારે જેમને લાઇસન્સ આપ્યું છે, તેમને કોણ મના કરે છે? પરંતુ અંદર બેઠેલા એકાદા સંભાવિત ગૃહસ્થને જો લાઇસન્સ પણ ન હોય અને બ્હાર ઉભા રહેવાની વિદ્યા પણ ન આવડતી હોય તો તેને અંદરના લોકોનો ત્રાસ સોસવો પડે છે. તેમ આ શરીરમાં આપણે સંભાવિત છીએ અને બાકીનો પરિવાર જે ભેગો થયો છે તે સંભાવિત નથી તેથી આપણને ત્રાસ થાય છે. આપણે જો સંભાવિત હોઇએ તો અનેક પ્રકારના વિષયો અને તેમાંથી થનારાં કામક્રોધાદિકનો આપણને કંટાળો આવે; અને આપણે સંભાવિત ન હોઈએ તો તેમના જેવાજ આપણે પણ બની જઇએ. જગત્માં ઘણાખરા એવાજ લોક છે; સંભાવિત નથી હોતા છતાં સંભાવિત હોવાનો ઢોંગ કરે છે. આ સંભાવિતપણું વ્યવહારનું નથી; ચાલુ વિષયનું એટલે પરમેશ્વરી બાજુનું સંભાવિતપણું સમજવું. જેમ રેલ્વેના ડબા

માંહ્યના સંભાવિત ગૃહસ્થનો બીજા લોકો કંઈ પરિવાર નથી, તેજ પ્રમાણે આપણે શરીરરૂપી ડબામાં બેઠા છીએ અને આપણો આપણી આજુબાજુએ જે અનેક વિષયોનો પરિવાર છે તેમની સાથે કંઈ સંબંધ નથી. પરંતુ તે પરિવાર આપણો નથી; જો આપણે તેમાં મળી જઇએ તો આપણે પણ એવાજ બન્યા એમ સમજવું. કોઈ એક માણસ

**સંભાવિતપણાના ત્રણ પ્રકાર.**

દારૂડીઆના સહવાસમાં રહી દારૂડીઓ બને છે અને તે તેવો ન બને તો પણ લોકો તેને દારૂબાજજ સમજે છે; તો પણ તે જો તેના સહવાસમાં રહી દારૂ ન પીતો હોય તો બડાસ મારે છે કે "તમારે મને દારૂબાજ કહેવો હોય તો કહો પણ સેંકડો હઝારો દારૂબાજોમાં રહીને પણ મને તેનો સ્પર્શ પણ (થયો) નથી. તમો ફાવે તે કહો. હું તો છુટો છું." એવી રીતે વિષયરૂપ પરિવારમાં મળી ન ગયો હોય અને છતાં તે પરિવારમાં તે રહ્યો હોય તો તેની યોગ્યતા તે દારૂ ન પીનારાની યોગ્યતા જેવી મ્હોટી છે. એવા જો આપણે હોઇએ તો હરકત નહીં. દારૂ પીનારાનો જેને કંટાળો આવતો નથી, પરંતુ તે દારૂ પીનારા સમાજમાં રહીને પણ જે દારૂનો વાસ પણ લેતો નથી, તેની યોગ્યતા બહુ મોટી છે. એ પ્રમાણે અનેક પ્રકારના વિષયોનો પરિવાર પાસે હોય તો ભલે હોય. પરંતુ તે હોય છતાં તે વિષયોના ગુણધર્મની જો તેને કલ્પના પણ ન હોય તો તેની યોગ્યતા બહુ મોટી છે. આ થયો પ્હેલા નંબરનો સંભાવિત. બીજા નંબરનો સંભાવિત કયો ? તો કોઈ સંભાવિતને દારૂ પીનારા લોકોમાં રહેવાનો પ્રસંગ આવ્યો, પરંતુ તેમની સ્થિતિ તેને પસંદ નથી પડતી, તેને તેનો કંટાળો આવે છે, પરંતુ કરે શું ? રહેવાનો તો પ્રસંગ આવ્યો; પણ ગંધ આવે છે, તે લોકો ફાવે તેમ રહે છે; તેનો જેને કંટાળો આવે એવી સ્થિતિનો જે હોય તે બીજા નંબરનો સંભાવિત. તેવીજ રીતે આગગાડીના ડબામાં બેઠેલા સંભાવિતોમાં પ્હેલો નંબર કયો ? તો ગંધાતા લોકો ફાવે તેમ

ચાલતા હોય તોપણ તેની કંઇપણ અસર પોતાની પર થવા દેતો નથી, તેનો પ્હેલો નંબર અને જેને તે લોકોનો કંટાળો આવે છે પરંતુ રહેવાની જરૂર પડી તેથીજ તે ફકત રહે છે, તેનો નંબર બીજો.

હવે આ સંભાવિતોમાં ત્રીજો નંબર કોનો તે જોઇએ. તો જેમ મૂળ દારૂ પીનારો નહોતો છતાં તે લોકોમાં રહી તેમના જેવોજ દારૂ પીનારો થઇ જાય છે તે. એવાને જો કોઈ પૂછે કે "કેમ રે ! તમે પ્હેલાં તો દારૂ પીતા નહોતા ને ?" ત્યારે તે કહે છે કે "હમણાં પણ હું લેતો નથી, પણ તે લોકોના સહવાસમાં રહેવું પડે છે તેથી થોડો પીધાં જેવું કરૂં છું એટલુંજ." તેવીજ રીતે આ રેલ્વે ગાડીના ડબામાં બેસનારામાં ત્રીજો નંબર કોનો ? તો પ્હેલાં તે ગંદા લોકોમાં બેસવાનું પસંદ પડતું ન્હોતું; પરંતુ થોડા વખતમાં તે લોકોમાંનોજ એક બીડી પીનાર હોય છે તે બીડી કહાડી, અને પાન તંબાકુ ખાનાર હોય તે પોતાની ચમચી છોડી પાન કહાડી, તે સંભાવિત ગૃહસ્થને આપે છે. પ્રથમ તે કહે છે, "ભાઇ, મને ટેવ નથી." તે ઉપરથી પેલો બીડી પીનાર અને પાનતંબાકુ ખાનાર કહે છે, "લેવ, લેવ, રાવ સાહેબ," એવી રીતે તે ના કહે છે અને આ તેમને આગ્રહ કરે છે અને છેવટે "લેવ, લેવ," કહ્યા પછી તે લે છે અને બીડી પીએ છે, પાન ખાય છે. એમ થતાં થતાં તે સંભાવિત બ્રાહ્મણ હોવાને લીધે તેને ગાડીમાં ખાવાપીવાની મૂળમાં ટેવ હોતી નથી, પરંતુ બીજી જાતના લોકોએ ફરાળનું કહાડયું અને તેને કહ્યું કે "થોડો શિરો ખાવ છો કે રાવ સાહેબ ?" ત્યારે પ્હેલાં તો તે સંભાવિત ના કહે છે. તે ઉપરથી પેલો બીજો કહે છે "અરે, આગગાડીમાં શું ? દેવની ગાડી છે ! આમ ના હા કરતાં કરતાં તે સંભાવિત કહે છે "ઠીક આપુ, પણ પેલી ભાખરી કંઇ નહીં તો નહીંજ જોઇએ, એટલી કહાડી મૂકી પેલો લાડુ ફકત આપો !" "અરે એમ કેમ" ત્યારે કહે "અમારામાં બીજાના હાથની પાક્કી રસોઇ ખાય છે;

પણ રોટલી પીઠલું ખાતા નથી.” આ સાંભળી બીજો મનમાં કહે છે, “ઠીક, હાલ લાડુ તો લ્યો, પછી ભાખરી પણ ખાશો; પછી તે તેને પૂછે છે “કેમ ભાઈ, બે ત્રણ દિવસ ગાડીમાં બેસવાનો પ્રસંગ આવે તો કેમ?” ત્યારે કહે “ફરાળનું ખાઉં છું.” આવી રીતે તે વાણીઆ વગેરે બીજી જાતના લોકો પાસેના લાડુ જે ભાખરી વગેરેની સાથે એકજ જગ્યાએ મૂકવામાં આવ્યા હોય છે–તે ખાય છે. એમ હળવે હળવે તે સંભાવિત તે બધામાં ભળે છે. પરંતુ ગમે એટલો તોએ તે ડબોજ. સરકારે એકને માટે થોડોજ કંઇ તે કર્યો છે! રેલ્વેમાં એકલા બેસવાની સવડ હોય છે. ફર્સ્ટ કલાસની ટિકીટ લીધી હોય અથવા કોઇ અધિકારી હોય તો જુદા ડબામાં એકલોજ બેસે છે. તેવો આ શરીર રૂપી ડબો છે. જેમ આગગાડીમાં ફર્સ્ટ કલાસ, સેકન્ડ કલાસ, થર્ડ કલાસ વગેરે ડબા હોય છે; એવીજ રીતે આપણે પોતે સંભાવિત, નિર્લેપ છીએ; આ શરીર રૂપી ડબામાં એકલા બેસવાની પણ સવડ છે અને સારા માઠા લોકોને બેસવાની (પણ) સવડ છે. એકવાર બ્રહ્માંડમાં આત્મા લઇ ગયા એટલે ફર્સ્ટ કલાસ ટિકીટ; ત્યાં કોઇ પણ આવશે નહીં; તમારો પરિવાર પણ દેખાશે નહીં. આ યોગી લોકોને ખબર છે; અમને નથી ખબર હું કે! તે સંભાવિત એકલો અને ખરાબ વિષયો પુષ્કળ. તે હઝારો વિષયો જો કે ડબ્બામાં આવે તો પણ તેનો તેને કંટાળો આવતો નથી, અને આવ્યા તો એ શું? અને ગયા તો એ શું? તેની અસર પણ તેની પર થતી નથી. તે સુખરૂપનો સુખરૂપજ. એવા થાવ તો તમો ઉત્તમ; તો તમારી યોગ્યતા મોટી. ફાવે તે વિષયો આવે છે, કામ ક્રોધાદિક ઉદ્ભવે છે–તે ગાડીજ છે–સર્વ દરવાજાઓ કાન નાક ઇત્યાદિ ખુલ્લાજ છે. જાણે કે એકાદી સરકારી ધર્મશાળાજ છે. ત્યાં કોઈને મનાઈ થોડીજ હોય છે. તમોએ રીઝર્વડ (Reserved) કરાવી ન લીધો, પોતાનો હુક્ક કર્યો નહીં, એટલે સર્વ દરવાજાઓ ખુલ્લા છે; જેને ફાવે તે આવે એવી આ શરીરરૂપ ડબાની સ્થિતિ છે. બીજો પ્રકાર

ઉપરના ઉદાહરણ પ્રમાણે અહીં પણ લાગુ પડે છે. "મારે છોકરાં નથી જોઈતાં, પણ કેટલાંએ છોકરાં થાય છે." એમ કોઈ સ્ત્રી કહે છે. છતાં થાય છેજ તેથી સહન કરી કંટાળો દેખાડે છે તેજ પ્રમાણે વિષયોનો–પછી તે સારા હોય કે ખરાબનો કંટાળો આવે છે; પરંતુ પરિવારમાં રહેવું પડે છે. સ્ત્રી છોકરાંમાં રહેવું પડે છે. તે સ્ત્રી પણ સુખ આપનારી નથી હોતી અને છોકરાં પણ ખરાબ હોય છે. આવી રીતે સર્વ વિષયો વિષે જો કે કંટાળો આવ્યો છે તોપણ તેમાંથી નીકળી શકાતું નથી, અને તે પણ જતો રહેતો નથી અને સહન કરી દિવસો કહાડે છે. એવો જે તે બીજા નંબરનો. હવે ત્રીજો નંબર. ઉદાહરણ તરીકે કોઈ નાટક કમ્પની કે તમાસો ગામમાં આવ્યો. ઢબઢબ વાગવા માંડયું–તમાસો એટલે ગારૂડીનો ખેલ નહીં, પણ સ્ત્રીવેષ લેનાર છોકરો હોય છે અથવા ખરી સ્ત્રી હોય છે અને ડફ તુણતુણીઉં વાગતું હોય છે; તે વાગતું હોય છે ત્યારે, "સારો તમાસો આવ્યો છે, સારી નાચે છે, હાવ ભાવ સારા કરે છે" અને જો વેષધારી છોકરો હોય તો "બહુ સુંદર નાચે છે, શું સુંદર હાવ ભાવ કરે છે!" એવી રીતનું ભાષણ સાંભળી તેમાંનાજ જે લોકો હોય છે તેમના મનનું આકર્ષણ થઈ તે જવા માંડે છે. આ વખત ઘણો ખરો રાતનો હોય છે. જતાં પડોસમાં એક સંભાવિત ગૃહસ્થ હોય છે તેમને તે પૂછે છે "કેમ ભાઈ સાહેબ જમ્યા કે?" પેલો સંભાવિત કહે છે "હા, હવે થોડું નામસ્મરણ કરી સૂવાની તૈયારી છે." પેલો ગૃહસ્થ સંભાવિત હોઈ નોકરી માટે નવોજ આવેલો હોય છે. તે નોકર મનુષ્ય હોવાથી સ્ત્રી છોકરાં વગેરે સાથે નથી હોતાં. તેને તે કહે છે "ભાઈ સાહેબ, એકલાજ છો, ચાલોને અમારી સાથે."

સંભાવિત:—અરે કયાં જવું? હવે થોડું નામ સ્મરણ કરી સુઇ જાઉં છું.

લોકો:—અરે સુઓ છો શું! અહીં પાસેજ ગમ્મત છે. ચાલો જોવા.

સંભાવિતઃ—અરે મારે તે ગમ્મતનું શું કામ?

આ ઉપરથી તેઓ આગ્રહ કરે છે અને તે તેમની સાથે જઇ તે તમાસો જોઇ, લાવણીઓ વગેરે સાંભળી, હાવભાવ વગેરે પર લુબ્ધ થાય છે. પછી પેલા લઇ જનારા ગૃહસ્થ પૂછે છે "કેમ ભાઈ સાહેબ કેવી મઝા છે."

પેલોઃ—ઠીક તો છે ભાઇ.

તેઃ—તમો તો બેઠા હતા ને નામ સ્મરણ કરતા?

પેલોઃ—હા, નામ સ્મરણ કરતા બેસવું તે સારૂં.

તેઃ—નામ સ્મરણ તો ચાલેજ છે; પરંતુ આ ગમ્મત કોઇ દીવસ જોઈ હતી કે?

પછી તે બીડી કહાડી આપે છે અને "હા, ના" કરતાં આ બીડી પણ પીએ છે, અને તમાસો જોઈ ઘેર આવ્યા પછી તેને તે તમાસાનું સ્મરણ થાય છે. છતાં હંમેશની ટેવ પ્રમાણે થોડું નામ સ્મરણ કરી સૂઇ રહે છે. બીજે દિવસે પાછો તેવોજ પ્રકાર. તે લોકો બોલાવવા આવે છે. પેલો કહે છે "કાલે પણ નામ સ્મરણ બરોબર થયું નહીં માટે આજે તે ગમ્મત નહીં જોઈએ, રહેવા દો." તે પાકકો હોય તો "આજે હું આવતો નથી" એમ સાફ કહે છે અને તે લોક ચાલી જાય છે. પુણ્યાંશ વધારે હોય તો અહીં ખેંચાયો જાય છે. નહીં તો પેલા પડોસીઓ રોજ બોલાવવાને તૈયાર હોય છે. તે કાચો હોય તો તેમાં લિપ્ત બને છે. તો પણ તે બ્રાહ્મણ હોવાને લીધે તેના પૂર્વ સંસ્કાર જાગૃત (બને છે) થાય છે. આ ત્રીજો નંબર. આ પ્રમાણે જો આપણે આપણા વિષયરૂપ પરિવારમાં લિપ્ત થઈએ તો થયો ગોટાળો અને પછી (થઈ) નરકના સાધનની તૈયારી.

આ ત્રીજી અવસ્થામાં લિપ્ત થયેલા જે હોય છે તેમની આરંભમાં એવી સ્થિતિ નથી હોતી; તેથી તે ત્રીજી અવસ્થાનો અંત ગમે ત્યારે પણ આવેજ છે. પરંતુ કોઈ કોઇને આવો અંત આવતાં વખત લાગે છે અને પુણ્ય ન હોય તો જન્મોજન્મ અંત

આવતોજ નથી. જે વખતે આ ત્રીજી ભ્રષ્ટ અવસ્થાનો અંત આવવાનો વખત આવે છે તે વખતે તે જીવ કેટલેક દિવસે તે અવસ્થાથી કંટાળે છે, અને પૂર્ણ કંટાળાની સ્થિતિ જો આવે તો તે કહે છે કે "આ વિષયરૂપ પરિવાર કંઈ જતો નથી. એનો કંટાળો આવ્યો પણ મન ચંચળ બને છે અને ત્રાસ થાય છે." એવો પૂરેપૂરો કંટાળો આવે એટલે પરિવાર તો દૂર રહેતોજ નથી માટે આપણેજ દૂર રહેવું એ સારૂં," એમ તે ઠેરવે છે. શત્રુને હઠાવવાનું સામર્થ્ય ન હોય તો આપણેજ દૂર રહેવું અને સામર્થ્ય હોય તો તેમને હઠાવી દેવા. પરંતુ વિષયોનો પ્રવેશ તો તે ધર્મશાળામાં થશેજ. તેને દૂર કરી શકાતા નથી. માટે આપણેજ દૂર થવું એવો વિચાર આવે અને કોઈ ગુરૂ મળે એટલે તેની પાસે ભકિત, જ્ઞાન, વૈરાગ્યાદિ સાધનોવડે તે બ્હાર પાટીઆં પર ઉભા રહેવાની વિદ્યા તે શીખે છે. તે વિદ્યા સાધ્ય થાય તો તે શરીરરૂપી ડબામાં રહી તે ગંદા વિષયો ગમે તેટલા હોય તો પણ તે, તે ડબાની બ્હાર રહી શકે છે, પરંતુ ડબો છોડીને રહી શકાતું નથી. તે ગાડીનો આશ્રય જેમ પેલો માણસ છોડી શકતો નથી, તેમ શરીરરૂપી ડબાને ફકત આધારભૂત રાખીનેજ અંદરનો અને બ્હારનો દેખાવ જોવાનું સામર્થ્ય તેને ગુરૂ કૃપાથી આવે છે; પણ શરીર છોડી બ્હાર જાય તો તેને કંઈ અનુભવ આવશે નહીં. જેમ તે આગગાડીના પાટીઆં પર ઉભો રહેલો જો વચ્ચેજ ઉતરે, તો તેને અંદરનો બ્હારનો આગળનો દેખાવ દેખાશે નહીં. પણ જો તેને બ્હારનો અથવા અંદરનો અનુભવ લેવો નજ હોય તો તે આગળના સ્ટેશનપર અથવા ફાવે ત્યાં ઉતરે છે અને બેસે છે. કોઈપણ પ્રકારે બીજાને ઉપદ્રવ ન કરતાં, કંઈ ખાસ કારણ માટે ગાડી ચાલુ હોય તો પણ ફાવે ત્યાં ઉતરવાનું તેમજ બ્હાર પાટીયાંપર ઉભા રહેવાનું, તેમને કાયદેસર સરકાર તરફથી લાઈસન્સ મળ્યું હોય છે.

ગાડીને ગતિ છે. તેને લીધે ફાવે તે દેખાવ જોઈ શકાય છે. ગમે તે અનુભવ આવે તે માટે કંઇ પણ ગતિ જોઈએ છે.

ગતિ એટલે ક્રિયા કરવાનું પ્રૉસ્. ત્યારે એવી રીતની ગતિ જે આગગાડીને હોય તેને આધાર લઇ અનુભવ લઈ શકાય છે. તેથી જગત્ના અનુભવ માટે અથવા ઈશ્વરી માર્ગના આનંદ અથવા બ્રહ્માનંદ વગેરેનો અનુભવ લેવા માટે આપણે પણ ગાડીની જરૂર છે. ગાડી કહી એટલે જેને ગતિ છે એવી વાહક વસ્તુનો બોધ થાય છે. આપણી શરીરરૂપ ગાડીને પણ ગતિ છે અને તેમાં આપણે બેઠા છીએ. આપણે કોઈપણ અનુભવજ ન લેવો હોય તો ગાડીની શી જરૂર? પછી છોને ગાડી ચાલે. આપણે ઉતરી જવું એટલે થયું. એવી રીતે વિચાર કરી તે પાટીઆં પર ઉભો રહેલો ગૃહસ્થ ગાડી છોડી ઉતરે છે, અને શાંતપણે બેસે છે. એટલે દેહાતીત સુખનો અનુભવ લેતો બેસે છે. એનો અર્થ કે શરીરરૂપ ગાડીનો આધાર તેને છુટી ગયો છે, તો પણ ફરી તેને તે જગત્નો દેખાવ જોવાની વા જગત્ની બ્હારના દેખાવો જોવાની જરૂર પડે તો તેની પાસે ગુરૂકૃપાનું લાઇસન્સ છેજ; તેથી ફરી તે પોતાના દેહભાન ઉપર આવ્યો હોય તેમ દેખાઈ કેવળ ભાસમાન પ્રકૃતીને આધારે, ગાડીના બ્હારના પાટીઆં પર ઉભા રહ્યાં જેવું થઈ, અંદરના અને બ્હારના સર્વ દેખાવો તે બહુ થોડા વખતમાં જુએ છે અને ફરી સ્વસ્થ આત્માનંદમાં નિમગ્ન થાય છે. એમ જરૂર જેટલું જગત્ની બ્હાર જવાનું આવવાનું એ પણ થોડી વાસના અને દેહરૂપ સાધન છે તેથી થાય છે, પણ જો કંઇજ વ્યવહાર રહ્યો નહીં હોય એટલે કે પૂર્ણ વાસનારહિત અવસ્થા થયા પછી સ્વાભાવિક રીતેજ સ્થૂલ દેહનું કામ ન રહેતું હોવાથી તે પડે છે અને તે મુક્ત થઈ નિરંતર આત્માનંદમાં નિમગ્ન રહે છે. તો પણ જગત્ના કલ્યાણ માટે જગત્માં આવવાનો તેનો વારોજ હોય તો તે ગર્ભવાસથી શરીર લેતો નથી. નવીન ગાડી બનાવતો નથી. બીજી ગાડીઓ તૈયાર હોય છે, તે ભાડે લઇ તે પ્રવાસ કરે છે. એટલે કોઇનું પણ શરીર લે છે, અને જેનું શરીર લીધું હોય તેમાંજ કાર્ય પૂરૂં થાય ત્યાં સુધી રહે છે. તે સમર્થ હોય છે. માગ્યાં વગર ફાવે તેટલું ભાડું તે આપી શકે છે.

સારાંશ, શરીર પ્રકૃતિને આધારે ફાવે તે આનંદ તે લઇ શકે છે. જગત્‌માં પ્રવેશ કરી દુઃખના પણ દેખાવો જુએ છે, પણ તેનો દુઃખકારક અનુભવ તે લેતો નથી. આ બોલવાનું જેની દેહાતીત અવસ્થા થઇ હોય તેમને માટેજ છે.

આ પ્રમાણે ત્રણે નંબરના સંભાવિતોને કર્મ ધર્મ સંયોગ વડે જગત્‌નો કંટાળો આવી ગુરૂકૃપાની મદદ થાય તો દેહાતીત અવસ્થા તેને આવે છે; અથવા પ્હેલા કહ્યાં પ્રમાણે માલીક નોકરથી તે ગુરૂ શિષ્ય સુધીનાં જે ચાર જોડાં કહ્યાં, તેમાંનાં આખરનાને ગુરૂ શિષ્યને રૂપે દેહાતીત અવસ્થા થઇ પોતે પ્રકૃતિ પુરૂષની અવસ્થામાં રહી પ્રકૃતિને આધારે તેની પણ પેલી પારની અવસ્થામાં હમેશ રહે છે.

**ભાસમાન પ્રકૃતિના આધારથી અનંતનો અનુભવ.**

સ્થૂલ શરીરના યોગ વડે સ્થૂલ વસ્તુ મારફતેજ આનંદ લેવામાં આવે છે; પરંતુ સ્થૂલ શરીર દ્વારા અને સ્થૂલ વસ્તુમાંથી આવનારો આનંદ બહુ થોડો હોય છે. તેવીજ રીતે સ્થૂલ શરીર અને સ્થૂલ વસ્તુ જેવી નાશવંત છે તેવો તે આનંદ પણ નાશવંતજ હોય છે, અને જે ખરો અને પુષ્કળ આનંદ તે નિરાકાર અવસ્થામાં હોવાને લીધે, તે લેવા માટે તેવી યોગ્યતાનાંજ એટલે નિરાકારનાં જેવાં સાધનની જરૂર છે. કેવળ આનંદ આકાર રહિત હોવાને લીધે આધાર શિવાય તેનું ગ્રહણ થઇ શકતું નથી. જેમ પાણીની આપ લે કરવા માટે કંઈ પણ પાત્રનું સાધન હોવુંજ જોઇએ, તેવીજ રીતે અત્યંત અથવા પુષ્કળ આનંદ લેવો હોય તો સ્થૂલ શરીર દ્વારા તે મળી શકતો નથી. તેથી ભાસમાન પ્રકૃતિની જરૂર છે. મન એ સ્થૂલ શરીર પ્રમાણે જોકે જડ છે તોપણ તે સ્થૂલ નથી, તે સૂક્ષ્મ અને ભાસમાન અવસ્થામાં હોવાને લીધે જડ શરીરદ્વારા જેટલાં કાર્ય થાય તે કરતાં સોગણાં મનદ્વારા થનારાં કાર્યો થાય છે; કારણ તે કેવળ ભાસમાન છે. તે મન વડે તદ્દન થોડા વખતમાં ફાવે તે વિચારનું કાર્ય ફાવે ત્યાં જવું

આવવું વગેરે થાય છે; તેવી રીતે સ્થૂલ શરીરથી થતું નથી; પ્રમાણ પ્રમાણેજ થાય છે, આજ રીતે સ્થૂલ શરીરદ્વારા વધારે આનંદ લઈ શકાતો નથી, પરંતુ તે લઇ શકાય માટે સ્થૂલ શરીરના સાધન વડેજ ધીમે ધીમે મળનારી જે ભાસમાન પ્રકૃતિ, એટલે પ્રકૃતિ તો ખરીજ, પણ મન પ્રમાણે નિરાકારના જેવી નિરાકાર આનંદ આપનારી, એવી ભાસમાન પ્રકૃતિને સ્વાધીન કરી લઇ તે દ્વારા તે અનંત આનંદ ગ્રહણ કરી શકાય છે, અને એવા અનંત આનંદનો ઉપભોગ લેવા માટે સાધનભૂત એવી જે ભાસમાન પ્રકૃતિ તે માટેજ મૂળારંભથી માંડી મનુષ્ય અવસ્થા સુધી જડ અને સ્થૂલ શરીર લેવાની જરૂર પડી; માટે જો આ ભાસમાન પ્રકૃતિ માટે કોઈ ખટપટ નહીં કરે તો આ નરદેહ આવેલો ફોગટ! જેમ મન એ કાર્યકારી પ્રકૃતિ તો ખરીજ, પણ તે પોતે નિરાકાર અવસ્થામાં હોઇ નિરાકારનો અનુભવ દેખાડે છે. મનને આકાર તો કંઈ દેખાતો નથી. પણ તેનાથી ક્રિયાકર્તૃત્વ વ્યવહાર કરવામાં આવે છે, તેથી તેને નિરાકાર જેવોજ ભાસમાન આકાર હોય છે. એવી રીતે આ મન પ્રમાણેજ અખંડ અને નિરાકાર આનંદ ગ્રહણ કરવાનું જે સાધન એટલે પ્રકૃતિ તે પણ નિરાકારજ છે. પણ તેનો અનુભવ આવે છે તેથી તેને ભાસમાન પ્રકૃતિ એ નામ આપવું.

ગમે તેટલી મોડી રાતે દ્રૌપદી ઉપર અન્ન સંતર્પણ કરવાનો જ્યારે પ્રસંગ આવ્યો અને જ્યારે પાસે અન્ન નહોતું તે વખતે દ્રૌપદીએ ભગવાન શ્રી કૃષ્ણને વ્હારે બોલાવ્યા, તે આવ્યા અને તેણે દ્રૌપદીને અત્યંત ભૂખ લાગી છે એમ બતાવ્યું. ભગવાનને લાગેલી તે ભૂખ કંઇ ભાત ભાખરીની નહોતી અથવા બીજું કંઈ ખાવા માટે નહોતી; પણ તે દ્રૌપદીની પાસે ખરા પ્રેમનો, ખરી ભકિતનો, ખરા આનંદનો જે ભંડોળ હતો તે ગ્રહણ કરવા માટે તે ભૂખ હતી, અને તે ભૂખની શાંતિ માટે પોતાના સ્થૂલ શરીર દ્વારા અથવા તેણીના સ્થૂલ શરીર દ્વારા આપ લે કરી તેનામાં જે આનંદનો ખજાનો હતો તે લઈ શકાય એમ

નહોતું, તેથી તદ્દન સૂક્ષ્મ લગભગ નિરાકારના જેવીજ અવસ્થાની, એટલે તે વસ્તુ અમુક છે એમ સમજવા જેવી તે વસ્તુ નથી, એવું એક સૂકાયલું ચીમળાયલું ભાજીનું પાન લઇ એટલે તેજ ભાસમાન પ્રકૃતિનો આધાર લઈ ભગવાને દ્રૌપદીમાં જે ભક્તિ પ્રેમના ઢગના ઢગો હતા તે સર્વ લઇ તૃપ્ત થયા, અને તાજામાજા થઇ તેને કહેવા લાગ્યા કે "હવે કહે તારે જે કામ કહેવું હોય તે."

તે ભાજીનું પાંદડું કંઇ સ્થૂલ વસ્તુ થોડીજ હતી ! અથવા તેમાં આનંદ હતો અને તેજ ભગવાને લીધો એવું પણ નથી. પણ કેવળ તે ક્ષુલ્લક નિર્જીવ ભાસમાન પાંદડાને આધારે તે દ્રૌપદીમાં રહેલો અનહદ આનંદ ભગવાને ગ્રહણ કર્યો.

આજ ભાસમાન પ્રકૃતિનું બીજું એક ઉદાહરણ જુઓ. ધારો એક કેરી છે. તેની ઉપરનું છોડું, ગોટલો, વગેરે તે કેરીનાં સ્થૂલ શરીર અથવા સ્થૂલ પ્રકૃતિ થયાં. આ સ્થૂલ પ્રકૃતિનેજ આધારે તેમાં રહેલી ભાસમાન પ્રકૃતિ મેળવવી પડે છે. તે ભાસમાન પ્રકૃતિ કઇ ? તો અંદરનો રસ; તે સૂક્ષ્મ, જડાંશને આધારે રહે છે. તે સૂક્ષ્મ જડાંશ એટલે તે રસ માંહ્યનો કુંચો. તે રસ માંહ્યનો આનંદ જો તમારે લેવો હોય, તો તે સૂક્ષ્મ એવા કુંચાનેજ આધારે તે તમારે લેવો પડે અથવા તો લઈ શકાય છે. એ ઉપરથી જેટલી ભાસમાન પ્રકૃતિ સૂક્ષ્મ તેટલો આનંદ વધારે. એટલે કે તે કુંચાની, એટલે તે સૂક્ષ્મ એવી ભાસમાન પ્રકૃતિનીજ જરૂર છે. હવે તમે તે રસ ખાધો એટલે તે માંહ્યનો આનંદ ગ્રહણ કરાય છે અને તે કુંચો એટલે તે સૂક્ષ્મ ભાસમાન પ્રકૃતિ નિરૂપયોગી બને છે. એટલે કે તે ભાસમાન પ્રકૃતિની આપણને કંઇ ગરજ રહી નથી, ત્યારે તે નિઃસત્વ થયેલો જે ભાસમાન પ્રકૃતિનો કુંચો તે આપણે ગુદાદ્વારા બહાર ફેંકી દઇએ છીએ. તે ફેંકી દીધો એટલે ખાતી વખતે તમે જે આનંદ લીધો તે તેમાં હવે રહ્યો નથી. એવીજ રીતે આ જે સ્થૂલ શરીર છે તેમાંજ સૂક્ષ્મ એવી એક ભાસમાન

પ્રકૃતિ છે. તેને આધારેજ તે અત્યંત આનંદનો ખજાનો છે. તેથી તે ભાસમાન પ્રકૃતિ આ સ્થૂલ શરીર દ્વારા મેળવી લેવી પડે છે, સ્વાધીન કરી લેવી પડે છે, પ્રકટ કરી લેવી પડે છે, અને પછી તે દ્વારા તે અત્યંત આનંદ લઈ શકાય છે: જેમ તે કેરીના છોડાં ગોટલાં મારફતે તેમાંજ રહેલો ભાસમાન પ્રકૃતિને આધારે રહેલો જે રસ છે તે લેવો પડે છે. છોડાં જેવો સ્થૂલ પ્રકૃતિમાંથી જો આનંદ લેવો હોય તો ફકત વાસ લઈ જેટલો આનંદ આવવાનો હોય તેટલો આવશે. કારણ નાક પણ સ્થૂલ અને કેરી પણ સ્થૂલજ; તેથી સ્થૂલમાંથી સ્થૂલે લીધેલો આનંદ એટલે વાસ લઇ જટલો આનંદ આવે તેટલો આવશે. એ પ્રમાણે સમજો. છોડાં સહિત જે આખી કેરી છે તેમાંથીજ જો આનંદ લેવો હોય તો તે સ્થૂલ પ્રમાણે થોડો આનંદ આવશે, ભાસમાન અવસ્થાના જેવો પુષ્કળ આનંદ આવશે નહીં.

( એટલામાં ગાંડી સાવિત્રી બાઇ, મહારાજના પાંજરાંમાં ઘુસી; ત્યારે તેના પતિને અને બીજાને ઉદ્દેશી મહારાજ બોલ્યા )

બેમાંથી ગમે તે એકે દેવ બનવું. પતિ દેવ થાય તો પત્ની દેવી બને છે અને પત્ની દેવી થાય તો પતિ દેવ થાય છે. આ પાંજરાંમાં આવી અને ત્હમારા કહેવા પ્રમાણે તે દેવી (ભાનામતિ) છે અને મ્હારાજ તો દેવ થયાજ છે, તો તમો પણ દેવ થશો.

ભૂતકાળની વાતો સમજાય તો વર્તમાનકાળ પર્યંત વાતો તમને અમને સમજાશે. આગળની વાતો તમને પણ સમજવાનું શકય નથી અને અમને પણ શકય નથી. તમારામાંથી હું થોડોજ છુટયો છું ? તો પણ વર્તમાન ઉપરથી આગળનું અને પાછળનું સમજાય છે. એવો પ્રકાર થાય છે. ભૂત ભવિષ્ય જાણનારા યોગી લોકોને,તે સમજાય છે. ઈશ્વરે આપણને તે સામર્થ્ય આપ્યું નથી તેથી આપણને તે સમજાતું નથી. પરંતુ આપણને તે સમજાય છે

એમ સમજી થોડો વખત ચાલીએ. 'નથી સમજાતું' એનો અનુભવ તમો પણ લો છો અને હું પણ લેઉં છું; પરંતુ થોડો વખત તે સમજાય છે એમ ધારી ચાલીએ તો તેનું શું પરિણામ થાય છે તે આપણે જોઇએ. સમજાયલું સારૂં કે ન સમજાયલું સારૂં, એ વિચાર

**સમજાય તે સારૂં કે નહીં સમજાય તે સારૂં.**

કરવા માંડીએ તો તેમાં બે મતો પડશે; કોઇ કહેશે 'સમજાયલું ઠીક' અને કોઇ કહેશે 'ન સમજાયલું ઠીક.' એનો નિકાલ કરવા માટે પ્રથમ આપણને સમજાવું એટલે શું અને ન સમજાવું એટલે શું એની ખબર પડવી જોઇએ. બેઉ બાજુ સામે મૂકી તેની પૂર્ણ સમજ પડે ત્યારે કઇ બાજુ સારી એ ઠરે. ગોળ સારો કે સાકર સારી એ, તે વસ્તુઓ નજર આગળ રાખીનેજ પૂર્ણ પણે સમજાય. વળી તે સમજવામાં પણ ખરાબ વા સારૂં માનવું એ આપણી પરજ અવલંબી રહે છે. ગોળનો માલીક અથવા તેનો અભિમાની ગોળને ગળ્યો કહે અને સાકરનો અભિમાની સાકરને ગળી કહે. વસ્તુતઃ તો તે બેઉ વસ્તુઓ ગળીજ છે; સાકર એ ગોળનુંજ રૂપાંતર છે અને તે બેઉ ગળ્યાંજ છે પણ ગોળ વગર સાકર નહીં અને સાકર વગર ગોળનું જ્ઞાન નથી. લોકોમાં જ્ઞાન એટલે 'સમજવું' અને અજ્ઞાન એટલે 'ન સમજવું' એમ કહેવામાં આવે છે; એમાં ખરૂં શું છે અને તેમાં સારૂં શું છે, એનો વિચાર કરીએ.

જગત્ આંધળું છે, લોકો કહે છે 'અમો અજ્ઞાનમાંજ ફસાયા છીએ. એમાંથી અમને ઉપર કહાડો અને જ્ઞાન આપો.' અમો તેને કહીએ છીએ કે 'તમને નથી સમજાતું એ સારૂં, કે સમજાય તે સારૂં?' ધારો કે ગાઢ નિદ્રામાં કોઈ હોય અને તેના શરીર પરથી સાપ ચાલી જાય તો તે તેને તે કંઇ સમજાયું નથી હોતું અને તે કંઈ ગભરાયો નથી હોતો; પણ જાગૃત થયાં પછી તેણે સાપનો ઘસરકો પડેલો જોયો અથવા તેના શરીર પરથી સાપ જતાં બીજા કોઇએ જોયો અને તે સાપ જતો રહ્યાં

પછી તેણે તેને ઉંઘમાંથી ઉઠાડી તે કહ્યું, ત્યારે તેને પોતાના શરીર પરથી સાપ ગયાનું સમજાય છે અને તે ગભરાય છે. હવે ગભરાવવાનું શું કામ ? તે સાપ તો ચાલી ગયો, હવે બીછાનું ગુંડાળી ન્હાસવાનું શું કામ ? પરંતુ ગાઢ નિંદ્રામાં તેને જ્યાં સુધી સમજાતું નહોતું, ત્યાં સુધી જો કે સાપ ( એની પરથી ) ગયો તો પણ તે સુખરૂપ અવસ્થામાં હતો; જાગૃત થયાં પછી સાપ ચાલ્યો ગયો હતો તો પણ સાપ કહેતાંજ તે ગભરાઇ ગયો. ' ન સમજવાની અવસ્થામાં હતો ત્યારે ભીતિદાયક પ્રસંગ આવ્યો તો પણ તે સુખરૂપ હતો; અને સમજાવા લાગ્યું એટલે પાસે ભયનું કારણ નથી છતાં ગભરાયો. આ ઉપરથી શું ઠરે છે ? સમજાય તે સારૂં કે ન સમજાય તે સારૂં ? તો ન સમજાય તે સારૂં એવો સિધ્ધાન્ત ઠરે છે. કોઈ એમ પૂછે કે ત્યારે શું અમારે હંમેશ ગાઢ નિંદ્રામાં ઉંઘજ કહાડયાં કરવી ? અરે ' સમજાવું ' જરૂરનુંજ છે; જો સમજાય નહીં તો ઉદ્યોગ ધંધો કંઈપણ થશે નહીં અને ખાવાનું પણ નહીં મળે. ' એ ઉપરથી પહેલો કહે છે ' અરે, ભૂખજ જો સમજાય નહીં તો પછી ખાવાની ચિંતા શું કામ ? સમજવાથી જો નુકસાન હોય તો તે બાજુ છોડી ન સમજવાની બાજુ શું કામ ન લેવી ? સમજાવાથી ભૂખની સમજ પડી; ભૂખની વેદના સમજાવી એ પ્રતિકૂળ ' સમજવું ' થયું. એટલે પછી તેથી ઉલટ અનુકૂળ સમજવાની પણ જરૂર આવીજ. અનુકૂળ ' સમજવું ' એટલે કંઇ ખાધું, હવે ઠીક થયું, એનું નામ અનુકુળ ' સમજ. ' આ સમજાવું તે પણ ' સમજ 'જ કે નહીં ? પણ તે અનુકૂળ બાજુનું સમજવું છે. ભૂખ લાગી એ પણ ' સમજવું ' જ. ભૂખ નાશ પામી એમ સમજવું તે પણ ' સમજવું ' જ અને ભૂખનું જે સમજવું તે પણ " સમજવું "જ. આ ત્રાસદાયક ભૂખના નિવારણ માટે ચોખા વગેરે લાવવાનું કામ કરવું તે પણ શેને આધારે ? તો તે ' સમજવા ' ને આધારે. સમજવું એટલે જાણવું. હાલ જ્ઞાન વગેરે શબ્દો હું વાપરતો નથી. જો ' સમજ '

ન હોય તો ચોખા લાકડાં વગેરે સામાન કેવી રીતે લાવ્યા હોત ? ભૂખનું જે સમજવું તે સમજવાને લીધેજ તેણે ચોખા વગેરે લાવવાનું કામ કર્યું, તેજ તે સમજવું, બીજું સમજવું તે કયાંકથી લાવ્યો છે કે ? અને જમીને તૃપ્ત થયાનો પણ અનુભવ તેજ 'સમજ'ને આધારે આવે છે. સારી અને માઠી 'સમજ' એકજ. રસોઇ કરતાં હાથ દાઝયો એમ જે 'સમજવું' તે અને શિરો ખાવાનું જે 'સમજવું' તે બેઉ એકજ 'સમજ' છે. સારી વાતો માટે જે 'સમજ' ઉપયોગમાં લેવી પડે છે તેજ બીજી ખરાબ ચીજો માટે પણ ઉપયોગમાં લેવી પડે છે. જે 'સમજ' જમવા માટે, તેજ પાયખાનામાં જવા માટે. પ્રકાર બે, પણ તે બેઉ પ્રકારમાં 'સમજ' એ અવસ્થા એકજ. તેવીજ રીતે હવે ખાવાને નથી, પાસે પૈસા નથી એમ જે સમજાયું એ સમજ જ થઇ. આજ જાતની સમજ આગળ શું શીખવે છે ? તો પૈસા નથી માટે ચોરી કર એમ શીખવે છે. તે પ્રમાણે ચોરી કરી ખૂબ માલ મળ્યો. એ પણ પેલી 'સમજે' જ જણાવ્યું. પછી તેને સીપાઇએ પકડયો; ભય ઉત્પન્ન થયો. આ ભયની 'સમજ' પણ આ 'સમજે' જ સમજાવી. પછી શિક્ષા ભોગવવા ગયો. આ શિક્ષા ભોગવવાની 'સમજ' તેનું પણ કારણ તે 'સમજ' બની. આ 'સમજ' છે તે કેવો દેખાવ દેખાડી રહી છે તે જુઓ. આવી કેવી ભાઇ 'સમજ' એના કરતાં 'અણસમજ' જ સારી. સ્ત્રી પ્રસૂત થઇ તે 'સમજાયું.' છોકરો થયો તે 'સમજાયું'. ચાર દિવસે તે મરી ગયો તે 'સમજાયું'. આ 'સમજ' બહુ ઘાતક છે બાપુ. એમ થતાં થતાં આ 'સમજ' તને સેંકડો જન્મો નરકમાં નાખશે. આ સમજવા માટે સેંકડો હજારો લોકો પ્રયત્ન કરે છે. તને સમજાવું જોઇએ ને ? લે ત્યારે 'સમજ.' તારી સામે ફાવે તેવો કોઇ ઉત્તમ વિષય આવ્યો તો તે સારો છે તે સમજાવું એ પણ 'સમજ' જ. તેની લ્હેજત લેવી એ પણ સમજ જ. જે વિષય મળતો નથી તે મેળવવા માટે કેવો પ્રયત્ન કરવો એ સમજવું તે

પણ 'સમજ' જ અને તે વિષે વિચાર કરવો તે પણ 'સમજ' જ. કોઇ કહેશે 'અમો એને બુધ્ધિ કહીશું.' તો બુધ્ધિ એટલે 'બોધ' અને 'બોધ' એટલે 'સમજ' જ. ત્યારે એવી એ 'સમજ' તે સમજવા માટે જે કંઈ કરવું જોઇએ તે શું એ સમજાય તે માટે વિચાર કરવા માંડયો અને વિચાર કરતાં કરતાં તે ઉપાય જડયો.

**વસ્તુજ્ઞાન કેમ થાય છે.**

ધારો કે તમારી સામે ખુબ વસ્તુઓ પડી છે. તેમાંની આ એક વસ્તુ કેરી છે, એનો ઉપભોગ આપણે લેવાનો છે. કેરી સમજાઈ કે તેનો લોભ ઉત્પન્ન થયો. લોભ પણ તે વસ્તુની અંદરનાં સારાંપણાંને લીધે ઉત્પન્ન થાય છે. કેરીનો ઉપભોગ લેવાની દૃઢ વાસના થવી એ પણ વધુ 'સમજ' જ છે. તે કેરી છે એ 'સમજ' પણ કયાંથી આવી ? તો આપણને કેરીના ગુણધર્મો પ્હેલાં 'સમજાયા' હતા તે 'સમજ' ને આધારે કેરી સમજાવા લાગી. કેરી જોતી વખતે આપણી પાસે ફકત 'સમજ' જે છે તે 'સમજ' તે તે કેરીમાં ગઇ અને કેરીમાં ગયેલી તે આપણી 'સમજ' ફરી આપણામાં પાછી આવી એટલે કેરીમાંનાં ગુણધર્મ લઇ આપણી 'સમજ' આપણામાં આવી અને તે કેરી છે એમ પ્હેલાંના અનુભવ ઉપરથી આપણને સમજાયું. જેમ કોઇ સુગંધી પુલનું ઝાડ છે; તેની પાસેથી આપણે જતા હોઇએ ત્યારે તે પુલની અંદરના સુગંધિક ગુણધર્મો લઈ આવેલો પવન આપણા નાકમાં જાય છે અને પછી આપણને કલ્પના આવે છે કે "આ મોગરાનું પુલ છે, કારણ મોગરાના ગુણધર્મો આપણને પ્હેલેથી સમજાયાજ છે. તેજ પ્રમાણે દુર્ગંધ ઉપરથી પવન આવી તે નાકમાં જાય તો પ્હેલાંના અનુભવ ઉપરથી આ દુર્ગંધ મરી ગયેલાં જનાવરની છે અથવા તો કોઇની લિદ્યાની છે તે સમજાય છે. એ જેમ તેમજ આપણી અંદરની 'સમજ' છે તે એકાદી વસ્તુમાં જઈ તેના ગુણધર્મ લઈ તેજ ફરી પોતાને ઠેકાણે પાછી આવે છે. વાસ્તવિક રીતે 'સમજવા' ને ગતિ નથી, પરંતુ તમારા આકારના આધારથી તે 'સમજ' અનુભવમાં આવી. તે 'સમજ'

ને કોઈ પણ આકારને આધારેજ રહેવું પડે છે. ત્યારેજ તે સમજ છે અને તેને ગતિ આવે છે. ખરી રીતે ‘ સમજ ’ જે છે તે સર્વત્ર ભરેલીજ છે, ‘ સમજ ’ ના અસ્તિત્વનો અનુભવ આવે છે; પણ તે ‘ સમજ ’ ના અસ્તિત્વનો અનુભવ આવે તે માટે તે ‘ સમજ ’ ને કોઈપણ આકારને આધારે રહેવું પડે છે અને પછી એ ‘ સમજ ’ તે શું ચીજ છે તેનો બોધ થાય છે. ‘ સમજ ’ નો અનુભવ આવવા માટે આકારની જરૂર છે અને આકાર પણ ‘ સમજ ’ નોજ બન્યો છે એમ ઘડી ભર કહો, પછી ખરૂં શું છે તે આગળ જોઇશું. આકારનાજ આધાર વડે તેને ચલન વલન આવ્યું. ચલન વલન એટલે ગતિ, અને તમારો પંચમહાભૂતનો બનેલો જે આકાર તે આકારમાંજ તે ગતિ રહિત જે ‘ સમજ ’ છે તેને ચલનવલન હોવાનો ગુણધર્મ છે. ક્રિયા જે છે તે પંચ મહાભૂતમાં જે વાયુ છે તે વાયુની છે. આ ઉપરથી શું સાબીત થાય છે ? તો આકાર થાય કે તરતજ તે આકારમાં ‘ સમજ ’ એ આવીજ; કારણ તેમાંથીજ આકાર બન્યો છે. ‘ સમજ ’ નોજ આકાર થયો અને તે આકારમાં પણ ‘ સમજ ’ છેજ, તે શા ઉપરથી ? તો શરીરના આકારમાં જે ‘ સમજ ’ છે તે ‘ સમજ ’ ને આધારેજ શરીરનો આકાર થયો અને તે આકારને તેજ ‘ સમજ ’ ને આધારે તમો સમજી લો છો. ત્યારે આ પરથી શું સાબીત થયું ? કે તે ‘સમજ’ આ શરીરને આધારે છે. ‘ સમજ ’ નાજ આધારથી શરીર બન્યું છે અને તે શરીરના અને તે ‘ સમજ ’ ના આધારથીજ ફાવે તે આકાર તમો સમજી શકો છો; એટલે પ્રત્યેક વસ્તુમાં ‘ સમજ ’ એ છેજ. જડ વસ્તુમાં પણ તે છેજ. કારણ ‘ સમજ ’ નાજ યોગ વડે તે બની છે. જેમ માટીથીજ ચૂલો, ઘર અથવા મનુષ્યોની અને પશુની મૂર્તિઓ બને છે. આ જુદા જુદા આકારો જો કે પુષ્કળ થાય તો પણ તે દરેકમાં માટી તો છેજ. તેવીજ રીતે જો કે તમો મનુષ્યના આકારમાં છો અને જડ વસ્તુ પણ જુદે આકારે છે તો પણ પ્રત્યેકમાં ‘ સમજ ’ એ છેજ. આપણો

આકાર ' સમજ ' નોજ બન્યો છે. આપણી પાસેની તે ' સમજ ' જે વખતે બીજી જડ વસ્તુ પાસે જાય છે—એટલે કે તે પણ ' સમજ ' નીજ બની છે તેમાં પણ ' સમજ ' છેજ—તે વખતે તેની અંદરની ' સમજ ' અને આપણી અંદરની ' સમજ ' એક થઈ તે જડ વસ્તુ સમજાય છે. ખરી રીતે ' સમજ ' સ્થિર છે, પરંતુ આકાર આવ્યો છે તેને લીધે આપણને ' સમજાઇ ' ' આવી ' ' ગઈ ' ઇત્યાદિ રીતે તે ભાસમાન થાય છે. ફકત જે ' સમજ ' છે તે હાલતી નથી ચાલતી નથી. તે કંઇ કરતી નથી. જેમ આગગાડી ચાલુ છે અને અંદરના માણસો સ્થિર છે, ઉંઘ કહાડે છે; પરંતુ આગગાડી ચાલુ છે તેથી અંદરનાં માણસો સ્થિર હોય તો પણ તેમને ચાલ્યાનું ફળ મળે છે. એવી રીતે જડ અથવા ચૈતન્ય વસ્તુમાંની જે ' સમજ ' છે તેને આધારે આકાર રહિત રહેલી જે મૂળ 'સમજ' તે આકાર રૂપે આવી તે આકારના ગુણધર્મ લઇ પછી તે ' સમજ ' આપણને આકાર રૂપે સમજાય છે. પરંતુ આપણીજ જે કેવળ 'સમજ' છે તેજ 'સમજ' ના રૂપાંતરમાં આપણી સામે આવે છે એવી કંઇ કોઇને કલ્પના નથી. ઉલટું આપણી સમજને આધારે સામે આવેલાં રૂપાંતરની જે 'સમજ' તેને તેના ગુણધર્મ ઉપરથી આપણે એકાદું જુદુંજ નામ આપી મૂકીએ છીએ અને એવી અનેક બનેલી વસ્તુઓમાં આપણે લુબ્ધ થઇ રહીએ છીએ.

કોઇવાર તે 'સમજ' સારૂં દેખાડશે અને કોઇ વાર તે 'ખરાબ' પણ દેખાડશે. તેજ આપણી 'સમજ' સારી સારી કહેતાં નરકને રૂપે પણ આવી દુઃખનું કારણ બનેછે, અથવા તેજ આપણી 'સમજ' સદ્રૂપ પ્રાપ્ત કરી આનંદનો અનુભવ દેખાડશે. આ માટે 'અણસમજ' ની અવસ્થામાં રહો તો કશાનીજ ભીતિ નથી. ભૂખ લાગવાનુ સમજાય તો આગળ પંચાત પડે ને? ત્યારે શું મરી ગયાં જેવું થવું? અરે મર્યાનું પણ જો તને નહીં સમજાય તો પછી સુખ દુઃખ કયાંથીજ આવે ?

આવી રીતે બારીકાઇથી વિચાર કરો તો ' અણસમજ '

એજ સોઈ પડતી છે એમ ઠરે છે અને વ્યવહારમાંની જે 'સમજ' તમે સવડ પડતી કહો છો તે અગવડભરી થઇ પડે છે. અનેક પ્રકારનાં દુ:ખો, કષ્ટો એ તે 'સમજ'નેજ લીધે થાય છે.

**'અણુસમજ'જ સારી.**

'સમજ'જ નથી તો મરણુનો પણુ અનુભવ કયાંથી ? જ્યારે 'સમજ' જોયતી નથી ત્યારે તેને કહાડી નાંખી શકાય છે; ત્યારે 'સમજાવા'નો અનુભવ કેવી રીતે આવે છે ? તો 'સમજ' છે તેજ જે વખતે "સમજ" વાની અવસ્થામાં જાય છે તે વખતે તે સમજવાની અવસ્થા ઉપરથી 'સમજ' સમજી લેવાની હોય છે. ત્યારે તે 'સમજ' કહાડી નાંખવી એટલે સમજવાની જે વસ્તુ હોય તે કહાડી નાંખવી એટલે તે નીકળી જાય છે. પછી જીવીએ છીએ કે મરી ગયા છીએ તે પણુ સમજાશે નહીં. જીવતા રહેવું, એ 'સમજ'માં લઇએ તો મર્યાનું પણુ 'સમજ' માં લેવુંજ જોઇએ. એમ વિચાર કરતાં કરતાં છેવટે એમ ઠરે છે કે 'અણુસમજ'જ બધા કરતાં શ્રેષ્ઠ. સમજાય છે તેથી મનુષ્ય સુખદુ:ખમાં અને જન્મમરણુના ફેરામાં પડે છે. 'સમજ' જો નથી તો ભૂખ પણુ નથી અને તેના નિવારણુની પણુ કાળજી નથી. ત્યારે એ 'અણુસમજ' કેવી રીતે લાવવી, બાપુ ! અમને જ્ઞાનમાર્ગ શીખવો. આ જગ અજ્ઞાનરૂપ છે. અમો અજ્ઞાની છીએ, તે અજ્ઞાનસાગરમાંથી ભવસાગરમાંથી અમને કહાડો અને જ્ઞાનમાર્ગ દેખાડો એવું જો તમારૂં કહેવું હોય તો એ માગણી યથાયોગ્ય છે. પણુ આ માંગણી માંગતી વખતે તમારી જે સમજ છે તે ફકત ઉંધી છે. આપણે સદ્દગુરૂ પાસે જઈ જ્ઞાનમાર્ગ મેળવવો એટલે શું મેળવવાનું ? તો 'અજાણુપણું' 'અણુસમજ'જ શ્રેષ્ઠ છે એમ સમજી તે માંગવું અને તે મેળવવું. પરમાત્મા જ્ઞાનસાગર છે, તે જ્ઞાનરૂપ છે, તો તે કેવો છે તે અમારે સમજવું જોઇએ, તે જ્ઞાન અમારે જોઇએ છે. એવા શિષ્યની માંગણી

ઉપરથી સદ્દગુરૂ કહે છે. 'તેજ જ્ઞાન હું તને આપું છું; જ્ઞાનનો ભંડાર આપું છું; પરંતુ તમારા હાથમાં 'અણુસમજ' આવશે, જ્ઞાનમાર્ગમાં જઇ એક 'અણુસમજ' તમારા હાથમાં આવશે, એ વાત લક્ષમાં રાખજોરે ભાઈ! ત્યારે શું એટલાજ માટે અમે અહીં આવ્યા? એમ કહેશો તો હમણાંજ તમોએ કબૂલ કર્યું છે કે કંઈપણ ન સમજાય અથવા 'અણુસમજ' હોવી એજ સારૂં છે; તેજ તમારે જોઇએ છે અને તેજ તમારી માગણી છે. અરે બાબા, જ્ઞાન એ શબ્દનો અર્થજ જો 'અણુસમજ' છે તો જ્ઞાન આપો એટલે 'અણુસમજ' આપો, એજ તમારી માગણી છે કે નહીં? 'બાબા, એ કેવી રીતે?' જ્ઞાન માટે લોકો નિશાળો ક્હાડે છે, સેંકડો પ્રયત્ન કરે છે, તે જ્ઞાન એ 'અણુસમજ' જ કે? એવા સદ્દગુરૂ અમારે નહીં જોઇએ બાબા. એમ કહો તો હું કહું છું તમારે 'સમજ'જ જોયતી હોય તો તમો સમજી તો રહ્યાજ છો. તમો ખાઓ છો, પીઓ છો, તમોને જુઠાણું સમજાય છે, છોકરાં સમજાય છે, છોકરાં કેમ ઉત્પન્ન કરવાં એ સમજાય છે, બીજાનું સારૂં માઠું સમજાય છે, એવી અનેક પ્રકારની ભાંજગડો કરો છો; તો એ બધી 'સમજ'જ તમારી પાસે છે કે નહીં? આ 'સમજ'નો અનુભવ તો તમે લઈજ રહ્યાં છો. પરંતુ આ 'સમજ'નું પરિણામ સુખદુઃખ, રાજ સિંહાસન, નરકયાતના, સુખોપભોગ, જન્મમરણના ફેરા ઈત્યાદિ એ સર્વ તમો કરીજ રહ્યા છો, ભોગવીજ રહ્યા છો, અને તમોને સમજાઈ પણ રહ્યુંજ છે. ત્યારે 'સમજ' 'સમજ' તે બીજી કંઇ જાતની રહી છે? 'સમજ' તો તમારી પાસે છેજ. તેનો જો કંટાળો આવ્યો હોય તો તેથી ઉલટી જે 'અણુસમજ' તેને ચ્હાઓ અને સદ્દગુરૂ પાસે તે માંગો. પ્રત્યેકને 'અણુસમજ' ની અવસ્થા આવ્યાં શિવાય સુખજ નથી. ત્યારે અમે રોજગાર ધંધા

વગેરે કરીએ છીએ. સુખ ભોગવીએ છીએ, એ "અણસમજ" ને લીધેજ કે શું? તો હા. તે 'અણસમજ' ને આધારેજ તમને અનેક પ્રકારનાં ઐહિક સુખનો અનુભવ જોઈએ છે એમ લાગે છે અને તે ઐહિક સુખ માટે તમારે હાથે ખટપટ કરવામાં આવે છે તે 'અણસમજ' જો ન હોય તો તમો એક પગલું પણ ઉંચકી (ભરી) શકો નહીં. આખો દિવસ વ્યવહારમાં ફલાણું કર્યું, ઢીકણું કર્યું, થાકયા, અમુક ખટલો જીત્યા, આટલો ખર્ચ કર્યો, થાકયા વગેરે વગેરે; તેવીજ રીતે સુખ થયું, દુઃખ થયું, અથવા હવે સંધ્યાકાળ થઇ અને આ બધું કરી ત્રાસ થયો, હવે થાકયો બાપુ આ પણ 'સમજ' જ કે નહીં? પરંતુ આ 'સમજ' ઘાતક નીવડી. હવે એનો પરિહાર કેમ થશે? તો 'અણસમજ' ની અવસ્થા લાવો એટલે તે સમજાયલા દુઃખનો પરિહાર થશે. સમજાતું હતું તેની વિસ્મૃતિ થવા માટે 'અણસમજ' ની જરૂરી; તે માટે ગાઢ નિદ્રાની તૈયારીમાં રહે છે અને ગાઢ નિદ્રાની 'અણસમજ' મેળવે છે અને 'અણસમજ' દ્વારા દુઃખ વિસરે છે. આ ઉપરથી શું થયું તો 'અણસમજ' દ્વારા દુઃખનો પરિહાર અને તેજ 'અણસમજ' દ્વારા કોઈ પણ પ્રકારના સુખની પ્રાપ્તિ. 'અણસમજ' દ્વારા દુઃખ પરિહાર થાય છે. આ સિદ્ધાંત હોવાને લીધે સરકારી ડોકટર પણ ઓપરેશનની વખતે દુઃખનો અનુભવ થાય નહીં તે માટે દર્દીને જબરદસ્તીથી કલોરોફોર્મ દ્વારા 'અણસમજ' આપે છે. આ 'અણસમજ' ની અવસ્થા લાવવાનો આજ ઉપાય કે "સારૂં ખાઇ લે, પલંગ પર બિછાનું પાથર, અને કોઇનો ત્રાસ ન થાય એવે વખતે એવે ઠેકાણે શાંતપણે જઇ તે બિછાના પર પડ અને 'અણસમજ' મેળવવાનો પ્રયત્ન કર. આ પ્રમાણે કર્યા પછી કોઈ ત્રાસ આપવા આવે, સ્ત્રી પણ આવે, તો હાલ તું ત્રાસ ના આપ, મને નિરાંતે સૂવા દે, પગ દાબવા હોય તોપણ મને ઉંઘ આવે એવી રીતે દાબ, ફોગટ લાકડાં પેઠે ના દાબ

**'અણસમજ' માંથીજ સર્વ સુખની પ્રાપ્તિ.**

એમ કહે છે. સારાંશ 'સમજ' થી બહુ ત્રાસ થાય છે. આવી રીતે સૂતો છે એટલામાં કોઇ આવે તો તેને કહે છે, "હાલ, ભાઇ, મને નિરાંતે ઉંઘ લેવા દે. હમણાંજ આંખ લાગે છે. તમારૂં જે કામ હોય તે કાલે જોઈશું." એમ કહી નવીન 'સમજવાનું' ટાળવાનો તેણે પ્રયત્ન કર્યો અને શાંતપણે નિદ્રા લેતો પડયો; એટલે શું ? તો તદ્દન 'અણુસમજ' ની અવસ્થા તેણે આણી. પછી કલાક, બે કલાક અથવા સ્હવાર સુધી ગાઢ નિદ્રા લીધી. હવે જાગૃત થવું એ પણ આપણે સ્વાધીન છે કે ? ના. છ સાત વાગે સૂર્યોદય થયો ત્યારે ઉઠયો અને મનને શાંતિ લાગી. આનો અર્થ શો ? તો એટલો વખત 'અણુસમજ' ની સ્થિતીમાં સુખ ભોગવતો હતો. પછી ગાઢ નિદ્રામાં એટલે 'અણુસમજ' ની સ્થિતિમાં આનંદ છે, તેથીજ આ નાની નાની છોકરીઓ રાસ રમતાં, આરતી કરતાં ઘોડા જેવી ઉભી રહી ઉંઘે છે. ઉંઘ એટલે 'અણુસમજ' એટલેજ સુખની બાજુ તે કોને ન જોઇએ ? તૈયાર ખાવાનું મળે અને ઉંઘ લેવાને મળે તો તે કોઇને ન જોઈએ કે ? ઉંઘ શાંત પણે આવે તે માટેજ ભોજન છે. 'સમજ' એ ત્રાસદાયક છે. તેથી ભૂખની 'સમજ' ત્રાસ આપે છે. તે ત્રાસ ટાળવા માટે ખાઈ પી પછી શાંત નિદ્રા લેવી પડે છે. શાંત ઉંઘ શા માટે લેવાની ? તો 'અણુસમજ' માટે, અને તે 'અણુસમજ' માટે એટલે શાંત ઉંઘ આવવા માટે ભોજન છે, નહીં તો તેની કંઈ જરૂર નથી. ઉંઘ એટલે દરિદ્રીનું લક્ષણ કહે છે, પરંતુ ખરૂં સુખ તેજ છે. "ત્યારે શું ઉંઘ લેવી ?" તો "હા, બરોબર ઉંઘજ લેવી." પરંતુ ઉંઘ એટલે જે રીતની ઉંઘ લઇ તમે 'અણુસમજ' ની અવસ્થા મેળવો છો, જે તમારે સ્વાધીનની નથી તે ઉંઘ નથી. પરસ્વાધીન ઉંઘ સારી નથી. જેને સ્વાધીન ઉંઘ તેની યોગ્યતા બહુ મોટી છે. ચાર વાગે ઉઠવાનું તો કોઇ ન ઉઠાડતાંજ ઉઠવું જોઇએ. અથવા અમુક વખતે સુવાનું તો તે વખતે ઉંઘ આવવવીજ જોઇએ. ચાર દિવસ ઉંઘ નથી લેવાની તો તે ન આવવી જોઇએ. અને તે ન આવવાથી ત્રાસ પણ ન થવો જોઈએ એવી રીતની જાગૃતિ સ્વાધીનની હોય તો પછી મહિના બે મહિના ઉંઘ લેવાનો ઠરાવ કરી બરોબર તે

તારીખે જાગૃત થઈ શકાય છે. એવી રીતે ઉંઘ સ્વાધીન રાખવી એવી રીતના અભ્યાસ કરનારા આખું વર્ષ જાગતા રહે છે અને આખું વર્ષ ઉંઘે છે. કુંભકર્ણ એવોજ એક હતો. સારાંશ ઉંઘ અને જાગૃતિ એ જો સ્વાધીન હોય તો કોઈ પણ રીતનો ભય નથી. પરંતુ તમારાં તો બેઉ પરાધીન. કોઇ પાણી નાંખે, હાથ ઝાલી ઉઠાડે, ત્યારે તમો ઉઠો, એને કહેવી પરસ્વાધીન જાગૃતિ. તેજ પ્રમાણે ઉંઘ પણ પરસ્વાધીન છે. એવી ઉંઘમાંથી તે 'અણુ સમજ' મેળવવી એ સારૂં નથી. નહીં તો તો ઉંઘ સારી કહી હંમેશ ઉંઘતાજ બેસશો! એકંદર ગાઢ નિદ્રાની એટલે 'અણુસમજ' ની વધારે જરૂર છે. 'સમજ' એટલે અનેક પ્રકારના સુખ દુઃખ આપનાર વિષયો જાણી લેવા અને તેનાથી થતાં દુઃખો પણ સમજી લેવાં. દુઃખનું સાધન 'સમજ' અને સુખનું સાધન પણ 'સમજ.' એ બેઉ 'સમજ' જ પરંતુ સુખ દુઃખની 'સમજ' નો કંટાળો આવે છે અને તેમનો લોપ થાય છે તેથી તે અકારાં થાય છે; 'સમજ' સારી નહીં તો પણ તે નાશ થોડીજ પામે છે. સમજી લેનારા જે આપણે તેમની સમજી લેવાની અવસ્થા જ્યાં સુધી છે ત્યાં સુધી દુઃખ છે. 'સમજ' જે છે તે અને સમજી લેવાની જે વસ્તુ છે તે અને સમજી લેનારો જે માણસ છે તે પણ એક વસ્તુજ છે, તે તે 'સમજ' નીજ બનેલી છે. સમજી લેનારો અને તે સમજી લેવાની વસ્તુ એકજ છે. પ્રસંગ પડે સમજી લેવાનું જે, તે સમજી લેનાર બને છે અને તેનાથી ઉલટી રીતે સમજી લેનાર પ્રસંગ આવે સમજી લેવાની વસ્તુ પણ બને છે. પરંતુ 'સમજ' એકજ છે. તે 'સમજ' કહે, છે કે 'મને સુખ પણ નથી અને દુઃખ પણ નથી, પરંતુ મારે લીધે તમો સમજી લેનારા અને સમજી લેવાની વસ્તુ તમોજ બનો છો. અને મને કોઇજ પ્રકારનું સુખ દુઃખ નથી તેથી સમજી લેનારને અને સમજી લેવાની વસ્તુને પણ સુખ દુઃખ નથી. પણ તે કયારે? તો ફક્ત સુખની આશા ધરી, સુખને સમજી લેનારા તમો 'સમજ' એજ સુખની, સમજી લેવાની ખરી વસ્તુ છે એમ સમજી મનેજ

જો હંમેશ સમજી લેતા હોત, તો તમને કોઇ પણ પ્રકારનો દુઃખાનુભવ આવશે નહીં; એટલે કે મારામાં જે અનંત આનંદ છે તે અને હું એકજ છીએ, તેનામાં અને મારામાં કંઈ ફરક નથી; પરંતુ તેમ ન કરતાં તમો મારા શિવાય મારાંમાંથીજ અનંત વસ્તુ ઉત્પન્ન કરી તમો અંદર અંદર મારી ' સમજ ' નો ઉપયોગ વિરૂધ્ધ રસ્તે કરો છો તેથી સુખ દુઃખનો બોજો તમારી પર આવે છે. તમો કાંઇજ ન કરો એટલે જેવો હું કેવળ છું તેમ તમો પણ થશો. સમજી લેવાનું જો કંઈજ ન હોય તો તમારાં અસ્તિત્વનું ભાન પણ નાશ પામશે અને જે હું તેજ ' સમજ ' અને તમો પણ ' સમજ ' જ થશો અને હું આનંદરૂપ તો તમો પણ આનંદરૂપ. એમ તે 'સમજ કહે છે. ' સમજ ' સમજી લેનાર અથવા સમજવાની વસ્તુ થશે તો તે સુખ દુઃખનું કારણ બનશે અને જો એમ ન થાય તો તે કેવળ ' સમજ ' જ રહેશે અને કેવળ ' સમજ ' એટલે જ ' અણસમજ; ' આ માટે ' સમજ ' અને ' અણસમજ ' એમાં ભેદ ન પાડવો. બાબા, એમ કેમ ? આ તો એક મોટું ગૂઢ છે. હા આ જગત્ એ એક ગૂઢજ છે. એ ગૂઢ ઉકેલવાનું છે. તો સમજવાની વસ્તુ, અને સમજી લેનાર એટલે ( સમજી લેનાર અને ) સમજી લેનારાનું કાર્ય એ બે વસ્તુ જવી જોઇએ. એટલે કેવળ ' સમજ ' રહે છે. એટલે આ ગૂઢ છોડાયું (ઉકેલાયું.) તેને જો ઉપયોગમાં લાવવાં હોય તોજ ' સમજ ' અને ' અણસમજ ' વગેરે નામો આવશે. નહીં તો નામ પણ શું કામ આવે ? અને તે નામો આપનાર પણ કોણ ? ' સમજ ' છે એમ પણ કહી શકાતું નથી અને અણસમજ છે એમ પણ કહેવાતું નથી એવી તે ગુપચુપ અવસ્થા છે. ' સમજ ' ને તમો જ્ઞાન કહો છો. જે દેખાવો તમે જુઓ છો, જે અનુભવો તમો લો છો તે ઉપરથી મૂળમાં શું છે તે શોધી કહાડવું, તે કહાડતાં કહાડતાં કેવળ ' સમજ ' જ બાકી રહે છે; બીજું કંઈ શિલ્લક રહેતું નથી. આ જગ પણ તે સમજવા માટેજ છે.હવે મૂળમા જે કેવળ 'સમજ' છે એને જ્ઞાન કહેવું કે અજ્ઞાન? જગત્‌ને તમો જુઓ છો એ જ્ઞાન છે, પણ એ અજ્ઞાન છે એમ

પણ તમોજ કહો છો. એ ઉપરથી જ્ઞાન અને અજ્ઞાન અહીંજ છે એમ ઠરે છે. એનું કારણુ મૂળમાં કેવળ ' સમજ ' જ છે પરંતુ તે અનુભવમાં આવતી નથી તેથી ' અણુસમજ ' ની અવસ્થા ત્યાં આવે છે. તો એવી રીતની ' અણુસમજ' ખરી રીતે તો નથીજ; પણ તે મેળવવાની અત્યંત જરૂર છે. પરંતુ તે વસ્તુજ મૂળમાં નથી તેથી તે મળવી પણ અશકય છે.

**' અણુસમજ ' મેળવવા માટેજ સદ્દગુરૂ પાસે જવું.**

એવી રીતની તે ' અણુસમજ ' મેળવવા માટે સદ્દગુરૂ પાસે જવાનું હોય છે. કારણુ તે ' અણુસમજ ' નથી હોતી છતાં તેને ઉત્પન્ન એક સદ્દગુરૂજ કરી શકે છે અને તે ' અણુસમજને 'આધારે અનંત સુખનો અનુભવ તે લે છે અને ખરા ઈમાન ઈતિબારથી તેનો સહવાસ કરનારને પણ તે ' અણુસમજ ' ની પ્રાપ્તિ કરાવી તેને અખંડ સુખનો લાભ તે આપે છે. એવા આ સદ્દગુરૂના સહુવાસથી મેળવેલી જે ' અણુસમજ ' તેનેજ મ્હેં પ્હેલાં વર્ણવી છે તે ' ભાસમાન પ્રકૃતિ ' કહેવી. જે સદ્દગુરૂ પુરૂષ, તેજ જ્ઞાની પુરૂષ, તેના સહવાસમાં રહી શું મેળવવું ? તો જ્ઞાન. એટલે કે સદ્દગુરૂ કૃપાથી જે મળે છે તે જ્ઞાનજ. એ જ્ઞાન મેળવવું એટલે શું મેળવવું ? ત્યારે મ્હેં અત્યાર સુધી જે ' અણુસમજ ' રૂપ વર્ણવી એટલે કે ભાસમાન પ્રકૃતિ; અને તે ' અણુસમજ ' એજ જ્ઞાન શબ્દથી મેળવવાની; એટલે ' જ્ઞાન ' ' અણુસમજ ' અને ' ભાસમાન પ્રકૃતિ ' એકજ સમજવાં. એ ઉપરથી કોઈ કહેશે કે જ્ઞાન તે જ્ઞાન, અણુસમજ તે અણુસમજ, અને ભાસમાન પ્રકૃતિ શું હશે તે કોણુ જાણે ? આ ત્રણેને તમો એક કેવી રીતે કરો છો ? અરે એકનેજ જો એવાં પુષ્કળ નામો હોય તો શું તે નામો ન હોવાં જોઈએ ? ધારો, તમારૂં નામ એક, સરકારમાં તમારૂં એક નામ, લોકોમાં એક નામ, એક વળી ટુંકું નામ, અટક વળી એક, માબાપે લાડમાં આપેલું નામ બાબુ બાબુ વગેરે તે એક, જન્મનું નામ એક, જન્મોત્રીનું નામ એક એવાં જુદાં જુદાં નામો તમારે હોય તો તેથી શું તમો એ બધાં નામોથી કંઈ જુદા જુદા બન્યા

કે ? તેવીજ રીતે આ ‘ અણુસમજ ’ ને હઝારો અનંત નામો છે. તેના નામોનો શું તમોએ અંત જોયો છે! તેમાંનો વર્મ લક્ષમાં આવે તેથી મેં ફકત બેજ નામો તમને દેખાડયાં. એક જ્ઞાન અને એક ભાસમાન પ્રકૃતિ. “ અરે બાબા, એવાં અનંત નામો દેવનાં હોય છે, પરંતુ ‘ અણુસમજ ’ નાં કયાંઈ હઝારો નામ છે, એમ અમોએ કંઈ સાંભળ્યું નથી. અરે, નહીં સાંભળ્યું હોય તો શું કહું ભાઈ? નહીં સાંભળ્યાં હોય તો સાંભળો. તમોએ દેવોને હઝારો નામો આપ્યાં છે, પણ દેવને દેવ શા કારણથી કહો છો ? એવો જો તમને સવાલ કરૂં તો તમો શો ઉત્તર આપશો ? કોઇ ડાહ્યો વિચારવાન જો હોય, તો એજ ઉત્તર આપશે કે ‘ બાબા, દેવ, પરમેશ્વર જે છે તે સુખરૂપ છે, સુખનો સમુદ્ર છે; અને તે જ્ઞાની છે. અમારૂં સુખ દુઃખ જાણી અમને સુખરૂપમાં લઈ જનારો તે છે. એવી તે જ્ઞાની પરમેશ્વરની સહસ્ત્ર નામાવળી હોય છે. એનો ઉત્તર આપનારો આપે છે કે તમો કહો છો તે બધું બરોબરજ છે. પરંતુ મેં પ્હેલાં વર્ણન શું કર્યું કે ‘ અણુ સમજ ’ છે તેજ સર્વ દુઃખનો પરિહાર કરી સુખનો અનુભવ આપે છે અને પરમેશ્વર સર્વ સુખરૂપ છે, બીજાને સુખ આપનારો છે. એમ તમો કહો છો તો તે સુખરૂપ અને બીજાને સુખ આપનાર એ પણ (વિશેષણો) તે પરમેશ્વરે શેને આધારે મેળવ્યાં છે ? તો પરમેશ્વરને પરમેશ્વર-પણું આવ્યું તે પણ તેના મૂળમાં ‘ અણુ સમજ ’ છે તેથી, અને તે ‘ અણુ સમજ ’ નેજ આધારે તે સુખરૂપ છે અને તમને સુખ આપે છે, અને તેણે પોતાને માટે એવાં હઝારો નામો મેળવ્યાં છે. તે ‘ અણુ સમજ ’ તેના હાથમાં બરોબર પકડાઇ પડી છે તેને જોરે તે પોતાનું પરમેશ્વરપણું ગજાવી રહયો છે. અરે, વધારે તો શું તે ‘ અણુ સમજ ’ જ પરમેશ્વર બની છે. એટલે કે જે કોઈ ‘ અણુ સમજ ’ સ્વીકારશે તે પરમેશ્વરજ થશે અને તેજ સર્વ સુખનો અનુભવ લેશે. તમારા હાથમાં તે ‘ અણુ સમજ ’ નથી તેથી તમારી ફજેતી થઈ રહી છે. અરે ત્યારે તે પરમેશ્વરને વા સદ્ગુરૂને જ્ઞાની જ્ઞાની કહે છે તે શું ત્યારે? તે શું છે તે

તમો સદ્‌ગુરૂ પાસે ‘ અણુ સમજ ’ જ શીખવા જાવ ત્યારે સમજાય. તે તમને ‘ અણુ સમજ ’ આપે એટલેજ તમને જ્ઞાન આપે છે એમ બને છે. ‘ અણુ સમજ ’ એટલેજ જ્ઞાન અને જ્ઞાન એટલેજ ‘ અણુ સમજ ’ નામ પૃથક્ બે અથવા અનેક પરંતુ તે છે તો એકજ. ‘ અરે બાબા, જો અણુસમજ જ તે અમારા હાથમાં આપે તો પછી કોઈ પણ ચીજનો અનુભવ અમને આવશે નહી. અને અમને કંઇ પણ સમજાશે નહીં. ત્યારે શું તમારે ‘ સમજ ’ જોઇએ છે ને ? તો સદ્‌ગુરૂ તમને ‘ સમજ ’ ક્યાંથી આપે ? કારણ તે ‘ સમજ ’ તમારી પાસે તો છે. કારણ તમને સમજાય છે કે તમો અમુક ફલાણુભાઇ, તમારાં ફલાણું ફલાણું સ્ત્રી છોકરાં, તારૂં મારૂં વગેરે એ સર્વ તમને સમજાય છે. તેથી ‘ સમજ ’ તમારી પાસે છેજ, અરે બાબા ‘ એ સમજ ખરી, પણ એ અનેક દુઃખમાં નાંખનારી, અનેક જાતના નુકસાનમાં નાંખનારી એવી એ ‘ સમજ ’ અમારે નહીં જોઈએ; પણ ખરી ‘ સમજ ’, ખરો આનંદ, પરમેશ્વરી અત્યંત આનંદ જેને લીધે અનુભવમાં આવે, તે ‘ સમજ ’જ અમારે જોઈએ; તે ‘ સમજ ’ માટેજ હું તમારી પાસે આવ્યો અને તમો તો ગમે તેવી વાતો અમને સંભળાવી રહ્યા છો. ‘ અરે, ગમે તેવી વાતો ક્યાંથી આવી છે ? હું સરળ તો કહી રહ્યો છું. તમારે આ દુઃખમાં નાંખનારી ‘ સમજ ’ નથી જોયતીને ? ત્યારે ‘ અણુસમજ ’ લે. અરે, પણ હવે ‘ અણુસમજ ’ લો એમ કહો છો. એટલે આ ‘ સમજ ’ પણ ગઈ અને પેલી ‘ સમજ ’ પણ ગઇ, એટલે બાબા પણ ગયા અને રોટલા પણ ગયા. એમ થશેને ? ’ અરે ‘ સમજ ’ ક્યાંઈ જતી હશે કે ? તેનો કંઇ નાશ થાય છે કે ? તે તો અવિનાશી છે. તે ક્યાં જાય ? ‘ અરે પણ અમારામાંથી ગઈને ? ’ અરે તું પણ આ ‘ સમજ ’ની બ્હાર ક્યાં છે ? તું તેનોજ તો બનેલો છે. ‘ અરે બાબા, આમ કેમ કહો છો ? અમને તો એ કંઈ સમજાતું નથી. ’ ‘ અરે, તે કેવી રીતે સમજાય ? ’ હવે તું ‘ અણુસમજ ’નો બની જા એટલે તને સર્વજ સમજાશે. પરમેશ્વરી

અવસ્થા જે છે, તે ' સમજમાંથી ' જ્યારે ' અણસમજ'માં જવાનું થાય ત્યારે આવે છે. પરમેશ્વરી અવસ્થા આવવા માટે જગતની સર્વ વિષય વસ્તુઓ વિસરી જવી પડે છે. આપણે આપણને પણ વિસરી જવા પડે છે, વિસરવા પડે છે; એટલે ' સમજ ' બંધ કરી ' અણસમજ ' લેવી પડે છે; એટલેજ પરમેશ્વરી અવસ્થા મળશે એમ શાસ્ત્રપુરાણનું કહેવું છે. તેથી અભ્યાસ કરનારા લોકો એકાંતમાં જઇ આંખો બંધ કરી ધ્યાન ધારણા કરતા જે બેસે છે તે અહીંની ઓળખાણ બંધ પડે તે હેતુથી; એટલે ' સમજ ' બંધ પડે તે માટે ખટપટ કરે છે. એટલે કે અહીંની ' સમજ ' બંધ પડે એટલેજ ' અણસમજ ' હાથમાં આવે છે. આવીજ રીતે યોગી લોકો "અણસમજને આધારે પરમેશ્વરપણું મેળવે છે. ત્યારે એ ઉપરથી જુઓ કે ' અણસમજની જરૂર છે ને ? અને ' અણસમજ 'માં જવું એટલેજ પરમેશ્વરને ? તે ' અણસમજમાં ' ગયાં પછી અહીંનું કંઇપણ અમને સમજાશે નહીં એ અમો કબુલ કરીએ છીએ, પણ તે ' અણસમજ'માં ગયાં પછી અમને બીજું પણ શું સમજાશે ? અરે, ત્યારે તે ફકત ' અણસમજ 'માં જો તું રહે તો તને કંઈજ સમજાશે નહીં. કેવળ ' સમજ'માં કંઇજ સમજાતું નથી તે સંબંધે પુષ્કળ વખત બોલવાનું થયું છે. આ જગત્માં આવી (સામાન્ય) ' સમજ 'માં આવે તો તારી ફજેતી થાય છે. અને આ ' સમજ ' નથી જોયતી એમ કહે છે. એટલે કે એ (કેવળ) 'સમજ' નથી જોયતી. અને પેલી ફકત 'સમજ'માં તો કંઈજ સમજાતું નથી. ત્યારે હવે બાકી રહેલી ત્રીજી ' અણસમજ ' આવી રે તારા કપાળમાં ! આવી રીતે એ બેઉ બાજુની ' સમજ' નો નિકાલ થયો. ત્યારે જે કંઇ હોય ન હોય તે બધુંજ જો તારે સમજી લેવું હોય તો અને આ બાજુનો કે તે બાજુનો બેઉ બાજુનો આનંદ જો તારે જોયતો હોય તો ' અણસમજ ' જ તારે સ્વીકારવી જોઇએ. અને સદ્ગુરૂ જે છે તે ' અણસમજ ' જ શીખવે છે. "અરે, પણ તે જ્ઞાન આપે છે ને ?" "અરે હા, તે જ્ઞાનજ

**પરમેશ્વરી અવસ્થા માટે 'અણસમજ" માં જવાની જરૂર.**

આપે છે, હું કયાં ના કહું છું ? તે પોતે જ્ઞાની હોય છે અને બીજાને પણ જ્ઞાનજ આપે છે, અને તે જ્ઞાનને જોરે, અઘટિત ઘટના, પરમેશ્વર કરતાં પણ વધારે સામર્થ્ય મેળવે છે. એવું તે જ્ઞાન એટલેજ 'અણુસમજ.' ત્યારે જ્ઞાન શબ્દનો અર્થ સમજાય એટલે તેમાંથી 'અણુસમજ' જ તેનો અર્થ નીકળે છે.

**જ્ઞાન એટલે 'અણુસમજ.'**

જ્ઞાન શબ્દમાં જ્ઞા + ન. જ્ઞા એટલે 'સમજવુ' ('જાણવું') અને ન એટલે નહીં અથવા નથી જોઈતું. એકંદર 'જ્ઞાન નથી જોયતું (અણુસમજ)' એવો અર્થ નીકળે છે અને એવોજ જ્ઞાન શબ્દનો અર્થ છે. તેથી સદ્‌ગુરૂ પાસેથી જ્ઞાન પ્રાપ્તિ કરી લેવી એટલે તેમની પાસેથી 'અણુસમજ' જ લેવાની. અમને કંઈજ ન સમજાવું જોઇએ. અમને નિરંતર ગાઢ નિદ્રાના અનુભવનું જ્ઞાન આપો. એટલેજ 'અણુસમજ' જે છે તે આપો, એમ સદ્‌ગુરૂને કહેવું. હમણાંજ કહ્યા પ્રમાણે 'જ્ઞા' એટલે 'જાણવું,' 'સમજવું.' અને પછી જે 'ન' છે તેનો અર્થ 'નહીં' છે. લોકોમાં જ્ઞાન શબ્દનો અર્થ 'સમજવુ' એમ કરે છે તે પણ એક રીતે બરોબરજ છે; કારણ તે 'સમજ' એક અવસ્થા આપે છે તેથી. એટલે કે ઈશ્વરી આનંદના અનુભવની સમજ આપે છે તેથી. પરંતુ ગમે તે રીતની 'સમજ' એટલેજ આનંદાનુભવ 'અણુસમજ' માંજ છે. ખરૂં પાણી જોયતું હોય તો તે 'અણુસમજ' માંજ છે. આ 'અણુસમજ' જમીન જેવી છે. આપણે જો જમીનમાંનું પાણી જોયતું હોય તો આખી પૃથ્વીની પૃથ્વી આપણે બાજુએ કરી નાખીએ છીએ કે ? ના. તો જમીન તો એમને એમજ રહે છે, અંદરનું પાણી કહાડી લેવા પુરતીજ તેને રીત પ્રમાણે ખોદીને બાજુએ કરવામાં આવે છે અને પછી પાણી હાથમાં આવે છે. એટલે કંઇ આખી પૃથ્વીનો, આખી જમીનનો ભાગ આપણે બાજુએ કહાડયો હોય એમ થોડુંજ થાય છે ? પરંતુ પૃથ્વીનો જે આખો ભાગ છે, તે પોતે પોતાનામાં પાણી હોવાંનો અનુભવ લે છે. એટલે કે પાણીનો અનુભવ લેવો હોય

તો તે પૃથ્વીને નિરંતર આવેજ છે. એટલે પૃથ્વીની રીત પ્રમાણે ' અણુસમજ ' ની જે અવસ્થા છે તે ' અણુસમજ ' નેજ તે ' સમજ ' નો નિરંતર અનુભવ આવે છે. એનો અર્થ એ છે કે જાણે ' અણુસમજ ' એ પૃથ્વી અને 'સમજ' જાણે પાણી. આ પાણીનુંજ રૂપાંતર એટલે ઘનીભાવને પ્રાપ્ત થયેલી પૃથ્વી. તેવીજ રીતે ' સમજ ' જે છે તેનુંજ રૂપાંતર ' અણુસમજ '; એટલે તે એક નિરાકાર પૃથ્વી તો છે. પરંતુ ઘનીભાવના કરતાં નિરાકારનું પ્રમાણ વધારે હોય છે. જેમ સમુદ્રમાંના જડ અને ચૈતન્ય જીવો એ ઘનીભાવરૂપે પાણીનાંજ છે પણ તેથી કંઇ સમુદ્રમાંના સર્વ પાણીને ઘનીભાવ આવ્યો નથી. તેથી પાણીના જે જડ અને ચૈતન્ય જીવો જેટલા બન્યા છે તેમના કરતાં પાણી ખૂબ છે. તેવીજ રીતે નિરાકાર ' અણુસમજ ' જે છે તેનોજ ઘનીભાવ થઈ પૃથ્વી બની તેથી શું તે ' અણુસમજ ' કંઇ તેટલીજ છે ? તે તો પુષ્કળ છે. પૃથ્વીમાં તે પાણી નિરંતર હોવાને લીધે તે પાણીનો નિરંતર અનુભવ જેમ પૃથ્વીનેજ આવે છે તેવીજ રીતે ' અણુસમજ ' ની જે અવસ્થા છે તે ' અણુસમજ ' માંજ તે આનંદરૂપ સમજ નિરંતર છે એટલે કે ' અણુસમજ ' ની અવસ્થાનો જે અભિમાની તેનેજ ' સમજ ' રૂપ આનંદનો અનુભવ નિરંતર આવશે કે નહીં તેનો વિચાર તમેજ તમારી જાતે કરો. આ ' અણુસમજ ' નેજ જ્ઞાન કહે છે; એટલે કે તે પૃથ્વી પેઠે ' અણુસમજ ' જેને જડી તેજ જ્ઞાની. ધારો કે કોઇ ખેડુતે ખટપટ કરી ખુબ જમીન પોતાની કરી લીધી; અને તે જમીનમાં કૂવો ખોદી પાણી કહાડે એટલે તે બન્યો પાકકો ખેડુત. પછી ઉપરથી વરસાદનું પાણી પડો કે ન પડો ! પછી તે તે પાણી વડે આનંદની વસ્તુઓ ઉત્પન્ન કરે છે. તેવીજ રીતે ' અણુસમજ ' ની અવસ્થા પૂર્ણપણે આવે તો તે ' અણુસમજ ' માં જે અખંડ સુખ છે તેનો અનુભવ નિરંતર આવે.

સત્પુરૂષ નિરંતર ' અણુસમજ ' ની અવસ્થામાં હોય છે. એટલેજ જ્ઞાનરૂપ હોય છે. પૃથ્વી જેમ નિરંતર પાણીનો અનુભવ

લયાં કરે તેમ સત્પુરૂષ હંમેશ 'અણુસમજ'ની અવસ્થામાં હોય છે તેથી તે કાયમના સુખનો અનુભવ લે છે.

'અણુસમજ' અને જ્ઞાન એ બે એકજ છે. જ્ઞાની થવું એટલે 'સમજણુ'ના અભિમાની ન હોવું અને 'અણુસમજ'ના અભિમાની થવું. પ્રથમ 'જ્ઞા' અને પછી 'ન' એમજ કહેવાનું કારણુ પણુ એજ કે 'જ્ઞા' એટલે કેવળ 'સમજ' પણુ તે કેવળ એકજ હોવાને લીધે તેનો તેનેજ અનુભવ આવી શકતો નથી. અનુભવ ન આવવો એ અવસ્થા 'જ્ઞા' અવસ્થાની પછીની હોવાને લીધેજ 'જ્ઞા' પ્રથમ અને પછી 'ન' મૂકવાનો વહિવટ છે. એટલે 'અનુભવ આવતો નથી, એવી અવસ્થાનો અભિમાની એટલેજ જ્ઞાની, અને તેવી અવસ્થામાં હોવું એટલે સઘળીજ ચીજોનો અનુભવ લેવો; એટલેજ તેને 'સમજણુ'નો એટલે કે આનંદનો અનુભવ આવે છે. તે 'અણુસમજ'ની અવસ્થામાં જે જાય તેનાથીજ ખરી 'સમજ'ની અવસ્થામાં જઇ શકાશે. પરંતુ તે માટે જે જગતની 'સમજ'થી અનેક દુઃખોનો અનુભવ આવે છે તે 'સમજ'ની જરૂર છે. પછી ગુરૂકૃપાની મદદ વડે 'અણુસમજ'ની પ્રાપ્તિ કરી લઇ, ખરી 'સમજ'માં જવું અથવા 'અણુસમજ' માંજ રહી, 'સમજ'નો આનંદ ભોગવવો. ફકત કેવળ 'સમજ'માં રહો તો કંઈજ સમજાશે નહીં. જગત એ અજ્ઞાન અવસ્થામાં છે એમ બધા લોકો કહે છે. એટલે કે જ્ઞાન એટલે 'અણુસમજ' અને કોઇપણુ શબ્દની આગળ નકાર માટે 'અ' લગાડવાનો વહિવટ (રીત) છે. તે પ્રમાણે 'જ્ઞા' શબ્દની આગળ 'અ' લગાડયો છે તેથી અજ્ઞાન થયું. એનો અર્થ 'જ્ઞાન' એટલે 'અણુસમજ' અને 'અ' એટલે નહીં. તેથી 'અણુસમજ' નહીં એટલે 'સમજ' છે. લોકો કહે કે 'અમે અજ્ઞાની છીએ' ભાઇ. એટલે કે 'અણુસમજ'ની અવસ્થામાં અમો નથી; એટલાજ માટે પ્રભુ અમને જ્ઞાન આપો એટલે કે 'અણુસમજ'ની અવસ્થા આપો કે જેને લીધે અમને 'સમજ'નો આનંદ મળે.

આરંભમાં પણ 'સમજ'જ છે. પણ તે 'અણુસમજ' દેખાડે છે. એટલે કે મૂળારંભમાં પણ 'અણુસમજ' એ છેજ; એટલે જ્ઞાન કહો, ભાસમાન્ પ્રકૃતિ કહો, તે છેજ. તેજ 'અણુસમજ'ને આધારે આત્મા મનુષ્ય દેહ સુધી આવી જગત્માંની ખોટી 'સમજ'નો અનુભવ લે છે અને તેજ આત્મા ઉલટી રીતે 'અણુસમજ' દ્વારા તે આરંભની અવસ્થામાં જઇ ખરી 'સમજ'નો અનુભવ લે છે. અરે, ખરી જે મૂળની 'સમજ' છે તેની આગળજ 'અણુસમજ' આવી અને તેની આગળ આ જગત્ની ખોટી 'સમજ' આવી. હવે તેથી ઉલટાં જઇ, તે 'અણુસમજ' દ્વારા 'અણુસમજ'માંજ રહી એટલે કે જ્ઞાની અવસ્થા મેળવી પૂરી તે તે ખરી 'સમજ'નો અનુભવ લેવાનું થયું ! છે શું ને નથી શું ! સ્હેલું તો છે. પછી નથી જગત્માં આવવાનું કે જવાનું.

**આરંભમાં-મૂળમાં 'સમજ' હોય છે અને તે 'અણુસમજ'ને દેખાડે છે.**

આરંભમાં જે મૂળની 'સમજ' છે તે કેવળ 'સમજ' જ હોવાને લીધે તેની ઉપર 'અણુસમજ'નો ભાસ થયો છે, અને મૂળમાંની 'સમજ'ને આધારે તે ખરો થઇ બેઠો. આપણને કોઇપણ વખતે સુખનો અનુભવ લેવો હોય અથવા સુખદુઃખની જાણ કરી લેવી હોય તો તે માટે 'કંઈ સમજાતું નથી' એવી જે અવસ્થા છે તેની જરૂર છે. ત્યારે એ 'અણુસમજ' લાવવી ક્યાંથી? અહીંથી તે ઠેઠ સુધી 'જ્ઞા' એટલે 'સમજ'જ ભરી છે. કોઇ જગા બાકી છે એવું નથી. જે આનંદભર્યો છે તેનું નામ 'સમજ.' આનંદ ને આનંદપણું તે 'સમજ'ને આધારે આવ્યું. એ બેઉ, અસ્તિત્વના એટલે સત્તાના આધારપર, અને તે સત્તાનું અસ્તિત્વ એ બેઉના આધારપર. એ ત્રણે એકજ. એનેજ સચ્ચિદાનંદ કહે છે. આ સચ્ચિદાનંદનો અનુભવ લેવાને 'અણુસમજ'ની જરૂર છે. તે હોયાં શિવાય આપણું કંઈ ચાલવાનું નથી; અને 'સમજ' શિવાયનું તો કોઈ ઠામ ઠાલું

નથી. સર્વત્ર તેજ ભર્યું છે, ત્યારે 'અણુસમજ' કયાંથી લાવવી? જ્યાં એકજ વસ્તુ સર્વત્રભરી છે ત્યાં તેનાથી વિરૂધ્ધ બીજી વસ્તુ કયાંથી લાવવી? પરંતુ 'અણુસમજ' ની જરૂર છે. તેથી તે કેમ ઉત્પન્ન થઈ તે જુઓ. સર્વત્ર 'સમજ' જ હોવાથી, સમજી લેનાર, સમજી લેવાનું વગેરે કાંઈજિ ન હોવાથી

**'અણુસમજ' કેમ ઉત્પન્ન થઇ?**

તે 'સમજ' નો અનુભવ લેવાને કંઇજ સાધન નથી. કોઈ સમજી લેનાર જ્યારે ઉત્પન્ન થાય ત્યારેજ 'સમજ'ને 'સમજ' કહેવામાં આવશે; ફકત 'સમજ' જો રહે તો તેનો શો ઉપયોગ? એટલે 'સમજ' શું અને 'અણુસમજ' શું? બેઉ એકજ. 'સમજ' જે છે તેનો કંઇ ઉપયોગ ન હોવાથી તે 'સમજ' હોવા છતાં પણ 'અણુસમજ' જેવીજ બની. પછી શું મહારાજ, તે 'સમજ' હોવા છતાં પણ 'અણુ-સમજ' જેવીજ બનીને? છે કબૂલ?

શ્રોતા—હા. ફકત 'સમજ' જો હોય તો તે 'સમજ' હોવા છતાં પણ 'અણુસમજ' જેવીજ લાગે છે.

પ્રશ્ન—તે 'સમજ' હોવા છતાં 'અણુસમજ' જેવીજ બની એવી તમારી ખાત્રી થઈ કે?

શ્રોતા—હા. હવે હા કહેવીજ પડશે.

પ્રશ્ન—શેની હા?

શ્રોતા—ત્યાં ફકત 'સમજ' જ છે અને તેને સમજી લેનાર કોઈ નથી તેથી તે 'સમજ' 'અણુસમજ' ના જેવીજ તો લાગે છે.

પ્રશ્ન—ત્યારે 'સમજ' જે છે તે 'અણુસમજ'જ થઈ એમ તમને દેખાય છે ને? હવે ફરી તો નહીં જાઓ ને?

શ્રોતા—અરે મહારાજ, વારંવાર શું હા કહેવડાવો છો?

ત્યાં સમજી લેનારજ જો કોઇ નહીં તો તે ' સમજ ' જ ' અણુ-સમજ ' થઈ પડે છે.

પ્રશ્ન—ત્યારે થઇ કે હવે તારી ખાત્રી ?

શ્રોતા—હા.

પ્રશ્ન—ત્યારે હવે ' અણુસમજ ' કેમ ઉત્પન્ન થઈ તે તને સમજાયું ને ? થઇ તારી ખાત્રી ? સર્વત્ર ' સમજ ' હોઈ ' અણુસમજ ' બીલકુલજ ન હોવાથી હવે તે ' અણુસમજ ' ઉત્પન્ન થઈ ને ? તારેજ મ્હોંએ તેં ઉત્પન્ન કરી છે ને ?

શ્રોતા—હા. એમ થયું ખરૂં. વાત ખરી તો ખરી.

પ્રશ્ન—ત્યારે હવે ' સમજ ' તો સર્વત્ર ભરીજ છે; એવી તારી પહેલેથીજ ખાત્રી થઇ હતી ને ? તે વગર કોઈપણ જગ્યા ખાલી નથી એવી તારી ખાત્રી થઇ છે ને ?

શ્રોતા—હા.

પ્રશ્ન—અને ' અણુસમજ ' પણ થઇ છે તેની પણ તને ખાત્રી થઇ.

શ્રોતા—હા મહારાજ; ' અણુસમજ ' ઉત્પન્ન થઇ છે તેની પણ ખાત્રી થઇ છે.

પ્રશ્ન—ઠીક, ત્યારે હવે હું તને એમ પૂછું છું કે 'સમજ' વગર જો કોઈ ઠામ ઠાલીજ નથી તો ' અણુસમજ ' કયાં રાખી છે ?

શ્રોતા—શું કહું મહારાજ ! એનો કંઇપણ ઉત્તર આપી શકાતો નથી. પણ હવે હું ખૂબ વિચાર કરીને કહું છું કે ' અણુસમજ ' એ કંઇ છેજ નહી, અને તેને રાખવાને કયાંઈ જગ્યા ન હોવા છતાં પણ તે ઉત્પન્ન થઈ; એટલે કે તે ' સમજ ' નેજ જાણે એ એક લાડનું ટુંકું નામ આપ્યું હોય એમ થયું.

પ્રશ્ન—ત્યારે ' સમજ ' નું ' અણુસમજ ' એ ટુંકું નામ થયું એટલે તે ' સમજ ' ની ઉપર ' અણુસમજ ' નો આરોપ આવ્યો એમજ તારૂં કહેવું છે કે નહીં ?

શ્રોતા—હા; ટુંકું નામ શું અને આરોપ શું? બેઉ એકજ તો છે.

તે 'સમજ' કેવળ હોવાને લીધે નિરૂપયુક્ત બની. એટલે શું? તો તેનો કંઇ ઉપયોગ અથવા અનુભવ નથી. એમ જો છે તો તેને 'સમજ' પણ શું કામ કહેવી? 'અણુસમજ' જ શા માટે ન કહેવી? ત્યારે કહોને તે પ્રમાણે. જો સમજી લેનારજ કોઈ નહીં હોય અને 'સમજવા'ની વસ્તુ પણ નથી તો તે 'સમજ' તે 'અણસમજ' જ છે. હું પણ તેજ કહું છું. એ ઉપરથી એવો પ્રશ્ન થાય છે કે તમો 'સમજ' નેજ 'અણસમજ' કહો છો, પણ ખરેખરજ એમ છે કે? એનો ઉત્તર એવો છે કે ફક્ત કહેવા પુરતુંજ તે તે પ્રમાણે છે. વસ્તુતઃ 'સમજ' જ છે. ત્યારે અમને તેમ કેમ દેખાતું નથી? અરે દેખાતું નથી તો દેખાય છે એમ ન કહેતા. 'સમજાતું નથી' એમ તો કહેશો કે નહીં? કંઇ સમજાતું નથી, કંઇ અનુભવમાં આવતું નથી એનો તો બોધ થયો ને? એવું તો સમજાય છે ને? તે ઉપરથી તમો ત્યાં છો, અને ત્યાંનો અનુભવ તમો લો છો, તેથી ત્યાં કંઈ નથી એમ કહી રહ્યા છો. એટલે 'અણસમજ'જ તમારા અનુભવમાં આવે છે ને? ત્યારે 'અણસમજ'નો અનુભવ લેનાર તું એક કોઇ છે એમ લાગે છે ને? હા. ત્યારે સ્વાભાવિક રીતેજ તને તારા અસ્તિત્વનો અનુભવ તો આવે છે જ! ત્યારે જો 'અણસમજ' અને તારાં 'અસ્તિત્વ' એ બેઉનો અનુભવ તું લે તો એ બેઉ અનુભવ તું શાના આધારપર લે છે? તો 'સમજ'ના આધારપર. ત્યારે તે તારી 'સમજ' તારી પાસે છેજ, તેથીજ તો તું અનુભવ લે છે, અને તે તારી પાસે રહેલી જે 'સમજ' તે તારે પણ ક્યાંકથી લાવવી પડી નથી અને તે સમજી લેવાનું સાધન જે 'અણસમજ' છે તે પણ તેં ક્યાંકથી આણી છે એમ નથી, અને બેઉનો અનુભવ લેનારો જે તું તે તું પણ ક્યાંક બ્હારથી આવ્યો એમ પણ નથી. ત્યારે તે 'સમજ' જે છે તેજ તું છે તેથી 'સમજ' એ તારાથી

જુદી પડી શકતી નથી અને તું પણ તે ' સમજ 'થી જુદો થઇ શકતો નથી. એટલે કે ત્રણે તુંજ છે. તું તે ' સમજ ' અને 'સમજ ' તે તું. 'સમજ' જે છે તેનેજ તું, હું, અને એક અન્ય એવાં નામ પ્રાપ્ત થયાં. તું અને હું એ નામ તેને આવ્યાંજ નથી; તેથી તે કેવી રીતે આવ્યાં એવો સવાલ કરીશ નહીં. પણ શા માટે આવ્યાં એવો સવાલ કરે તો તેનો ઉત્તર-સમજાતું નથી એવી રીતનો જે અનુભવ આવે છે તે કયાં આવે છે ? તો તે ' સમજ 'માંજ આવે છે. એટલે કે ' સમજ 'ની ઉપર જ્યારે અનુભવ રૂપે ' અણુસમજ' નું પરિણામ થયું તે વખતે તે ' સમજ 'જ અનુભવ લેનારને રૂપે અહંકારી બની, એટલે એજ કે તું હું વગેરે એ સાંકેતિક નામો આવ્યાં.

શ્રોતા—તમારા આ બધા ઉપદેશપરથી મેં પોતેજ મારા અસ્તિત્વનો અનુભવ લઇ મારે લીધે બીજી કોઇ જાતની 'સમજ' જો હોત તો જોઇ હોત. પરંતુ ' સમજ ' જે છે તે હુંજ છું, એમજ તમારૂં કહેવાનું કે નહીં ?

ઉપદેશક–એજ અમારૂં કહેવું.

શ્રોતા—અરે, ત્યારે ' સમજ ' એ સર્વવ્યાપી છે એમ જે તમે કહ્યું તેનો અર્થ હુંજ સર્વવ્યાપી છું એમજ તમો કહો છોને ?

ઉપદેશક—હું કયાં ના કહું છું કે તું સર્વવ્યાપી નથી. તે સમજ એટલે તું સર્વવ્યાપીજ તો છે. પરંતુ તે કયારે ? તારે એટલે તે ' સમજ 'ને વ્યાપિત્વની અવસ્થા આવવાને ' સર્વ' એવું તો કંઇ જોયશેને ? ફલાણુંમાં વ્યાપવું, ઢીકણુંમાં વ્યાપવું, એમ વ્યાપવાને કંઈ જોઇએને ? જ્યારે વ્યાપવા માટે બધું ઉત્પન્ન થશે ત્યારે તે બધાંમાં તારાજ વ્યાપિત્વનો તને અનુભવ આવશે.

શ્રોતા—અરે મારા શિવાય એટલે ' સમજ ' શિવાય જો બીજું કંઇજ નથી તો આ બાકીનું બધું કયાંથી લાવવું ?

ઉપદેશક—તારે જો તારા સર્વવ્યાપિત્વનો અનુભવ લેવો

હોય તો તે બધું તારા શિવાય બીજે કયાંઇ નહીંજ મળે. તે બધું તારેજ બનવું પડશે અને તુંજ તે બધું બનશે. તેથીજ તારે લીધે એટલે 'સમજ'ને લીધે અંદર બ્હાર વગેરે સર્વ રીતે સર્વવ્યાપિત્વનો અનુભવ તનેજ આવશે. એટલે કે જે જે અને જે જે રીતે તું બનશે, તે તે સર્વ બધે ઠેકાણે, એટલે તું તારી મેળેજ સર્વવ્યાપિત્વનો અનુભવ લેશે અને સર્વવ્યાપિત્વનો અનુભવ લેનાર એક તું, તેનાથી સ્વતંત્ર જુદો શિલ્લક રહેલો એવો 'તું' ફરી રહેશેજ.

શ્રોતા—અહો, તમોએ આ બધું કહ્યું એ ખરૂં, પણ હાલ કંઇજ સમજાતું નથી; કંઈજ અનુભવમાં આવતું નથી ? પછી સર્વવ્યાપિત્વ કયાંથી આવશે ?

ઉપદેશક—અહો, હું પણ તેજ કહું છું કે કંઇ સમજાતું નથી એનો જો તું અનુભવ લે છે, તો પ્રથમ તો તું તેજ થઇ બેઠો છે; અને તે 'અણસમજ'ને અંદર બ્હારથી પૂર્ણપણે વ્યાપી ઉર્યો છે, તેથી તારાથી બ્હાર રહી, જુદા રહી તે 'અણસમજ' નો અનુભવ લઇ શકાય છે; એટલે સમજાતું નથી એવા રૂપાંતરવડે તારોજ તું અનુભવ લે છે તેથી તારી તે 'અણસમજ' માંજ તારૂં એટલે 'સમજ'નું સર્વવ્યાપિત્વ સિધ્ધ થાય છે. આ ઉપરથી શું થયું ? તો 'અણસમજ' જે છે તેમાં 'સમજ' વ્યાપકપણે ભરી છે; અને જગત્ અથવા જગત્માંની સર્વ વસ્તુ —એ સર્વે કરતાં પ્હેલીજ—આ સમગ્ર જગત્ ઉત્પન્ન થવામાં તદ્દન પ્રથમજ જો કોઇ ચીજ કારણભૂત થઈ હોય તો તે 'અણસમજ' જ છે.

'અણસમજ' ના અનુભવની અભિમાની જે 'સમજ' તે આ અવસ્થાની છે, તેજ એક પોતાના અસ્તિત્વનો અનુભવ લેતી લેતી 'અણસમજ' ને આધારે, અણસમજના નાશવંત ગુણધર્મો લેતી લેતી મનુષ્ય અવસ્થા સુધી આવે છે. હવે મનુષ્ય અવસ્થા માં આવે ત્યાં સુધી 'અણસમજ' ના નાશવંત ગુણધર્મોનો અને

નાશવંતનો અનુભવ લેતાં લેતાં ' અણસમજ ' નાજ અનુભવનો અભ્યાસ થવા માંડયો છે તેથી મનુષ્ય અવસ્થામાં આવ્યો ત્યાંસુધી-માંતો તે ' અણસમજ ' જ બન્યો; અને તે ' અણસમજ ' ની અવસ્થામાં જઈને પણ ' સમજ ' નો ખોટો ડોળ કરી ' સમજ ' નો અભિમાની બની જોવા લાગ્યો.

તે ' સમજ ' નું પરિણામ ચોર્યાસી લાખ યોની ભોગવતાં ભોગવતાં સ્થૂલરૂપે નાશવંત અવસ્થા ભોગવતા હોવાથી પોતાની ' સમજ ' ની અવસ્થામાં પોતાના અસ્તિત્વનું ભાન થાય તેટલા પુરતાજ ટકી, ' અણસમજ ' ની અવસ્થામાં આવ્યા, અને આપણી ' સમજ ' જે નાશવંત વસ્તુઓ જડ બનતાં બનતાં સ્થૂલરૂપે મનુષ્ય દેહ સુધી જે આવી છે, તે જડ વસ્તુ પર ' સમજ ' જાય છે ને તે વસ્તુઓમાં ' સમજ ' પેસી તે વસ્તુઓ તે 'સમજ' સમજી લેવા લાગી.

આ ' સમજ ' જે ' અણસમજ ' મારફતે નાશવંત જડ વસ્તુ બનતી બનતી મનુષ્ય દેહ પર્યંત આવી, તે જો સદ્‌ગુરૂની કૃપાથી પૂરી પ્હેલાં પેઠે મૂળ ઠેકાણે આવે, એટલે કે તે ' સમજ ' ' અણસમજ ' ની મદદ વડે આવી અને ફરી પાછી ' અણસમજ ' માંજ ગઈ, તો પછી તે ઉલટી સાઇડમાં, તે શું જોશે ? તો જવાબ એ છે કે તે અનંત પ્રકાશ જોશે. અણસમજ એ કાળું છિદ્ર છે, અને ' સમજ ' અત્યંત પ્રકાશમાન છે; ત્યારે તે ' અણસમજ ' નો અનુભવનાર કાળાં છિદ્રમાં હોય એટલે તેને અનંત પ્રકાશ દેખાશે.

હું ખુબ બોલ્યો, તમોએ સાંભળ્યા કર્યું અને લખેલું વાંચ્યા કર્યું, તો જો કે પ્રત્યક્ષ અનુભવ નહીં આવે તો પણ હૃદયમાં શબ્દનો જો જમાવ થાય તો બોલવાનું સામર્થ્ય આવશે, અને વારંવાર શ્રવણ થાય તો પ્રત્યક્ષ અનુભવને પણ વખત નહીં લાગે.



સોમવાર, તા. ૨૮ જુલાઈ ૧૯૨૪ અષાડ વદ ૧૨ શકે ૧૮૪૬.

## 'અણુસમજ' જગત્ રૂપે 'સમજણુ'નો ખોટો ડોળ દેખાડે છે-જગત્માંની 'સમજણુ'નો અનુભવ ખોટો -મૂળની શુદ્ધ 'સમજણુ'જ મનુષ્ય અવસ્થા સુધી આવી-મનુષ્ય અવસ્થામાંથી પાછા કેમ ઉલટવું (ફરવું)-બધાથી હલકાથવું, દુઃખ સોસવું એટલેજ 'અણુ સમજ' માં જવું.

શિવાજીના વખતમાં કે પેશ્વાના વખતમાં, અથવા બીજી કોઇ વખતે, એક મુસલમાન બ્રાહ્મણુના જેવો પોષાખ પહેરી રાજાના દરબારમાં નવોજ[1] આવી રહ્યા હતો, કેટલાક દિવસ રહ્યા પછી તેનાથી કંઈ અન્યાય થયો કે કેમ તે કોને ખબર, પણુ તે કોણુ છે, તેની જાત શી, ધંધો શો, વગેરેની જુબાની લેવાનો, પૂછપરછ કરવાનો સરકારને વખત આવ્યો. હવે એણે જે બ્રાહ્મણુ વેષ લીધો હતો તે પ્રમાણે તે બરોબર ચાલતો હતો તેથી તેનું મુસલમાનપણું બીલકુલ કોઈના લક્ષમાં આવતું નહોતું. પોતે મુસલમાન છે એમ એણે જણાવ્યું નહીં. છતાં જાતિ સંબંધે સરકારને સંશય ઉત્પન્ન થયો અને તેની ખરી જાત સમજવા શી યુકિત કરવી એ વિચાર થઇ પડયો. પેશ્વાઈમાં જેમ બાજીરાવ અથવા બાદશાહ પાસે બીરબલ જેવા ચતુર હતા તેવો જ તે વખતે પણુ એક ચતુર હતો. સરકારે કોઈ પણુ યુકિત વડે તેની ખરી જાત કઈ એ જાણી લેવાનું કામ તેને ફરમાવ્યું. તે ચતુર માણુસે વિચાર કર્યો કે મનુષ્ય જ્યારે બેસાવધ હોય

---

૧ થોડા વખત પહેલાં.

છે અથવા તો ઉંઘમાંથી એકદમ બ્હીને જાગી ઉઠે છે ત્યારે તેના મ્હોંમાંથી રામ રામ, પરમેશ્વર, અલ્લા અલ્લા વગેરે શબ્દો તેના મૂળ ધર્મ પ્રમાણે બ્હાર નીકળે છે. આ વિચાર પ્રમાણે તે ચતુર માણસ તે ખોટા રાવ સાહેબને સમજાવી પટાવીને તેને કોઈ પણ પ્રકારનો સંશય ન આવે એવી રીતે એક દિવસ સરકારી બાગમાં સુવા લઇ ગયો; અને સરકારને પણ તેની જાત પ્રત્યક્ષ સમજાય તે માટે તેણે તેમને પણ બીજી બાજુએ ( પડદા ) પાછળ જાગૃત અવસ્થામાં રહેવું, એવી વ્યવસ્થા કરી હતી. તે દિવસ ઠંડીના હોવાથી થોડાજ વખતમાં રાવ સાહેબને ગાઢ નિદ્રા આવી છે એમ જોઈ તે ચતુરે ધીમે રહી તેનું ઓઢવાનું કહાડી અતિશય ઠંડુ પાણી તેના મ્હોં પર છાંટયું, છાંટતાંની સાથેજ તે રાવસાહેબ અલ્લા, અલ્લા, પરવર દિગાર કહેતો કહેતો ઉઠયો. એટલે તરતજ તે મુસલમાન છે એમ સમજાયું. ત્યારે તે ચતુરે સરકારને તે સાંભળવા કહ્યું અને તેની સાથે બોલવાનો આરંભ કર્યો, “ કેમ ભાઈ, તમો ઉંઘમાંથી કેમ ઉઠયા ? ” તેણે ગમે તેવો ઉત્તર આપ્યો. ત્યાં બીજા સુનારે તેમને પૂછયું “ અરે આ શું બડબડો છો ? ”

પરમેશ્વરની માયા બહુ ચમત્કારિક ( વિચિત્ર ) છે. એવી એવી ખોટી ( બનાવટી ) ભાષા તે બોલવા લાગ્યો. સરકારે પેલું સાંભળ્યુંજ હતું. ખોટો માણસ ખરાંનો ગમે તેટલો ઢોંગ કરે તો પણ આખરે તો તે પોતાની જાત પર જાય છેજ, એટલે કે ખોટું તે ખોટું ઠરશેજ. આખરે તે મુસલમાન પોતાની જાત પર ગયોજ કે નહીં ? એવાં વ્યવહારમાં પુષ્કળ ઉદાહરણો છે. ખોટાંનું ખોટાપણું ઠર્યાં પછી ખરાંનું ખરાપણું ઠરાવવાની કંઈ જરૂર નથી. તે મુસલમાને હિન્દુની અથવા બ્રાહ્મણની મદદથી બ્રાહ્મણનો અથવા હિન્દુનો ઢોંગ ( વેષ ) કર્યો. બ્રાહ્મણ અથવા હિન્દુ મૂળેજ ન હોત તો તેણે શેના આધાર વડે બ્રાહ્મણનો કે હિન્દુનો ઢોંગ કર્યો હોત ? મૂળમાં બ્રાહ્મણ હિન્દુ છે તેને આધારે પોતાનું મુસલમાનપણું સંતાડવાના હેતુથી તે મુસલમાન પોતાને બ્રાહ્મણ કહેવડાવા લાગ્યો. હિન્દુ વા બ્રાહ્મણો જે છે તેમના ગુણ-

ધર્મ લઈ તેને આધારે તેને બ્રાહ્મણ કહેવામાં આવ્યો; આવો ઢોંગ તેણે કર્યો હતો, પરંતુ આખરે જ મૂળનું ખુલ્લું થવાનું તે તો થયુંજ.

તે પ્રમાણે 'સમજ' એ જે મૂળથી છેજ, તેના ગુણ ધર્મ લઇ તેને આધારે પોતાની 'અણુસમજ' ને છુપાવી, જગત રૂપે 'સમજણ' નો ઢોંગ તે 'અણસમજ' કરી રહી છે. (બતાવી રહી છે.)

જે વખતે તેને 'સમજ'[1] આવે છે તે વખતે તે 'અણસમજ' અહંકાર અવસ્થા લે છે. અહંકાર શિવાય 'સમજ' થવી શકય નથી. હું કોઇક છું. મને કંઇક સમજાય છે. હુંજ 'સમજ' છું ઇત્યાદિ 'સમજણ'ની જાણ જ્યારે તેને થાય છે, ત્યારે સમજી લેનાર તૈયાર થાય છે (બને છે). પહેલાં તો કેવળ 'સમજ'; પણ તેને સમજી લેનાર કોઇ નથી તેથી તેની ઉપર 'અણસમજ' આપોઆપ આવી. તે 'અણસમજ' એ એક સ્વતંત્ર વસ્તુ નથી, તે 'સમજ' માંજ હોવાને લીધે, 'સમજ'નુંજ તે ખોટું રૂપ બની, તે બેઉનું તાદાત્મ્ય થયું, બેઉનો ઐક્ય ભાવ થયો. તે 'અણસમજ'નો 'સમજ' સાથે અત્યંત નિકટ સંબંધ હોવાથી તે પોતે પોતાની 'અણસમજ'નો અનુભવ ન લેતાં, પોતે 'સમજ'જ છે એમ તે સમજે છે. અહીંથીજ 'સમજ'વાની, સમજનાર વગેરે જગતની ઉત્પત્તિ થઇ. પરંતુ તે 'સમજ' પેલી 'અણસમજ'ને કહે છે કે તેં મારી સાથે ઐકયભાવ કરી લીધો છે, પણ મેં કંઇ તે કબૂલ કર્યો નથી. તે મુસલમાનને 'તું બ્રાહ્મણ થા' એમ કહી બ્રાહ્મણે તેને બ્રાહ્મણ બનાવ્યો નહીં. અમારા ગુણધર્મ લે, અમારામાં આવ, એમ કહી બળજબરીથી કોઇ બ્રાહ્મણોએ તેને બ્રાહ્મણ

**'અણુસમજ' જગત્‌રૂપે 'સમજણ'નો ખોટો ડોળ દેખાડે છે.**

1 જાણ.

બનાવ્યો હતો કે? તેવીજ રીતે એ 'સમજ' તે 'અણુસમજ'ને કહે છે કે 'હું તારી ભાંજગડમાં નથી; તું ઉત્પન્ન થયો કે નહીં એની પણ મને ખબર નથી. તું બળજબરીથી મારો સ્વીકાર કરી મને ખેંચે તો પણ હું છુંજ; અને તું નહીં ખેંચે તો પણ હું છુંજ; તું તો મારો નામધારી નથી, પણ તે છતાં જો બળજબરીથી તું મારૂં નામ ધારણ કરી લઇ, મોટાંપણાંનો ડોળ કરીશ તો તારી ફજેતી થશે; એટલે તારૂં ખોટાપણું નાશવંત રૂપે એની મેળે જગતમાં બ્હાર પડી જશે. તે 'અણુસમજ' જગત રૂપે 'સમજ' ના જેવો દેખાવ દેખાડે છે. નાટકમાં કોઇ છોકરો સુભદ્રા જેવી અથવા શકુંતલા જેવી સ્ત્રી થઈ આવ્યો; પરંતુ અંદર સર્વ પુરૂષ-ચિન્હો અને બ્હારથીજ ફક્ત સ્ત્રીવેષ લઇ સ્ટેજ પર આવ્યો. આ સ્ત્રી પાર્ટ તેણે શેને ભરોસે લીધો છે? તો, જગતમાં લુગડાં ચોળી, બંગડીઓ ઇત્યાદિ સ્ત્રીત્વદર્શક ચિન્હો છે તે ભરોસા ઉપર. સ્ત્રી અથવા પુરૂષને જો પ્હેલેથી નગ્ન રહેવાની એટલે લુગડાં ચોળી વગેરે ધારણ કરવાનો જો મૂળથી વહિવટ નહોત, તો તે વસ્તુઓ નિર્માણુજ થઇ નહોત, અને તે વસ્તુઓ નહોત, તો આ છોકરો શેને આધારે સ્ત્રી બની આવ્યો હોત? તેણે શું પોતાનું લિંગ છુપાવી રાખ્યું હોત? એટલેજ કે ખોટો પહેરેલો પહેરવેશ, ખોટો ડોળ, તે કેટલા દિવસ ટકે? લુગડું, ચોળી, ઇત્યાદિ વસ્તુને ભરોસે પોતાનું પુરૂષત્વ છુપાવી રાખી સ્ત્રી બની આવ્યો. તો પણ તે ખોટો ડોળ (ઢોંગ) ગમે ત્યારે ઉઘાડો થઈ જશે. હંમેશ લુગડાં પ્હેરી બેસે તેથી શું થયું? કહાડી નાંખેલી મુછો વારંવાર આવશે અને તે પુરૂષત્વ ઉઘાડું પાડશે ને? તેવીજ રીતે 'અણુસમજે' લીધેલો 'સમજ' નો વેષ કેટલા દિવસ ટકશે? 'સમજણ' તે 'સમજણ' અને 'અણુસમજ' તે 'અણુસમજ' એ ગમે ત્યારે બ્હાર પડશેજ. તેથીજ જગતની વસ્તુ નાશ પામે છે. યમનો સપાટો આવે કે ડોળ કરી ખરાંપણું જે આણ્યું છે તેનો નાશ થયાંનો અનુભવ આવે છે.

જે દ્વૈત ઉપર જગતની માંડણી[1] થઇ છે તે દ્વૈત ખોટું છે. ખોટું અસ્તિત્વ નાસ્તિત્વનો અને નાસ્તિત્વ તે ખોટા અસ્તિત્વનો નાશ કર્યા કરે છે, એમ આ એક સરખું ચાલુ છે. ત્યારે તમે પૂછશો કે, જગતમાં સુખનો 'સમજણ' પણાનો અનુભવ આવે છે તે કેવો? તો તે સુખનો, આનંદનો, અસ્તિત્વનો, 'સમજણ' પણાનો અનુભવ આવે છે, પણ તે ટકે છે કે? જો તે ટકતો નથી તો તે બધો ડોળ કરેલો ફોકટ છે એમ ઠરે છે. ત્યારે તે આટલા આખા જગમાં ભરેલો જે આનંદ અથવા અસ્તિત્વ, વા 'સમજણ'પણું જો નાશ પામે તો તે ફરી ક્યાંથી આવે છે? એમ પૂછો તો ત્યાં શું માલ કમી છે? હઝારો યુગોના યુગો જાય તોપણ આનંદ, 'સમજણ' નાં અસ્તિત્વનો અનુભવ પૂરો પાડવામાં તે વેષ ધરનારને કંઈ પણ વાંધો આવતો નથી. ફાવે તેટલો ખુબ અનુભવ આવે છે. તે મૂળનું જો હાથમાં આવે તો જે અનુભવ આવે તે નાશ પામે એમ કદી નહીં બને. તે હંમેશ માટે રહેશે. હાલનો એટલે મનુષ્ય અવસ્થામાં લીધેલો તેનો અનુભવ ટકતો નથી, એનું કારણ નાશ પામવું એ ગુણધર્મ તે 'અણુસમજ'નો હોઇ તે 'અણુસમજ'જ તે અનુભવના મૂળમાં છે; તેથી તે અનુભવ ટકતો નથી. જેમ કર્ણ જેવા હરિશ્ચંદ્ર જેવા સર્વસ્વ દાન કરનારા એવા જે દાતા થઈ ગયા, તેવાજ કોઇ દાતા ગમે તે માણુસ ગમે તે માગે તો તે આપવાને તૈયાર હોય છે. પરંતુ આપવાની કામગીરી તે પોતે કરતો નથી, તે માટે કારભારી નિમ્યો હોય છે; તે દાતાની સર્વ દીશામાં એવી ખ્યાતિ હોય છે કે તેમની પાસે કોઇ પણ જાય તો અન્નદાન, વસ્ત્રદાન, વગેરે ફાવે તે આપે છે. તેથી લોકો તેમની પાસે દોડતા આવે છે. પરંતુ એ રાજા સાહેબ ગમે ત્યાં બેઠા હોય છે, તેથી તે કારભારીજ પોતાને માલીક સમજે છે. તે ફાવેતે ફાવે તેને આપે છે અને ફાવે તેને કંઇ

**જગત્‌માંથનો 'સમજણુપણા'નો અનુભવ ખોટો.**

[1] રચના

આપતો નથી. કોઈ એકાદો છોકરાં છૈય્યાંનું કાર્ય છે તેથી દસ બાર હઝાર રૂપીઆ માંગવા આવે છે અને માલીક પણ આપવાની આજ્ઞા કરે છે; પરંતુ એ કારભારી કહે છે, એને એટલા રૂપીયાનું શું કામ છે? ફોગટ ગમે તેવો ઢોંગ કરે છે; આ લે પાંચ દસ અથવા બહુ તો લે પાંચ પચાસ.' એમ કહી માલીકે કહેલા રૂપીયા આપવાની ટાળાટાળી કરે છે. પરંતુ તેજ જો તેનો કોઈ સગોવહાલો હોય તો તેને સોને બદલે પાંચસો આપે છે. કહેવત છે ને 'પારકે પૈસે દીવાળી' તે કહે છે 'મારૂં શું જાય છે? આપનારો આપી રહ્યો છે, ફાવે તેટલા લઇ જા.' એમ કહી તેજ માલીક થઇ બેસે છે. બોલી ચાલી તે તે ખોટાં માલીકપણાંનો વ્યવહાર છે. ક્યાંય કમી, ક્યાંય વધારે, એવી રીતે તે વ્યવહાર કરે છે. તેજ પ્રમાણે 'અણુસમજ' એવું જે ઉત્પન્ન થયું છે, તે માલીકના 'સમજ' પણાનો ડોળ (દેખાવ) કરી, ફાવે તે માલ મારી પાસે છે, સઘળી સિદ્ધિઓ મારી પાસે છે એમ સમજી જેના તેના કર્માનુસાર કોઇને વધારે તો કોઇને કમી એવો વ્યવહાર તે જગત્માં કરી રહ્યું છે. તે 'અણુસમજ' 'સમજણ' પણાનો ડોળ કરી ફાવે તેવા વ્યવહાર જગત્માં કરી રહી છે; પરંતુ હું અને મારા શિવાય બીજી 'સમજ' કરીને એક અનંત છે તેના આધાર પરજ મારા આ બધા વ્યવહાર ચાલે છે એ તેને સમજાતું નથી. તેની તેને કલ્પના પણ નથી. આથી ઉલટી શુદ્ધ 'સમજણ' જે છે તેને, પોતાના આધાર પર 'અણુસમજ' કરીને એક ઉત્પન્ન થઈ છે અને તેને લીધે જગત્માં શા શા વ્યવહાર થાય છે, તેની તેને પણ ખબર નથી, એવો બધો ગોટાળો છે. ખરાંના દેખાવ (ડોળ) ઉપર સર્વ વ્યવહાર થઈ રહ્યા છે, તેથી ખોટાંનો અને દેખાવ વા ડોળ કરેલાં ખરાંનો જગત્માં અનુભવ આવે છે. એ બેઉ નાશ પામે એટલે પછી ખરૂં જે અનંત તે હાથમાં આવે છે. તે 'અણુસમજ' 'સમજણ'નો ડોળ કરી જે જગત્ ઉત્પન્ન કરે છે તેનું આખરનું પરિણામ મનુષ્ય-અવસ્થા છે. આ મનુષ્યને પોતાની સ્વતંત્રતાનું જ્ઞાન

ઉત્પન્ન થઇ ખરૂં કે'ચું, ખોટું કે'ચું એનો વિચાર ઉત્પન્ન થયો. આ 'અણુસમજ' વડે શુદ્ધ 'સમજ'નો વાસ્તવિક અનુભવ લેવો જોઇએ; પણ તે ન લેતાં 'સમજણુ' ખોટા જો દેખાવ વા ડોળનેજ આગળ ઢકેલતી જાય; અને ઢકેલતાં ઢકેલતાં તેની જે એક માળા બને તે મનુષ્ય અવસ્થા સુધી આવી પહોંચે. અનેક પ્રકારની યોનિઓ લેતો લેતો મનુષ્ય (યોનિ) સુધી તે અભિમાની જીવ આવી પહોંચ્યો; પરંતુ તે ઉલટી અવસ્થાથી આવી પહોંચ્યા. ત્યાં પહોંચ્યા પછી તે ફોર્સ ત્યાંજ અટકયું. હવે તે પછી આકાર નથી, તેથી સર્વ આકારમાંનું જ્ઞાન ત્યાં આવી ત્યાં ખરાં ખોટાંની જાણુ ઉત્પન્ન થઈ. આ 'અણુસમજ' પુષ્કળ મહત્વના ઉપયોગનું સાધન છે. ખરાં સુખનું સાધન તે 'અણુસમજ' જ છે. પરંતુ તે ન સમજતાં 'અણુસમજ'ના યોગથી ડોળ કરેલું ખરાપણું અથવા આણેલું સુખ, અથવા 'સમજ' એમાંજ બધા લોકો મુગ્ધ થયાં છે. 'અણુસમજ'ને આધારે વ્યવહારમાં જે સુખાનુભવ આવે છે તે સુખ ખરૂં નથી. તે ડોળ કરી આણેલું સુખ જો ખરૂં હોત તો તમો તેને ટકાવી શકયા હોત. જગતની પદ્ધતિ પ્રમાણે બોલીએ તો 'અણુસમજ' ઉપર ડોળ કરી આણેલો સુખ વિગેરેનો દેખાવ ટકતો નથી. પણ જેની ઉપર આ દેખાવ આણ્યો છે તે 'અણુસમજ' એક વધારે ટકનારી છે, અને તેની આપણે જરૂર છે, કારણુ તેનેજ આધારે તેણે જે 'સમજણુ'નો ખોટો ડોળ (દેખાવ) કર્યો છે તે દેખાવનો નાશ કરી, તેનેજ આધારે તે શુધ્ધ 'સમજ' આપણા હાથમાં કાયમની આવશે. જાત તો પોરી (છોડી) ની; પરંતુ લુગડાં ચોળી વગેરે પ્હેરી સ્ત્રીપણાંનો ડોળ (દેખાવ) કર્યો; કારણુ તેને હોંસ હતી. સ્ત્રી થવું એવી ઇચ્છા હતી, તેથી વેષ લીધો; પરંતુ ખોટો લીધેલો વેષ કયાં સુધી ટકે? વેષ લઇ (કંઈ) ખરી સ્ત્રી થવાતું નથી; તેથી ખોટાં સ્ત્રીપણાંનો ડોળ કરી ખોટી સ્ત્રી બનવાનું. અરે, હોંસ છે તો ખરી સ્ત્રી થાને!

'અણુસમજ' જે છે તેણે 'સમજણુ' પણાંનો આનંદ

અને અસ્તિત્વનો ખોટો ડોળ વેષ વા દેખાવ કર્યો તે શા માટે? તે ખરી છે છતાં હાથમાં આવતી નથી તેથી. તેને ખરાંપણાંનો દેખાવ આપી શકાય છે તેથી તે ખરી 'સમજણ' તે અનંત છેજ. તે પાર્ટી ખરેખરીજ સ્ત્રી હોય તો તેણે ડોળ વા વેષ શા માટે કરવો પડે? 'અણુસમજ' ને મનુષ્ય અવસ્થામાં પૂર્ણતા આવી તે 'અણુસમજ' ના ગુણધર્મ શા છે? તો તે પોતેજ 'અણુસમજ'. પણ તે 'અણુસમજ' કહે છે કે, મને સમજાય છે, તે પોતે પોતાની 'અણુસમજ' નો અનુભવ લેતી નથી. હું સુખી છું, મને સમજાય છે અને સમજાતું નથી; હું દુઃખી છું એ અનુભવ તમો લો છો. અને હું સુખી છું એ અનુભવ પૂર્ણ તમો લો છો. બેઉ અનુભવો પૂર્ણ પણે તમને આવ્યા છે. આ ઉપરથી બેઉ ચીજોના તમો અધિકારી છો એનો અનુભવ તમો લો છો. એનું કારણ મૂળમાં જે 'અણુસમજ' છે તેજ એવો અનુભવ આપે છે.

**મૂળની શુદ્ધ 'સમજ' જ મનુષ્યાવસ્થા સુધી આવી.**

મૂળ આરંભમાં શુદ્ધ 'સમજ' તે પર પ્રથમ 'અણુસમજ' આવી. તે 'અણુસમજે' 'સમજ' નો આરોપ લઇ હું 'સમજ' જ છું એમ સમજી ખરૂં અને ખોટું એટલે 'સમજ' અને 'અણુસમજ' તેજ થઇ બેઠી, અને તે બેઉનો અનુભવ પૂર્ણ આવે તેથી જગત રૂપે રચના કરતાં કરતાં 'સમજણ' અને 'અણુસમજ' ની પૂર્ણ મૂસ એટલે મનુષ્ય-આકાર બન્યો; અને હોવું ન હોવું, સુખ દુઃખ એનો પૂર્ણ અનુભવ લેવાનો છે તેથી તેના મૂળમાં સમજી લેનારો મૂળનો જે અભિમાની તેની મનુષ્ય રૂપે પૂર્ણતા થઈ, અને તે 'અણુસમજ' અને 'સમજણ' પણાનો ડોળ (ખોટો દેખાવ) નો અનુભવ લઇ રહ્યો છે. એટલું બધું છે છતાં પણ તેને પોતાના મૂળમાં શું છે તે ખબરજ નથી. આ 'અણુસમજ'નું પરિણામ છે. પછી જે વખતે તેણે એટલે 'અણુસમજ'પણાંની અવસ્થામાં સમજી લેનાર

જે અભિમાની મનુષ્યાવસ્થાનો થઈ બેઠો છે તેણે, ઉલટા સુલટા બેઉ પ્રકાર સમજી લીધા, અને તે પૂર્ણ સમજણ પ્રાપ્ત કરી લેવાનું પરિણામ એવું થયું કે એ બેઉ નાશવંત છે, તે બેથી જુદું વળી શું છે ? આપણાથી સાકાર કેમ ઉત્પન્ન થયુ ? અને તે આપણામાંજ કેમ લીન થાય છે ? એનો વિચાર શરૂ થયો. દ્વૈતનો પૂર્ણ અનુભવ લઇ જ્યારે કંટાળ્યો–કારણ તે મેજીક લૅંટર્નના જેવું ખોટુંજ છે તેથી તે જોતાં જોતાં તેનો કંટાળો આવશેજ–ત્યારે પછી વિચાર કરતાં કરતાં એમ લક્ષમાં આવ્યું કે આનો કંટાળો આવે છે તો જેનો કંટાળો આવતો નથી એવું એક અવિનાશી આનાથી જુદું કંઇપણ હોવું જોઇએ; પરંતુ તેનો અનુભવ કેમ આવે ? તો દ્વૈતનો અનુભવ લઇ સમજી લેનાર જે બન્યો છે, તેણે તે પોતે કોણ છે એ જોવું જોઇએ. સર્વ જગત્‌નો અનુભવ લઈ જગતરૂપે આપણેજ નટ્યા છીએ એ સમજી લઇ તે અનુભવ ઉપરથી આપણી પોતાની ઓળખાણ કરી લેવી; અને મારાવડેજ આખા જગત્‌ની ઉત્પત્તિ, અને તે જગત્‌નો દેખાવ દ્વૈતપર છે અને તે દ્વૈત તો ખોટું છે તેથી હું પણ ખોટોજ હોવો જોઇએ; ખરૂં અને ખોટું બેઉ મારામાંજ છે એમ તેણે સમજી લીધું એમ ધારો; તો એમ સમજાતાં સમજાતાં એ બેઉ તરફ દુર્લક્ષ થવું જોઈએ. કારણ તે ખોટુંજ છે અને એ બેઉથી આપણે સ્વતંત્ર હોઈ આપણે શેના આધાર પર છીએ એનો અનુભવ લેવા તૈયાર થવું જોઇએ. એટલે એના મૂળમાં, આ ખોટાંના મૂળમાં એનાથી ઉલટી અખંડ, અવિનાશી, ‘ સમજ ’ અખંડ આનંદ અને અખંડ અસ્તિત્વ એજ હોવાં જોઇએ, અને તે એકજ હોવું જોઇએ; અને તે સ્વતંત્ર ( એકજ ) હોઈ તેમાંજ સત્ ચિત્ અને આનંદનો અનુભવ હોવો જોઈએ. આ સ્વતંત્ર આનંદ જે છે તેનો અનુભવ પૂર્ણ આવે એટલે તે પોતાની ‘ અણ સમજ ’ ની મૂળ અવસ્થામાં ગયો

**મનુષ્યાવસ્થામાંથી પાછા કેમ ઉલટવું ?**

એમ સમજવું. પણ એ ક્યારે ? તો જગત્‌નો અનુભવ પૂર્ણ થાય ત્યારે. પછી તે પાછો ફરે છે, અને ' અણુસમજ ' ને આધારે થયેલો જે અભિમાની, તે દ્વૈતનો પૂર્ણ અનુભવ લઇ તેને ખોટું ઠેરવી, પોતે પણ ખોટો છે એમ ઠેરવી પોતાને ખરાંની શોધ લાગવી જોઇએ તેથી પોતાનામાંથી જે બે ( થયાં ) છે તે છોડી, પોતાના સ્વરૂપનો અનુભવ, ખરાંનો અનુભવ આવવો જોઇએ એમ જ્યારે તે સમજવા માંડે છે, ત્યારે ' અણુ સમજ 'ના અનુભવને આધારે ખરી ' સમજણુ 'નો અનુભવ લેવાનુ શીખે છે. ' અણુ સમજ ' નો અનુભવ લેતી વખતે આખા જગત્‌નો દેખાવ દેખાવા માંડે છે અને તેનો કંટાળો આવે એટલે તેને જગત્ દેખાતું નથી. શા માટે દેખાતું નથી ? તો જગત્‌રૂપે તેજ બની જાય છે તેથી. એટલે જે જગત્‌નો અનુભવ ' અણુસમજ ' ની અવસ્થામાં રહીને લેતો હતો તેજ તે બન્યો. શિવાય ( ઉપરાંત ) ફરી જાગ્યો હોય એમ થઇ, જગત્‌ની બ્હારની ખરી ' સમજણુ ' અનંત આનંદ, અવિનાશી આનંદ વગેરેનો દેખાવ તેના અનુભવમાં આવવા માંડે છે. તે વખતે તે જગત્‌રૂપે હોઇ તેજ અનુભવ લેનાર થયો. ઠેઠ સુધી પહોંચ્યાં પછી ત્યાં કોઈ પણ પ્રકારની ભાષા રહેતી નથી. ભાષાજ બંધ પડે છે, પરંતુ તેમાંએ થોડુંક તો શબ્દ વડે બોલવું પડે છે.

એટલે કે ' અણુ સમજ ' ની જરૂર છે. તે મૂળમાં જે ' અણુ સમજ ' છે તેમાંથી સત્ ચિત્ આનંદનો દેખાવ જગત્‌રૂપે ફાવે તેટલો આવે તો એ તે દેખાવ હોઈ ખરો નથી. ખરી મુળમાંની જે શુધ્ધ 'સમજણુ' તેને સચ્ચિદાનંદ કહેવામાં આવે છે. મૂળમાંની 'અણુસમજે' સચ્ચિદાનંદનો ડોળ (વેષ) કર્યો છે તેથી સત્ એટલે અસ્તિત્વ, ચિત્ એટલે 'સમજણુ' અને આનંદ એટલે સુખ એ બધું જગતમાં અનુભવવામાં આવે છે; કારણુ મૂળમાં જોઇએ તેટલો સચ્ચિદાનંદ છે અને તેને આધારે જગત્ નટયું છે. તે 'અણુસમજે' 'સમજણુ' પણુંનો ખોટો પહેરવેશ લીધેલો હોવાથી તેની સાથેજ સત્ અને આનંદનો ડોળ

આવ્યોજ છે. આ સચ્ચિદાનંદનો ડોળ નાંખી દેવામાં આવે કે તરતજ શુધ્ધ 'અણુસમજ' થયો. અને તેને ખરો સચ્ચિદાનંદ દેખાવા લાગ્યો; અને જણાવવા લાગ્યું કે એજ ખરૂં છે, હવે ખોટું શા માટે! તેથી ખોટો પોષાક ફેંકી દીધાથી ખરો સચ્ચિદાનંદ તેને દેખાવા લાગ્યો અને તેનો અનુભવ તે 'ન સમજનાર' લેવા લાગ્યો; એટલે કે તે હવે ખરાનો પણ અનુભવ લે છે અને જગત્‌નો પણ અનુભવ લેતો રહે છે. તેજ મધ્ય થઇ બેઠો. જે વખતે તે જગત્‌નો અનુભવ લે છે તે વખતે સચ્ચિદાનંદનો અનુભવ લેતો નથી. અને તે જે વખતે સચ્ચિદનાનંદનો અનુભવ લે છે તે વખતે ડોળ કરેલી (વેષ ધારી) 'સમજણ' નો એટલે જગત્ રૂપનો અનુભવ લેતો નથી. એવી રીતે બેઉ બાજુનો અનુભવ તે લઇ રહ્યા. એ કાકાક્ષ[1] જેવું છે. આ કાકાક્ષ કેવી છે? તો આંખમાંની કનિનિકા એટલે આંખની કીકી એકજ પણ આંખ બે; આ બાજુનું જોવું હોય ત્યારે કીકી આ બાજુએ આવે છે અને પેલી બાજુંનું દેખાતું નથી. અને ત્યાંનું (પેલી બાજુનું) જોવા માટે તે કીકી ત્યાં જાય છે અને અહીંનુ કંઈ દેખાતુ નથી. એવી રીતે કાગડો એકજ કીકીથી બેરૂ બાજુએ જુએ છે. તેજ પ્રમાણે આ છે.

જગત્‌નો નિયંતા ઉત્પત્તિ–સ્થિતિ–લય કર્તા છે. તેનું મોટાનું મોટાપણું અને ન્હાનાનું ન્હાનાપણું એ આ દ્વંદ્વાતીત ત્રીજી અવસ્થામાં છે. જે વખતે તે અવસ્થા આવે છે તે વખતે આ ઉત્પત્તિ–સ્થિતિ–લય કર્તાની પૂર્ણતા થાય છે. અહીં દૃષ્ટિ ફેંકે તો જગત્‌નો અને ત્યાં દૃષ્ટિ ફેંકે તો સચ્ચિદાનંદનો તે અનુભવ લે છે. અહીં પણ નજર નથી અને ત્યાં પણ નજર નથી. એવી તે બેઉ અવસ્થા છોડી બેઉના સાંધામાં જે ત્રીજી અવસ્થા છે તે ફકત (કેવળ) છે. તે અવસ્થા આવે કે મૂળનો જે સચ્ચિદાનંદ તેજ તે બને છે. એમ થાય એટલે મૂળમાંથી શું થઇ રહ્યું છે એ તેને પણ સમજાતું

---

૧ કાગડાની આંખ.

નથી. પરંતુ તેણે 'અણુસમજ' નો અને તેમાંથી ઉત્પન્ન થયેલી 'સમજણ' નો અને મુળની જે 'અણુસમજ' છે તેનો, એવાં ત્રણેનો અનુભવ લીધો છે. તેથી તે શુષ્પ્ત અવસ્થામાં જઇને જોકે તેને કંઈ સમજાતું નથી તો પણ ફરી તે તેવા અથવા ફાવે તેવા વગર સાધને બની શકે છે. એમ થાય એટલેજ તે પૂર્ણ થયો. પછી તેને ગમે તો તે જગત્નો અનુભવ લે અને ન ગમે તો ન લે અને ગમે તો તે સચ્ચિદાનંદ રૂપમાં જાય. પછી તેને સચ્ચિદાનંદ, પરમેશ્વર, સત્પુરૂષ ફાવે તે કહો. આ ઉપરથી શું સાબીત થયું ? તો અખંડ સુખની અવસ્થા અથવા જગત્ના પોષાખનો પૂર્ણપણે દેખાવ, અથવા પૂર્ણ મુકતતાની અવસ્થા, એ ત્રણેનો અનુભવ લેવાને આપણે શું બનવું જોઇએ ? ત્યારે મુળની જે 'અણુસમજ' તે આપણે બનવું જોઈએ. તે તે બન્યો એટલે આ ત્રણે પ્રકારનો અનુભવ લઈ શકાય છે. એ ઉપર કોઈ એમ કહે કે "પ્હેલાં અમો 'અણુસમજ' હતાજ, ત્યારે ફરી એ શા માટે ?" ત્યારે પહેલાં 'અણુસમજ' જે હતી તે સચ્ચિદાનંદ જે શુદ્ધ 'સમજ' તે સમજી લેવા માટે નહોતી, પરંતુ તે સમજી લેવાને મનુષ્ય અવસ્થા સુધી આવવા માટે તે હતી તેથી મનુષ્ય અવસ્થામાંજ હોઇ ફરી જે વખતે 'અણુસમજ' ની અવસ્થામાં જશો ત્યારેજ ખરા સચ્ચિદાનંદનો અનુભવ આવશે. અખંડ આનંદનો અનુભવ એટલે ખરી 'સમજ'નો અનુભવ લેવા માટે આકારની જરૂર છે. પછી તે આકાર મોટો કહો, નાનો કહો, અથવા જાણવા જેવડો તો જોઇએ તેથી આરંભમાં 'અણુસમજ' જે છે તે નિરાકાર હોઈ પૂર્ણ પણે અનુભવ લઇ શકાતો નથી, તેથી મનુષ્ય દેહ સુધી આવી પછી તેજ સ્થૂલ રૂપે નિરાકાર જે મૂળની 'સમજ' તેનો અનુભવ લે છે. એટલે મૂળની જે નિરાકાર 'અણુસમજ' તેજ સ્થૂલરૂપે મનુષ્ય દેહ સુધી આવી. એટલે કે મનુષ્યે, એજ સ્થૂલ રૂપે પૂર્વવત્, મૂળની જે નિરાકાર 'અણુસમજ' તે 'અણુસમજ'માં રહેવું એટલે પૂર્ણતા થઇ.

આરંભમાં ‘ અણુસમજ ’ હોઇ તેણે ‘ સમજણુ ’પણુનો ખોટો ડોળ કર્યો હતો, તેથી તે સચ્ચિદાનંદનો તેને અનુભવ આવતો નહોતો. તે ખોટા ડોળનું પરિણામ જગરૂપનો દેખાવ દેખાવો તે. પરંતુ તે દેખાઈને જોતાં જોતાં જ્યારે તે ખોટો છે એમ લાગવા માંડે અને જોનારો પોતે પણ ખોટો છે એમ લાગવા માંડે, ત્યારે હુંજ સમજી લેનાર છું એ સમજ પણ ખોટી ઠરી ગઇ, હું સુખી નથી, હું દુઃખી નથી, અને મારી પાસેથીજ સુખના ફુવારા નીકળવા માંડયા છે એમ સમજાવા લાગે, એટલે ડોળી ( ખોટું ) સચ્ચિદાનંદપણું ગયું અને ખરા સચ્ચિદાનંદનો અનુભવ આવવા માંડયો, અને ખાત્રી થવા લાગી કે, ખરા સચ્ચિદાનંદનો અને સચ્ચિદાનંદનો ડોળ કરી આણેલાં જગત્‌નો અનુભવ પણ હુંજ લઉં છું અને બેઉનો અનુભવ ન લેનારો અને તેની જાણ રાખનાર પણ હુંજ; ત્રણે આપણામાંજ હોઈ આપણાં-માંથીજ નીકળેલાં આપણાંમાંજ લીન થાય છે એમ દેખાવવા માંડે છે.

આ માટે શાસ્ત્રમાં શી ભાષા છે ( વાપરવામાં આવી છે ) તે મને ખબર નથી. અન્વય વ્યતિરેક અથવા બીજું કંઇ હોય તો તે તમે તમારૂં જોઈ લો. ત્રણ દેખાવનો અનુભવ લેવાનો અને છોડવાનો એવા છ પ્રકાર. એનો અનુભવ લઈ ફરી આ છ નો અનુભવ લેનાર પણ હુંજ એવી આ સપ્તપદી છે.

મારી આ બડબડ કયાં પહોંચશે એનો કંઈ નિયમ નથી. અહીંના કેટલાક લોકોએ એક માસિક પુસ્તક કહાડયું છે, તેનું નામ ‘ સાંઇ વાકસુધા ’ એવું રાખ્યું છે. તે સાંઈની કેટલી મોટી યોગ્યતા, અને તેમના વાકયની કેટલી મોટી યોગ્યતા. તેમનું વાકય એટલે કેવળ અમૃત. આમ હોવાથી મારી બડબડને એ નામ આપવું યોગ્ય દેખાતું નથી. આ માટે મારૂં જે નામ છે તેના આગળ તેની બડબડ એ નામ તેને આપવું. તે સાંઈની વાકસુધા શું આવી મારી બડબડ જેવી !

( આ ઉપરથી સ્વામી મંગળમૂર્તિ અને બીજી ભકત મંડળીએ કહ્યું આ બડબડ નથી પણ કેવળ અમૃતજ છે. અમૃતનું ઓળખાણ અમૃતને નથી. "બડબડ" એવું નામ આપવા કરતાં 'સર્વશાસ્ત્ર સિધ્ધાંત' એવુ નામ આપવું. આ ઉપરથી મહારાજે કહ્યું:—)

જે જાતે સુંદર છે તેને બીજી શોભા શા માટે? તો આને એ નામ શા માટે? ખરૂં નથી તેને લેખક લોકો પાંડિત્ય ચલાવી ખરાંનો પોષાખ પહેરાવે છે. ખરાંને પોષાખ શા માટે? બડબડજ હોય તો તેને વાકસુધાનો પણ પોષાખ શા માટે? તમો મારાજ શબ્દો જો તેમાં મૂકો છો તો તેને બડબડ એ નામ શા માટે ન આપવું? બડબડ પણ શા માટે મૂકો એમ કહુ છું? તો "**बालिश बहु बायकांत बडबडला**[1]." એવી મારી અવસ્થા છે તેથી. પણ તેમાં પણ બેટી એક અડચણ છે. બાળકપણું મારી પર લેવાઇ શકાય પણ તમને સ્ત્રીઓ કેમ કહેવાય? મેં મારાં પહેલાંના ભાષણમાં તમો સ્ત્રીઓ છો એમ ઠેરવ્યું છે. અને તમારામાં મારી બડબડ એટલે હું "**बालिश**" તમો સ્ત્રીઓ છો તે સંબંધે તમારી જીવની ખાત્રી હશે તેથીજ તમો એ ગઇ હરિતાલિકાને[2] દિવસે લુગડાં ચોળી પ્હેર્યાં હતાં. સ્ત્રી થયાં શિવાય ગતિ નથીરે ભાઇ! સ્ત્રી એટલેજ 'અણસમજ'.

આપણે 'અણસમજ' બની જવું જોઇએ. તેથી સત્પુરૂષ પાસે જઈ "હે દેવ, જ્ઞાન આપો" એવી માંગણી કરવી. જ્ઞાન એટલેજ 'અણસમજ' તે જો તમારા હાથમાં આવે તોજ તમોએ જાણ્યું. જ્ઞાન એટલે 'સમજ' નહી. ( અણસમજ ) એમ જો તમને બરોબર સમજાય તો ખરૂં હાથમાં આવશે. વ્યવહારમાં કહે છે, "જે કહે છે સમજાયું તેને કંઇજ સમજાયું નથી."

---

૧ છોકરવાદ માણસ સ્ત્રીમાં ખુબ બબડ્યો–આ એક પ્રખ્યાત મરાઠી કવિનાં કવિત્તની એક લીટી છે.

૨ હરિતાલિકા ત્રીજ ભાદ્રપદ શુકલપક્ષ તૃતીયા.

આ વખતે સ્વામી નીચેનું વાકય બોલ્યાઃ—

यस्यामतं तस्य मतं मतं यस्य न वेदसः ।
अविज्ञातं विजानतां विज्ञानमविजानताम् ॥

મહારાજે કહ્યું, ઉપનિષદ્‌માં હશે તો હશે. કારણ અહીં-આથી જે બોલવું થાય છે તેને કંઇક આધાર છેજ.

**બધાથી હલકા થવું, દુઃખ સોસવું એટલેજ 'અણ-સમજ' માં જવું.**

જે સમજાયું કહે છે તેને ખોટો પોષાખ દેખાશે, અને જેને સમજાઇને કંઈ સમજાતું નથી એમ કહે છે તેનેજ ખરૂં સમજાયું. સમજાયાંનો અનુભવ પણ નહીં જોઇએ એવી જેમની સ્થિતિ છે તેમને જખરૂં સમજાય છે એમ સમજવું. તો તો લોકો પોતાને સર્વજ્ઞ કહેવડાવવાને લોકો 'મને સમજાતું નથી' એમ કહેવા લાગશે. 'ઓહો તમો વિદ્વાન દેખાવ છો' એમ કોઇ કહે તો 'નહીં રે, મને તો કંઈ સમજાતું નથી' એમ કહે છે. પરંતુ આ શા માટે કહે છે? તો લોકો સર્વજ્ઞ કહે તેથી. એમ બે ચાર ઠેકાણે થાય તો લોક તેને મૂર્ખ કહેશે. એનો કંઈ ઉપયોગ નથી. મૂળથીજ એવો દૃઢ ભાવ જોઇએ કે પશુ, પક્ષી, વૃક્ષ, ઇત્યાદિકોને પણ સમજાય છે. ગુને પણ સમજાય છે. તે પૂર્ણ જ્ઞાની છે. જ્ઞાન હોય તો ત્યાંજ છે. સર્વ કરતાં જો કોઇ હલકો અજ્ઞાની હોય તો હુંજ છું, દુઃખી હોય તો હુંજ છું. એવી વૃત્તિ પૂર્ણપણે જેના અનુભવમાં આવે છે તેને ગુ શું, લાકડું શું, સર્વ જ્ઞાનરૂપજ છે એમ દેખાય છે. જેમ જેમ હલકાંપણું, અજ્ઞાનપણું, અનુભવમાં આવે તેમ તેમ સચ્ચિદાનંદ-પણું અંતઃકરણમાં આવે છે; અને જેમ જેમ તે આવે છે તેમ તેમ તે મૂર્ખ બન્યો જાય છે, અને જેમ જેમ તે મૂર્ખ બન્યો જાય છે તેમ તેમ જ્ઞાન વધતુંજ જાય છે અને સચ્ચિદાનંદપણાંનો પણ અનુભવ વધતોજ જાય છે. સારાંશ, સદ્‌ગુરૂ પાસે જઈ જ્ઞાન

એટલે 'અણુસમજ' માગવી 'અણુસમજ' હાથમાં આવ્યાં શિવાય 'સમજ' હાથમાં આવતીજ નથી. તેથી 'અણુસમજ' એજ આધાર કિંવા સ્થંભ છે. તેથી 'અણુસમજ' ને એટલે જ્ઞાનને તે 'અણુસમજ' હોઇ 'સમજં' કહેવાનો વહિવટ છે, તે કેવળ 'અણુસમજ' માંજ અખંડ સચ્ચિદાનંદ છે. તે તે 'અણુસમજ' ના યોગથીજ સમજાય છે. તેથી તેને જ્ઞાન કહે છે. ત્યારે તેને ફક્ત 'જ્ઞા' જ કેમ કહેતા નથી? તો જો તમે 'જ્ઞા' બનો તો તમે પોતેજ સચ્ચિદાનંદ થયા; ત્યારે તમને તેનો અનુભવ કેવી રીતે આવશે? તે તમારાથી લઈ શકાય એમ નથી. માટે જ્ઞાન એટલે 'અણુસમજ' લો. પોષાખની (દેખાવની) બાજુ લો, એટલે ખરૂં હાથમાં આવશે.

અગીઆર ઇંદ્રિયોથી જે જે કંઈ સમજાય છે તેને આપણે 'છે' એમ કહીએ છીએ પણ તે પોષાખી (ડોળી=ખોટું) છે. અગીઆર ઇંદ્રિયોને લીધે જે આનંદ આવે છે તે પોષાખી છે. એવી રીતે ચિત્ અને આનંદનો પોષાખી આનંદ લો છો તે છોડવો જોઇએ. સ્ત્રીઓના પોષાખનો શોખ થયો, તો તેને કહેવું જોઇએ કે, તું ખરી સ્ત્રી નથી, તું આ પોષાખ છોડ. પુરૂષપણાનો પોષાખ જે સ્વયંભુ તારામાં છે તે ચિન્હ સહિત આવ્યો છે; તે આકારના યોગથી પોષાખનો સ્ત્રી વેષ લઈ સ્ત્રીત્વ દેખાડે છે, તેના કરતાં તે પોષાખ છોડી ખરૂં સ્ત્રીત્વ જુઓ. પોષાખ છોડયો તો પુરૂષપણાનું અભિમાન રહે છે તે પણ છોડો, એટલે ખરાં સ્ત્રીત્વનો અનુભવ આવશે. મૂળ સ્ત્રીત્વ આ પુરૂષરૂપમાંજ છે.

અગ્નિ સળગવા માંડે એટલે ચણુગા નીકળવા માંડે છે. તેમ આ જ્ઞાનાગ્નિ છે. તેમાં તમારાં પાપરૂપી લાકડાં બળી જશે.

પોષાખ છોડી 'અણુસમજ' ની અવસ્થામાં જવું જોઇએ. ત્યાં સર્વ દુઃખ ભર્યું છે. તે તો તમારે જોયતું નથી. પોષાખી સુખની તમને લ્હેજત લાગી છે. દુઃખરૂપ અવસ્થા 'અણુસમજ'

નું પરિણામ છે. તેથી જબરદસ્તીથી દુઃખ લઈ લેવું. પોષાખી સુખ ટકવાનું નથી; પરંતુ દુઃખ એક રહેશે અને જ્યાં સુધી મૂળમાંની સચ્ચિદાનંદ અવસ્થા મળે નહીં ત્યાં સુધી દુઃખરૂપ અવસ્થા પણ રહેશેજ. પોષાખી સચ્ચિદાનંદમાં લપટાઇ રહો તો ખરા સુખનો અનુભવ આવશે નહીં; આ માટે દુઃખરૂપ અવસ્થા બળજબરીથી લેવી જોઇએ. અને આ માટેજ તપશ્ચર્યા વગેરે માર્ગો કહ્યા છે. તપશ્ચર્યા કરવી એટલે જીવ બાળી નાંખવો. વરસાદ તો વરસાદ, ટાઢ તો ટાઢ, અપવાસ તો અપવાસ, તાપ તો તાપ, સારા કહો કે ખરાબ કહો, ગમે તે હો, બધું સોસવાનું.

सोसावी ती विपद दशा, संपद दशा बळेंच सोडावी

( સોસીને વિપદ્ દશા, છોડો સંપદ્ દશા બળે કરીને. )

વિપત્તિ દશા સ્હેવી જોઇએ, પોષાખી સુખદુઃખને મર્યાદા ( હદ ) છેજ. પછી કેટલાંક દુઃખો આવશે ? લોકો તમને ત્રાસ આપશે, માર મારશે, તો ભલેને મારે ! મ્હારે શું તેનું ? જશે તો ઉપરનું જશે, મ્હારૂં મૂળનું થોડુંજ જવાનું છે ! એવી સમજ રાખવી.

સદ્‌ગુરૂ જ્ઞાન આપે તો શું મળે ? તો, દુઃખ. જ્ઞાન એટલે 'અણસમજ' અને 'અણસમજ' એટલે દુઃખ. એટલે કે તે દુઃખ જોયતું હોય તો મારી પાસે આવો, એમ હું કહું છું. તે એટલાજ માટે. મારે પગે પડશો તો હું તમને મારા જેવો કરીશ. મારૂં જેમ **વાટોળે** ( બધું નાશ ) થઈ ગયું તેમ તમારૂં પણ થશે. **વાટોળેં** એટલે જ્ઞાન અને જ્ઞાન એટલે 'અણસમજ' અને 'અણસમજ' એટલે દુઃખ. દુઃખ શબ્દની વ્યાખ્યા થયેલીજ છે. ત્યાં કંઈ વ્યવહારિક દુઃખના જેવી ઓય મા ઓય બા એવી સ્થિતિ નથી. પણ તે દુઃખ સુખ આપનારૂં હોવાને લીધે તે દુઃખનેજ સુખ કહેવામાં આવે છે.

શુધ્ધ 'સમજ' માપરહિત છે. પરંતુ 'અણસમજ' આપેલી છે. આ 'અણસમજ' જે છે, તેમાં કંઈ નથી હોતું તેથી

**વાટોળે** ગોળ સાફસુફ થઈ ગયું એમ કહે છે. ફકત ગોળ સાફ-સુફ થવું જોઇએ. જગત્ એ તેમાંનો સામાન છે. આ ગોળકમાં પોષાખ સામાન છે. બધા લોકો એમાં સુખ છે એમ કહે છે; પરંતુ આ ગોળકમાંનો આ સામાન કહાડી લઇએ એટલે કહે છે, કેવો વાટોળો (ગોળ) થયો એમ કહે છે! એટલે અંદરનો સામાન નીકળી ગયો અને ફકત સાફસુફ ગોળજ રહ્યા.

કૃપા શબ્દનો અર્થજ એવો છે કે હોય ન હોય તે લઈ લઇ તદ્દન સાફસુપ્ર કરી મૂકવું; એટલે પછી તે સાફસુપ્ર થયેલા ગોળને આધારે અનંતનો અનુભવ લઈ શકાય છે. કારણ આનંદનો અનુભવ ચારે બાજુએથી કીનારે કીનારેથી લઈ શકાય છે. ભોજન કંઈ આખાં શરીરથી જમાતું નથી. એક બાજુએથી એટલે મ્હોંએથીજ જમી શકાય છે. તમારૂં શરીર જાણે એક સર્કલ (વર્તુળ, ગોળ) અને તેની કોર (કિનારી) એટલે તમારૂં મ્હોં (ચ્હેરો). તેમજ શુધ્ધ **વાટોળે** (ગોળ) જે છે તેની કીનારી કીનારીએ આનંદ લઈ શકાય છે. 'અણુસમજ' નું જે સર્કલ છે તેની કીનારી કીનારી પર આનંદનો અનુભવ આવે છે. અને તે આનંદના યોગથી તે સર્કલમાં જગત્ બને છે. આ સર્કલ તે સચ્ચિદાનંદના પ્રમાણમાં એક બિંદુ છે. એક વાળના ટુકડાના ત્રણ હઝાર ભાગ કરવાથી જેવડો ભાગ થાય, તેટલા ભાગ જેવડું તે બિંદુ છે. તે કાળું છે. 'અણુસમજ' નું તે બિંદુ છે. તે 'અણુસમજ' ના અંધારાંમાં જગત્ ઉત્પન્ન થયું છે. તે અંધારૂં કહે છે. "હુંજ મ્હોટો છું" પરંતુ તે અનંતના પ્રમાણમાં તે પેલા વાળના ટુકડા જેવું છે. તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે. તે ગમે તેટલું મોટું થાય તોપણ અનંતને તો તેટલુંને તેટલુંજ છે. બિંદુ એટલે 'અણુસમજ' તે બિંદુએ ફાવે તે પોષાખ લીધા અને તે પોષાખ પરજ બધા લુબ્ધ બન્યા. પોષાખ છોડશો તો 'અણુ સમજ' ની અવસ્થામાં આવશો.

આ 'અણુસમજ' નેજ **વાટોળે** અથવા જ્ઞાન કહે છે.

આ ગોળની કિનારીને આધારે ખરા સચ્ચિદાનંદનો અને ગોળની અંદર પોષાખ રૂપે આવેલા સચ્ચિદાનંદનો એટલે જગતૂનો અનુભવ લેવો, અને તેજ બિંદુને આધારે કંઇજ અનુભવ ન લેતાં સ્વસ્થ રહેવું. આખર શું ? તો ‘ અણુસમજ ’ શેનું જ્ઞાન, શેનું શું લઇ પડયા છો ! જ્ઞાન એટલે ‘ અણુસમજ. ’ એ એક ચોદના ( યુકિત ) છે. તે એક સાધન છે. તે વડે જ્યાંથી ફોર્સ નીકળ્યું છે તે જોવાનું છે.

न ज्ञानं न च विज्ञानं ज्ञेयं ज्ञातापि नैवच ।
स्वयमेवानुभूयात् तद्विवेकपरिवर्जितन् ॥

તે પુસ્તકને બડબડ એવું નામ આપો. ખરૂં હોય તે આપો, ફોગટ ઢોંગ શા માટે ? અને જો કે ઢોંગ છે તો પણ તેની નીચે ફરી બડબડ એ નામ ( તો ) આપોજ.



મંગળવાર તા. ૨૯ જુલાઇ સને ૧૯૨૪ અષાડ વદ ૧૩ શકે ૧૮૪૬.

## વેદાંત એટલે શું ?–ખરો રાજા કોણ–ભર્તૃહરિ રાજાની વાત–રાજા શબ્દનું પૃથક્કરણ–મહારાજ શબ્દની વ્યાખ્યા–વેદને આધારે પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાન–યોગવાશિષ્ઠ શબ્દનો અર્થ.

વેદ શબ્દમાં જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એટલે જાણવું, જાણવાને યોગ્ય, અને જાણનારો એ ત્રણ પ્રકારનો સમાવેશ છે. હવે વેદાંત એટલે શું ? તો, વેદનો અંત

**વેદાંત એટલે શું ?**

એટલેજ હમણાં કહ્યાં પ્રમાણે આ ત્રણ શબ્દનો અંત, એટલે જાણવું એટલે શું, જાણવાનું શું, અને જાણનાર એટલે શું, એનો અંત છેવટ અવસ્થા કિંવા આખર. વેદની એટલે આ ત્રણેની ઉત્પત્તિ કયાંથી છે એનો બોધ થાય એટલે વેદનું આખર જડયું અથવા વેદાંત થયું એમ કહેવું. હમણાં જે ત્રિપુટી કહી તેનું જ્ઞાન કરી આપનાર વેદજ છે. પરંતુ તે વેદનું કહેવું એવું છે કે, મારૂં છેવટ જુઓ; મારામાં જે ત્રણ છે તેનું છેવટ જોઇ આગળ શું તે જુઓ. વેદ શબ્દમાં જાણવું, જાણવાનું અને જાણનારો એ ત્રણ આવે છે, તેથીજ વેદ એ, તે ત્રણેની ઉત્પત્તિ કયાંથી છે તે સમજવાનું સાધન છે. કાલે મ્હેં જે કહ્યું કે 'અણુસમજ' જે છે તે ખરી 'સમજ' ની સાધનભૂત થઇ છે; પછી 'અણુસમજ' એટલેજ સમજી લેવાનું સાધન, સમજી લેનાર, અને સમજવાનું એ બધાં ત્યાંજ જઇ બેસે છે. વેદમાં એ ત્રણે પ્રકાર છે અને 'અણુસમજ' ને લીધે તેની ઉત્પત્તિ છે, તેથી વેદને 'અણુસમજ' કહેવાને શી

હરકત છે ? અને વેદ એ જેની પ્રાપ્તિ કરી આપવાનું મુખ્ય સાધન એવી જે ખરી 'સમજણ' તેની યોગ્યતા તેને આવી છે. એટલે 'અણુસમજ' અને વેદનો અધિકાર એકજ. ત્યારે ખરી 'સમજણ' નો લાભ તે 'અણુસમજ' માંથી થાય છે તેથી 'અણુસમજ' એ જે છે તે અદૃષ્ટ, નિરાકાર, વેદજ છે અને બ્રહ્મદેવના મુખમાંથી નીકળેલા જગતમાં ખરી 'સમજણ' ની પ્રાપ્તી માટે ઉત્પન્ન થયા. ચાર વેદ એ અદૃષ્ટ જે 'અણુસમજ' તેનુંજ સ્થૂલરૂપ છે એમ કહેવાને કંઈ હરકત નથી.

**ખરો રાજા કોણ ?**

જેમ રાજા સ્વતંત્ર હોય છે પણ તે પોતે પોતાની મેળે પોતાના ગુણધર્મો પ્રકટ કરતો નથી; પરંતુ તેનો પ્રતિનિધી, રાજા હોતો નથી છતાં, રાજાના ગુણધર્મ અથવા તે રાજાને લીધે પ્રજાને જે ઉપયોગ થવો જોઇએ તેનો ક્રિયાકર્તૃત્વ વ્યવહાર તે પ્રતિનિધી પાસે આવે છે તેથી તે પણ રાજાજ. પરંતુ તે કંઈ ખરો રાજા હોતો નથી એમ થયું ને ? તે રાજા ન હોવા છતાં, રાજાનો આખો કારભાર કરવાને લીધે, રાજાના ગુણધર્મ તેની ઉપર આવ્યા તેથી તેને રાજા કહેવામાં આવે છે. અને બીજું કારણ રાજ્યાભિષેક થયેલો ખાસ રાજા છે તેથી એને પ્રતિનિધીત્વ પ્રાપ્ત થયું હોવાથી, સર્વ કારભાર કરવાના અધિકાર સહિત તેને રાજાપણું આવ્યું; એટલે તે મૂળનો રાજા એક અને આ રાજા એક. ખાસ રાજાના તરફથી ક્રિયાકર્તૃત્વ વ્યવહાર થતા નથી, તેનો ઉપયોગ જગતને, બીજા કોઇને કિંવા તેને પોતાને પણ નથી, તો તેને રાજા પણ શું કામ કહેવો ? તેથી તે રાજા હોવા છતાં નથી; અને આ જે તેનો પ્રતિનિધી, જે સર્વ ક્રિયાકર્તૃત્વ વ્યવહાર કરે છે, સાર્વભૌમત્વનો કારભાર સંભાળે છે, તે ખાસ રાજા થયો એમ કહીએ તો તે ( કંઈ ) ખાસ ( ખરેખરો ) રાજા થતો નથી. આવી વસ્તુસ્થિતિ થઇ પડી. પ્રતિનિધી બધો વ્યવહાર સંભાળે છે તેથી તેને રાજા કહીએ તો, 'તું રાજા છે કે ?'

એમ કોઇ પૂછે તો તે કહે છે, 'હું કંઇ રાજા નથી, મારો કંઈ રાજ્યાભિષેક થયો નથી.' ધારો કે એક ગૃહસ્થનામાં અત્યંત નમ્રપણું અને અતિ લીનપણું હોવાને લીધે ગુપ્ત રીતે તેનામાં રાજદર્શનની યોગ્યતા આવી, તેને રાજાના દર્શનની ઇચ્છા થઇ અને તે પ્રતિનિધીનેજ રાજા સમજી તેને દર્શને આવ્યો. ત્યારે તે પ્રતિનિધીએ તેને કહ્યું કે 'હું રાજા નથી, મને કંઇ રાજ્યાભિષેક થયો નથી; રાજા બીજો છે પરંતુ હું કારભાર કરૂં છું તેથી લોકો મને રાજા કહેતા હોય તો ભલે કહે'. આતો તે દર્શને આવેલા ગૃહસ્થનું નમ્રપણું તેનામાં ગયું તેથી તે પ્રતિનિધીએ રાજાપણું પોતાની પર લીધુંજ નહીં; પછી તે રાજદર્શને આવેલા ગૃહસ્થ ખરા રાજા પાસે ગયા અને તેને કહ્યું કે 'તમે રાજા છો, કારણ સર્વ લોકોનું પાલન પોષણ તમો કરો છો. તેથી તમારા દર્શનની ઇચ્છા થવાથી હું તમારે દર્શને આવ્યો છું. રાજાનામાં પણ તે ગૃહસ્થનું લીનપણું ગયું હોવાથી રાજા તેને નમ્રપણે કહે છે કે 'હા, મને લોકો રાજા કહે છે ખરા, પરંતુ હું કંઇ કારભાર કરતો નથી, ફક્ત નામનો રાજા છું. જેમ કોઈ છોકરાનું રાજા એવું નામ રાખવામાં આવે છે અને પછી તેને રાજા બાપુ, રાજારામ, રાજાભાઇ ઇત્યાદિ કહે છે, તે નામનો રાજા તેમ હું પણ નામનો રાજા છું. હું પ્રજાનું પાલન કરતો નથી, કાયદા કરવાની અક્કલ મને નથી. હું ફક્ત ખાઉં છું, પીઉં છું અને ચેનથી પડું છું. જેમ એકાદો છાણનો વા પત્થરનો ગણપતિ તૈયાર કરીએ છીએ તે મોદક ખાતો નથી, સિંદુરાસુરનો વધ કરતો નથી. પ્રત્યક્ષ ગણપતીને કારભાર કરી જે ગણપતીપણું આવ્યું, તે તેમને તેમણે જ્યારે પોતાની મેળેજ ક્રિયાકર્તૃત્વ વ્યવહાર કરી સિંદુરાસુરનો વધ કર્યો ત્યારેજ આવ્યું; તે શું કંઇ ઉંદરે કારભાર કર્યો તેથી અથવા બીજા કોઇએ કારભાર કર્યો તેથી ગણપતીપણું થોડુંજ આવ્યું ? રામચંદ્રે પોતે ધનુષ્ય લઇ રાવણને માર્યો તેથી તેને રામપણું આવ્યું. તેમજ કૃષ્ણે પોતે કંસાદિકને મારવાનો કારભાર કર્યો; ત્યારે તેને કૃષ્ણપણું આવ્યું. રામે, કૃષ્ણે,

ગણુપતીએ ખૂબ મોટા મોટા કારભાર કર્યા અને તે કરતી વખતે તેમની મદદે બીજા આવ્યા તે વાત જુદી. જેમ મ્હોં વડે ચાવવાનું કામ કરતી વખતે બાકીના અવયવો સાધનભૂત હોય છે. શરીરનો બધો કારભાર બીજાની સહાયથી થાય છે તો પણ મુખ્ય ખાનારૂં મ્હોં તે પણ કામ કરે છેજ. તેમજ રામ, કૃષ્ણ, શંકર, ઇત્યાદિ એજ મુખ્ય કારભાર કરનારા. મ્હોં સ્વસ્થ રહ્યું અને બાકીના અવયવોએ પેટ ભરી લીધું એમ તો બનતું નથી. તેમજ ગણુપતિ સ્વસ્થ બેઠા અને સિંદુરાસુરનો વધ બીજાએ કર્યો એમ પણ નથી. એવે પ્રકારે તેણે પોતે કામ કરી નામ મેળવ્યું ત્યારે તે રાજા બન્યા. હું તેવો રાજા થોડોજ છું ? હું રાજા છું એમ સમજી તમો દર્શને આવ્યા એ તમારી ભૂલ છે. તે જે કારભાર કરે છે એને રાજા કહો તો શોભે. તે દર્શને આવેલો માણુસ કહે છે 'અરે, હું ત્યાં ગયો હતો; પરંતુ તે કહે છે હું રાજા નથી. હું પ્રતિનિધી છું. તે કારભાર કરવા પુરતો રાજા છે, ખરો રાજા નથી.' ત્યારે રાજા કહે છે પ્રતિનિધી ખરો રાજા નથી અને હું કારભાર કરતો નથી તેથી રાજા નથી. હું રાજા નથી છતાં તને મારા રાજાપણાંની ખબર પડી (જાણુ થઇ) તેથી રાજાના કરતાં વધારે ગુણુ તારામાં છે, તેથી તુંજ ખરો રાજા. તું જો કે રાજા નથી અને કારભાર પણુ સંભાળતો નથી, તોપણુ રાજાપણું જાણે છે તે માટે તુંજ રાજા છે; તે ઉપરથી તે ગૃહસ્થ કહે છે 'હું કેમ રાજા હોઇ શકું ?'

ખાસ (ખરો) રાજા 'હું રાજા નથી' કહે છે, પ્રતિનિધિ પણુ 'હું રાજા નથી' એમ કહે છે અને આ ત્રીજો આવેલો ગૃહસ્થ પણુ 'હું રાજા નથી' કહે છે, તો એક પંચાતજ ઉભી થઇ. એટલામાં બીજા એક વિશેષ મહત્વના જ્ઞાની ગુરૂ આવ્યા. તે રાજાને કહે છે, 'શી વાદા વાદી ચાલી છે ?' રાજા કહે છે 'હું રાજા તેથી આ ગૃહસ્થ દર્શને આવ્યા છે; પરંતુ હું કંઈ કરતો નથી માટે હું રાજા નથી; અને પ્રતિનિધિને રાજાપણું નથી તેથી પ્રતિનિધી પણુ રાજા નથી. તેથી હું કહું છું કે આ

આવેલા ગૃહસ્થને અમારા બેઉમાં જો કે રાજાપણું નથી છતાં તે હોયાંનું સમજાય છે તેથી એજ રાજા છે. પરંતુ તે ગૃહસ્થ તે વાત કબુલ કરતા નથી.' એટલામાં તે રાજાના પ્રતિનિધી પણ ત્યાં આવ્યા. એવા ત્યાં ત્રણ રાજા થયા, પરંતુ તે ત્રણે જણાએ પોતાની પર રાજાપણું લીધું નહીં. ત્યારે તે ગુરૂ તેમને કહે છે 'તમો ત્રણે જણા પોતાની પર રાજાપણું લેતા નથી અને તે તમોને લાગુ પણ પડતું નથી.' ત્યારે કેમ હવે શું કરવું ?

જો કોઇ માણસમાં મહોટાપણું ન હોય, છતાં બીજો તેને આપવા માંડે તો સમજવું કે એની પાસે મોટાપણું હતું તેથી તે તેણે તેને આપ્યું તેજ પ્રમાણે રાજાને દર્શને આવેલા ગૃહસ્થ પાસે રાજાપણું હતું, તેથી તે તે આપવા આવ્યો; તેથી તે દર્શન લેનાર પણ રાજાજ. પરંતુ તે પોતાની પાસે તે રાજાપણું રાખતો નથી. કારણ તેનો ઉપયોગ કરતાં તેને આવડતો નથી. જેમ કોઇ વખતે વસ્તુ પાસે હોવા છતાં તે ઓળખવામાં ન આવે તો તે ફેંકી દે છે અથવા બીજાને આપે છે. જેમ પ્હેલાં એકવાર કહ્યા પ્રમાણે ભરવાડને એક ઉત્તમ હીરો જડયો. પરંતુ તેની તેને પારખ ન હોવાથી તે સારો ચકચકીત પત્થર છે એમ ધારી તેણે એક પોતાનાં માનીતાં મેઢાંના ગળાંમાં બાંધ્યો. પછી એક રત્ન પારખનારની નજરે એકાએક તે હીરો પડયો. ત્યારે તેણે તે ભરવાડને તેની કીંમત સમજાવી અને તેની યોગ્ય કિંમત તેને અપાવી. તેવુંજ આ છે. પોતાની ઉપર તદ્દન હલકાપણું, મૂર્ખપણું લેવાનો જેનો સ્વભાવ છે તેની પાસેનું મોટાપણું પુષ્કળ સાંચ્યું હોય છે વા સાંચ્યું જાય છે (ભેગું થયાં કરે છે) તેને લીધે તેનો તેવો સ્વભાવ બની તે તે પ્રમાણે ચાલે છે. તેથીજ હલકી પાયરી પ્રમાણે ચાલવું, લીન થઇ વર્તવું, એવી એવી રીતની ચાલચલકત પર તેને પ્રેમ હોય છે. અને જેમ જેમ તેની તેવી વર્તણુંક વધતી જાય છે તેમ તેમ તેનું મોટાપણું ગુપ્ત રીતે ભેગું થયુંજ જાય છે. પરંતુ તેને તે મોટાંપણાંની ઓળખાણ હોતી નથી, અથવા મોટાંપણું પોતાનામાં હોયાંની ખબર હોય તોપણ તેનો ઉપયોગ

કરવાનું તેને પસંદ હોતું નથી. એ ઉપરથી શું સાબીત થયું ? તો તેની પાસેના મોટાપણાંનો તેને કંટાળો આવ્યો. હલકાંપણામાં રહેવામાં તેને શા માટે પ્રેમ આવે છે તે તેની કલ્પનામાં આવતું નથી; ફક્ત એવી અવસ્થા તેનામાં આવી પડે છે. તેવી અવસ્થા તેનામાં પુષ્કળ થાય એટલે તેને એમ થાય છે કે સર્વજ તેને મોટાં દેખાય છે. લોકદૃષ્ટિમાં જો કોઇ હલકો હોય તોપણ તેને તે મોટાપણું આપ્યાં કરે છે. એવી રીતે તે ફાવે ત્યાં મોટાંપણું આપ્યાં કરે છે. તેને તેના મોટાંપણાંનો એક ભારજ (બોજો) થઈ પડે છે. તેથી તે ગમે ત્યાં નાંખવા માટે તે આને આપે છે તેને આપે છે એમ તે કર્યાં કરે છે. તે મોટાંપણું આપવાને જો યોગ્ય ઠેકાણું હોય તોજ તે ત્યાં પચે નહીં તો કોઇ મૂર્ખને મોટાપણું આપીએ તો તે વિનાકારણ ફીસીઆરી મારતો ફરે.

**ભર્તૃહરી રાજાની વાત.**

કોઈ ગૃહસ્થને મોટાપણું ન જોયતું હોય અને તે ફાવે તેને તે આપવા માંડે તો તે ખોટે ઠેકાણે આપવામાં આવ્યાથી તે મનુષ્યની વિચિત્રજ સ્થિતિ થઇ પડશે. પછી તેને લીધે તેને અભિમાન ચ્હડશે, ગમે તેનું અપમાન કરશે અથવા લોકોને ત્રાસ પણ આપશે. આ માટે મોટાપણું જ્યાં પચે ત્યાંજ આપવું જોઇએ; જ્યાં પચતું નથી ત્યાં આપવાથી શું દુષ્પરિણામ આવે છે તેની એક વાત ધ્યાનમાં આવી. જોઇએ તે અહીં લાગુ થઈ શકે છે કે નહીં ? એક ઘરડી સ્ત્રી હતી. આપણા આ આંબાના બાગમાં જેમ એક આમ્રવલ્લી છે તેમ તેના પણ આંબાના બાગમાં એક આમ્રવલ્લી હતી. કર્મ ધર્મ સંયોગથી તેની આમ્રવલ્લીને એકજ ફળ આવ્યું. આ પ્રસિદ્ધ વાત છે; આ કઇ હું મારૂં પોતાનું કહેતો નથી; તે ફળ તૈયાર થયું એટલે તે વૃદ્ધાએ તે કહાડયું. પછી તે બાઇએ વિચાર કર્યો કે "આ ફળ બહુ કીંમતી છે. આપણે એ ફળ રાખી શું કરીએ ? કારણ આ ફળ ખાઇએ તો શરીર અમર થાય છે. તો આ ફળ ખાઇ આપણી કાયા અમર કરી શું કરવું ?" તેથી એક સત્પાત્ર

બ્રાહ્મણને આ ફળ દાન આપી દેવું, એવું તે બાઇએ ઠરાવ્યું. અને તે પ્રમાણે દાન આપવા માટે એક બ્રાહ્મણને બોલાવ્યો. તે ફળનું મહત્વ તે બ્રાહ્મણને કહી તેણે તે ફળ તેને દાનમાં આપી દીધું. બ્રાહ્મણ તે ફળ લઈ ઘેર આવ્યો અને તેણે વિચાર કર્યો કે આ ફળ અમર કાયા મેળવવા માટે છે. આપણે તો બ્રાહ્મણ છીએ. આ ફળ ખાઇ પૃથ્વી ઉપરજ અમર થઈ આપણે રહેવું એ કંઈ સારૂં નહીં; પછી બ્રાહ્મણે એવો વિચાર ઠેરવ્યો કે "પૃથ્વીનો પાલનકર્તા ભર્તૃહરિ રાજા, આપણી પ્રજાનું પુત્ર પ્રમાણે પાલન કરે છે અને પ્રજાને પણ તે બહુજ પ્રિય છે; તો એવો રાજા જો હઝારો વર્ષો જીવે તો પ્રજા હંમેશ સુખી રહેશે, તેથી આવું આ કીંમતી ફળ આપણે તેનેજ લઇ જઇ આપવું એજ ઉત્તમ." એવો વિચાર કરી તે બ્રાહ્મણ તે ફળ લઇ રાજા પાસે આવ્યો પછી તે બ્રાહ્મણે રાજાને તે ફળનું મહત્વ કહી તે ફળ તેને અર્પણ કર્યું. પછી તે ફળ રાજા પાસે આવ્યું એટલે રાજાએ પોતાની જે વ્હાલી સ્ત્રી હતી તેને તે ફળ આપ્યું. હવે રાણીએ વિચાર કર્યો કે આ આવું અમરપણું આપનારૂં ફળ આપણે ખાઈ શું કરવું? તેથી તેનો એક વ્હાલો પર પુરૂષ હતો તેને તે ફળનું મહત્વ કહી તે ફળ તેણીએ તેને આપ્યું. હવે તેણે પણ વિચાર કર્યો કે આવું આ મહત્વનું ફળ આપણી પેલી એક ફલાણી પ્યારી છે, એટલે તેની સ્ત્રી નહી પણ તે ફલાણીજ તે, તેને તેણે તે ફળ આપ્યું. હવે તેણે પણ તે ફળ લીધું, પરંતુ તેને તે ફળ પાછળની કંઇ પરંપરાથી (તેની પાસે) આવ્યું તેની તેને ખબર નહોતી. તે બાઈ જરા થોડીક સમજુ અને વિચારવાન હતી. તેણે વિચાર કર્યો કે, આવું આ મહત્વનું ફળ આપણે ખાઇ શું કરવું? આ ફળને લીધે અમર થઇ આવાંજ પાપ કર્મો કર્યાં કરવાં કે? તેથી તે ફળ તે ભર્તૃહરિ રાજા પાસે લઇ આવી અને તેના મ્હોં આગળ હાથ જોડી ઉભી રહી. 'હે રાજા, મહારાજા, હું બહુ પાપી છું. મારા હાથમાં આ એક અમર કાયા આપનારૂં ફળ આવ્યું છે. તેનો જો હું ઉપયોગ કરૂં તો શું હું અમર

શરીર મેળવીને પાપજ કર્યાં કરૂં ? મને આ જગતમાં હવે વધારે જીવવાની ઇચ્છા નથી. આ માટે, આપ પ્રજા પાલક છો, આપ સેંકડો વર્ષો જીવો એવી મારી ઈચ્છા છે. માટે આ અમર ફળ આપને આપવા માટે આણ્યું છે.' એમ કહી તેણે તે ફળ તેની આગળ મૂકી દીધું. તે ફળ તે રાજાએ જોતાં સાથેજ ઓળખ્યું અને વિચાર કર્યો કે, આ ફળ મ્હેં મારી માનીતી રાણીને આપેલું હોવા છતાં આની પાસે કયાંથી આવ્યું ? પછી રાજાએ આશ્ચર્ય અને ખેદ યુક્ત થઇ તે બાઇને પૂછયું કે 'આ ફળ તને કોણે આપ્યું તે મને ખરેખરૂં કહે.' તેણે કહ્યું "મારો પ્રિયતમ એક વર જેવો માન્યો છે તેણે મને આ ફળ આપ્યું." પછી રાજાએ તેના તે પ્રિયતમ પુરૂષને બોલાવીને પૂછયું "તને આ ફળ કયાંથી મળ્યું ?" તેણે કહ્યું "મને રાણી સાહેબ પાસેથી મળ્યું" રાજાએ તેને ફરી પૂછયું કે, "તને રાણી સાહેબે શા માટે આપ્યું ?" તેણે કહ્યું સરકાર, રાણી સાહેબનો પ્રેમ મારીપર ખૂબ છે તેથી તેમણે મને આપ્યું. થયું, રાજા સમજી ગયો ! "આ ફળનો, તે મારી સ્રીનો અને આ સર્વ જગતને ધિઃકકાર હજો !" એમ કહી રાજાએ વૈરાગ્ય લીધો.

સારાંશ શો કે, જ્યાં પચે ત્યાંજ આપણી પાસેની વસ્તુ આપવી. તે ફળ રાજાને પણ આપવાની યોગ્યતાનું નહોતું તેથી ત્યાં તે પચ્યું નહીં. તેજ પ્રમાણે તે રાજાના દર્શને આવેલા ગૃહસ્થને પોતાનાં લીનપણાંને લીધે પોતાનામાં આવેલાં મોટાપણાંની ખબર નહોતી, તેથી તેને ગુપ્ત રીતે રાજદર્શનની ઇચ્છા થઇ. તેનામાં લીન અવસ્થા, નમ્રપણું આવી આવી તેની એટલી તો યોગ્યતા વધી કે, રાજાપણાંનું મોટાંપણું તેનામાં ભર્યું હતું તે ગમે તે ઠેકાણે કેમ પચશે એમ ધારી જયાંનું ત્યાંજ આપવા માટે તે રાજદર્શને આવ્યો હતો.

તે ગુરૂ કહે છે 'તમો ત્રણે ત્રણ પ્રકારના રાજાજ છો. કેવી રીતે? તો આ દર્શને આવેલો લીનતાને બળે રાજા છે.

પ્રતિનિધી કારભારને જોરે રાજા છે અને રાજા અભિષેક થયો તેથી રાજા છે; એવા તમો ત્રણે રાજાજ છો. આ ઉપર રાજ્યાભિષેક થયેલા રાજાએ કહ્યું ' મને એ કબુલ નથી. અમે ત્રણે રાજા છીએ એમ તમોએ ઠેરવ્યું પરંતુ અમારી રીત પ્રમાણે અમે રાજા નથી એમ પણ ઠર્યું. પ્રતિનિધીને અભિષેક નથી થયો તેથી તે રાજા નથી; હું કારભાર કરતો નથી તેથી રાજા નથી અને દર્શને આવેલા ગૃહસ્થમાં રાજાપણું આવ્યું છે છતાં તેને તેની પારખ નથી તેથી તે પણ રાજા નથી.' ગુરૂ કહે છે ' અરે ગમે તે એક રાજા થાવને ' એ ઉપરથી ખાસ ( ખરો ) રાજા હતો તે કહે ' તમે ત્રણે જણાંનો નિર્ણય કરવાના છો તો તમેજ રાજા થાવને ' તે ગુરૂ કહે છે હું કેવી રીતે રાજા થાઉં રે !

આખરે તે ગુરૂએ નિકાલ કર્યો. તેણે કહ્યું ' અરે, રાજા એકજ હોય છે. રાજા શબ્દનું પૃથુક્કરણ (Analyse) કરીએ તો " **राजते स राजा** " એમ થાય છે.

**રાજા શબ્દનું પૃથુક્કરણ.**

**राजते** એટલે શોભે છે, શોભે છે એનું પણ પૃથુક્કરણ શું ? તો શુભ એટલે સર્વ પ્રકારે મંગલદાયક, અત્યંત પવિત્ર, સર્વ પ્રકારે જગત્‌ને આનંદ આપનાર, આનદરૂપ રહેનાર, એવું જે તેનું નામ શુભ. જો **राजते** એટલે શોભે છે એમ છે, તો " **राजते** " માં જે હોય તે શોભે છે માં હોવું જોઇએ અથવા **शोभते** શોભે છે માં જે અર્થ તે **राजते**માં હોવો જોઇએ. **रुजू** માંથી **राजते. रुजू**=સરળ, તદ્દન પવિત્ર, જેના યોગથી આનંદ થાય એવું. **રુજૂ**માંથીજ આર્જવ; આર્જવ એટલે સરળપણું. અમુકનો આર્જવકર એનો અર્થ તમારા સરળપણાંથી, પવિત્રપણાંથી, બીજાને આનંદ થાય એમ કર. એવો એ આર્જવ જ્યાં પૂર્ણ હોય ત્યાંજ **રુજૂત્વ** છે એમ સમજવું. એટલે રુજુપણું જ્યાં પૂર્ણ છે ત્યાં રાજાપણું હોય છેજ. **રાજ** એ શબ્દમાં **રા**માં જે **ર** છે તેનો બારીકપણે જો અર્થ જોઇએ તો **ર**નો અર્થ આનંદરૂપ, સુખરૂપ, તેજરૂપ, પ્રકાશરૂપ, બોધરૂપ એવો થાય છે; અને **"જ"**

એટલે ઉત્પન્ન થવું અથવા પ્રકટ થવું. એ ઉપરથી એ અર્થ નીકળે છે કે રની ઉત્પત્તિ જેનામાં હોય તે રાજા.

**મહારાજ શબ્દની વ્યાખ્યા.**

તે ગુરૂ કહે છે, "આ ગુણ જ્યાં હોય તે રાજા," એવો પણ વહિવટ છે કે, આ ગુણ જ્યાં માપેલા હોય ત્યાં રાજા અને બે માપ (માપરહિત) જ્યાં હોય ત્યાં મહારાજા કહેવા. એ ઉપરથી ખાસ (ખરો) રાજા કહે છે "તમને આટલી ખબર છે તેથી તમેજ રાજા હશો." ગુરૂ કહે છે "હું નથી, તુંજ રાજા છે." એના જવાબમાં રાજા કહે છે "હું જો રાજા તો તો તમો મહારાજા." તે ઉપરથી પૂરી ગુરૂ કહે છે "મહારાજ થવું શું સ્હેલું છે કે? મહારાજ શબ્દના અર્થ પ્રમાણેની બાજુ (ગુણો) પોતાની ઉપર ન લેતાં તેનાથી ઉલટી બાજુ એટલે અત્યંત લીનપણું, અત્યંત નમ્રપણું, અત્યંત હલકાપણું, અત્યંત રુજૂપણું[1] વગેરે અવસ્થા જેણે પોતાની પર લીધી હોય તેને આધારે મહારાજનો અનુભવ આવે છે, અને તેનો જગતને ઉપયોગ થાય છે. જેમ કસ્તર કચરો એ તદ્દન થોડા અગ્નિથી પણ સળગી ઉઠે છે અને અગ્નિરૂપ થાય છે. પરંતુ મોટાં મોટાં બાવળનાં, સાગનાં લાકડાં એક એક દીવાસળીથી થોડાંજ સળગે છે? કારણ તે કહે છે "અમે મોટાં! પછી તેમને સળગાવવાને થોડા અમસ્તા કચરા કસ્તરનો આધાર લઈ તેને સળગાવવો પડે છે. આવી રીતે મોટા મોટા દગડા (ઢીંમણા) ઓને પણ યઃકશ્ચિત્ કચરો કસ્તર અગ્નિરૂપ કરી નાંખે છે. કચરા કસ્તરમાં હલકી અવસ્થા હોવાને લીધે ત્યાં એક પ્રકારનો પ્રભાવ પ્રકટ થાય છે, પરંતુ તે તેને સમજાતો નથી; સમજનારને નાનું અમસ્તું ઉદાહરણ પણ બસ થાય છે; છતાં વધારે સમજાવવાને માટે એક બીજું ઉદાહરણ કહું છું. કચરા કસ્તર કરતાં પણ હલકા દરજ્જાનો જે ઉકરડો

૧ સરળપણું.

તેનુંજ ખાતર થઇ તેમાંથી મધુર સાકર તૈયાર થાય છે. આ તે ઉકરડામાં હલકાપણું આવ્યાનું પરિણામ, પરંતુ તે ઉકરડાને સાકરની રીતીના મોટાંપણાંની ખબર નથી અને સાકરને પણ પોતાની હલકી અવસ્થાને લીધે મોટાપણું આવ્યું એની સમજ નથી. તેવીજ રીતે મોટા મોટા લોકો જે છે તેમને પોતાનામાં પ્હેલાં હલકાપણું હતું તેનેજ લીધે હાલ પોતાને પ્રોઝિશન, મોટાપણું આવ્યું એનો વિચાર આવતો નથી.

મૂળ સ્વરૂપ એવુંજ છે; તે નિર્જીવ હોઇ પૂર્ણ અઘટિત શક્તિ તેમાં છે.

તે ગુરૂ કહે છે, આવી રીતે સર્વ પ્રકારે જગત્‌ને ઉપયોગ અને આનંદ જેનાથી થાય છે એવું જે સ્થાન તે રાજા અને ત્યાંજ પરમેશ્વર છે એમ સમજવું. પરંતુ અંદર જઇ એનો અનુભવ લેવાને કુશાગ્ર બુદ્ધિ જોઇએ.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेवा वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

ભ૦ ગી૦ અ૦ ૧૦ શ્લો. ૪૧.

જે ઠેકાણે એવી અવસ્થા છે ત્યાં હુંજ છું, એમ ભગવાન્ કહે છે; અને ત્યાંજ ખરાં રાજાપણાંની અવસ્થા હોય છે. એવી રીતનું રાજાપણું આવવું એ સર્વને શકય નથી, તેથી એવા રાજા કવચિતજ. પરંતુ પૃથ્વી ઉપર મુખ્ય ચાર વ્યક્તિઓ મળી રાજા પણું ચાલે છે. તે કંઇ કંઈ? તો એક તો ખાસ અભિષેક કરાવી લીધેલો રાજા, તેનામાં રાજાપણુના બાકીના ત્રણ ગુણો નથી; બીજો પ્રતિનિધી રાજા, તેનામાં કારભારીપણાંને લીધે રાજાપણું આવ્યું. પરંતુ બાકીના ત્રણ ગુણો તેની પાસે નથી; ત્રીજો દર્શને આવેલો જેનામાં ફકત લીન પણુંજ છે, પણ બાકીના ત્રણ ગુણો નથી; અને ચોથો ગુરૂ તરીકે આવ્યો છે, પણ બાકીના ત્રણ નથી. ખરી રીતે એ ચારે ગુણ એકજ વ્યકિતમાં જોઇએ એમ બને

એટલે એકજ વ્યકિતને રૂપે તે પૂર્ણ રાજા થયો; અને તેનેજ કહેવો પૃથ્વી ઉપરનો ખરો રાજા. એવા એક રામ રાજાજ થઇ ગયા. પરંતુ હાલ જોઇએ તો પુષ્કળ લોકો ભેગા કરવાથી પણ ચાલતું નથી તો ચાર પર તો કયાંથી ચાલે ? અને એકલા વિષે તો બોલવાનું બાકીજ નથી રહ્યું !

આ ઉપરથી શું સાબીત થયું કે, વેદ છે તેને પ્રતિનિધી ઠેરવવાના છે. વેદમાં જે ત્રણ પ્રકાર વેદ, વેદ્ય અને વેત્તા એમાં મુળ ધાતુ વિદ્ છે, વિદ્ એટલે સમજવું.

**વેદને આધારે પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાન.**

ઉપરના ત્રણે પ્રકારો વેદમાં મળી આવે છે. તેથી તેનો આધાર લઈ તેમનું અસ્તિત્વ કયાંથી છે એ તે વેદનો અંત જ્યારે જોઇએ ત્યારે ખબર પડે છે. કીનારી (પરીધ) પર રહી તે બધું જોઇ શકાય છે; ત્યારે કેવળ વિદ્ એટલે કેવળ જાણવાનો અનુભવ આવે છે. એટલે કે પછી ત્યાં ફકત જાણવુંજ શું પણ સત્ અને આનંદ એ પણ બેઉ ત્યાંજ છે; અને 'અણુસમજ' ની ઉત્પત્તિ અને અઘટિત શકિત કયાંથી આવી, તેનો પ્રભાવ કેવો છે, એ પણ તેજ કીનારી પરથી સમજાય છે. અંત શબ્દનો અર્થ કીનારી અથવા મધ્ય ભાગ લેવો. અંત શબ્દનો અર્થ કોઇ મધ્ય પણ કરે છે. તો શેનું મધ્ય ? તો વિદ્ અને વેદ એનો (મધ્ય) ભાગ એમ સમજો. અથવા 'સમજણ' અને 'અણુસમજ' એનો મધ્ય ભાગ એવો અર્થ લેવો. 'છેવટ' 'આખર' એવો અર્થ કરતા હો તો અણુસમજનો અથવા વેદનો છેવટનો કીનારો સમજવો; એટલે એકંદર અર્થ સરખોજ છે. એ વિચાર જે ગ્રંથમાં છે તે વેદાંત ગ્રંથ છે. એવા વેદાંત ગ્રંથ પુષ્કળ છે. અખંડ સુખનો ભંડાર ક્યો છે અને તે કેવી રીતે મેળવવો એ વાત વેદના કીનારા પર જઈ અથવા મધ્યમાં રહી જાણી લઇએ ત્યારે સમજાય છે. તેથી વેદાંત ગ્રંથો રચી મૂકયા છે અને આ માટેજ લોકો તે શીખે છે. તે શીખી ફકત શાબ્દિક જ્ઞાન થાય છે તેને પરોક્ષ જ્ઞાન કહે છે. તેનેજ લીધે વેદનું જે કંઇ પૂર્વ રૂપ 'અણુસમજ' તેનો પૂર્ણ

અનુભવ આવે છે; એટલે 'અણુસમજ' નો અંત જોઇ શકાય છે એટલેજ અપરોક્ષ જ્ઞાન અથવા સાક્ષાત્ અનુભવ આવે છે.

જેમ ક્રમશઃ રાજા, દિવાન, અને નાયબ દિવાન તેમજ શુદ્ધ સમજ એટલે સચ્ચિદાનંદ, 'અણુસમજ' અને જગત્માં પ્રસિદ્ધ છે તે વેદ. જેમ ખાસ રાજાના ખરા દર્શનનો ખરો ભૂખ્યો જે હોય છે તે પ્રથમ નાયબ દિવાન પાસે જશે. પછી ત્યાં તેનું આગળ જવાનું જો કાયદેસર જણાય, તો તેજ નાયબ દિવાનને આધારે તે પછી દિવાન પાસે જશે અને પછી તેને આધારે તે રાજદર્શન લેશે. તેવીજ રીતે વેદને આધારે 'અણુસમજ' જેને અમે ભાસમાન પ્રકૃતિ પ્હેલાં કહી છે તે અને તે 'અણુસમજ' ને આધારે સચ્ચિદાનંદનું દર્શન. તે પરબ્રહ્મ સચ્ચિદાનંદને દર્શને જવાની અથવા જે પૃથ્વીપતિ રાજા તેને દર્શને જવાની આપણી શી લાયકી? ત્યારે વેદની અથવા રાજ્યની બરોબરી આપણે ગરીબને શા માટે જોઇએ? તેથી આપણે કમીપણું, હલકાપણું, લેવું.

(આટલું વિવેચન થયું એટલે સ્વામી મંગલમૂર્તિએ નવું આવેલું યોગ વાશિષ્ટનું પુસ્તક મહારાજને દેખાડયું. તે ઉપરથી મ્હારાજે કહ્યું:— )

યોગ એટલે મળી જવું; એટલે શું? તો જીવ શિવ એક કરી નાંખવાં. રોજજ યોગ થાય છે અને રોજજ તૂટે છે.

**યોગ વાશિષ્ઠ શબ્દનો અર્થ.**

પરંતુ પરચુરણ યોગ જે ટકતા નથી તે છોડવા અને કાયમનો ટકનાર યોગ કરી અખંડ સુખનો અનુભવ લેવો. યોગ વાશિષ્ટમાં "ષ્ટ" કહો તો પણ અર્થ બેસે છે અને "ષ્ઠ" કહેશો તો પણ અર્થ બેસે છે. 'યોગ વાશિષ્ટ' એવો શબ્દ લો તો શિષ્ટ એટલે ઉરેલું.[1] તે ઉરેલાંની મહતી મેં પાછળ કહીજ છે. જે ઉપયોગી નથી અથવા જેનો ઉપયોગ કરી નાંખ્યો છે, હલકા કમી દરજ્જાનું તે શિષ્ટ અને તે શિષ્ટ બધામાં

૧ બાકી રહેલું.

શ્રેષ્ટ. વ્યવહારમાં, શિષ્ટ સંભાવના કરવી એવું છે. જે મોટાંપણું લેનારા તે ખરા શિષ્ટ નથી, તે ખોટા શિષ્ટ. કોઇ વિદ્વાન આવે, અને તેને ચંદન કરવાનું હોય અથવા દક્ષિણા આપવાની હોય તો શિષ્ટને પહેલું ચંદન કરો, દક્ષિણા આપો એમ કહે છે.

शिष्टागमनात् अनाध्याय: ।

કંઈ કામ ચાલતુ હોય અને શિષ્ટ આવે તો તેમાં 'अनाध्याय: એટલે બધો કારભાર બંધ રાખવો પડે છે. ફલાણા રાવ સાહેબ આવ્યા, હવે મૂકો કામ બાજુએ એમ કહે છે. એ શિષ્ટ ખરા; પરંતુ એ શ્રેષ્ઠ માનેલા અથવા એમણે માની લીધેલા, ખોટો ડૉળ આણેલા એવા તે છે. જેને તમે કમી હલકા સમજો છો ત્યાંજ ખરૂં મોટાપણું છે તેથી તે શિષ્ટ; એવા જે હોય તેજ ખરા શ્રેષ્ઠ. શિષ્ટને શ્રેષ્ઠપણું આવે તો તેણે શિષ્ટપણું સ્વીકાર્યું છે તેને લીધેજ તે આવે છે. પરંતુ જો તે શિષ્ટપણું વિસરી જશે અને મોટાપણાનુંજ ફક્ત અભિમાન ધારણ કરશે તો તે શિષ્ટપણું ખોટું ઠરશે. જે શ્રેષ્ઠ કહેવડાવનારા છે તેમને શિષ્ઠ કહેવા પડે છે. આથી જેણે મોટાંપણાંનું અભિમાન લીધું, તે જાગૃત થાય તે માટે મૂળ શબ્દ 'શિષ્ટ' વાપરે છે. કારણ મોટાપણું એ શિષ્ટને આધારે આવ્યું છે તેથી શિષ્ટને માટે મોટાપણું અને મોટાપણાં માટે શિષ્ટ એવા શબ્દ વાપરે છે. શિષ્ટના ગુણધર્મ પાસે ન હોવા છતાં શિષ્ટનું પરિણામ જે મોટાપણું તેજ શરીરપર લેનાર જે છે તેમની સાથે મોટાપણાની રીત પ્રમાણે કિંવા શિષ્ટપણાની રીતથી બોલવું એ એમને છુપી રીતે જોડા માર્યા જેવું છે; પરંતુ તેમને શિષ્ટ કહીએ એટલે તે આનંદ પામે છે, તેમને આ છુપો માર સમજાતો નથી, ખરી રીતે કચરા કસ્તર જેવી હલકાપણાંની, નમ્રપણાંની અવસ્થા એજ શિષ્ટ શબ્દનો ખરો અર્થ એમ જો તેમને સમજાય, કિંવા પહેલેથીજ શિષ્ટને હલકી પાયરીના સમજવાનો વહિવટ હોય તો ફક્ત તેને ખરાબ લાગ્યું હોત. ખરૂં શિષ્ટપણું કેવું, અને તેને આધારે ખરૂં મોટાપણું કેવી રીતે આવે છે તે તમને આ ઉપરથી સમજાશે.

સારાંશ શું, કે શિષ્ટ એટલે હલકાપણું નમ્રપણું અને તેમ થયાં શિવાય ખરૂં શ્રેષ્ઠત્વ આવતું નથી એમ એકંદર ઠરે છે. ત્યારે તેવી રીતના શિષ્ટ શાથી થવું જોઇએ? તો "**यो गवा शिष्टः**" હવે એનો અર્થ શો થાય છે તે આપણે જોઈએ. **गवा** એ **गो** શબ્દનું તૃતીયાનું એકવચન છે. ગોના અર્થ પુષ્કળ છે; તો પણ અહીં ઇન્દ્રિય એવો અર્થ લઈએ. એટલે શું થયું? તો ઇંદ્રિયના યોગવડે "**शिष्ट**" એટલે જે ઉર્યો[1] તેજ ખરો શિષ્ટ એવો અર્થ નીકળે છે. આ ઉપર કોઈ કહે કે "અરે, ઇન્દ્રિયો તો પુષ્કળ અને **गवा** એ શબ્દ એકવચની છે; ત્યારે એ કેમ બેસે?" તો જ્યાં સમુદાયની વાત હોય ત્યાં એકવચન વાપરીએ તો પણ ચાલે છે.

( આ વખતે સ્વામી એક સૂત્ર બોલ્યાઃ—**जात्या ख्यायमेक वचनम्**" એ ઉપરથી મ્હારાજે કહ્યુંઃ— )

મને સુત્ર બુત્ર કંઈ આવડતાં નથી; પરંતુ સમુદાય માટે એક વચન વાપરવામાં આવે છે એટલી ખબર છે. જેમ ઘરમાં પુષ્કળ સામાન પડયો છે; કંઈ પિતળનો, પત્થરનો, લાકડાનો વગેરે સામાનનો ઢગલો પડયો છે એમ કહેવાનો વહિવટ છે. પ્રત્યેક વસ્તુ જોકે સામાન છે, તો પણ આપણે તે સામાન માટે બહુવચની શબ્દ થોડાજ વાપરીએ છીએ. કેટલાએ સામાન પડયો છે એમ કહીએ છીએ કે? તેવીજ રીતે 'કેટલોક ઘઉં પાકયો' એમ કહે છે. તેનો અર્થ શું એકજ દાણો પાકયો? તો, ના સેંકડો દાણા પાકયા. તેવી રીતે સર્વ ઇંદ્રિયોના સમુદાયવાચક **गवा** અને **गवाशिष्ट** એટલે ઇંદ્રિયોથી જે ઉર્યો[1] હોય તે. ઇંદ્રિયોના યોગથી જે કોઈ ઉરનાર એટલે આપણે એટલે આપણો જીવ. ઇંદ્રિય આપણને છોડતી નથી અને આપણે તેને છોડતા નથી. બેઉનું તાદાત્મ્ય થયું છે. તાદાત્મ્ય જ્યાં સુધી છે ત્યાં સુધી તે ઇંદ્રિયોથી શિષ્ટ બની શકતો નથી. ઇંદ્રિય વડે જે અભિમાની હતો તે શરીર

---

૧ શિલ્લક રહ્યો.

કાયમ હોવા છતાં ઇંદ્રિયદ્વારા પૂર્ણ અભિમાન વર્જિત થશે એટલે પૂર્ણ હલકા દરજ્જાએ પહોંચશે, ત્યારે તે ઇંદ્રિયના યોગે શિષ્ટ રહેલાની અવસ્થામાં આવશે એટલે કે તે ગવાશિષ્ટ થશે. જેમ કેરીમાંથી રસ કહાડી લઇએ એટલે ગોટલો અને છાલ (છોડું) રહે છે, એટલે તે રસની અને કેરીની ફારકત થાય છે પરંતુ રસની જાણ થવા માટે તે છાલના આધારની જરૂર છે. (છાલનો આધાર હોવો જોઇએ.) જેમ જાણે તે રસના ગોટલા છાલ ઈત્યાદિ અવયવોજ અને તેમના યોગ્યથી તે રસ છુટો થયો, શિષ્ટ થયો. એટલે અભિમાન રહિત થયો, તેથી તે કેરીના કરતાં તે રસને જાસ્તી મહત્વ આવ્યું. ગોટલો, છાલ ઉર્યાં એમ ન કહેતાં તેમના યોગથી તે રસ 'શિષ્ટ' એટલે ઉર્યો એમ કહેવું. શિષ્ટ છે તેથી તે શ્રેષ્ઠ, તેથીજ રસ થયો શ્રેષ્ઠ. પરંતુ રસને લીધે છાલની અને છાલને લીધે રસની યોગ્યતા મોટીજ છે. તેવુંજ આ છે. આ ઉદાહરણ પરથી કોઇ એવી કલ્પના કરશે કે જીવ નીકળી ગયો એટલે શરીર રહ્યું એટલે શરીરની અને જીવની તે કેરી પેઠે ફારકત થઇ; તો એમ સમજવું નહીં, પણ ઇંન્દ્રિયોના સંબંધમાં ભાનરહિત અવસ્થા થવી એટલેજ 'ગવાશિષ્ટ' 'ષ્ટ' હોય તો આ અર્થ નીકળે છે. હવે 'ષ્ઠ' હોય તો તેનો પણ અર્થ કેમ બેસે છે તે જોઇએ.

'**વશિ**' એટલે સર્વ ઇન્દ્રિયો જેને વશ થઈ છે તે. સર્વ વાસના, જગત્ જેને વશ થાય તે **વશિ.** અથવા બીજાને જે વશ કરે તે **વશિ;** તેથી તે અવસ્થામાં જે **ષ્ઠ** એટલે રહેનારો તેને કહેવો વશિષ્ઠ. એટલે કે **વશિ** એટલે સાક્ષાત્, પરમાત્મા, ભગવાન્, પરમેશ્વર, તેને શું વશ નથી? તેથી તે પરમાત્મા જ્યાં સ્થિર થયો હોય, એટલે પરમાત્માને જેણે હૃદયસ્થ કર્યા હોય તે '**વશિષ્ઠ**' એવો એક અર્થ નીકળે છે; અથવા 'વશિ' ને ઉલટાવીએ તો શિવ, તેથી જે શિવસ્થ થયો હોય એટલે શિવમાં જેનો જીવ સ્થિર થયો હોય તે શિવસ્થ એટલેજ વશિષ્ઠ એવો પણ એક અર્થ નીકળે છે.

વશિષ્ઠ અવસ્થા આવવી એટલે શું, તો જીવ શિવ એક થઈ જવું, એવી રીતનું વશિષ્ઠ અવસ્થાનું વર્ણન, અથવા તે અવસ્થા કેવી રીતે આવે એની જે વિદ્યા તેનું નામ યોગ. યોગનો જે અર્થ તેજ વશિષ્ઠનો અને વશિષ્ઠનો જે અર્થ તેજ યોગનો છે. એવી સ્થિતિ તે વશિષ્ઠ મહામુનીની હતી તેથી તેનું નામ પણ સાર્થક, વશિષ્ઠ મહામુની એવુંજ પડયું. અને યોગ કહો કે વશિષ્ઠ કહો એના સંબંધમાં વિચાર જે શાસ્ત્રમાં કર્યો છે તે શાસ્ત્ર વશિષ્ઠ મહામુનીએ કર્યું છે તેથી તે શાસ્ત્રનું નામ " યોગ વાસિષ્ઠ " છે.



બુધવાર તા. ૩૦ જુલાઇ ૧૯૨૪, અષાડ વદ ૧૪ શકે ૧૮૪૬.

## ષડ્રિપૂનું પરિણામ આપણીપર થવા ન દેવું.

(આજે મુદ્ગલ પુરાણમાં આવેલું મહાસૂરનું યુધ્ધ અને તેણે ઈંદ્રાદિ દેવને પરાજીત કર્યા તેનું વર્ણન સાંભળી મહારાજ બોલ્યાઃ— )

દેવાદિકોનો પરાજય થયો તેથી શું થયું ? તેઓ પણ જગત્‌ની અવસ્થામાંનાજ તો છે. ત્યારે મહાસુરના સૈન્યને આજનો દિવસ જયની અવસ્થામાં રહેવા દો. અરે, મત્સર ઇત્યાદિ જે છ જણા છે તે કહે છે આજે આપણો જય થયો પરંતુ કાલે જો આપણને કોઇ જીતી લે તો આપણો પરાજય થશે. ઝીતે તો કોણ ઝીતે ? કોઇકજ એકાદો ઝીતે. એકાદો કોઈ અમને ઝીતે તેમાં શું થઈ ગયું ? આખા ત્રિભુવનમાં અમારૂંજ તો રાજ્ય છે. એક ઝીતે તેમાં કંઈ મોટું નથી. અમને ઝીતનારાઓને અમેજ પહેલા પરાજીત કરીએ એવું અમારૂં સામર્થ્ય છે. અમને પરાજીત કરનાર લાખોમાં એકાદોજ હશે. બીજે ઠેકાણે અમને જયનો શો ટોટો પડયો છે ?

ષડ્રિપૂનો પરાજય, નાશ કરવો અને આપણે યશસ્વી થવું એ કંઇ પહેલો નંબર નથી. તે હોય તો છોને હોય. તે હોય છતાં તેમનું પરિણામ આપણી પર ન થવા દેવું એટલે તે પરાજીતજ છે. કોઈ દુકાનદાર પાસે ફાવે તેટલી જણસો હોય છે, તેમાં ઝેરી પદાર્થ પણ હોય છે. તે ઝેરી પદાર્થો સાથે કેમ ચાલવું એ એને ખબર હોય છે. તે શું તેને નાંખી દે છે ? ઉલટો તેની મારફતે ફાયદોજ કરી લે છે. તેવીજ રીતે ષડ્રિપૂ હોય તો ભલેને હોય; તેમની મારફતે ફાયદો કરી લેવો જોઇએ. કોઇ કોઈ વાર શત્રુ પણ

ઉપયોગી થઈ પડે છે. ભૂત પિશાચથી ત્રાસ થાય છે. તેથી કોઈ તેમને કહાડી મૂકવાનો પ્રયત્ન કરે છે. પરંતુ હોશિઆર હોય છે તે તેને સાધ્ય કરી લઈ તેમની પાસેથી અનેક પ્રકારના ફાયદાઓ કરી લે છે. એવી રીતે તદ્દન ઉપરની પાયરીપર જઈને જોઈએ એટલે બધું લક્ષમાં આવે છે. આ માટે તેમનો નાશ કરવો કે ? તેમનું પરિણામ આપણી પર ન થવા દેતાં તેમના વડે ફાયદો કરી લેવો એટલેજ તેમાં વિશેષ મહત્વ છે.

જો સંસાર છે તો તેમાં આ સર્વ અહંકારથી તે મત્સર સુધી હોવાનુંજ. છતાં સંસાર કરવો, તે છ જણને પણ સંગ્રહમાં રાખવા, પરંતુ તેનું પરિણામ ફકત થવા ન દેવું. તેમના તરફ સાવધ રીતે રહેવું. જેમ ગારૂડી લોકો સાપ રાખે છે; પરંતુ તેમના તરફનો કંઇ ભય ન રહે માટે સાવધ હોય છે. તેવીજ રીતે સર્કસવાળા વાઘ, સિંહ, ઇત્યાદિ હિંસ્ર પ્રાણી પાસે રાખે છે. તે કંઇ તેમનો નાશ કરતા નથી. ઉલટો તેમની પાસેથી તે પોતાનો ફાયદોજ કરી લે છે. ત્યારે આમનો નાશ કરી નાંખવા, કહાડી મૂકવા તે સારૂં કે પાસે રાખી પોતાના સદ્ગુણ તેમને આપી પોતાના જેવા તેમને કરી તેમની પાસે ફાયદો કરી લેવો તે સારૂં ?



ગુરૂવાર તા. ૩૧ જુલાઈ ૧૯૨૪ અષાડ વદ અમાસ શકે ૧૮૪૬.

## પરોપકાર કરવો એજ પુણ્ય-જેટલું દુઃખ આવે એટલું ભોગવવું-દુઃખ પૂરૂં કરવા માટે પુણ્ય છે-પુણ્યના યોગવડે આવેલું સુખ ભોગવવું નહીં-દુઃખરૂપ સમુદ્ર ખલાસ કરવાનો ઉપાય-કથા પ્રમાણે વર્તન ન થાય તો આજ્ઞા ભંગનો દોષ-સદ્‌ગુરૂ આજ્ઞા ભંગ એ મહા પાતક.

જ્યાં સુધી તમો દેહને કષ્ટ આપશો નહીં ત્યાં સુધી અહીં વર્ષોનાં વર્ષ રહીને પણ કંઇ ઉપયોગ થવાનો નથી. સુખ માટે લોકો સેવા કરે છે. તમે ધારો છો કે તમો જે કરો છો તે બાબાને સુખ આપવા માટે કરો છો. અરે, જગતનું સુખ તો હું પ્હેલાં ભોગવતોજ હતો. મને તે સુખ નહોતું એમ નહીં. મને જગતનું સુખ ભોગવવાની અકકલ હતી. હું કંઇ તદ્દનજ બેકાર નહોતો. મને તે સુખનો કંટાળો આવી ગયો તો પણ હજી તેજ મ્હોં આગળ આવે છે. જીવને સારૂં તો બધું સારૂં. જગતની બધી ભાંજગડો જીવની છે. જીવ સુખી હોય તો બધીય વાતો સારી લાગે. જેટલું જગત્ છે તેટલું બધું જીવને સુખોપભોગ મળે તે માટે છે. જીવ જો સુખી ન હોય તો આ તમારા જગત્‌ને શું કરવું? જીવદશાજ જો નહીં હોય તો શું સુખ થાય? તમો મૃત દેહના મ્હોંમાં પણ પિંડ એટલે ભાતનો ગોળો ઘાલો છો અને જબરદસ્તીથી તેને જીવદશા લાવવાનો પ્રયત્ન કરો છો, તેવુંજ આ છે. આ મારો જીવ મરી ગયેલો છે. તમો લોકો જોર જુલમથી જીવને ઉપયોગી પડનારા ઉપાયો કરો છો. જેમ અગ્નિ

બુઝાઈ ગયો છે; તો તેમાં લાકડાં ઘાલવાથી શો ઉપયોગ થશે ? તેવીજ તમારી સર્વની તરાહ (રીત) છે.

( આજે મહારાજની પ્રકૃતિ સ્વસ્થ નહોતી તેથી બધાંને ઉંબરાની પૂજા કરવાનું કહ્યું છતાં સ્વામી મંગલમૂર્તિએ બીલી દુર્વા વગેરે અંદર મહારાજના પગપર ચ્હડાવ્યાં. તે ઉપરથી મ્હારાજે કહ્યું)—

ભાઈ એમ ન કરો ! હું બધાંનુંજ સોસું છું. બધાંની સ્ત્રી થાઉં છું. તમો થોડાજ સ્ત્રી થાવ છો ! તમો થયા વર ! વરનો ધર્મ આખો જન્મ ત્રાસ આપવાનોજ છે. મારી સવડ કોઈ જોતું નથી. મારી સવડનું અહીં કોઇ નથી. તમો તમારી અગવડ દુર કરવા માટે ફાવે તે કરો છો. મારાથી સોસાય ત્યાં સુધી સોસુ છું, નહીં તો પછી મ્હોં વાટે ગમે તે બ્હાર નીકળે છે. તમે પડયા વર ! તેથી સ્વભાવિકજ છે કે મારા બોલવાનો તમને ગુસ્સો આવશેજ. તો હું કંઈ બોલું તેનો ગુસ્સો ન આવવા દેતા, મહારાજ, હાથ જોડી પગે પડીને કહું છું ! જીવને ઉપભોગ લેવા માટે આ જગત્ છે. જીવને સારૂં ન હોય અથવા જીવ દશાજ ન હોય તો શો ઉપયોગ ? મને કંઈ ઠીક નથી ભાઇ ! મારો જીવજ શિલકમાં રહ્યો નથી. બળ જબરીથી જીવ દશા લાવવાનો તમે પ્રયત્ન કરો છો. એવી રીતે હવે જીવ દશા આણી શકાય છે કે ? તે કંઈ આવતી નથી. મને કોઇવાર કંટાળો આવે એટલે હું બોલવાનોજ. મારૂં પોતાનું ઘર હોત તો હું નિરાંતે કડી મારી અંદર ઉંઘતો પડયો હોત; પરંતુ શું કરવું ? મારી સત્તાનુ નથી ઘર બ્હાર કે શરીર ! કોઇનું કંઈ દુખ્યું ખુપ્યું હોત તો તેણે પોતાની માલકીના ઘરમાં અંદરથી કડી લગાવી ઉંઘ લીધી હોત કે નહીં ? મારે હવે તેવુ કંઈ પણ રહ્યું નથી !

આપણા તરફથી કોઈને ઉપદ્રવ થાય નહીં તેજ પુણ્ય છે; આ તત્વ મારા લક્ષમાં બહુ સારી રીતે આવી ગયું છે.

परोपकारः पुण्याय पापाय परपीडनम् ।

આપણે બીજાનો ત્રાસ સહન કરી લેવો; એટલે તે માણસ વચ્ચેથીજ ઉલટી, કિનારે પહોંચે છે. પુરૂં કરતા બેસવાની પણ જરૂર નથી, ગમે તે કિનારો લે એટલે થયું. આપણા તરફથી બીજાને જો ત્રાસ થાય તો તેને લીધે આપણું સારૂં થોડુંજ થાય ! ઉલટું એ તો નીચે ઘસડાઇ પડવાનું ( અધોગતી ) લક્ષણ છે પરોપકાર એ પુણ્ય છે. મોટા મોટા તત્ત્વવેત્તા જે થઇ ગયા તેમને જેવો અનુભવ આવ્યો તેવું તે કરી ગયા છે. તે સાક્ષાત્ પરમાત્મા જગદ્ગુરૂ ચરાચરની ઉત્પત્તિ કરનારા, તેની સાથે બરોબરી ( હરીફાઈ ) આપણે શા માટે કરવી ! તેનું સ્થાન મેળવવાની લાલસા આપણે શા માટે જોઇએ ! રાજ્ય પદની શા માટે ઇચ્છા કરવી ! માછલી મારવાનું તો સામર્થ્ય નથી, પરંતુ રાજ્યપદની તીવ્ર ઈચ્છા ! ‘ પગનો જોડો પગમાંજ ઠીક. ’ આપણે મોટાની બરોબરી કરવી નહીં. સાંઇબાબા એજ કહેતા હતા. કોઇએ કોઈની બરોબરી કરવી નહીં. આપણે દેવપણું મેળવવાની શા માટે ખટપટ કરવી ! પરમેશ્વર મહા સમર્થ છે. તેને લાગે કે આ બરોબરી કરવાને તૈયાર થયો છે, તો તે અનેક પ્રકારના વિઘ્નો ઉત્પન્ન કરી હાંકી મૂકશે. તેથી બીજાને ત્રાસ થાય એવું કરવું નહીં, બીજાને હંમેશ ઉપયોગી થઈ પડવું. પરંતુ બીજાને ત્રાસ આપી પોતાની સવડનું જે હોય તે કરવું એવી લોકની રીત થઈ પડી છે. તમારે લીધે મારી શાંતતાનો ભંગ થાય છે અને તમને પણ શાંતતા મળતી નથી. આ માટે તમારે તમારી મેળે શાંત રહેવું અને મને પણ શાંત રહેવા દો.

**પરોપકાર કરવો એજ પુણ્ય.**

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।

म० गी० अ० १६ श्लो० ७

તમો નિવૃત્તિ માર્ગી થયા કહો છો, પરંતુ પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગ શેને કહેવાં એ પણ તમો સમજતા નથી. આપણે

નિવૃત્તનો માર્ગ સમજી કરવા જઇએ તો તેથી ઉલટુંજ થાય છે.

निवृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते ।
प्रवृत्तिरपि धीरस्य निवृत्तिफलभागिनी ॥

એટલે આપણે સારૂં ધારી કરવા જઇએ તો તેનું જોતરૂં આપણા જ ગળામાં આવે છે, અને કોઈ ખરાબ ધારી કરે તો તેનું ફળ તેને સારૂં મળે છે. ભીત પોકળ હોય છે અને ઉંદર ઘર કોરે છે પણ તે ભીત પોકળ હોવાને લીધે ઉપરથી માટી પડી જેટલું ઘર તે કોરે છે તેટલું તે પૂરાઇજ જાય છે. અમારા ઘરની ભીત એવીજ જુની હતી. ઉંદર થયા તેથી પાંજરૂં લટકાવ્યું હતું. જેમ જેમ ઉંદર માટી ઉકેરતા જાય તેમ તેમ તે ભીતની માટી પડી તે સર્વ ભરાઈ જતું. તેવીજ રીતે મુકિત માટે જે જે પુણ્યકર્મ કરતા જઇએ તેને તેને યોગે મુકિત મળવાને બદલે વધારેને વધારે બંધનમાં પડવું પડે છે. ત્યારે ‘અમારે પુણ્ય માર્ગ આચરવો કે નહીં’! એમ જો કોઇ કહે તો તેમ નથી. પુણ્ય અવશ્ય કરવું; એટલુંજ નહીં પણ પુણ્ય પુષ્કળ કરવું, પરંતુ તે પુણ્યના ફળનો ઉપયોગ એટલે સુખાનુભવ લયાં કરો તો તે પુણ્ય મુકિત માટે અથવા નિવૃત્ત માટે ન બનતાં તે પુણ્ય કરનારો પુણ્ય કરીને પણ પ્રવૃત્તિમાંજ એટલે બંધનમાં પડે છે. પરંતુ પુણ્યના ફળનો કોઇ પણ પ્રકારે ભોગ ન લેતાં બીજાને ઉપદ્રવ થાય નહીં એવી રીતનું પુષ્કળ પુણ્ય કરતા રહીએ તો ફક્ત નિવૃત્તિ અવસ્થા આવી તેને લીધે કીનારો જલદીથી હાથમાં આવશે.

**જેટલું દુઃખ આવે એટલું ભોગવવું.**

પુણ્યનું છેવટ એટલે અધોગતીનું છેવટ શોધી કહાડવાનું છે. જેટલું અધોગતિનું સર્કલ હોય તેટલું કાપવું એટલે જેટલું દુઃખ હોય તે ભોગવવું. આપણે દુઃખનું સર્કલ કાપવાના ઉપાય તરીકે પુણ્યમાર્ગ કરીએ છીએ. તે જેમ જેમ કરીએ તેમ તેમ દુઃખનું સર્કલ પૂરૂં થાય છે; એટલે વધારે ને વધારે દુઃખ આગળપર આવે છે અને તે ભોગવવું પડે છે.

સુખ એ આપણી પાસે છેજ. તેને માટે કંઈ પુણ્ય કરવું પડતું નથી. પુણ્યવડે સુખ શું નવું થોડુંજ બનાવવાનું છે? તે તો બનેલુંજ છે. દુઃખનું સર્કલ પૂરૂં કરવા માટે પુણ્ય કરવું એટલે તેના કિનારાપર જોઇએ તેટલું સુખ છે. જેટલું પુણ્ય કરીએ તેટલું દુઃખ આવે છે, એટલે પુણ્ય દ્વારાજ પુષ્કળ પુષ્કળ દુઃખ આવે છે, અને તે આવવા માંડે એટલે દુઃખ પૂરૂં થવા લાગે છે અને છેવટનો કીનારો જલદી હાથમાં આવે છે, એમ સમજવું. આજ પુણ્યનું ખરૂં ફળ. આ શું, ઉલટાંનું સુલટું અને સુલટાંનું ઉલટું? એમ જો ખરેખર ન હોય તો અમારૂં કહેવું છોડી દો. પુણ્યથી જો દુઃખજ આવનાર છે તો શું પુણ્ય ન કરવું? તો હું કહું છું કે તમારે જો દુઃખનો છેડો નજ લાવવો હોય તો ના કરોઃ અને સેંકડો જન્મ ભલેને દુઃખમાં પડી રહો ને! દુઃખ પુરૂં કરવા માટેજ પુણ્ય કરવું જોઇએ; એટલે દુઃખનો અંત લાવવા માટે દુઃખજ ભોગવવું પડશે અને તે પુણ્ય વડે તે આગળ આવતું જાય છે.

**દુઃખ પુરૂં કરવા માટે પુણ્ય છે.**

જ્યાં સુંધી દુઃખના સર્કલનો કિનારો હાથમાં આવ્યો નથી ત્યાંસુધી પુણ્ય કરવું. ધારોકે એક ભરેલો સમુદ્ર છે અથવા એક ભરેલી નદી છે. આપણે તેની પાર જવું છે. નદીપાર શામાટે જવાનું? તો ભરેલી નદીમાં એટલે દુઃખના સર્કલમાં આપણે છીએ; તે અનુકુળ સ્થિતિ નથી, તે અવસ્થા આપણને સુખ રૂપ નથી; તેથી તેને કીનારે આપણે જવું જોઈએ. તેથી તે સમુદ્રનો અથવા ભરેલી નદીનો કીનારો હાથમાં આવે તે માટે ગમે તે કરણી કરવી જોઇએને? એ માટે એકાદું વ્હાણ મેળવવું, વહાણવટીઓ મેળવવો અથવા તરવાની વિદ્યા શીખવી, ઈત્યાદી એ પાર જવાના ઉપાયો, તે પુણ્ય કર્મ જેવાં છે. દુઃખરૂપ અવસ્થા એ સમુદ્ર અથવા નદી જેવી છે. અને આપણે વ્હાણમાં બેસી જેમ જેમ કીનારા તરફ જઈએ તેમ તેમ ભરેલા સમુદ્રનો ભાગ અથવા ભરેલી નદીનો ભાગ જેનાથી આપણને ભય છે તે

આગળ આવશે જ. વચ્ચે વચ્ચેથી મોટાં મોજાં જ આવશે. એવી રીતની દુઃખરૂપ અવસ્થાના દેખાવો જેમ જેમ વ્હાણ આગળ હુંકારીએ તેમ આવશે જ. આપણને સમજ છે. પરંતુ કોઇ અજ્ઞાની હોય તો તે ભયંકર દેખાવ જોઈ હવે આગળ જવું નથી એમ કહેશે, તો પછી વચ્ચેજ રહો. જો કીનારો જોવો હોય તો વ્હાણ પેઠે ઉપાય કર્યાજ કરવા જોઈએ. તે ઉપાય કરતાં કરતાં તે સમુદ્ર નો જે ભયંકર દુઃખદાયક દેખાવ હોય તે સોસવોજ જોઇએ. તેથી તે દેખાવ પૂરો થવા માટે જોરથી વ્હાણ આગળ હુંકારવું જોઇએ અને કીનારે જવું જોઇએ. કીનારો હાથમાં આવે તો પણ વ્હાણ આગળ ચલાવી જમીનનો ભાગ પણ કાપવો જોઈએ એવું કંઇ હોય છે કે? કીનારે પહોંચ્યા પછી જમીનનો જે ભાગ આવશે તે સુખરૂપ જ આવશે; તે થોડો જ કાપવો પડશે, (તરીજવો પડશે )? તે પ્રમાણે તે દુઃખરૂપ સમુદ્ર પૂરો થવા માટે પુણ્ય માર્ગરૂપી વ્હાણ આગળ ધકેલવું પડે છે. જેમ જેમ પુણ્ય વધારશો અને વ્હાણ આગળ ધકેલશો તેમ તેમ ભવિષ્યમાં દુઃખરૂપ અવસ્થા આવતી જઈ તે દુ:ખ રૂપ અવસ્થા પાછળ હટતી જશે અને સુ-ખરૂપ અવસ્થા પાસે આવતી જશે. એક વાર કિનારો હાથમાં આવે પછી પુણ્ય કરો કે ન કરો. પુણ્ય માર્ગ કરી તે કીનારો મેળવ્યો એટલે પછી સુખજ મળે છે. તે સુખને બનાવવા માટે આ ક્રિયા થતી નથી પણ સુખને જે દુઃખ રૂપ સમૂદ્રની અડચણ છે તે દૂર કરવા માટે તે પુણ્ય છે. તે પુણ્યનું પરિણામ એવું થાય છે કે દુઃખ પાછળ કંપાતું જાય છે. જેમ ગાડીમાં બેસીને જઈએ એટલે બે કાર્યો થાય છે. આ ગાડી ચાલતી વખતે રસ્તો પાછળ જાય છે અને તે જાય છે એટલે તે રસ્તાનું છેવટ એટલે જ્યાં આપણે જવાનું છે તે ગામ મળે છે. પછી આગળ આપણે ગાડી ચલાવીએ છીએ કે? તે રસ્તો પાછળ કાપવાની ક્રિયા આગળ ચાલવાની ક્રિયાથી થઇ. અમે અમુક ગામ જઈએ છીએ એમ કહે છે એનો અર્થ શો? તો તે ગામ જવાના રસ્તામાં જે અડચણ હોય તે આપણે કાપતા જઇએ છીએ.

પુણ્યનું પરિણામ સુખ પ્રાપ્તિ છે. પરંતુ તે કરણીનું કાર્ય સુખને અડચણ લાવનારી જે દુઃખદાયક સ્થિતિ તે સ્થિતિનો પીછો પકડવામાં છે એ લક્ષમાં આવતું નથી.

**પુણ્યથી આવેલું સુખ ભોગવવું નહીં.**

પછી દુઃખના ડુંગરો આગળ આવશેજ. ગામે જતાં આગળ કાંઈ નાળું (ખીણ) આવે, તો ટાંગો હોય કે ગાડી હોય, નીચે ઉતરીને જવું પડે છે. જેમ આગળ જઈએ તેમ આગળ નાળાં ખીણો આગળ આવેજ છે. ત્યારે તેનો ત્રાસ આપણે સહન કરીએ છીએજ ને ? તે ગાડીમાં આવવાને લીધે રસ્તામાં ડુંગર, નાળાં, ખીણ ઇત્યાદિકોનો ત્રાસ આવે તો તેથી પાછળ હઠી ગયાથી થોડુંજ ચાલે ? આપણે ગામ જવું છે તેથી નીચે ઉતરી ત્રાસ સોસી ફરી આપણે ચાલવાજ માંડીએ છીએ, ચાલવાની ક્રિયા આપણે બંધ કરતા નથી. તેવીજ રીતે પુણ્યકર્મ કરતાં કરતાં જો કોઈવાર માથું દુખવા માંડે અથવા થોડો ઘણો તાવ આવે, તો શું ત્રાસ થયો તેથી તે બંધ કરવું ? એકવાર દુઃખ સમુદ્રની પાર જઇ કીનારો પ્રાપ્ત થાય કે કાયમના સુખની પ્રાપ્તિ ત્યાં છે. પુણ્યમાર્ગ કરતાં કરતાં જેટલો દુઃખ સમુદ્ર આપણે કાપવાનો હોય તેટલો આપણે કાપીએ તો તે તેટલો કપાઈ જાય છે. તે દુઃખરૂપ સમુદ્ર પ્રાવે તેટલો વધે છે. નહીં તો “गोष्पदायते” જેવો થાય છે, વરસાદમાં રસ્તામાં સાધારણ કીચડ થાય છે. તે જગા ઉપરથી ગાયો જાય એટલે તેમની ખરીની છાપ પડે છે અને તે ખરીની છાપના ઉંડા ભાગમાં ઝરમર ઝરમર વરસાદ આવે એટલે પાણી ભેગું થાય છે. તે ભેગાં થયેલાં પાણીને ઓળંગી જવા માટે શું કંઈ વ્હાણ લાવવું પડે છે ? કે ખલાસી શોધવા પડે છે ? આપણે ઘેર જવું હોય અને ગાયના પગ વડે થયેલ ખાડામાં ભેગો થયેલો સમુદ્ર રસ્તામાં આવે તો હવે ભાઈ કેવી રીતે જઇશું એવો વિચાર કરો છો કે ? આપણે તેમાં પગ નાંખી વા કુદીને જઇએ છે, તેવી રીતે આ દુઃખરૂપ સમુદ્ર બનાવીએ તો તે ગોષ્પદા (ગાયના પગલાં) જેટલો નાનો કરી શકાય છે. ભરેલો સમુદ્ર છે; તો

વ્હાણમાં બેસી કિનારા સુધી જવું જોઇએ. પરંતુ અહીં એ પણ કહેવાનું છે કે કિનારો આપણા હાથમાંજ છે. હમણાં કહ્યાં પ્રમાણે તે સમુદ્ર ગોષ્પદના જેવો કરી શકાય છે અને તે પ્રમાણે તે કરવામાં આવે તો તે તેવો થાય પણ છે. પરંતુ તમે તેને મોટો કરવાનો ફરી પ્રયત્ન કરો છો. ગમે તેવડો સમુદ્ર હોયને, જ્યાંનો ત્યાં તેનો નાશ કરી શકાય છે. તેને માટે વ્હાણમાં બેસીનેજ જવું પડે છે એમ પણ નથી. આ સમુદ્ર મૃગજલ જેવો છે. જેમ જેમ તેને ખલાસ કરવા માટે કામનિક પુણ્ય કરતા રહેશો, તેમ તેમ તે પૂરોજ નહીં થાય. જેટલું આકાશ ઉંચુ દેખાય છે, તેટલા ઉંચા જઈ તેની પાર જઈશું એમ કહીએ તો બહુ તો સો કોસ ઉંચું હશે એમ સમજી વિમાનમાં બેસીને જશો; પણ જેટલા ઉંચે જશો તેટલુંજ તે આકાશ ફરી ઉંચું થાય છે, અથવા આપણે કયાંય જતા હોઇએ ત્યારે આપણને આકાશની કીનારી બે ત્રણ કોસને અંતરે જાણે નીચે જમીનને લાગી હોય એમ દેખાય છે, પરંતુ જેમ જેમ આગળ જઇએ તેમ તેમ તે દૂરજ જાય છે, તેવીજ રીતે દુઃખ પુરૂં કરી સુખ આવે તે માટે કામનિક પુણ્ય કરી કરીને તમો તમારો દુઃખરૂપ સમુદ્ર વધારે મોટો બનાવો છો. પરંતુ કેવળ દુઃખ કાપવા માટે આ પુણ્ય છે, સુખ માટે નથી, એવો સિધ્ધાન્ત કરી સુખનો ઉપભોગ લેશો નહીં તો તમો ત્યાં ને ત્યાંજ તે પુણ્યના યોગ વડે દુઃખ સમુદ્ર પૂરો કરશો; પરંતુ તમો તેમ કરતા નથી. થોડું સુખ આવે કે ચેન કરો છો; એટલે (પછી) તે પુણ્ય પૂરૂં થઇ જાય છે અને દુઃખ સમુદ્ર વધુ મોટો થાય છે. આવી રીતે તે દુઃખ સમુદ્ર વધતો જાય છે અને તે કંઇ પછી કપાતો નથી. આ ખરેખર સિધ્ધાન્ત છે. બ્રહ્મદેવના બાપથી પણ ખોટો થાય એમ નથી. સુખ માટે પુણ્ય છે એમ સમજી તે કર્યું કે દુઃખ સમુદ્ર વધ્યો જ એમ સમજો. ખરૂં જુઓ તો ક્રિયા એકજ; પરંતુ તે ક્રિયામાંજ આ સમજથી બે કાર્યો થઇ રહ્યાં છે. ગાડીના ચાલવાથી રસ્તો કાપવો અને પછી ગામનું આવવું એવાં બે કાર્યો થાય છે.

પરંતુ રસ્તો કાપવા તરફ તમારૂં લક્ષ નથી. ગામ તરફ લક્ષ છે. તે ગામની સ્થિતી કાયમની હોવાને લીધે તે ગામ હાથમાં આવે છે; પરંતુ એ ગામ એવું છે કે જેટલું લંબાવશો તેટલું લંબાશે અને કમી કરશો તેટલું કમી થશે.

બીજાને ત્રાસ આપી જે પુણ્ય થાય છે તેનું પરિણામ એવું થાય છે કે બીજાને ત્રાસ આપી સુખ લીધું તેથી તે પુણ્ય ખલાસ થઇ જાય છે. જેમ આપણે કહીએ છીએ કે વાડવડિલોએ પુણ્ય કર્યું તેથી અમને શ્રીમંતી મળી; તે શ્રીમંતીનો ઉપભોગ લેતાં લેતાં એટલે સુખનો અનુભવ લઈ તે પુણ્ય ખલાસ થાય છે અને પછી દુઃખ આવે છે તે ભોગવવું પડે છે. કારણ પુણ્યના યોગથી સુખનો અનુભવ લીધો તેથી દુઃખ એમનું એમજ રહ્યું. જેમ મોટર ચાલે છે ત્યારે તેનો અવાજ થાય છે જ્યાં સુધી અવાજ નથી ત્યાં સુધી તે સ્થિર છે એમ સમજવું; પરંતુ કોઇ વખતે એવું પણ થાય છે કે અવાજ વગેરે થઇ મોટર ચાલુ થવાનાં લક્ષણો (ચિન્હો) થતાં હોય છે છતાં મોટર ત્યાંની ત્યાંજ હોય છે. તેવીજ રીતે પુણ્ય માર્ગ આપણે કરતા હોઇએ ત્યારે દુઃખ માર્ગ કમી થવો જોઈએ; પરંતુ સુખનો અનુભવ લઈએ તો દુઃખ કપાઇ ન જતાં તે જ્યાંનું ત્યાં હોયાંનો આપણને અનુભવ આવે છે. દુઃખનો અનુભવ લેશો તો દુઃખનો રસ્તો કપાયો એમ સમજો. પુણ્યનું ફળ તમો જેને સુખ સમજો છો તે સુખનો, અનુભવ લેશો તો તે દુઃખરૂપ સમુદ્રમાંથી સેંકડો જન્મ સુધી નીકળવાનું શકય નથી. જેમ ચાલતાં રસ્તામાં કોઇક ઠેકાણે ડુંગર, નાળાં, વા ખરાબ રસ્તો આવે છે અને કોઇક ઠેકાણે પછી સારી સડક પણ આવે છે. કોઇ કોઈ વખત દુઃખ આવે છે, કોઇ કોઈ વખત સારો આંબાવાડીનો દેખાવ પણ આવે છે; પરંતુ ત્યાંજ જો તમો મુગ્ધ બની ફળો ખાતા બેસો તો પછી તમારૂં આગળ ચાલવાનું બંધ થશે. પછી ગામ નહીં સીમ નહીં, કોઈ ઓળખાણનું નહીં, વચ્ચેજ કેદ પડયા જેવી તમારી સ્થિતિ થશે. તેવી રીતે કંઇક સુખ થયાંનો અનુભવ તે પુણ્યના ફળના યોગવડે

આવે છે. પરંતુ તે સુખ ખરૂં નથી. તે કેવળ ખોટી સમજ છે. જો તમો તે સુખનો અનુભવ લેશો નહીં તોજ તે દુઃખનો સમુદ્ર કપાઇ જશે. સુખને માટે પુણ્ય કરીએ છીએ એવો શબ્દ પણ મ્હોં વાટે કહાડવો નહીં. રે પ્રભુ ! અમારે સુખ જોઇએ, એમ કદી પણ કહેવું નહીં; ત્યારેજ એ પ્રભૂ અમારા દુઃખનો સમુદ્ર કાપ." એમ હંમેશ કહેતા રહેવું. સુખ છેજ તે દેવ પાસે શું માગવું ? સુખ માટે કંઈ પ્રયત્ન કરવાની જરૂર નથી પણ દુઃખ નિવારણ કરવા માટે પ્રયત્ન કરવો પડે છે. જેમ સ્ત્રીઓ ચોખા વીણે છે ત્યારે પત્થર (કાંકરા) તરફ નજર રાખી તેટલા કાંકરાજ કહાડી નાંખે છે. ચોખા કહાડી નાંખતાં નથી. તેવી રીતે પુણ્ય માર્ગની કરણી કાંકરા પત્થરા કહાડવા માટે છે, સુખ મેળવવા માટે નથી. સ્ત્રીઓ આંગળી વડે ચોખા સાફ કરે છે તે નવા ચોખા ઉત્પન્ન કરવા માટે અથવા તેની પ્રાપ્તિ માટે કરે છે કે ? તે ચોખા તો છે જ; પરંતું તેના ઉપભોગમાં જે અડચણ છે તે કહાડી નાંખવા માટે તે ક્રિયા છે. તેવીજ રીતે તે પુણ્યની કરણી સુખ બનાવવા માટે નથી; તે તો છેજ; પરંતુ તે ખરા સુખનો અનુભવ લેવા માટે તેમાં દુઃખ રૂપ સમુદ્રની જે અડચણ (વિઘ્ન) છે તેને પાછળ હટાવવાને પુણ્ય કર્મ કરવાની જરૂર છે.

**દુઃખ રૂપ સમુદ્ર ખાલસા કરવાનો ઉપાય.**

દુઃખ રૂપ સમૂદ્રને નાનો કરી નાંખી તેમાંથી આપણે નીકળી જવું હોયતો તેનો એજ ઉપાય છે કે "**परोपकारः पुण्याय** આપણે માટે લોકોને ત્રાસ ન આપીએ અને આપણે બીજા માટે ત્રાસ સોસીએ કે દુઃખ રૂપ સમુદ્ર ત્યાંજ પૂરો થાય. આપણી આશા, વાસનાઓ પુર્ણ કરવા માટે અને સુખ માટે લોકોનેજ શું પણ ઠેઠ દેવ સૂધી આપણે ઉપદ્રવ આપવા જઇએ છીએ. એવી વાસના અને સુખ મનમાં આવવું એટલેજ દુઃખરૂપ સમૂદ્ર વધારવો. હવે જો પૂર્વ સંસ્કારને લીધો આપણો દુઃખરૂપ સમુદ્ર કંઈ બાકી રહ્યા હોય, તો લોકોને આપણે માટે ત્રાસ ન આપીએ, અને બીજા

પર ઉપકાર કરી ત્રાસ સહન કરીએ તો તે પણ ચારજ દિવસમાં આપણે કાપી શકીએ છીએ. આપણાં કર્મ થીજ જો તે બન્યો છે તો આપણાથી તેનો નાશ ન થઈ ન શકે કે? પરંતુ આપણે તેવો પ્રયત્નજ કરતા નથી. પેલા ખટવાંગ રાજા ચાર ઘડીમાં અને પરિક્ષિતી રાજા સાત દિવસમાં દુઃખ સાગર તરી ગયા, અને તમો તો કહો છો કે બાબા, તમોજ કરી આપો. અરે, હું તો કરીજ રહ્યો છું; તમે તમારી મેળે ખાતા જાવ અને ખુશીથી ઉંઘ કહાડતા જાવ! બીજું ચરણ **पापाय परपीडनम्** એવું છે. એ આપણને જાગૃત કરવા માટે છે. તેની હાલ આપણે જરૂર નથી. પરંતુ બીજાને ત્રાસ આપવો એ પાપ છે એટલું એક લક્ષમાં રાખો.

કેટલાક એવા છે કે, પાસેજ વાવ ભરી છે, બધું છે, પરંતુ પોતાને પાણી જોયતું હોય તો કોઇ સૂતેલો હોય તો તેને ઉઠાડી પાણી માંગે છે. કંઇ પણ પાણી ન હોય, પ્રાણ ખૂબ વ્યાકુળ થતો હોય, એવે વખતે જરૂર જેટલો બીજાને જો ત્રાસ આપો તો તેનો દોષ પણ લાગતો નથી. પરંતુ મોજ માટે બીજાને ત્રાસ આપો તો તેમાં દોષ છે. કથા પુરાણમાં પણ એજ કહ્યું છે; તેનો જો સાર કહાડીએ તો એટલુંજ નીકળશે કે, સુખ તરફ આપણે જવું. બીજા માટે ત્રાસ સહન કરવો, પ્હેલાં એવી રીતે અમુકે કર્યું તેને આવું ફળ મળ્યું અને અમુકે એથી ઉલટું કર્યું તેને આવું ફળ મળ્યું.

**ગ્રંથો પ્રમાણે ચલાય નહીં તો આજ્ઞા-ભંગનો દોષ.**

પારાયણ કરવું છે એમ કહે છે! અરે એથી શું થાય! મારી પાસે આવી કેટલાક કહે છે કે ગુરૂચરિત્રના, દાસબોધનાં પુષ્કળ પારાયણો કર્યા. હું કહું છું અરે તે પ્રમાણે વર્ત્યા કે? તો કહે તે પ્રમાણે વર્તી શકાતું નથી. અરે જમતાં આવડે છે, પોર્યા કહાડતાં આવડે છે, અને તે પોથી (ગ્રંથ) પ્રમાણે ચાલતાં આવડતું નથી! તે ગ્રંથકાર ગ્રંથરૂપે પ્રત્યક્ષ છે. પોથી પ્રમાણે ચલાય નહીં તો તેમની આજ્ઞાનો ભંગ કર્યાં જેવું થાય છે. દોષ લાગે છે.

गडं च सासवडं याति सासवडं च गडं यथा ।
गडसासवडयोर्मध्ये गडबडं लुडबुडायते ॥

પછી આ પ્રમાણે સ્થિતિ થાય છે. એટલે જન્મમરણના ફેરા છુટતા નથી. **पुनरपि जननं पुनरपि मरण** થાય છે. એક કવીએ કહ્યા પ્રમાણે

भाराभर वाचिले ग्रंथ । परि न कळे त्याचा अर्थ ।
न सुचे आत्म खुणेचा पंथ । उपजे जंत पुनः पुनः ॥

(ભરાભર વાંચ્યા ગ્રંથ, પણ ન જાણે તેનો અર્થ
ન સૂઝે આત્મા રામનો પંથ, ઉપજે જંતુ ફરી ફરી.)

તેથી,

निवृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते ॥

આથીજ સદ્‌ગુરૂ શિવાય ગતિ નથી. તે કહે છે, “ અરે શા માટે આ કરતા બેસો છો ! હવે આ આ પ્રમાણે ચાલ. જો મને ગુરૂ કર્યો છે તો તારૂં નિત્યકર્મ જવા દે ખાડામાં, હું કહું છું તે કર એટલે બસ.’ પોતાના મનનો ઉપયોગ ન કરતાં સદ્‌ગુરૂ કહે તે પ્રમાણે ચાલવું. સદ્‌ગુરૂ કરવો એટલે શું ? એ કંઈ બોલવાની વાતો છે ? સદ્‌ગુરૂ કર્યાં પછી આપાણું મન તે સદ્‌ગુરૂનુંજ થવું જોઇએ. પછી સદ્‌ગુરૂને આધારે તે મન કામ કરવા માંડે એટલે સદ્‌ગુરૂ તે શિષ્ય અને શિષ્ય તે સદ્‌ગુરૂ એમ બને છે.

મનના આધાર વડે જગતનો બધો કારભાર થાય છે. જે સ્ત્રી વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરતી નથી, પોતાના ઘોડા ચલાવતી નથી, પતીના વ્યવહાર જે મનથી થાય છે તેજ મન પોતાનું, તે શિવાય બીજા વિચાર કરતી નથી, પોતાના સુખની, સવડની બાજુ જોતી નથી તેજ ખરી પતિવ્રતા. તમો તો બધું તમારી સવડનું જુઓ છો, અને બાબા તમો માબાપ એમ કહો છો; પરંતુ તે પ્રમાણે કંઇ ચાલતા નથી. ત્યારે મને છોકરૂં કેમ કહેતા નથી ? હું છોકરાંનુંજ તો કામ કરી રહ્યો છું. તમો મને બાપ કહ્યાં

જ કરો, હું છોકરાનુંજ કામ કરી રહ્યો છું. તમો મને સદ્ગુરૂ દેવ, ગમે તે ગમે તે કહો, હું કહું છું હું તમારી સ્રી છું અને તે પ્રમાણે કામ કરી રહ્યોજ છું.

સ્હવારથી મારી એજ બડબડ ચાલુ છે કે મારાં મન પ્રમાણે એક પણ ચાલતો નથી. હુંજ તમારાં મન પ્રમાણે ચાલી રહ્યો છું તમારા મન પ્રમાણે ચાલવાનો મારેજ વારો આવે છે. એવો કોઇ નથી કે તે કહે, 'બાપુ, હમારૂં મન ગયું ગધેડાંની ગાંડમાં! અમને તમારા મન પ્રમાણે રાખો, મરીએ તો મરીએ ને જીવીએ તો જીવીએ.' 'આખું ગામ મામાનું અને એક નહીં કામનું' એવું થયું છે. આટલા ભેગા થયા છે પરંતુ મારી સવડ જોનાર એક પણ એમાં નથી.

સ્વામી મહારાજ, ચાલવા દો તમારૂં પુરાણ. મારી આ બડબડથી તમારો કદાચિત્ બુદ્ધિભ્રંશ થઈ જશે!

आज्ञा भंगात् वचो भंगात् बुद्धिभ्रंशोऽभिजायते

**સદ્ગુરૂ આજ્ઞા ભંગ એ મહાન્ પાતક.**

એવું એક વાક્ય છે. તો પછી સદ્ગુરૂની આજ્ઞા વિરૂદ્ધ ચાલો તો કેટલાં **जायते** થાય છે! '**मातृ देवो भव**' '**पितृ देवो भव**' અને જેને સદ્ગુરૂ સમજી પગે પડો છો અને તેનાથી ઉલટી તમારી ચાલચલકત થાય તો વચન ભંગ થયો અને તેણે આજ્ઞા કરેલી ન માની તો આજ્ઞાભંગ થયો. તમને આજ્ઞા ભંગનો દોષ ન લાગે તેથી હું કોઇને કંઈ કહેતોજ નથી. તમને સવડ આવે એમ કરો, હું કંઈ આજ્ઞા કરતો નથી એમ કહું છું. કારણ હું પકકી રીતે જાણું છું કે તમારાં મન આજ્ઞા માન્ય કરવાને તૈયાર નથી. જેનો પૂર્ણ અધિકાર થાય છે તે પોતાનું મનજ રાખતો નથી. સદ્ગુરૂના મનવડે તેનો સર્વ વ્યવહાર ચાલે છે, અને પૂર્વ સંસ્કાર સારા હોય તો સદ્ગુરૂ તેનું મન કહાડી નાંખે છે અને પોતાના મનવડે તેને ચલાવે છે. પરંતુ મારામાં તો મન રહ્યુંજ નથી. તમારા મનવડેજ

હું ચાલું છું. તમો કોઇ ન આવો તો હું મનરહિત, મરી ગયેલા જેવો પડી રહું છું; પરંતુ તમો મને બળજબરીથી ટોચી ટોચી જીવ લાવવાનો પ્રયત્ન કરો છો. મારામાં કંઈ જીવ રહ્યો છે કે કેમ અને હવે તે એમ કર્યાથી આવશે કે કેમ ? આ તમારોજ જીવ તમનેજ ઉપયોગી થઈ પડે છે.

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्

**ब्रूयात्** એ શબ્દથી ફકત બોલવાની ક્રિયાજ આવી; પરંતુ **'सत्य'** એ શબ્દનો સર્વ પ્રકારનાં પુણ્ય કર્મો એવો અર્થ લઇએ તો **"सत्यं ब्रूयात्"** ને બદલે **सत्यं कुर्यात्** એવો અર્થ થશે. સત્ય કરવું પરંતુ પ્રિય કરવું કે જેનાથી કોઇને ત્રાસ થાય નહીં તેવીજ રીતે સત્ય બોલવું પરંતુ બીજાના મનને ત્રાસ થવો ન જોઇએ. હું કહું છું ફકત **ब्रूयात**જ શા માટે હોવું જોઇએ. સર્વજ તેમ શા માટે ન કરવું !

सत्यं कुर्यात् प्रियं कुर्यात् न कुर्यात् सत्यमप्रियम् ।

એવું વાકય કરીએ તો શું ખરાબ ?

यद्यपि शुद्धं लोक विरूद्धं नाकरणीयं नाचरणीयम् ।

એવું પણ એક વાકય છે. એકંદર શું ? આપણાથી બીજાને ત્રાસ થાય એવુ કરવુ નહી. મને ત્રાસ થાય છે, તેથી હું મારી બાજુ સંભાળવા માટે શાસ્ત્રાધાર કહી મારી બાજુ સિદ્ધ કરૂં છું. તો તે ખરી હોય તો જુઓ.

(એક નવીન ગૃહસ્થે દર્શને આવી, આપનો આશિર્વાદ જોઇએ, કૃપા જોઇએ એમ કહ્યું; તે ઉપરથી મહારાજે કહ્યું)

" બાબા, મારૂં આમ છે, તેમ છે; આમ કરો તેમ કરો " એમ કહી કોઈ કોઈ મારા મોંમાંથી બળે બળે સારૂં કહાડી લે છે. પણ એમ કંઇ જોર જુલમથી કર્યાંથી કંઇ થાય છે કે ?



શુક્રવાર તા. ૧ ઑગસ્ટ ૧૯૨૪ શ્રાવણ શુદ ૧ શકે ૧૮૪૬

## પૂર્ણ અને અપૂર્ણ તપશ્ચર્યા.

शापानुग्रह सामर्थ्य तपः फलम् ।

તપશ્ચર્યાનું ફળ એ છે કે આપણાંથી બીજું જે કોઈ હોય તેમાંથી કોઇનું સારૂં કરવું અને કોઈનું ખરાબ પણ કરવું અને આપણા તપને પાણીમાં નાંખવું. તે એમ કેમ કરે છે? તો તે અપૂર્ણ હોય છે તેથી; જેનું ઘર ભર્યું છે તે એવો પ્રકાર કરતો નથી. કારણ કોઇ ગમે તેટલું લઈ જાય તોએ તેનું પુરૂં થતુંજ નથી. તેથી કોઇ ગમે તે કરતો હોય, તોપણ તેના તરફ તેનું લક્ષ્ય હોતું નથી. અને તે કોઈના સારા ખરાબનું નિમિત્ત પણ થતો નથી. લઇ જનાર બોજા તળે મરી જાવ કે તે લઈ જઇ કોઇ શ્રીમંત થાવ; એટલે કોઇ શ્રીમંત થાવ, નહીં તો ભિખારી થાવ; તે બદ્દલ તેને કંઇ લાગતું નથી. કોઈ ફાવે તે કરે, જેના તરફથી તેને પ્રતિબંધ નથી ત્યાંજ પૂર્ણ અવસ્થા સમજવી, આપણી પાસે જે માલ હોય તેના સારાં માઠાં માટે જો આપણે પ્રતિબંધક હોઇએ તો માલ આપણી પાસે પૂર્ણ છે એમ ન સમજવું. "**शापानुग्रह सामर्थ्य तपः फलम्**" એવું વાક્ય સાંભળવામાં છે, કોઈનું પોતાની વિરૂધ્ધ દેખાય એટલે તપસ્વી લોકો તેની નુકશાની માટે શાપ આપે છે અને કોઇ અનુકુળ હોય તો તેની ઉપર અનુગ્રહ એટલે કૃપા કરી તેનું કલ્યાણ કરે છે. એવું જેનાથી થાય છે ત્યાં પૂર્ણ તપશ્ચર્યા નથી એમ સમજવું. જે પ્રતિકુલ હોય તેને શાપ આપી તેનું નુકસાન કરે તેનાથી બીજાનું કલ્યાણ પણ થાય છે અને જે તપસ્વી બીજાનું કલ્યાણ કરે તેજ તપસ્વી બીજાનું નુકસાન પણ પોતાનું તપ સામર્થ્ય ચલાવી કરે; તો એવા એ તપસ્વી

પાસે જે તપ હોય છે તે પૂર્ણ નથી; તે તપનો ઉપયોગ કરવાની જેને ઇચ્છા હોય છે, તે તપોબળથી જે અનેક લોકોને વશ કરવાને ઇચ્છે છે, તેની પાસે તે તપ પૂર્ણ છે એમ સમજવું નહી. કોઇ કહેશે કે, "પોતાનું તપ કોઇને શાપ આપવામાં અથવા કોઇનું કલ્યાણ કરવામાં ખર્ચ થઇ જાય છે માટે આપણે શાપાનુગ્રહ કરવાની ભાંજગડમાં પડવું નહીં એ શું તેને સમજાતું નહીં હોય! પણ એવો વિચાર થોડાજ તપસ્વીઓને આવે છે; પરંતુ પુષ્કળ એવા તપસ્વી હોય છે કે થોડુંક તપ ભેગું થાય કે તે મોટાપણું મેળવવાના ઉપયોગમાં લે છે. જેમ કોઇ કોઇ થોડાક પૈસા ભેગા થાય કે તે પૈસા ઉપર મોટાપણું, બડાઇ દેખાડવાનો પ્રયત્ન કરે છે; તેવીજ રીતે આ તપસ્વી કોઇને છોકરો નહોય તો કહે છે, "ઠીક, તને આગલે વર્ષે છોકરો થઇ જશે, અથવા એકાદુ છોકરૂં અથવા ઘરમાંનું બીજું કોઇ મનુષ્ય મરતું હોય તો પોતાના તપોબળથી તેને મરવા દેતા નથી. અથવા કોઇને નોકરી ચાકરી ન હોય, દરિદ્રી હોય, તો તેને પોતાના તપોબળવડે એકાદી મોટી નોકરીએ લગાડી દે છે. પણ એ આ જેમ કરેછે, તેમજ કોઇ એક વિરૂધ્ધ હોય તો "આ બેટો ખરાબ, નઠારો છે, એ આપણા સારામાં રાજી નથી, આપણી નિંદા કરનારો છે," એમ જોઇ તેના નુકસાન માટે તેના અંતરમાં તેને વિચાર આવે છે; અથવા તદ્દન ખુલ્લી ખુલ્લી રીતે તે તેને શ્રાપ આપે છે, અને તેવી રીતે તેમ બને પણ છે, કારણ બોલી ચાલીને તપજ તે. પ્હેલાંના તપસ્વી લોકોમાં એવું થયાંના પુષ્કળ ઉદાહરણો છે. કોઇ શ્રીમંત હોય અને તે જો વિરૂધ્ધ હોય તો તેના તપોબળથી તેના ઘરમાં ચોર ઘુસી મોટી ચોરી થવાનો પ્રસંગ આવે છે; નહીં તો તેને પોતાને ખુબ માંદા પડવાનો પ્રસંગ આવે છે. એવી રીતે તેના ઘરમાં કંઇ પણ તોફાન કર્યાનું તે દેખાડે છે. તપ છે તેથી ખુલ્લી રીતે બોલીને અથવા મનમાં લાવીને બીજાનું નુકશાન પણ કરી શકાય છે અને સારૂં પણ કરી શકાય છે; એને જ લોકોમાં કહે છે કે ફલાણા ફલાણા એક સત્પુરૂષ સારા ખરાબ પ્રકારનો ચમત્કાર દેખાડે છે. પણ

એવાને સત્પુરૂષ એ શબ્દ લાગુજ પડતો નથી. સારા ખરાબ ચમત્કાર તેજ દેખાડે કે, જેમનું તપ અપૂર્ણ છે અને તે તેટલામાંજ પોતાનું મોટાપણું ગજાવનારા હોય છે. એવા સારા માઠા ચમત્કાર હોય છે તેમાંથી જે સારા હોય છે તેને અનુગ્રહ સમજે છે અને ખરાબને શ્રાપ સમજે છે. પરંતુ એ અપૂર્ણ તપનું પરિણામ. જ્યાં પૂર્ણ તપ છે, જે પૂર્ણતાએ પહોંચ્યો હોય છે તેનું તપ કદી પૂરૂં થતુંજ નથી, તેથી તે તપ સંભાળવાની પણ તેને જરૂર રહેતી નથી અથવા તેનો ઉપયોગ કરવાની પણ તેને જરૂર રહેતી નથી. ગમે તે કોઈ ગમે તેટલું તપ લઇ જાય, તો તે તપનો ઉપયોગ કોઇને સારો થાય તો તે બદલ તેને સમાધાન નથી અથવા તે તપ લઈ જઇ કોઈનું નુકસાન થાય તો પણ તે બદલ તેને કંઈ વિચાર પણ થતો નથી. એ વાત બીજા લોકો પર અવલંબી રહી છે, કોઈ સારી રીતે તેનો ઉપયોગ કરે તો તેનું કલ્યાણ થશે. કોઇ ખરાબ રીતે તેનો ઉપયોગ કરે તો તેનું અકલ્યાણ થશે. પહેલાં કહ્યા પ્રમાણે પુષ્કળ રૂપીઆ લઇ જનારા હોય છે તેમાંથી કોઈ શ્રીમંત થાય છે અને કોઇ નુકસાન પણ ભોગવે છે. પૂર્ણ તપસ્વીનું તપ ન ખૂટનારી ભરેલી નદીના જેવું છે. કોઈ તે નદીમાં બુડી મરે અથવા કોઈ તે પાણીથી પોતાનાં ખેતરો પકવી લે; તે નદીને તે બદલ શુભાશુભ કંઇજ હોતું નથી. એવીજ તે પૂર્ણ તપસ્વીની સ્થિતિ હોય છે. તે કોઈના પણ સારાં ખરાબનો નિમિત્ત થતો નથીઃ અને એવાનું

"जया मनीं जैसा भाव, तया तैसा अनुभव"

"(મનમાં જેને જેવો ભાવ, તેવો તેને અનુભવ)" જેવું થઇ પડે છે.



શનિવાર તા. ૨ ઓગસ્ટ ૧૯૨૪ શ્રાવણ સુદ બીજ શકે ૧૮૪૬

## આકાર આવ્યો કે અભિમાન આવ્યું જ-ભક્તનામાં અભિમાન, કામક્રોધાદિક વિકારો ન હોવા જોઇએ-અભિમાન તુટવાની જરૂર-ખાસ "આપણે" કોણ છે તેનો ખ્યાલ કરવો-રામચંદ્રજીને પણ અભિમાન છોડવું પડયું.

(આજે મહારાજની પ્રકૃતિ તાવને લીધે અસ્વસ્થ હોવાથી, તેમની આજ્ઞા પ્રમાણે બધી ભકત મંડળી બ્હારથી પૂજા કરી રહી હતી એવામાં સ્વામી મંગળમૂર્તિએ પાંજરામાં બીલી, દુર્વા, પુલો, નાંખ્યાં. પાંજરામાંનો કચરો કસ્તર મારેજ કહાડવો પડે છે-મારેજ ઝાડી કહાડવો પડે છે, એમ કહી, મહારાજે સ્વામીને અને ગણપતીને-જે સ્વામીનું ઉપાસ્ય દૈવત છે-તેમને ખુબ ગાળો દીધી. સ્વામીએ હંમેશ પ્રમાણે પુરાણ વાંચ્યું પછી મહારાજ બોલ્યાઃ— )

તમો લોકો જે મારી પાસે આવો છો અને જે જે વસ્તુઓ તમે મારે માટે લાવો છો તે સર્વ મને દુઃખ આપવાનાં કારણભૂત થાય છે. હું પૂર્ણ દુઃખી છું. તમો એક સુખી છો. મનુષ્ય સુખી હોય તો તેને બીજા બધા વ્યવહાર કરવાનું ગમે છે. હું જો સુખી હોત તો દસ બાર વર્ષથી મારી આવી સ્થિતિ કેમ થઈ હોત? મને કંઇ જવું એમ મનમાં થતું નથી, અથવા કોઇ સાથે વ્યવહાર કરવો એમ થતું નથી; કારણ હું પૂર્ણ દુઃખી છું તેથી મને દુઃખ ભોગવ્યા શિવાય બીજું કંઇ સુજતુંજ નથી. દુઃખ ભોગવ્યાં શિવાય બીજાં કશાંની મને સવડજ નથી. તમો એક સુખી છો. તમારી પાસે દુઃખ નથી. કારણ મૂળમાં દુઃખજ

નથી. પરંતુ તમો બીજાની પાસેથી દુઃખ ભેગું કરી કરી મારી આગળ લાવી નાંખો છો. આ શા માટે ? તો અખંડ સુખનો લાભ થાય તેથી. પરંતુ તમો મને ગમે તેટલું દુઃખ આપવાનો પ્રયત્ન કરો તો તેનું મારી પર કંઈજ પરિણામ થશે નહીં; કારણ મારૂં દુઃખ એટલું મોટું છે કે તમારાં સઘળાનાં દુઃખ મારા દુઃખ આગળ કંઈપણ હિસાબમાં નથી. તમો સુખી છો તેથી મારા જેવો કોઈ અનાથ કયાંઇ પડયો હોય તો તેને ત્રાસ આપવાનું તમને સૂઝે છે. તેથીજ તમો આવી રીતે મને હંમેશ ટોચવાનો પ્રયત્ન કરો છો. કોઈ કુત્રું એકાદા ઝાડ નીચે સ્વસ્થ પડી રહ્યું હોય તો છોકરાં પોતાની મોજની ખાતર તેની પુંછડી ખેંચે છે તેને પત્થર મારે છે અને તે જેમ જેમ કયાંવ કયાંવ કરે તેમ તેમ તે છોકરાં તેને વધારે ને વધારેજ ત્રાસ આપે છે. તે પ્રમાણે તમો સુખી છો તેથી મને હંમેશ હંમેશ ત્રાસ આપવા માટે આવો છો પરંતુ જે પૂર્ણ દુઃખી હોય તેનેજ અખંડ સુખનો અનુભવ મળશે એ હું તમને કહી રાખું છું. પૂર્ણ સુખ જ્યાં છે, ત્યાં ન સુખનો અનુભવ અને ન દુઃખનો અનુભવ ! એક તો પૂર્ણ દુઃખી હોવું અથવા તો પૂર્ણ સુખી હોવું. પ્હેલેથીજ હું દુઃખી હોઉં છું તેમાં વળી તમો દુઃખ આપવાનો પ્રયત્ન કરો છો, તેથી પછી મારે ગાળ દેવાનો પ્રસંગ આવે છે, કેટલાક લોકો સમજે છે કે મારી આ ગાળોથી તેમનું સારૂં થાય છે. અરે, સારૂં શું થાય છે ? હું શું તમારૂં સારૂં થાય તેથી થોડોજ ગાળ દેઉં છું ! મને ત્રાસ થયો તેથી દેઉં છું.

( સ્વામીને ઉદ્દેશીને )

મેં તમારા ગણપતીને ગાળો દીધી તેથી તમને ખરાબ લાગ્યું હશે. પરંતુ મેં તે ગણપતીના સારા માટે ગાળો દીધી. તમો તેની સ્તુતિ કરી કરી તેનું ખરાબ કરો છો. તમારી સ્તુતિને લીધે તો તેને અભિમાન ચ્હડે છે. તો તેને લીધે તેની યોગ્યતાજ હલકી પડી કે નહીં ? તમો કહેશો ગણપતીને અભિમાન કેવી રીતે થાય ? તો હું કહું છું નિરભિમાની પરબ્રહ્મ તેજ તમો

હોઇ અભિમાનને લીધે આકારમાં આવ્યા કે નહીં? તેવીજ રીતે ગણુપતી પણુ આકારને પ્રાપ્ત થયા છે.

**આકાર આવ્યો કે અભિમાન આવ્યુંજ.** આકાર એટલે માપ, ગણુત્રી. ત્યારે ગણુપતિ થયા, કે દત્ત થયા, આકાર આવ્યો કે તેને માપ ગણુત્રી, માન પણુ આવ્યુંજ; અને તેમાં તમારા જેવા ભકત લોકો તેમની સ્તુતિ કરી કરી તેમને ચ્હડાવી દો છો, એટલે સ્વાભાવિક રીતે ગણુપતિની જે શક્તિ અથવા પાવર (Power) છે તે તમો લોકો કમી કરવાનો પ્રયત્ન કરો છો: અને અમારા જેવા જે મૂર્ખ છે તેને, તમારા જેવા ભકતો માટે, ગણુપતી જેવી પૂર્ણ શકિતને કાયમ રાખવા માટે, તમારા જેવા તરફથી તેના શરીરપર પડેલું કચરા કસ્તર જેવું અભિમાન તે કહાડી લેવું પડે છે. પછી હું તમારા ગણુપતીને ગાળ દેઉં કે નહીં? તમોએજ તેના માથાપર હગીને કરેલી દુર્ગંધ તે હું કહાડું નહીં તો શું કરૂં! એટલે હું તમારા ગણુપતીનું ઝાડુ તો થયો. તમો તેના માથાંપર હગ્યા જાવ અને હું તે કહાડતો જાઉં! ત્યારે હું શું એ ખરાબ કરૂં છું? તે ગણુપતિ પૂર્ણ પરબ્રહ્મ, તેની અમો ગમે તેટલી સ્તુતિ કરીએ તો તે શું ચ્હડી જાય અને અભિમાનમાં પડે? એમ જો તમો કહો તો હું કહું છું, અરે સ્તુતિ કરી ચ્હડાવનારો જો કોઈ હોય તો કોણુ નથી ચ્હડતો? ગમે તે પૂર્ણ પરબ્રહ્મ હોય અથવા સચ્ચિદાનંદ રૂપ હોય, તેને મદ આવી અભિમાનના સર્કલમાં સપડાયો કે, તેની ઉપર તમારા જેવા હધશેજ: અને એવા સર્કલમાં તે સચ્ચિદાનંદ જેવાને જે આવવું પડે છે તે તમારા જેવા પાસે પોતાના માથાં પર હઘાવી લેવાનેજ તો આવવું પડે છે. ત્યારે તમારા જેવા લોકો તેના માથાં પર હધવાનાજ તો પછી મારા જેવા કોઈ તે હઘેલું કહાડવાને તો જોઇએ ને? ત્યારે સ્વાભાવિકજ છે કે તમારા ગણુપતીને કે કોઇના શંકરને કે કોઈના રામને હું ગાળ નહીં દઉં તો શું કરૂં? અરે, તમારા ગણુપતીને કે કોઇના દેવને પણુ ગાળો દઇ તમારૂં હઘેલું

કહાડી નાંખવાનું કારણ પડે નહીં એ તમારા ભકતો પરજ તો અવલંબી રહ્યું છે. ત્યારે ભકતોની સ્તુતિથી તેના શરીર પર કચરો કસ્તર અથવા હગ્યા જેવું થતું નથી એની નિશાની શી સમજવી? તો કોઇ પોતાના દેવની અનન્ય ભાવથી સ્તુતિ કરતો હોય, એવા ભકતનું આયુષ્ય ખલાસ થાય ત્યાં સુધી

**ભકતોમાં અભિમાન કામ ક્રોધાદિક વિકારો ન હોવા જોઇએ.**

તેનામાં કોઇ પણ પ્રકારે અભિમાન, ગર્વ, અથવા મગરૂરી, વા કામ ક્રોધાદિક વિકારો એ થતાજ નથી અને કોઈ પણ પ્રકારે તેવું લોકોમાં દેખાઇ પણ આવતું નથી, એમ હોય તોજ સમજવું કે અમારા જેવાના તરફથી તે દેવના માથાં પર હગેલું કહાડવાનું હવે કંઇ કારણ રહ્યું નથી. એજ તેની નિશાની સમજવી. ત્યારે એવા ભકતો તરફથી ગણપતીની અથવા કોઇ પણ દેવની કહો, સ્તુતિ વગેરે કરવામાં આવે તો તે ગણપતીના અથવા તે દેવના માથા ઉપર હગ્યા જેવું અથવા કચરો કસ્તર નાંખ્યાં જેવું થતું જ નથી. એનાથી ઉલટી રીતે, દેવની કેટલીએ સ્તુતિ, વા ભજન પૂજન કર્યા કરો અને તમારામાં અભિમાન-ગર્વ, મગરૂરી, કામ ક્રોધાદિ વિકાર એ હોય છતાં જો ઉપાસ્યની—ગણપતિ વિગેરેની, સ્તુતિ કરતા હો તો તે સ્તુતિની સાથે તમારૂં મેલું પણ તેના શરીર પર જતું હશેજને? એટલે કે તમારા દેવતાના શરીર પરની દુર્ગંધી કહાડી નાંખવા માટે મારે મારી કામગીરી કરવીજ પડે છે. એમ કયાં સુધી ચાલશે? તો જયાંસુધી તમારા જેવા ભકતો ગણપતીની અથવા બીજા કોઈ પણ દેવની, સ્તુતિ કરી કરી તેની સાથે એકયત્વ પામે નહીં ત્યાં સુધી. તમો એકવાર પૂર્ણ ઇમાન ઇતબારથી સ્તુતિ કરી તે દેવમાં મળી ગયા કે પછી જો તમોજ જો નથી તો તમારી સ્તુતિથી કચરા કસ્તર થઈ હગવાનું પણ કયાંથી અને પછી મારીએ શી જરૂર? એટલા માટે તમારા જેવા ભકતોએ તે તે દેવોની પૂર્ણ સ્તુતિ કરી એક રૂપ થઈ જવું. એટલે પછી હું શા માટે

તમારા દેવનો તમારે લીધે ભેળો થયેલો કચરો કહાડવા જાઉં? તમારા ગણુપતીએ કહો, અથવા કોઈના પણ શંકર રામચંદ્ર દેવે કહો મને આજ કામ નીમી આપ્યું છે. તે દેવ કહે છે કે અમારા નામધારી ભકતો વિના કારણ અમારાં માથાં ઉપર સ્તુતિ કરીને કહો, અથવા કોઇ પણ રીતે કહો, હુઘી મૂકે છે, કચરો નાંખી મૂકે છે, માટે તે બધો કહાડીને અમને સાફ રાખતો જા. એટલે તેમની કામગિરી મારે કરવીજ પડે છે. એટલે ગણુપતી તરફથી કિંવા કોઈ પણ દેવ તરફથી તેના ભકતનું પૂર્ણ કલ્યાણ થવા માટે અને તે તે દેવમાં જે પાવર (Power) શકિત છે તે કાયમ રહે તે માટે, જો અમારા તરપ્ફથી ઝાડુની કામગિરી થતી હોય તો પરંપરાથી તમારીજ તો હું સેવા કરી રહ્યો છું એમ કહેવામાં શી હરકત છે? તેથી તે માન (અભિમાન) તોડવાને કોઈની પણ જરૂર પડે છે. ગણુપતીનું ગણુપતીપણું કાયમ કરવાને બીજું કોઇ જોઇએ કે નહિ? એકે સ્તુતિ કરી અને બીજાએ ખરાબ કહ્યા એટલે તે પડે છે વિચારમાં કે હું સારો છું કે ખરાબ? તેને સારો માઠો કહેનારને તેજ ગણુપતિ તૈયાર કરે છે. ત્યારે મેં તમારાં ગણુપતીનું માઠું થોડુંજ કર્યું! તમો માત્ર તેનું ખરાબ કરી રહ્યા છો. તેનુ ગણુપતીપણું તમો માંગો છો, તેની સુંઢ તમો માંગો છો, હું તેને સાવધ કરી રહ્યો છું. ત્યારે તે ગણુપતી તેની સુંઢ તમને આપશે કે મને? ગણુપતિ મને કહેશે "આ સ્વામી મારી સ્તુતિ કરી મને અભિમાન આવે તે માટે ચ્હડાવતો હતો. તેં ઠીક કર્યું, મને ગાળ દીધી; તેં મને અભિમાનથી બચાવ્યો. ત્યારે તુંજ લે મારી સુંઢ." તે જો મને સુંઢ આપે તો હું તે લઈ શું કરૂં? હું તેને કહીશ કે મારે નહીં જોઈએ બાપુ! જે આશાળુ હોય તેને તું આપ; મારે તેનું શું કામ?

આપણું અભિમાન છુટે તે માટે આપણાં કરતાં હલકી પાયરીનો કોઇપણ જોઇએ છે. વડીલ માણસો ગુસ્સે થાય તો આપણા અભિમાનને ધકકો લાગતો નથી. આપણા કરતાં કમી દરજ્જાના હોઇ જો તે ભરસભામાં આપણી આબરૂ લે તો આપણું

અભિમાન તૂટે છે. આ ઉપર કોઇ પૂક્કડ એવો વાદ કરે કે "આ મનુષ્ય મૂર્ખ છે. આ મારી બરોબરીનો થોડોજ છે! તેના બોલવાથી મારી ઇજ્જત થોડીજ જાય છે." એ ઉપર બીજો એકાદો કહે છે "અરે એ શું બોલો છો? આ એક હલકા માણસે તમારી ઇજ્જત લીધી તોપણ તમો તેના આંખ આડા કાન કરો છો! એકંદર શું? તો અભિમાન તુટવાની જરૂર છે."

જેને આકાર આવ્યો, એને અભિમાન આવ્યું; એને અભિમાન આવવાનુંજ. અભિમાન આવે તો એનું ખાસપણું (વિશેષપણું) ચાલ્યું જાય છે, અથવા એની યોગ્યતા કમી થઇ જાય છે. જેને આકાર હોય છતાં જે આકારને માનતો નથી તેની યોગ્યતા મોટી છે.

**અભિમાન તુટવાની જરૂર.**

ભગવાનને કોઇ ભકત નીચે ઉતારી દે છે તો કોઇ ઉપર ચ્હડાવે છે, એ બધું ભકતોના હાથમાં છે. એ પોતે નથી હાલતો, નથી ઝુલતો, નથી કાંઇ કરતો. હું જે બોલું છું, તેથી ફાવે તે ગુસ્સે થાવ વા ખુશ થાવ. આ સ્વામી ગણપતીને નીચા ઉતારવાનો પ્રયત્ન કરી રહ્યા છે, પણ એ ગણપતીજ છે, એ સાવધ થઇ જાય છે. અને કહે છે કે એ મારો ભકત નથી, સકત છે; તેથી એણે વિચાર કર્યો કે એને સાકોરી લઇ જવો. એ મને ઉતારે છે; અને સાકોરીમાં જે બેઠો છે તે આકાર લઇ નિરાકારનો અનુભવ લઇ રહ્યો છે, તેથી એ મારો પક્ષ લેશે. એટલા માટે એ એને (સ્વામીજીને) ખેંચીને અહીં લાવ્યા છે. એ તો સિદ્ધાન્ત છે કે જેમ જેમ ભગવાનની સ્તુતિ કરશો, એને ચ્હડાવશો, તેમ તેમ આકારનો તો ધર્મજ છે કે તેને અભિમાન ચ્હડે. તે પ્રમાણે જ્યારે ભગવાનને અભિમાન આવી જશે, તો એ જો કે માન રહિત છે, આનંદમાં છે તોએ એમના ભકતે એમને આનંદથી હટાવી, દુઃખનું માપ કરી નાખ્યું. તેથી તેને અભિમાન ચ્હડશે; અને એની સાથે ભકત પણ ચ્હડી

જશે. એટલા માટે એ ભકતોની જરૂર છે. સ્તુતિ કરવાવાળો ભકત સમજે છે કે હું એ ભગવાનની સ્તુતિ કરી એને ચ્હડાવું છું; પણ એને અભિમાન ઉત્પન્ન થઇ તે એને નીચે પાડવાનો પ્રયત્ન કરે છે. મને પણ એક ભકત સમજો. અમે એને ખરાબ કહી ચ્હડાવવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ, એ માન સાચું છે. તમો લોકો ભગવાનને ખોટું માન આપો છો અને તમે પણ જુઠાં માનપર માન લો છો. ધારો કે તમો લોકો શરીર પર પાતળું કપડું નાંખો છો. પહેલેથી શરીરનું માન છેજ છે. તેની પર આ

**શરીરમાં ખાસ આપણે કોણ છીએ એનો ખ્યાલ કરો.**

માન ચ્હડે છે. ઘોડાના સામાન નીચે જીનનું કપડું નાંખે છે. તેમ તમે લોકો ગંજીફરાસ પ્હેરી તેની ઉપર શર્ટ પહેરો છો. એટલું માન પણ બસ ન થયું તેથી તુટેલા હાથના જેવું એક જેકીટ પહેરો છો. કોઇ કોઈ આખી બાંયનું જેકીટ પણ પહેરે છે. એટલાથી પણ બસ નથી થતું. તે શૉર્ટ કોટ તેની પર લૉંગ કોટ. એટલું પણ બસ ન થાય તો ઠંડીના વખતમાં ઓવરકોટ; અને વરસાદમાં મીણ કપડનો (વૉટરપ્રુફ) કોટ પહેરે છે. એની ઉપર પણ કોઈ બ્રાહ્મણ જેંટલમેન હોય તો એક ધોતીઉં જેને ઉપરણી (ખેસ) કહે છે તે તેની પર નાંખે છે. આ ઉદાહરણમાં એક પર એક માન ચ્હડી ગયાં. જેટલાં આ માન ચ્હડતાં જાય છે, એટલા પ્રમાણમાં આપણું અસલી રૂપ નજરમાં આવતું નથી. જેણે એ માન કરી લીધું છે તે જો પોતાના હાથ વા શરીરને દેખે તો એ એવો વિચાર કરશે કે હું સારો બની ગયો, હવે ઠંડી નહીં લાગે, અને મને કોઇ મોટા અધિકારી વગેરે જોશે તો મારાથી એ ડરી જશે. હવે હું સારો બની ગયો. એવી રીતે એ ઉપર ઉપરજ દેખશે. પણ અંદરનો વિચાર નહીં કરે. એને પહેરવેશ ઉપરથીજ શરીરનો ખ્યાલ વધી જાય છે ત્યારે એટલાં માન પર માન, માન પર માન તે પ્હેરવાવાળો લે છે. તો ખાસ જે આપણે છીએ એનો હવે કયાંથી પત્તો લાગે? પરંતુ પહેરવેશની

અંદર આપણું જે ખાસ શરીર છે, એની ઉપર પણ જો કોઈવાર ખ્યાલ (વિચાર) કરે તો પોતાનું શરીર કેવું છે, કાળું છે કે ગોરૂં છે, શરીરપર શી શી નિશાની છે એ બધું એના ખ્યાલમાં આવી શકે છે. એવીજ રીતે આપણું જે ખાસ શરીર છે એને પણ પહેરવેશ સમજી એની અંદર જે ખાસ "આપણે" છીએ તેનો ખ્યાલ હોવાની જરૂર છે. ખાસ "આપણે" જેવા છીએ તેનો ખાસ અનુભવ આવવામાં જેવો આનંદ છે તેનો ખાસ અનુભવ આવવાની જરૂર છે, પણ જે આકાર છે તે રહે છતાં શરીરને આકાર ન હોય એવું કરવાની એક યુકિત છે એ યુકિતથી શરીર હોય તો પણ તે ન હોવાનો અનુભવ આવે છે અને જેને એવો અનુભવ આવે છે તે આકાર વડેજ બીનઆકારનું અખંડ સુખ લે છે. કેવળ શરીરના આકારથી અનુભવ નથી આવતો. અનુભવ લેવા માટે આ શરીરરૂપી સાધન સાથે આપણી અક્કલ અને આપણાં દીલની પણ જરૂર છે. એ દીલ (મન) અને બુદ્ધિના સાધનથી શરીર રહે છતાં તેને આકાર રહિત બનાવવાની યુકિત છે. સાધારણ મન અને બુદ્ધિથી કામ નથી ચાલતું. એ મન અને બુદ્ધિ જુદાંજ છે; પણ તે આપણી પાસેજ છે. કંઈ બ્હારથી લાવવાનાં નથી. શરીર રહીને પણ ન રહેલાંનો અનુભવ લેવા માટે સદ્દગુરૂની જરૂર છે. જયારે સદ્દગુરૂ એ યુકિત બતાવે, અને તે પ્રમાણે ચાલો, તો એ અનુભવ આવશે, પછી જયારે મનમાં આવે ત્યારે શરીરનો અનુભવ લઈ લો, અને જયારે મરજી ન થાય ત્યારે શરીરનો અનુભવ ન લો.

તાવની અવસ્થામાં મેં જે કંઇ બડબડ કરી તેનું કોઈએ ખોટું ન લગાડવું.

**રામચંદ્રજીને પણ અભિમાન છોડવું પડયું.**

રામચંદ્રજીને આકાર આવ્યો અને એમણે મોટાં મોટાં કામ કર્યાં. એમની સ્તુતિ લોકોએ કરવા માંડી, ત્યારે એ જો કે ભગવાન હતા છતાં એમને માન ચ્હડી ગયું એ માન આવ્યું તેની એમને પહેલેથી ખબર હતી (ખ્યાલ હતો). આપણી પાસે શકિત છે. આપણે

મોટાં મોટાં કામ કરીશું, અને લોકો સ્તુતિ કરશે એટલે આપણને માન આવી જશે. આકારની ઓળખાણ રહે તો જન્મમરણના ફેરામાં રહીએ છીએ; એ તો એ પહેલેથી જાણતા હતા. પણ દુનિઆમાં જવાની જરૂર તો છે. તેથી એમણે પહેલેથી વિચાર કર્યો કે આપણને માન ચ્હડશે તો આપણને આપણું ઠેકાણું ફરી નહીં મળે. એટલા માટે પોતાનું અપમાન કરવા માટે એક ધોબીને—જે કપડાં સાફ કરવાનું કામ કરે છે—તેને પેદા કરી રાખ્યો, એવા વિચારથી કે, માન સારૂં નથી, એ મેલું છે, એને સાફ કરવું; અથવા માન તોડવા માટે, કપડાંને સાફ કરવાવાળો જે ધોબી હોય તેની જરૂર છે. ભંગીમાં પણ મેલું સાફ કરવાનો ગુણ છે, પણ કપડાં સાફ કરવાવાળાની પણ જરૂર છે. કેમકે આકાર રૂપ મેલાં વડે નિરાકારનો ( આકાર રહિતનો ) અનુભવ લેવાનો છે. આકાર રહિતમાં અખંડ સુખ છે. એનો અનુભવ આવે તે માટે આકારની જરૂર છે. અને આકાર એ એક મેલું છે. એટલા માટે એકજ આકાર હોય, પણ સાફ હોય, જેની પર મેલું ન હોય, એવો આકાર લેવો. આપણને કોઇ મોટાપણું આપે, તો માન ચ્હડી જાય છે. અથવા કોઇ સારૂં કામ થાય તો લોકો મોટાપણું આપે છે. એટલા માટે માન ચ્હડે નહીં અને જે આકાર આપ્યો છે તે શુદ્ધ રહે તો આપણને પહેલાંના આકાર રહિતનો અનુભવ આવી જાય. એવો વિચાર રામચંદ્રે કર્યો. એ હરેક વખતે સાવધજ હતા. પણ આકાર, ભુલાવામાં નાંખવાવાળો હોય છે. આકાર એટલે એક કપડું અથવા મેલું સમજો. એટલા માટે એને સાફ રાખવા માટે પોતાનું મેલું અથવા માન અથવા આકાર જે આપ્યો છે તેને એમણે બહુ મેલો ન થવા દીધો. પણ થોડુંક મેલું થયું હતું તેને તેમણે તે ધોબી પાસે સાફ કરાવ્યું. તાત્પર્ય, અપમાનની જરૂર છે.

રામચંદ્રજીને લ્હડાઇનું પણ અભિમાન થયું હતું. એ તોડવા માટે રામચંદ્રના બે નાના નાના છોકરા હતા. એમને હાથે એ મૂર્છાવશ થયા. મતલબ એ છે કે પોતાનું અપમાન થઇ

જાય, અને પછી પોતે રામરૂપને રામરૂપ રહે. એમનું રામરૂપ, એક ધોબીએ અને એના બે છોકરાએ જાળવી રાખ્યું. બાકી બધી દુનિઆ એમને નીચે પાડવાનો પ્રયત્ન કરી રહી હતી.

તમે લોકો આવો છો, તે મને દુઃખ આપવા માટે આવો છો; અને બધો સામાન દુઃખ આપવાને માટે લાવો છો. રામને ધોબીએ અને બચ્ચાંઓએ સુખ આપ્યું. બીજા લોકો એને દુઃખ આપતાં રહ્યાં. ત્યારે બતાવો કે માનની જરૂર છે કે અપમાનની? ધોબી વા ભંગીથી મેલું સાફ કરાવી લેવાની જરૂર છે. એવીજ રીતે આપણા જીવનું, શરીરનું, જન્મ જન્માન્તરનું મેલું સત્પુરૂષ પાસે સાફ કરાવવું પડે છે. તે તમારો ધોબી છે, ભંગી છે. તમારૂં વાસણ અથવા નરતનુ માંજવાવાળી સ્ત્રી પણ છે, બધુંજ એ છે. અને એ તમારૂં મેલું સાફ કરે છે.



રવિવાર તા. ૩ ઓગસ્ટ ૧૯૨૪ શ્રાવણ સુદ ૩ શકે ૧૮૪૬

## ખોટાંને આધારે ખરાંની ઓળખાણ–સચ્ચિદાનંદની ઓળખાણ માટે જગત્–તમારાં દુઃખનું કારણ તમારાં માબાપજ–સચ્ચિદાનંદની ઉત્પત્તિ માટે સ્ત્રીની જરૂર.

**ખોટાંને આધારે ખરાંની ઓળખાણ.**

કોઇ પણ વખતે કહેતાં વા બોલતાં પોતાને જે વાત ખબર હોય તેજ કહેનારો કહે છે. પછી તે વાત પોતાના પ્રત્યક્ષ અનુભવની હોય, અથવા તો કોઇની કહેલી સાંભળેલી હોય, ખરાંની હોય કે ખોટાંની હોય, પરંતુ તેને ખબર હોયાં શિવાય કંઇ તે કહેતો નથી; અને તે વાતનો પોતે અનુભવ લીધાં શિવાય કંઈ તે તે વાત બોલતો નથી. હવે કોઈ કહે કે એકાદી વાત ખરી હશે કે પ્રત્યક્ષ બનેલી હશે, અથવા સાંભળેલી વાત જો કોઇ કહે તો તે કદાચ ખરી લાગે અને તે ખરી હોયાનો અનુભવ પણ આવે; પણ કોઈએ એકાદી તદન ખોટીજ વાત જો કોઈના મનમાં ભેરવી વા તેને કહી હોય તો તેને અનુભવની વાત કહી એમ કેમ કહેવાય? અરે, કેમ કહેવાય? જેણે તે ખોટી વાત કહી હોય તે ધારો કે ખરી નથી, પરંતુ તે ખોટાંનો અનુભવ લઈ પછીજ તે વાત તે કહે છે અને તેનું પરિણામ પણ ખોટુંજ અનુભવમાં આવે છે કે નહીં? ખોટા સ્વરૂપમાં પણ તે ખરી છે ને? તેથીજ તો તે ખોટું ખરૂં કરવા માટે ખોટુંજ અનુભવમાં આવે છે કે નહીં? તેથી ખોટી અવસ્થાની તે ભલેને હોય, પણ તેને ખરી શા માટે ન કહેવી? અરે, ખોટાં મોતીને પણ તમો મોતીજ કહેશોને?

પણ ખોટાં કહેશો એટલુંજઃ છતાં તે મોતી તો છે ત્યારે શું તમો તેને મોતી ન કહેતાં પત્થર કહેશો કે? ખોટી અવસ્થા હોયાં શિવાયજ તે ઉપયોગમાં આવે છે કે? ખોટી અવસ્થા પોતાનો ગુણધર્મ લઇ પ્રાદુર્ભૂત થાય છે માટે તે ખોટી ભલે હોયને પણ તે એક વસ્તુ તો છે ને?

મૂળમાંજ જે આપણે "અણુસમજ" "અણુસમજ" કહીએ છીએ તે વાસ્તવિક ખોટીજ છે અને તેમાંથીજ સર્વ જગત્‌ની ઉત્પત્તિ છે. તો સ્વાભાવિક રીતેજ તે ખોટાંનોજ ગુણધર્મ અહીંઆં પણ દેખાડશે કે ખરાંનો? તેથી જગ બધું ખોટું છે એમ તત્વવેત્તાઓએ ઠેરવ્યું છે. તો પણ તે ખોટાંની પણ જરૂર છે. અરે ખોટાં મોતીજ જો નિર્માણ ન થયાં હોત તો પછી તે ખરાં મોતીને પણ ખરાંપણું અને તે ખરાંપણાંની કીંમત પણ કેવી રીતે આવત? તેથી ખોટાં મોતીનો અનુભવ લઇ તેને આધારે ખરાં મોતીનો અનુભવ લેનારા અને પાસે રાખનારાઓ તેને રાખે છે. તેવીજ રીતે જગત્‌ એ એક ખોટું મોતી છે. એનો અનુભવ તમને આવ્યો છે, તેનો અનુભવ તમોએ જન્મોજન્મ લીધોજ છે. ત્યારે હવે કયાં સુધી તે ખોટાંનોજ અનુભવ લેતા રહેશો? ખોટા જગત્‌ને આધારે ખરાંની ઓળખાણ કરી લઇ હવે તેનો અનુભવ લોને! "અરે એ બધું ખરૂં પણ અમને તેનો ઉપાય સમજાતો નથી ને!" ઉપાય શું સમજાતો નથી? બધું સમજાય છે અને એટલો ઉપાયજ ન સમજાવાનું શું કારણ? તદ્દન સ્હેલું તો છે. ખોટું મોતી જે નિર્માણ કર્યું તે ઈશ્વરે કર્યું, તમે તો કર્યું નથી ને? તે તેણે શા માટે ઉત્પન્ન કર્યું? તો ખરાંની ઓળખાણ થવા માટે; ખરાં મોતીની ઓળખાણ થવા પુરતોજ તેનો ઉપયોગ છે. ઠીક, ખરાં મોતી પણ કંઈ તમો નિર્માણ કરતાં નથી. ખરાં મોતીનું એક વાર ઓળખાણ થયું એટલે ખોટાં મોતીની તમને કંઈ જરૂર પડતી નથી. અને જરૂર પડેજ તો તે ખોટાં સમજીનેજ તેનો તમે ઉપયોગ કરશો. તે ખરાં મોતીની પારખ (ઓળખાણ) માટે જેમ ખોટાં મોતી આપોઆપજ હોય છે તેજ પ્રમાણે શુદ્ધ

જે ખરી સચ્ચિદાનંદાવસ્થા તે કુદરતી રીતે છેજ અને તેની પિછાન માટે કુદરતી રીતે ખોટું જગત્ પણ છેજ; જેમ ખરાં મોતી આપોઆપ ( કુદરતી રીતે ) છેજ અને તેની ઓળખાણ માટે ખોટાં મોતી પણ છેજ, તેમ ખરી જે સચ્ચિદાનંદાવસ્થા છે તેની પિછાન માટે ખોટું જગત્ છે છતાં તમો તેનો ખરેખરો

**સચ્ચિદાનંદની ઓળખાણ માટે જગત્.**

ઉપયોગ કરી લેતા નથી; ઉલટા ખોટું જગ વા ખોટાં મોતી ઉત્પન્ન કરવાના ધંધા તમો કરતા રહો છો. એટલે પરમેશ્વર એ એક આપણા માબાપ છેજ છે, પરંતુ તમારે ફરી માબાપ બની પોર્યાં ઉત્પન્ન કરવાં એટલે વારંવાર ખોટાં મોતીજ ઉત્પન્ન કરી મૂકવા બરોબર છે. આ ખોટાં મોતી એટલે પોર્યાં ( છોકરાં ) ઉત્પન્ન કરવાનું જો તમો બંધ કરશો, તો તમને આ કુદરતી રીતે જે ખોટું જગત આવ્યું છે તેને આધારે સચ્ચિદાનંદની ભેટ થશે, એમ પકકું સમજજો. પણ હું કહું છું, આ માબાપ થવા ઈચ્છનારા લોકોને બીજો કંઇ ઉદ્યોગજ નથી હોતો કે ? ઘરમાં નથી ખાવાનું કે ચાટવાનું અને પોર્યાંઓની ફોજની ફોજ માત્ર કરી મૂકે છે અને તેના પેટનો ખાડો ભરવા માટે તે માબાપ વેતરાં કરી કરી પૈસા મેળવવાની ખટપટ કરતા રહે છે. અરે, આપણી જો સર્વ પ્રકારે તે પોર્યાંને સુખ આપવાની હિંમત હોય તો ખુશીથી છોકરાં ઉત્પન્ન કરોને ? પણ તે છોકરાંને જન્મ આપવાની ખટપટ કરતી વખતે અને તે છોકરાં ઉત્પન્ન થાય એટલે સુખ લાગે છે, પરંતુ તે છોકરાં મરે ત્યાં સુધી તેમના જે હાલ અને ફજેતી થાય છે તેની કંઇ કલ્પના તે માબાપને કે છોકરાંને હોય છે ? મરતી વખતે તો બહુજ હાલ બે આબરૂ થાય છે અને મર્યાં પછી તો તેના કરતાં એ ભયંકર. તો આટલાં જન્મેલાં છોકરાંને દુઃખની પરંપરામાં

નાંખવાને કારણભૂત તેમનાં તે માબાપજ છે કે નહીં? તેમને તેટલાં તે જન્મ આપવાની ખટપટ કરતી વખતે થનારાં સુખ માટે કેટલાંએ છોકરાંને દુઃખોની પરંપરામાં તે માબાપો નાંખે છે! બધાં કરતાં મરણની ભીતિ એ સર્વને મોટી છે. તેથી હું એમ કહું છું કે, જન્મ આપવાની ખટપટમાં એમને સુખ મળે તે માટે પોતાનાં છોકરાંને માબાપોએ મરણના ભયમાં શા માટે નાંખવા? એટલે માબાપે તે આપવાની ખટપટમાં પોતે ક્ષણિક સુખ ભોગવવું અને તેટલા માટે પોતાનાં છોકરાંને મરણની ભીતીમાં નાંખવાં! તે વરવહુ જાય છે સુખ ભોગવવાં; અરે શેનું સુખ તે, દુઃખનું બીજજ તે! પણ તેટલા માટે પોતાનાં છોકરાંને મરણની ભીતીમાં નાંખી મૂકે છે. એમને શું કહેવું? એટલે તે માબાપ તે છોકરાંના સાધારણ શત્રુ નથી પણ તદન ગળાકાપુ શત્રુ છે એમ સમજવું. અરે, તેના આયુષ્યની આખરે મરણની ભીતીમાં તેણે પેસવું અથવા પહેલેથીજ તે માબાપે તેનું ગળું દાબી તેનો જીવ લેવો, એ સરખુંજ તો દેખાય છે. બેઉ વખતે ભીતી જ છે કે નહીં? આપણે પોતે હાથે મારવો નહીં પણ યમની પાસે મારા મોકલાવી આપણાંજ છોકરાંને કાળની દાઢમાં આપી દઈ મારીએ છીએ. એ ઉપર કોઈ કહેશે કે "અમોએ છોકરાં માટે ધન દોલત કરી મૂકી છે, વિમો ઉતરાવી મૂક્યો છે." અરે એ ઉપાય કંઈ છોકરાંની ભીતી ટાળવા માટે નથી. મરણની ભીતિ ટાળવાનો કંઈ ઉપાય કરી મૂક્યો હોય, તોજ તમો છોકરાં કહાડનારા છોકરાંના ખરા માબાપ થશો અને એવાં માબાપથી અથવા બીલકુલ છોકરાં ન કાઢનારથી આપોઆપ ઉત્પન્ન થયેલાં આ ખોટા જગત્‌ને આધારે, સચ્ચિદાનંદની પ્રાપ્તિ કરી લેવાય છે ત્યારે સચ્ચિદાનંદ એજ આપાણું ખરૂં છોકરૂં અને એવાંજ છોકરાંની ઉત્પત્તિ માટે કાળજી

**તમારાં દુઃખનું તમારાં માબાપો જ કારણ.**

**સચ્ચિદાનંદની ઉત્પત્તિ માટે સ્ત્રીની જરૂર.**

રાખવી એજ મનુષ્યનું કર્તવ્ય છે અને એવીજ રીતનો છોકરો ઉત્પન્ન કરવો. એવા છોકરાની ઉત્પત્તિ માટે સ્ત્રીની જરૂર; ક્ષણિક સુખ માટે અથવા ક્ષણમાં મરનારાં છોકરાં માટે સ્ત્રી નથી.

હાલનો વખત એવો છે કે, કંઈ ઉદ્યોગ કરવાં છતાં પણ ખાવાનું નહી મળે, પરંતુ સ્વસ્થ બેસીએ તો પછી એની મેળે બધી વ્યવસ્થા થઇ જાય છે, એવો હાલનો કાળ છે. ઇશ્વરી સંકેત પણ તેવોજ દેખાય છે. આપણાં બાપદાદાનો ઉદ્ધાર કરવો હોય તો છોકરાંની પરંપરા ખુટાડી દેવી જોઇએ. ઈમાન ઇતબારથી કહું છું ભાઇ ! પુત્ર મારફતે બાપદાદાનો જો કે ઉધ્ધાર થાય છે એ વાત ખરી છે તો પણ હાલના કાળમાં પુત્ર શબ્દના અર્થ પ્રમાણે–અમે પુત્ર શબ્દની વ્યાખ્યા કરી છે તે પ્રમાણે પુત્ર ન હોવાને લીધે હાલનાં છોકરાંની મારફતે વડીલ મુરબ્બીઓ ઉદ્ધાર ગતિએ જવાને બદલે અધોગતિએ જાય છે એમ દષ્ટોત્પત્તિએ આવે છે. મૂળેજ પુત્ર ન હોય અને આપણે કેવળ પરમેશ્વરનેજ પુત્ર માનીએ, તો પરમેશ્વરજ પુત્રની કામગિરી કરી આપણો અને આપણા પરિવારનો, કુળનો, ઉદ્ધાર કરે છે.



સોમવાર, તા. ૪ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ સુદ ૪ શકે ૧૮૪૬.

**ગણપતીને સુંઢ શા માટે-ગાંડીઘેલી જગ્યાએ પૂજ્ય ભાવ અને પ્રેમ રાખવો-સ્વપ્ન સ્થિતિ-સ્ત્રી વધ કરવો પડે છે-ખરો બ્રહ્મચારી કોણ-ચાર યુગના કાળનો કલ્પ એ કલ્પનાજ-કાલાતીત થવાનો ઉપાય-માયારૂપ દુનિઆ અને તેમાંથી છુટવાની યુક્તિ-જેટલી આકાર રહિત ભોગ્ય વસ્તુ તેટલો વધારે આનંદ -પરબ્રહ્મના ક્ષેત્રમાંથી જગત્‌ની ઉત્પત્તિ-પરમેશ્વર રૂપ થવાને પૂર્ણ નિકૃષ્ટ અવસ્થાની જરૂર-મુદ્ગલ શબ્દનો અર્થ-ગુ એટલે ગુરૂ, સદ્‌ગુરૂ અને મૂત્ર એટલે આનંદ-ગુની જરૂર અને તેનો ઉપયોગ**

(નિત્ય નિયમ પ્રમાણે ભકત મંડળી દર્શન પૂજન માટે આવી. સ્વામી મંગલમૂર્તિ પણ મુદ્‌ગલ પુરાણ લઈ આવ્યા. આઠ દિવસ પહેલાં એક નાની ગણપતિની મૂર્તિ દેવળના ચોકમાં એક છોકરીને જડી હતી. તેની સ્થાપના દેવાલયની પાસેના પીપળાના ઝાડ નીચે કરવાની મહારાજે આજ્ઞા આપી હતી. આજે મહારાજે ગણપતીની સ્થાપના થઇ કે નહીં એમ સ્વામીને પૂછ્યું, ત્યારે સ્વામીએ કહ્યું હજી નથી થઈ. એવો ઉત્તર આપ્યો એટલે મહારાજે ભાષણનો આરંભ કર્યો— )


હું પણ કયા મ્હોંથી કહું ? મારૂં મોં નાનું છે અને મોટું પણ છે. એ દિવસથી મને સ્વપ્ન આવે છે. ગણપતિએ સ્વપ્નામાં આવી મને કહ્યું કે ચતુર્થી આવી, હજી મારી સ્થાપના કેમ કરી નથી ? મને લાગે છે કે, મેં તેમ કર્યું નહીં તેથી તો મને તાવ આવ્યો નહીં હોય ને ? તેથી હું કહું છું, શ્રાવણ મહિનો આવ્યો છે, તો તમારે હાથે ગણપતીની સ્થાપના

કરી નાંખીએ. આજનો દિવસ ગયો તો ગયો, આવતી કાલનો દિવસ પણ મહત્વનો છે. સેંકડો દિવસો એવા મહત્વના છે. શું કરવું? હું કોઇને કંઇ કહેતો નથી. મનમાં આવે તો બડબડ કરૂં છું. મારૂં કોઇ સાંભળતું નથી. મારી સવડનું (મને અનુકુળ) અહીં કોઇ નથી. આ સાંભળી કોઇને કામ કરવાનો વિચાર થાય તો કરવું. મને ગણપતીએ પકડયો હોય તો ઠીકજ થયું! ગણપતીએ મારી પર ઝડપ મારી હોય તો ઠીકજ થયું, તમો લોકો મને પકડો તેથી શું થાય? ચોકસ માણસ અહીં કોઇ નથી. ચોકસપણું એટલે ચારે બાજુનું સંભાળી, તે બાજુ (પણ) જોવી તે. તેને ચોરંગી પણ કહે છે. એક બાજુ પકડી રહેનારજ બધા છે. તમે ગણપતીના ભકત છો. ફકત તમે ગણપતીનેજ પકડીને બેસો છો! જો શંકર માંદા પડે તો તેમના તરફ જોવું નહીં કે? તે તો ગણપતીના બાપ છે ને! વિષ્ણુનો અવતાર ગણપતિ છે. તે વિષ્ણુ માંદા પડે તો તેમના તરફ ન જોવું કે? મારૂતીના ભકતો કહે છે, "અમારા મારૂતીના પુંછડાનીજ તો ગણપતિએ સુંઢ લગાડી લીધી છે! મારૂતી શંકરના અવતાર છે અને શંકરજ મારૂતી અવતાર તરીકે આવ્યા. અમારા મારૂતી બ્રહ્માંડને લઇ જનારો! તે શું ઉંદર પર બેસી થોડાજ જાય! એમ પરસ્પર ભકતો લ્હડે છે. બીજો કોઇ કહે છે, "અરે મારૂતી તેજ ગણપતી અને ગણપતી તેજ મારૂતી. તે બેઉ બ્રહ્મ રૂપજ છે. સાક્ષાત્ બ્રહ્મ કંઇ કરી શકતા નથી. તેથી તે અવતારો અઘટિત ઘટના કરવાને પ્રકટ થયા છે. તે બધા એકજ તો છે."

પશુનાં પુચ્છની પુજા કરવી એવું છે. સર્વ પશુઓમાં ગાય પૂજ્ય માની છે. તેથી આપણને કંઇ અપવિત્રપણુ લાગે

**ગણપતિને સુંઢ શા માટે?**

તો આપણે ગાયના પુચ્છને સ્પર્શી પવિત્ર બનીએ છીએ, એમાં પણ તત્વ છે. સર્વ પશુઓમાં જોકે ગાય પૂજ્ય માની છે, તો પણ સર્વ પશુનાં શરિરના પ્રમાણ પ્રમાણે જોઇએ તો હાથી શ્રેષ્ઠ છે. તેથી તેની પૂજા કરીએ એટલે સર્વ

પશુની પૂજા કર્યા જેવું થાય છે. બધાંમાં હાથી શ્રેષ્ઠ છે અને મોટો છે. તેના શરીરના પ્રમાણમાં તેને મોટું પુછડું હોત તો શોભત, પરંતુ થયું છે ઉલટ, હાથીનું પુચ્છ તેના મ્હોં પર આવ્યું અને હાથીને એક ન્હાનીશી લાકડી હોય તે પ્રમાણે તેની પુછડી થઈ. પશુનો સ્વભાવજ છે કે પુછડા વડે માખ વગેરે દુર કરવી તેવી રીતે તે હાથી પુચ્છનું કામ સુંઢ વડે કરે છે. સર્વ જનાવરોનાં પુચ્છની પૂજા થયા શિવાય ખરૂં કલ્યાણ થતું નથી એવું છે. પરંતુ સર્વ પશુઓની અને તેમના પુચ્છોની પૂજા થવી શક્ય નથી તેથી સર્વમાં શ્રેષ્ઠ માનવામાં આવેલા હાથીના મુખની પૂજા થાય એટલેજ સર્વ પશુની અને પુચ્છોની પૂજા કર્યા બરોબર થશે. પરંતુ ગામે ગામ ઘેરઘેર હાથી હોવો સંભવનીય નથી, તેથી હાથીની પણ પૂજા થવી શક્ય નથી, આ માટે એવું સાંકેતિક થયું હોવું જોઇએ કે હાથી શ્રેષ્ઠ છે તેથી તેની પૂજા કરવા માટે હાથીના મ્હોં પર જે પુચ્છ છે તે ભગવાન વિષ્ણુએ પોતાના મ્હોં પર લઇ હાથીનું મ્હોં પોતાનું મ્હોં બનાવ્યું અને શંકર પશુપતી છે તેથી તેમને પેટે જન્મે આવ્યા. પશુની, મનુષ્યની, દેવની, સર્વની પૂજા એકી જગ્યાએ કરી શકાય તેથી ભગવાને હાથીનું પુચ્છ એટલે સુંઢ પોતાના મુખ પર લગાડી લીધી અને કોઈ પણ પૂજા વગેરે ધાર્મિક કૃત્યો આ પૂજા શિવાય ફલદ્રુપ થશે નહીં એમ ઠેરવ્યું. હીન અવસ્થાને શ્રેષ્ઠપણું આપી પૂજા કર્યા શિવાય ફળદ્રુપ થશે નહીં એવું તત્વ છે. આ તત્વ ઉપરથી આ યોજના નહીં થઈ હોય એમ શા ઉપરથી? તેથી ગણપતીનું માહાત્મ્ય શ્રેષ્ઠ છે. એવુંજ કંઇ પણ હશે હું અહીંનું ત્યાં અને ત્યાંનું અહીં લગાડવાથી મેળ બેસે છે કે નહીં એ જોઉં છું. મેળ બેસે તો ઠીક છે નહીં તો કંઇ નહીં. આ વગર બીજાં પણ પુષ્કળ કારણો છે. મને એ ખબર છે કે હીન બાજુ પકડીએ એટલે શ્રેષ્ઠ બાજુ મળે છે. શ્રેષ્ઠ બાજુ જોવા ( પકડવા ) જઈએ તો તે કંઇ મળતી નથી. ગણપતીનું રૂપ શું કંઇ રૂપ છે કે? કંઇ પણ આડોઆડો આકાર, ડબ્બા જેવું શરીર, નાની પલાંઠી, દુંદાળું પેટ, પેલી

તારાબાઇ નામની એક ખુંધી, ઠીંગણી, જળ માણુસના જેવી, છોકરી સેવામાં છે તેના જેવો આકાર છે ! તેને સુંઢ લગાડી દઇએ તો તે ગણપતી શોભશે ! ગણપતીનું વર્ણન એવુંજ છે.

गणेश बोले बहु आदरानें, उंदीर नेला मम मांजराने
आंग्वूड मांड्या मज चालवेना, तुंदील दोंदीळ मज हालवेना.

( ગણેશ બોલે બહુ આદરેથી, ઉંદર લઈ ગઇ મારો બીલાડી,
ન ચાલી શકું હું, ટુંકી પલાંઠી; ન હાલી શકું હું, ડુંડીજ મોટી.)

ગણપતીને જોઇ લોકોને કંટાળો આવે એવો તેનો આકાર છે, પરંતુ એવો કંટાળો આવે એવો આકાર છે છતાં તેને જે પૂજ્ય માને તેનું કલ્યાણ થાય છે.

**ગાંડીઘેલી જગ્યાએ પૂજ્યભાવ અને પ્રેમ રાખવો.**

વાંકુ-ચુકું, મનને ન ગમનારૂં જ્યાં હોય ત્યાં પૂજ્યભાવ રાખી તેની પર પ્રેમ કરવો જોઇએ, એવું જેનું થશે તેનું ખરેખર કલ્યાણ થશે. એવો હજારમાં એકાદોજ નીકળે છે. ખરૂં જોઇએ તો ગ્રંથમાં ગણપતીનું વર્ણન પુષ્કળ કર્યું છે, તેથી લોકો આશાબધ્ધ બની તેમની ભકિત કરે છે, પરંતુ તે જો તેને પ્રત્યક્ષ આડાબાડાં રૂપે દેખાશે તો કોઇને તેની ઉપર શ્રદ્ધા બેસે નહીં. એવો વાંકોચુકો તે ગણપતિ છે. જો તેને રકતપિત નીકળે અથવા તેની દુર્ગંધ આવે એવું દરદ આવે તો ગમે તેટલા ગાણપત્ય હોય તો તેની પાસે કોણ જાય ? ધારો કે ગાણપત્યની પરીક્ષા જોવાને ગણપતી એમ કરે અથવા પોતાનો ખરો અવતાર પ્રકટ કરે, તો બધા બ્હી નાશી જશે ! તેમાં પણ જો તે આજારી પડે અને તેની વાસ આવવા માંડે, અને માંખીઓ બણબણવા લાગે, તો ગમે તેવો ભકત હોય તો પણ અશ્રધ્ધા ઊપન્ન થઇ તે પાછો હઠશે ! એવી વાંકીચુંકી, ગંદી, આડીબાડી સ્થિતીમાંજ કેટલાક સત્પુરૂષો હોય છે. પેલા ઔંઢયા નાગનાથની પાસે ઘરડા, ગંદા, કંટાળો ઉત્પન્ન

થાય એવે રૂપે પરમેશ્વર આવ્યા અને તે નામદેવના ગુરૂ થયા. દેવના મનમાં નામદેવને તૈયાર કરવાનું હતું, તેથી તેની મારફતે તેને જ્ઞાન મળી તેનું કાર્ય થઈ ગયું. એવીજ વાંકીચુંકી સ્થિતીમાં જનક રાજાના ગુરૂ હતા. એવોજ દેખાવ સામે આવે છે ભાઈ !

જે દેવે પોતાના ભકતનું અભિમાન ધારણ કર્યું હોય, તેને તેની ચિંતા થાય છે. એવો પ્રકાર અહીં પણ બન્યો. શિરડીમાં હતો ત્યારે એક ભયંકર રક્ત પિત્તવાળાનો મારી સાથે પ્રસંગ પડયો હતો અને તેનું ગંદુ ધોયલું પાણી હું પીતો બેઠો. જેણે મારૂં અભિમાન ધર્યું હતું, તેણે મારી પાસે આવી બળ જબરીથી એમ કરાવી લીધું. પરંતુ મને જો એમાંજ સારૂં લાગતું હતું તો બળ જબરીથી એમ કરાવી લીધું એમ પણ કેમ કહેવાય ? બહુ ગંધાતું વગેરે જ્યાં હોય, ત્યાં જેને અનાયાસે પ્રેમ ઉત્પન્ન થાય તેનું કાર્ય થઈ ગયું એમ સમજવું. એટલુંજ કે એ અનાયાસે થવું જોઈએ. કુદરતી રીતે પોતાની મેળે તેવીજ બાજુ (પ્રસંગ) આવે તો પણ કાર્ય થઇ ગયું એમ સમજવું. આનંદ ઉત્પન્ન થવાનો જ્યાં સંભવજ નથી, જે આનંદની વસ્તુજ નથી, એવા સ્થાનમાં જો આનંદ ઉત્પન્ન થાય અને પ્રેમ ચોંટે તો બાકીના સ્થળોમાં આનંદ ઉત્પન્ન થઈ આખા જગત્‌માં આનંદજ દેખાઈ આવે છે. પરંતુ આ જો અનાયાસે થાય તો; અનાયાસે ન થાય તો કંઈ બનતું નથી. ગુ ખાઇને આનંદ થાય છે એમ સમજો. પરંતુ અનાયાસે તેનો પ્રેમ આવવો જોઇએ, એટલે તેની લહેજત કંઇ ઓરજ છે. ગુમાં જો આનંદ ઉત્પન્ન થાય તો દરેક ઠેકાણે આનંદજ આનંદ. અનાયાસે યોગ ન આવે તો, અમો બળજબરીથી કરીશું એમ કહી, જે એવું કરે તેને ફાયદો ન થતાં ઉલટું નુકસાનજ થશે. પરંતુ એક પ્રકાર એવો છે કે અનાયાસે જેને લહેજત આવી છે, તેની મદદથી, બળ જબરીથી, શા માટે નથી કરતા? એમ કરો તો તે બળજબરીથી કરવાનો પણ ઉપયોગ થશેજ. તે શિવાય જો પોતાની મેળે બળ જબરીથી કર્યાં કરે તો માત્ર તેનો કંઈ ઉપયોગ થશે નહીં.

એ ઉપરથી શું સાબીત થયું કે, ગણપતી આ હાથીની સુંઢને લીધે કહો, અથવા પરમેશ્વરી ઇચ્છાજ એવી કે જગતનું કલ્યાણ થવા માટે પરમેશ્વરી અવસ્થાવાળાં પરંતુ તદ્દન વાંકાચુંકા ગંદા આડાબાડાં એવાંજ સાધનની ગરજ છે તેથી કહો, ભગવાન પોતેજ જગતના ખરા કલ્યાણ માટે સત્પુરૂષને રૂપે કહો, કે અવતાર રૂપે કહો, વાંકાચુકા, ગંદા, આડાબાડા, દુનિયાથી વિરહિત, કંટાળો આવે એવાં રૂપ લઇને આવે છે. તે પૈકીજ એક આડુમાડુ ગણપતિ એ એક જગતના કલ્યાણનું મુખ્ય સાધન છે એ સાધન સાધીએ એટલે પછી બીજું કંઇ કર્તવ્યજ બાકી રહ્યું નહીં.

સ્વપ્નમાં શું શું બોલ્યો તે મને યાદ નથી. પરંતુ હમેશ હું બોલું છું તેનાથી વધારે બોલ્યો છું. તમો બધા લોકો બેઠા હતા અને હું હિંદુસ્થાની ભાષામાં બોલતો હતો. પછી અર્ધો જાગૃત થયો. સારૂં હિંદુસ્થાની અને વચ્ચે વચ્ચે કંઈ મરાઠી પણ બોલતો હતો. ગણપતી સંબંધે કંઇક વિષય હતો અને બીજો પણ કંઇક હતો. પછી મારાં લક્ષમાં આવ્યું કે, સારૂં નીકળ્યું હતું; પરંતુ ન કોઇ શ્રોતા અને ન કોઇ વકતા પણ—એવો દેખાવ જોતો હતો.

**સ્વપ્ન સ્થિતિ.**

સ્વપ્નાવસ્થામાંથી આપણને આપણી પિછાન થાય છે. જ્યારે સ્વપ્ન આવે છે ત્યારે આપણે કોઇને બોલાવી લાવીએ છીએ અથવા તો તે એમની મેળે આવે છે એવું તો થોડુંજ બને છે. આપણું મનજ સર્વ બન્યું હોય છે. મન જેવું બન્યું હોય તેવો દેખાવ આપણને દેખાય છે. જે જોયું હોય તેની માંડણી મન કરે છે. પછી જોનારા આપણેજ, દેખાવો, વસ્તુ અથવા વ્યકિત જે હોય તે આપણેજ, અને તેમાં તેનો અનુભવ લેનાર પણ આપણેજ, એ ત્રણે આપણેજ છીએ. તેમાંએ વળી સ્વપ્નમાં આપણેજ જો દેખાઇએ તો તે બહુ સારૂં. સ્વપ્નમાં આપણેજ તો દેખાઇએ છીએ; પરંતુ આપણે તે લક્ષમાં લેતા નથી. જેમ

ગાડીમાં બેસી આપણે કાંઇ જતા હોઇએ એવું સ્વપ્ન દેખાય છે; પરંતુ આપણે આપણી જાતને કદી દેખતા નથી. એમ જો દેખાય તો કાર્ય થઈ ગયું. સ્વપ્નમાં આપણને કોઈ મારે અથવા આપણેજ આપણને મારીએ છીએ અથવા આપણું મૃત્યુ થયું અને તૈયારી થઈ રહી છે એવો દેખાવ જોવો. તેવીજ રીતે આપણે ગુ ખાઇએ છીએ, અથવા ગુ ચુથતા બેઠા છીએ, એ પણ જોવું. એવી રીતનું બીભત્સ કે જેનાથી કંટાળો આવે, દુ:ખ થાય એવી પોતાની સ્થિતિ જો સ્વપ્નમાં જુએ તો તે દેખાવ સારો અને તેને દેહાતીત થવામાં વાર લાગતી નથી. એવી રીતે સ્વપ્નમાં દેખાવું, અને પછી જાગૃત અવસ્થામાં સુષ્પ્તાં એવોજ દેખાવ દેખાવો જોઇએ. આપણા શરીરનું, જીવનું, ફાવે તે થાય છે એ સ્વપ્ન જોતા રહેવું. આપણું શરીર છિન્ન ભિન્ન થાય છે અને આપણે અલગ દૃષ્ટીથી જોઇએ છીએ, એમ જોયાં કરીએ એટલે દેહાતીતપણાંનો અનુભવ આવે છે. પછી તેને કંઈ પ્રસંગ આવે તો લાગે છે કે મારૂં શરીર છિન્નભિન્ન તો થયુંજ છે.

**સ્ત્રી વધ કરવો પડે છે.**

સ્ત્રી વધ કરવો પડે છે. સ્ત્રીને મારવી પડે છે. પરંતુ લગ્ન જેની સાથે થયું છે તે સ્ત્રીને નહીં પણ આપણી જે શરીર પ્રકૃતિ તેને મારવી પડે છે. એ પણ કંઇ છરી લઇ કાપવાની નથી. એવું કરો તો મહાપાપ છે. આપણી શરીર પ્રકૃતિ છે તેજ આપણી સ્ત્રી છે. આપણને બે સ્ત્રી છે એક પુરૂષ પ્રકૃતિ અને એક સ્ત્રી પ્રકૃતિ; એવી બે સ્ત્રી હંમેશ આપણી પાસે હોય છે. એ જેણે પકકી રીતે ઓળખ્યું તેને બીજી બ્હારની સ્ત્રી કરવી પડતી નથી. આપણા જે બે ભાગ છે તેમાંથી એક પુરૂષ પ્રકૃતિ અને બીજી સ્ત્રી પ્રકૃતિ. તે દરેક ભાગમાં સ્ત્રી અને પુરૂષ હોય છે. એવી તે બે પ્રકૃતિઓ છે. એકએક પ્રકૃતિમાં બે એવી ચાર. આ બે સ્ત્રીઓને લીધે વચ્ચેનો જે તે પાંચમો છે. તેમાં બધા સમાય છે. તે પ્રકૃતિમાન નથી. તે પ્રકૃતિને આધારે નથી. આ પ્રકૃતિને લીધે તેને પ્રકૃતિમાન કહેવામાં આવે છે. બાકી

તો તે સ્વતંત્ર છે. આપણે લીધે તે સ્ત્રીઓ જીવતી રહે છે અને તેમને લીધે તેમના ગુણધર્મો આપણામાં આવે છે. તેમના ગુણધર્મો આપણામાં ન આવે માટે તેમને મારવાની જરૂર છે અને તે પ્રમાણે તેમને મારવાની યુક્તિ પણ છે. તેવી રીતે મરે એટલે તે મરતાં નથી પણ તેમના ગુણધર્મો પણ આપણામાં આવતા નથી. પછી આપણે સ્વતંત્ર રહી, આપણી પાસે જે બે પ્રકૃતિ છે તેમના વડે આપણે આનંદ લઇ શકીએ છીએ. જેમ કોઇ બે સ્ત્રીનો ધણી હોય, તેની સ્ત્રીના ગુણધર્મો તેનામાં આવે એટલે તેને "બાયલો" કહે છે. પરંતુ કોઇ સમજુ હોય તો તેમના તાબામાં ન સપડાતાં તેમની પાસેથી આનંદજ લે છે. એમ પણ તે શા માટે કરે છે? તો પોતાની પાસે પોતાની કુદરતી બે સ્ત્રીઓ છે એ તેને ખબર નથી હોતી તેથી. તેને જો આ સમજાય કે પોતાની પાસે બે સ્ત્રીઓ છેજ, તો પછી તે બ્હારની સ્ત્રી શા માટે પરણે? ખરો બ્રહ્મચારી પોતાની પાસેની સ્વાભાવિક સ્ત્રીઓના તાબામાં જતો નથી અને તેમને હાંકી પણ કહાડતો નથી.

મૂળમાં જે બ્રહ્મ અવસ્થા છે તેનો ગુણધર્મ શો? તો આપણાથી બીજું જે તેનો ગુણધર્મ પોતાનામાં ન આવવા દેવો.

**ખરો બ્રહ્મચારી કોણ?**

બ્રહ્મમાં કંઇપણ ગુણધર્મ નથી. એજ તેના ગુણધર્મ. બ્રહ્મ અવસ્થા પ્રમાણે ચાલનારો તેની પાસે સ્વાભાવિક જે બે સ્ત્રીઓ છે તે હોય છતાં તેનાથી થતાં સારાં માઠાં પરિણામ જે પોતાની ઉપર આવવા દેતો નથી અને જેની સામે તે આવતું પણ નથી; એવું પોતાની સ્વાભાવિક સ્ત્રીઓના સંબંધમાં હોવાં ઉપરાંત બાહ્ય રીતે વ્યવહારની પણ એક અથવા વધારે સ્ત્રી તેણે કરી તો એ તેના યોગથી થનારૂં સારૂં માઠું પરિણામ તે પોતાની ઉપર લેતો નથી અને તે પરિણામ થતું પણ નથી. આવો જે હોય તેનું નામ બ્રહ્મચારી. બ્હારના વ્યવહારમાંની એક અથવા વધારે સ્ત્રી શા માટે કરવી? તો આપણી પોતાની સ્વાભાવિક રીતની જે બે સ્ત્રીઓ તેને લીધે આપણી પર કોઇપણ

પ્રકારે સારૂં માઠું પરિણામ થતું નથી અને તે પણ આપણને કોઇપણ પ્રકારે ત્રાસ આપતી નથી તેથી એવી સ્થિતીમાં અને આપણું બ્રહ્મચર્ય એટલે બ્રહ્મ અવસ્થાના ગુણધર્મો પૂર્ણ છે કે નહીં તેની પૂર્ણ ખાત્રી અને પરીક્ષા કરી લેવા માટેજ બ્હારના વ્યવહારમાંની સ્ત્રી કરી લેવાની જરૂર છે. બ્રહ્મચર્ય ઢળવાની ભીતીથી જો વ્યવહારમાંની સ્ત્રી ન પરણતાં તે એકલોજ રહે અને કહે કે હું બ્રહ્મચારી, તો તે ખરો બ્રહ્મચારી નથી. સ્વ–વ્યતિરિકત બીજી સ્ત્રી વા પુરૂષ વા બીજી વિષય વસ્તુ તેની પાસે હોય છતાં પણ તેમના જુદા જુદા ગુણ ધર્મનું પરિણામ જેની ઉપર થતું નથી તેજ ખરો બ્રહ્મચારી. વિષય–વસ્તુ પાસે ન હોય અથવા જે તેને પાસે આવવા દેતા નથી એવાને લોકો બ્રહ્મચારી કહે છે; પરંતુ તે ખરો બ્રહ્મચારી ન હોઈ બ્રહ્મચારીપણાંનો અભ્યાસ કરે છે, એમ કહેવું. બ્રહ્મચારી કહેવડાવવા ખાતર તે લગ્ન કરતો નથી. પરંતુ બરફી પેંડા જેવી બાકીની ચીજો તેમને જોયતી હોય છે. કોઇ સારો પદાર્થ તેની સામે લઇ જઇ, "મહારાજ આ તમારે માટે લાવ્યા" એમ જો કહે તો તે બાસુદી, કઢેલું દુધ, અથવા જે કંઇ તેણે આણ્યું હોય તે તે લઇને ખુશીથી ખાવા માંડે છે ! એવો કે'વો રે તું બ્રહ્મચારી ! એક બાજુ કમી કરી અને બીજી લે તો તે કંઇ બ્રહ્મચારી નથી. હું કહું છું ખાવાપીવાનું સારૂં હોય, સ્ત્રી પણ હોય; પરંતુ તેનું પરિણામ ફકત ન થાય એટલે તે ખરો બ્રહ્મચારી.

બ્રહ્મ શિવાય જે બીજું તેને હું બીજું કહું છું. આપણાથી જેટલું બીજું તેટલું સ્ત્રીરૂપ. તે સ્ત્રીરૂપમાં સર્વની ભરતી ( સમાવેશ ) થાય છે, તેને પછી કોઈ માયા કહેતા હોય તો કહે. માયા એટલે બ્રહ્મની સ્ત્રી. હું શાસ્ત્રની વાતો કયાંથી લાવું ? બ્રહ્મ શેને કહેવું એ પણ મને ખબર નથી. જે કેવળ 'છે' છે, જ્યાં બીજું કંઈ એક નથી, અને તેનું કેવળ છે પણું તોડવાનો પ્રયત્ન કરો તો તેનો નાશ થતો નથી; કારણ તેનું 'કેવળ છું' પણું તોડવાને તેનાથી બીજું કોઈ જોઇએને ! તેવું બીજું તો કોઈજ નથી, તેથી તેનો કદીજ ભંગ નથી. એવું જે 'કેવળ' (છું) તે 'કેવળ' ને તમો અંધકારો જે કહેતા હો તે કહો;

પણ એક ફક્ત ‘ કેવળ છે ’ છે અને બીજું જે છે તે કાલ્પનિક થયેલું છે. તે કાલ્પનિકને સ્ત્રી કહેવી. પણ તે ‘ કેવળ ’ છેની સ્ત્રી નથી. કારણ ‘ કેવળ ’ એ કોઇની સ્ત્રી થતી નથી અને કોઇ-નોજ ધણી થતો નથી. તમોએ કલ્પનાથી સ્ત્રી બનાવી છે; તેથી કાલ્પનિક ધણી બનાવી તેની લાતો ચાલુ છે. જે ‘ કેવળ છે ’ તે તેની ભાંજગડમાં નથી, આ વર વહુ બધાં કાલ્પનિક છે. સર્વ દેવ ગણપતી ઇત્યાદિ કાલ્પનિક છે. સર્વ જગત્ પણ કાલ્પનિકજ છે. તે બધાંને સ્ત્રી કહેવી. કંઇ નહીં તો મને તો એમ કહેવાને કંઈ હરકત લાગતી નથી. જો મારૂં બોલવું બરોબર ન લાગતું હોય તો મારી ભાંજગડમાં ન પડો.

कल्पनेचे देव कल्पांतीं नासती

( કલ્પનાનો દેવ કલ્પાંતે નાસે છે. )

**ચાર યુગના કામનો કલ્પ એ પણ કલ્પનાજ.**

કેવા મધુર શબ્દો આ છે ! કલ્પાંત સુધી કલ્પનાના દેવ હોય છે. સર્વ દેવો કલ્પનાનાજ છે. તો તેનો કાળ પણ કલ્પનાથી વધારીએ તેટલો તે વધે છે. અમુક યુગો થાય એટલે કલ્પ કહે છે. કલ્પ એ શબ્દનો અર્થ પણ કલ્પનાજ છે. ત્યારે હું કહું છું બોલીચાલીને કલ્પનાનુંજ આ બધું બજાર છે અને તે કલ્પના નિર્માણ કરનાર આપણેજ અને તે કલ્પના કાળનું એટલે કલ્પનું પ્રમાણ ઠરાવનાર આપણેજ. ચાર યુગના કાળનો કલ્પ એ નામ પણ કલ્પનાજ છે તો તે કલ્પના આપણે ચાર ઘડીમાંજ કેમ ન કરી લેવી ? આપણા હાથનોજ તો ખેલ છે. સદ્દગુરૂ કૃપા થાય એટલે ચારે યુગનો દેખાવ ચાર ઘડીમાંજ બરાબર પડી જાય છે. તમો નાટકમાં નથી જોતા કે ? રામરાવણનું યુદ્ધ કેટલાએ દિવસ ચાલ્યું હશે તે તમો ત્રણ કલાકમાંજ પુરૂં કરો છો. કૌરવપાંડવનું યુદ્ધ કેટલાંએ વર્ષો ચાલ્યું હતું તે તમો ત્રણ ચાર કલાકમાંજ પુરૂં કરો છો. તેવીજ રીતે કાળનું કમી વધુ પ્રમાણ કલ્પ શબ્દથી આપણને ફાવે તેટલું નાનું

મોટું કરી શકાય છે. ચાર યુગનો જે કલ્પ છે, તેની આખર સુધી આપણે સડતા પડીએ તેના કરતાં તે ચાર યુગો આજેજ પૂરા કરીએ તો પૂરા થાય છે. એટલું શા માટે જોઇએ? પુષ્કળ વર્ષનું જો કે આયુષ્ય આવે તો પણ તે આપણે

**કાલાતીત થવાનો ઉપાય.**

શૉર્ટ (Short) એટલે ટૂંકું કરી શકીએ છીએ. એટલે શું? દેહનો નાશ કરવાનો? અરે દેહનો શા માટે નાશ કરવો જોઇએ? દેહનો નાશ થવો એટલેજ આયુષ્ય પુરૂં થયું એવો લોકો અર્થ કરે છે; પરંતુ તે એમ નથી. ખરૂં એવું છે કે ક્રિયા કર્તૃત્વ માટે આ દેહ છે. તે ક્રિયા કર્તૃત્વ વ્યવહાર જેટલા પ્રમાણનો કર્યો હોય તે પૂરો થાય ત્યાંસુધી આયુષ્ય; તે પૂરો થાય એટલે દેહપાત થાય છે. ધારો કે, આપણો ક્રિયા કર્તૃત્વ વ્યવહાર હજી એક પચાસ વર્ષ છે. એટલે કે પચાસ વર્ષ હજી આપણું આયુષ્ય છે એમ ઘડીભર સમજો. તે પચાસ વર્ષનો ક્રિયા કર્તૃત્વ વ્યવહાર આપણે આજેજ પૂરો કરીએ તો આજેજ આપણું આયુષ્ય પુરૂં થયું. ત્યારે શું આજેજ આયુષ્ય પુરૂં થાય તો શું દેહપાત થશે કે? અરે, એવી રીતે ક્રિયા કર્તૃત્વ વ્યવહાર પૂરો થયા પછી દેહપાત શા માટે થવો જોઇએ? ક્રિયા કર્તૃત્વ વ્યવહાર બંધ થયા પછી તે દેહ હોઇને પણ તે ન હોયાં જેવોજ તો હોય છે; તેનો પાતજ (તેનું મરણજ) થવો જોઇએ એવું કંઇ નથી; એવી રીતે જો દેહ રહ્યો જ, તો તે દેહ રહે ત્યાં સુધી શું થાય છે? તો ક્રિયા કર્તૃત્વ વ્યવહાર રહિતની રીતે સુખ ભોગવાય છે તે ઉપરાંત બીજું શું હોય? ક્રિયા કર્તૃત્વ વ્યવહાર કરીને પણ સુખ મળે છે અને ક્રિયા કર્તૃત્વ વ્યવહાર ન કરવાથી પણ સુખ ક્યાં જાય છે, સુખ છે જ. ક્રિયાકર્તૃત્વ વ્યવહાર કરવાથી તે વ્યવહાર જેટલુંજ સુખ મળે છે; કારણ ક્રિયા કરવાને પ્રમાણ છે, પરંતુ ક્રિયા ન કરવી એને કંઇ પ્રમાણ થોડુંજ છે? ક્રિયા ન કરવી એ પણ ક્રિયાજ છે અને તે સદોદિતની છે, એટલે કે ન કરવાની ક્રિયાથી સુખ પણ સદોદિતનુંજ મળશે. પછી જ્યાં સુધી દેહ હોય તેટલો વખત આયતું

(તૈયાર-વગર શ્રમે મળેલું) સુખ ભોગવો, અને દેહ જાય તો પછી સુખજ સુખ છે. તે સુખ ગયું ક્યાં ? અરે, પુષ્કળ વર્ષનું કામ થોડા વખતમાં કેવી રીતે પુરૂં થઇ શકે ? અરે ન પુરૂં થવાનું શું કારણ ? તમારો કોઇ ધણી છે કે ? તમારે ના કહેતાં વાર છે, કે આજેજ કલ્પાંત થયો સમજો. ગમે તેટલો આપણો પરિવાર અથવા કંઇપણ આપણું હોય, તો પણ આપણને કંઇ નથી અને કશાને પણ માટે આપણે કંઇ કરવાનું નથી, અથવા આપણે માટે પણ કંઈ કરવું નહીં એટલેજ "ન કરવાની" ક્રિયા શરૂ થઇ; અને તે શરૂ થઈ કાયમની બને એટલે ચાર યુગજ શું પરંતુ કલ્પાંતનું કલ્પાંત આજેજ થશે.

એક એક ઘડીને એક એક યુગ શા માટે ન ઠરાવવો ? બધું આપણા હાથનુંજ તો છે, જેટલા કાળની મર્યાદા યુગની ઠેરવી તેને કલ્પ તરીકે ઠેરવ્યો હોય તેટલા કાળ સુધી દેવ રહેશે અને તે કાળ પૂરો થાય કે દેવ પણ નાશ પામશે. એકંદર વર અને વહુ કલ્પનાનાજ છે. દેવાદિકોમાં પતિ પત્ની છે. તેમનોજ એ સર્વ ખેલ છે. પતિ એ સ્ત્રી અને સ્ત્રી એ પતિ કાલ્પનિકજ કરવાના. આરંભમાં જે દેવ થયા તે પણ એવીજ રીતે બન્યા અને છેવટે આપણી કલ્પના પ્રમાણે યુગનો જેટલો કાળ ઠેરવ્યો હોય ત્યાં સુધી રહી પછી નાશ પામશેજ; તો એવા દેવ શા ઉપયોગના ?

**માયારૂપ દુનિઆ અને તેમાંથી છુટવાની ક્રિયા.**

અરે, યુગ એટલે શું ? ઘડીકમાં યુગ તો થાયજ છે ! તેવીજ રીતે કલ્પ પણ આપણા હાથમાંનીજ ચીજ છે. કલ્પનાનોજ આ સર્વ બજાર છે, આપણી બધી કલ્પના બંધ ન પડે તો આપણે બજારમાં સપડાયા, વર વહુના તાળામાં ગયા. વર (નવરા) વહુ (બાઇકો) બેઉ સ્ત્રીલીંગી+[1] છે; પરંતુ સમજ પડવા માટે જુદા જુદા કહેવડાવે છે. તે "કેવળ છે" થી જે કંઇ બીજા છે તે બધી

+ 1 મરાઠી શબ્દો નવરા बाइको ના સંબંધમાં આ છે.

સ્રીઓ છે; આરંભમાં ઉત્પન્ન થયેલી જે સ્રી તે પોતેજ કલ્પનારૂપ છે, તેણે અનંત કલ્પના ચલાવી. તેનીજ આ બધી દુનિઆ છે. પરંતુ તેનું હવે શું કરવું એમ જો પૂછો તો તેની યુકિત કહું છું. જેટલુ બધું કાલ્પનિક છે તે સર્વ રહેવાજ દેવું; પરંતુ તેનું દુષ્ટ પરિણામ ફકત આપણી પર ન થવા દેતાં તે જે 'કેવળ' છે તેનો અનુભવ પૂર્ણ પણે લયાં કરી પછી તે કાલ્પનિક વ્યવહારમાં પેસવું. આપણે કાલ્પનિકમાં રહી ફાવે ત્યારે કલ્પના રહિત અવસ્થામાં જવું. તેનેજ 'કેવળ છે' પણું કહે છે અને તેનેજ કોઈ નિર્વિકલ્પ સમાધી કહેતા હશે. સંકલ્પ વિકલ્પ રહિત જે હોય છે, તે આપણાથી બીજું જે કંઇ છે, તે હોય છે છતાં તેનું પરિણામ પોતાની ઉપર થવા દેતો નથી. સંકલ્પ વિકલ્પ રહિત થવાની આપણને જરૂર છે. તો સંકલ્પ વિકલ્પ રહિત થવા માટે સંકલ્પ વિકલ્પમાંજ આપણે રહેવું જોઇએ. ત્યારે તમે વા દુનિયા સંકલ્પ વિકલ્પમાંજ છો, પરંતુ સંકલ્પ વિકલ્પ રહિત ફકત તમો થતા નથી તેથી તમારી ફજેતી! જે 'કેવળ છે' ની અવસ્થામાં ગયો છે તે સ્રીનો કંઇ પણ ઉપયોગ કરતો નથી. સ્રી એટલે 'કેવળ છે' તેનાથી બીજાં જે તે સ્રીઓ; આપણું સ્રીપણું આપણી પાસે રહે અને તેના ગુણધર્મ રહિત કલ્પના રહિત થવું હોય અને 'કેવળ છે' નો અનુભવ આવે એવી જરૂર હોય તો હમણાંજ કહ્યાં પ્રમાણે 'બ્રહ્મચર્ય' નો અભ્યાસ રાખવો. સ્રીપણાના એટલે એકંદર જગતના ગુણધર્મો નિરંતર શરીર પર લેવા એ બહુ ખરાબ છે, જેટલું દેખાય છે તે બધું સ્રીનું રૂપ છે. સ્રી એટલે કંઇ સત્ વસ્તુ થોડીજ છે! 'કેવળ છે' ને પક્કી રીતે ઓળખનાર જે સ્રી છે તે પણ 'કેવળ છે' જ, પણ તેણે સ્રીપણાંનો વેષ ( દેખાવ ) લીધો છે. તે પોતાનું સ્વરૂપ દેખાડી તમને ઘેરી રહી છે. 'કેવળ છે' ને કંઈ પણ સ્વરૂપ નથી. આ સર્વ તેણીનુંજ સ્વરૂપ છે અને તે સર્વ કાલ્પનિક છે. એકના યોગથી સેંકડો સ્રીઓ થઇ અને તે અંદર અંદર લડે છે! એનુંજ નામ ધડામોડ (ટંટાફીસાદ) આપવા લેવાનું ત્યાંથીજ

શરૂ થાય છે અને તેજ આગળ ઉપર ચાલુ રહી સર્વ સારો માઠો વ્યવહાર થાય છે. બીજું છે શું અને નથી શું ?

તે સ્ત્રી પણ ઉસ્તાદ છે. તે શું કહે છે, 'તું જો કે 'કેવળ છે' છે તો પણ મારે લીધેજ તારો અનુભવ આવશે. તારો અનુભવ આવવાને હુંજ એક મુખ્ય સાધનભૂત છું. હુંજ જો ન હોત તો તારી તને પણ કયાંથી ખબર હોત ?'

એકંદર ફાલતુ ઉપયોગ કરવો નહીં એટલે બધું બને છે. સ્ત્રી કરવી, વર કરવો, બધું કરવું અને એ બધું કરી મૂકી પછી ફરી છુટા થવું. શ્રીકૃષ્ણ પરમાત્માએ એટલી સ્ત્રીઓ કરી તો પણ ફરી તે તો જુદાજ; અને વળી કહેતા કે હું બ્રહ્મચારી. દુર્વાસા ઋષિ સાઠ ખાંડી અન્ન ખાઈ ફરી અપવાસીના અપવાસીજ ! સર્વ કરી મૂકીને તે જુદા, તે ખરા બ્રહ્મચારી; શ્રીકૃષ્ણ, દુર્વાસા ઇત્યાદિ એ ખરા બ્રહ્મચારીઓ છે.

**જેટલી આકાર રહિત ભોગ્ય વસ્તુ તેટલો વધારે આનંદ.**

જગત્માં ઉપભોગ્ય વસ્તુ બેજ તો છે. તેટલા માટે શ્રી કૃષ્ણ અને દુર્વાસા એ બેઉ વ્યકિતઓ દેખાડી. શરીર પ્રકૃતિ પુષ્ટ કરવાને અન્ન જોઇએ અને પુષ્ટ પ્રકૃતિ સ્ત્રીઓ વિગેરે વિષયોમાંથી આનંદ લેવા માટે જોઇએ. પ્રત્યેકનો આનંદ જુદેજુદે ઠેકાણે હોય છે. કોઇનો આનંદ મામાં, કોઈનો બાપમાં, કોઈનો સ્ત્રીમાં, કોઈનો દ્રવ્યમાં, કોઇનો બીજી જડ વસ્તુમાં. એ પ્રમાણે આનંદ હોય છે. આનંદ લેવા માટે શરીરની જરૂર છે, પરંતુ ખાસ ( ખરેખરો ) પરમેશ્વરી જે આનંદ છે તેને આકારની જરૂર નથી. ભોગ્ય વસ્તુને આકાર ન હોવા છતાં તે ભોગ્ય વસ્તુ હોવી જોઇએ. જેટલી આકાર રહિત ભોગ્ય વસ્તુ હોય, તેટલો આનંદ અધિક મળે છે. મૂળનો આનંદ નિરાકાર સ્થિતીમાંજ છે તેથી તે પુષ્કળ મળે છે, પરંતુ કોઇપણ જાતનો આનંદ શરીર શિવાય લઈ શકાતો નથી અને અન્ન વગર શરીર ચાલતું નથી; ત્યારે આનો કેમ મેળ બેસે ? તો શરીર

પ્રકૃતિ છે તેને સાકાર આનંદનું બી નિરાકાર આનંદ, જે તેનું ભક્ષ્ય છે, તે આપીએ એટલે બધો મેળ બેસે છે. સાકાર આનંદ કયો? તો અન્ન વગેરે. વ્યવહારમાં પણ આપણે આપણા સ્થુલ શરીરને બીજ ખવડાવીએ છીએ. તે બીથી થયેલાં જે ઝાડો જે સાકાર તે આપણે ખાઇએ છીએ કે? સર્વ એમ છે. આપણે ભાત, ભાખરી, રોટલી ઈત્યાદિ ખાઈએ છીએ; તે શું છે? તો ઘઉં, ચોખા વગેરે ઝાડનું તે બીજજ આપણે ખાઈએ છીએ. તો તેનું સાકાર રૂપ ઝાડ એ દૃષ્ટિએ ઘઉં, ચોખા ઇત્યાદિ એ નિરાકાર જેવાંજ તો છે; તો એનાં કરતાં પણ, જે નિરાકાર સ્થિતિમાં હોય છે તે આનંદજ જો તે શરીર પ્રકૃતિને પોષક તરીકે આપીએ તો બધુંજ કામ થાય છે. એ ઉપરથી નિરાકારથીજ આપણું અને આપણાં શરીરનું પોષણ થાય છે એમ ઠરે છે. પરંતુ તે નિરાકાર બીજ આપણા શરીરને પોષક દ્રવ્ય તરીકે મળે ત્યાંસુધી વાસના ન વધારે એવાં અન્નની શરીર રક્ષણ પુરતી જરૂર રાખવી જોઇએ. પછી આશા, વાસના ન વધારનારા પોષક ઉપર શરીરનું રક્ષણ કરતાં કરતાં ધીમેધીમે અને એવાજ બીજા અનેક ઉપાય વડે પૂર્ણ વાસના રહિત થયાં પછી તે જે કંઈ નિરાકાર શરીરનું પોષક દ્રવ્ય છે, તે મળે છે; અથવા તે નિરાકાર પોષકની યોગ્યતાનું શરીર મળે છે. ત્યારે શરીર પ્રકૃતિ શિવાયનું જે "કેવળ છે" એમ હું કહુ છું તે "કેવળ છે" એ આ શરીર પ્રકૃતિનો વર છે એમ સમજો; પરંતુ તે કયારે? કે શરીર પ્રકૃતિમાં જે અહંકાર હોય છે તે નિર્વાસન અવસ્થાવડે "કેવળ છે"ના રૂપમાં જશે ત્યારે. વાસ્તવિક રીતે તો તે "કેવળ છે" ને સ્રી વર કંઈ નથી. આ શરીર પ્રકૃતિ તેની સ્રી બની તે "કેવળ છે"માં ભરેલો નિરાકાર આનંદ એટલેજ સાકાર આનંદનું બીજ કહો, તે તે ખાતી બેસે છે. તેને નિરાકાર આપણે ભલે કહીએ પણ તે આનંદ ખાય છે માટે બેશક તેનાથી મળ એ ભેગો થવાનોજ!

બ્રહ્માનંદનો ઉપભોગ લેનારી શુદ્ધ પ્રકૃતિથી જે મળ ઉત્પન્ન

થાય છે તે આ બધું જગત્. તેનું જે હગેલું તેને "કમલ" કહેવાનો વહિવટ છે. 'ક' એટલે બ્રહ્મ અને તેનો જે મળ તેને કહેવું "કમળ". તે કમળમાંથીજ બ્રહ્મદેવની ઉત્પત્તિ થઇ. તે તે ગુમાંનો કીડો છે. એવી કથા તમારી પોથીઓમાં મળતી હોય તો જુઓ. ત્યારે તે પ્હેલાંની કહો અથવા બીજી કોઇ કહો, તે જે સાવિત્રી તેનાથી આ જગત્ આ ગુબાડી ઉત્પન્ન થઈ! તે ખાયાંજ કરે છે અને હગતીજ જાય છે. તે હગે છે એટલે પ્રસવ આપે છે અથવા પ્રસવ આપે છે એટલે હગે છે, તેથી તેનું નામ સાવિત્રી. અરે એજ તમારા ગ્રંથમાં છે, પણ ભાષા જુદી; અમો શબ્દ જુદા વાપરીએ તેથી શું થયું! સર્વ જગ એટલે ગુજ તો છે, તેથી તેને ગુરૂ કહ્યું છે.

**પરબ્રહ્મના મળમાંથી જગત્‌ની ઉત્પત્તિ.**

સૂર્યનારાયણને સવિતા એ નામ છે, તેનું શું કારણ? તો તે હંમેશ હગે છે તેથી! જેનાથી જગત્ ઉત્પન્ન થાય છે (પ્રસવે છે) તેને સવિતા અથવા સાવિત્રી કહે છે. ઉત્પન્ન થવું, પ્રસવવું, પ્રસૂતી થવું અથવા હગવું એ બધું એકજ: તેને ફાવે તે કહો. બોલીચાલીને તે મળજ કહાડવાનો છે; કારણ 'ક'ના એટલે તે પરબ્રહ્મના મળનું, જગત્ એ અનેક પ્રકારનું રૂપાંતર છે. સ્ત્રીઓ છોકરાંને જન્મ આપે છે, તે છોકરાંને પ્રસવવા પુરતી સવિતા કહો કે સાવિત્રી કહો. છોકરાં થવાં એટલે હું કહું છું કે છોકરાં હગવાં; કારણ હગવું અને છોકરાં નીકળવાં એ સરખુંજ છે! ત્યારે હગો ત્યારે તમો સ્ત્રી પુરૂષોને સાવિત્રી કે સવિતા શા માટે ન કહેવાં?

તે સવિતા કે સાવિત્રી, તેને હંમેશ ખાવા મળેજ છે અને તે હગેજ છે. તેનું હગેલું જે કોઇ ખાતું હોય, તે ખાનારનું હગેલું ફરી કોઇ ખાતું હશે. એવી જે પરંપરા છે, તે પરંપરા માંહ્યનાજ તમો છો. અને તમારૂં હગેલું છેવટે ડુકરો ખાય છે. ત્યાં આ પરંપરાનું છેવટ આવે છે. (થયું) આ ઉપરથી હગેલું કંઇ ફોકટ જતું નથી. ડુકરનું હગેલું જે છે તે ફરી તે "કેવળ

**પરમેશ્વર રૂપ થવાને પૂર્ણ નિકૃષ્ટ અવસ્થાની જરૂર.**

છે" માં જાય છે જે છેવટનું, જેને હવે કોઇ ખાતુજ નથી; જેનો ઉપયોગ કોઈ કરતુજ નથી તે "કેવળ છે' તેથી એમને એમ રહે છે. પછી પરંપરાથી તે "કેવળ છે" છે તે મૂળના "કેવળ છે" માં જાય છે. તેથી જેને બ્રહ્મ રૂપ થવું હોય તેણે તે "કેવળ છે" ને પકડીને બેસવું. બધામાં જે નિકૃષ્ટ વસ્તુ છે, જેને કોઇ પૂછતુંએ નથી; તે વસ્તુ "કેવળ છે" માં જાય છે એ સિદ્ધાંત છે. તો આપણે જો "કેવળ છે" માં જવું હોય તો તે નિકૃષ્ટ વસ્તુનેજ પકડીને બેસવું. ડુક્કરના ગુના જેવી જે વસ્તુ તેની પર પ્રેમ કરવો એટલે તે વસ્તુ "કેવળ છે" માં જશેજ. કારણ તે ચક્કજ તેવું છે; પછી તે વસ્તુની સાથે આપણે પણ તે "કેવળ છે" માં જઇશું. જો આપણાથી ડુકરનું લીંડું અથવા ડુકરોને પકડીને તેને આધારે "કેવળ છે" ની અવસ્થામાં જઈ શકાય એમ ન હોય તો આપણે પોતે ડુકરોના જેવી અથવા તેના લીંડાં જેવી પૂર્ણ નિકૃષ્ટ મનની વૃત્તિ કરી લેવી જોઇએ કે જેનો ઉપયોગ જગત્માંથી કોઈ કરી શકતો નથી. એટલી નિકૃષ્ટ સ્થિતિ થાય એટલે સ્વાભાવિક રીતેજ તેનો ઉપયોગ પરમેશ્વર શિવાય બીજો કોણ કરે? અને પરમેશ્વર પણ જેની એટલી નિકૃષ્ટ અવસ્થા થઈ હોય તેનોજ ઉપયોગ કરે છે, અથવા જે મનુષ્યની એટલી નિકૃષ્ટ અવસ્થા થઇ હોય તેજ પરમેશ્વર બની શકે છે. ભગવાને મુદ્દામ વરાહ અવતાર ધારણ કરી કૃતિ કરી દેખાડી. પરંતુ તમોને ઘોડા ઉપર, અંબાડીમાં બેસવાનો શોખ છે, એટલે તમોને ડુકરના ગુની મહત્તા કેમ સમજાય? તમો 'કેવળ છે' કેવી રીતે બની શકો?

'અ' નો આકાર, 'ગ' નો આકાર, બિંદુનો આકાર કેમ થાય છે, ૐકાર કેવો હોય છે, એ જગત્ને હઘનારી તે આદ્ય પ્રકૃતિનું ગુદદ્વાર જોતા બેસીએ ત્યારે સમજાય છે. મ્હોંએ ફક્ત એમ્ બોલી કેમ ચાલે? તો ગુનું લીડું કેવું હોય છે, તેને કોણ ખેંચે છે, એ જોઇએ ત્યારે સમજાય. ચણાની દાળ, વરડાં, ભજીઆં ખાતી વખતે જે આનંદ થાય છે તે આનંદના પ્રમાણ

પ્રમાણે જુદા જુદા આકારનું ગુ બ્હાર પડે છે! તેનો આકાર —નાના મોટાં લીંડા, કેટલાંક સર્પાકૃતિવાળાં, કેટલાંક જલેબી જેવાં ગોળ ગોળ, કેટલાંક કઢી જેવાં પાતળાં, કેટલાંક પંચામૃત જેવાં, કેટલાંક પીઠલાં જેવાં, કેટલાંક કડબોળી ચકલ્યા (ખાવાના પદાર્થનું નામ) જેવાં, કેટલાંક ફદફદ, કેટલાંકમાં દાળ વગેરે ખાધેલાં પદાર્થ તેવાને તેવાજ ઇત્યાદિ સર્વ બરોબર દેખાય છે! તમારે ન સાંભળવું હોય તો ન સાંભળો! મ્હેં શું કંઇ પોથીપાનાં (પુસ્તકો) વાંચ્યાં છે કે મારે કંઈ મુદ્ગલ પુરાણ કહેવાનું છે! તે તો તમારી પાસે છેજ અને તમો વાંચોછોજ. મને જે દેખાય છે તે હું કહું છું; બીજું કંઇ દેખાય તો બીજું કહું. 'આ શું બાબા, બધું ગુનુંજ વર્ણન, બીજું કંઈ કહોને' એમ જો કહો તો હું કહું છું તમારી પાસે લાડુ, મગજ, પીઠલું, ગુ ઇત્યાદિ જે છે, તે તમારી પાસેની વસ્તુઓનીજ વાત હું કહું છું. હું બીજી ચીજો ક્યાંથી લાવું? તમો બધા જે બેઠા છો તેજ મારાં પુરાણ કથા. એ મારી પોથી પુસ્તકમાં જેમ દેખાય તેમ હું કહું છું! આજે શ્રાવણ મહીનાનો સોમવાર, અપવાસનો દિવસ, અને તમો તમારી મેળે હગેલાંની અને ગુ મુતરની મારી વાતો સાંભળતાં બેસો છો! સારી રીતે શંકરને અભિષેક કરવો, શિવલીલામૃત વાંચવાં, એ પ્રકારે તમો અમૃતનો સ્વાદ લોને! અમે અમારો ગુનો લઇશું.

ગુને ગુ કહેવાનો અને મુતરને મુતર કહેવાનો વહિવટ શા માટે છે? તો ગૃ એટલે ગુરૂ, સદ્ગુરૂ અને મૂત્ર એટલે આનંદ, મુદ્ગલનો પણ શો અર્થ છે?

**મુદ્ગલ શબ્દનો અર્થ.** તો એમાં મુત્+ગલ એમ શબ્દ લઇએ તો મુત્=આનંદ અને ગલ=ગળું, કંઠ; એટલે કે તે આનંદ જેના ગળા સુધી ભર્યો છે તે મુદ્ગલ. હવે લ ને બદલે ર કહીએ તો મુત્+ગર એવો શબ્દ બને છે. તો એનો અર્થ એવો થશે કે મુત્=આનંદ ગર=વિષ. એ બેઉ જેને સમસમાન છે એટલે જેને મુત તે ગર

અને ગર તે મુત્ર છે તેનું નામ મુદ્દગર. હવે હજી એક ત્રીજો અર્થ નીકળે છે. તે એ કે મુત+ગડ. ગડ=કિલ્લો. તો આપણો નખશિખાંત જે આ દેહ છે તે એક બાંધેલો કિલ્લોજ છે પરંતુ તે જેણે બ્રહ્માનંદના યોગથી બાંધ્યો હશે તે મુદ્દગડ. તો તમો તેને મુદ્દગલ કહો, કે મુદ્દગર કહો, કે મુદ્દગડ કહો, બધું એકજ. તેવીજ

**ગુ એટલે ગુરૂ સદ્દગુરૂ અને મૂત્ર એટલે આનંદ.**

રીતે ઝાડો બ્હાર પડે છે ત્યારે તેને ગુ શું કામ કહ્યું ? તે તો પુરપુર અવાજ કરે છે ત્યારે તેનું નામ પુરપુર એમ શા માટે ન રાખ્યું ? અનાદિકાળથી એને ગુ કહ્યું એનું શું કારણ ? ગુના જેવું ત્યાં શું છે ? તેનાં જે લક્ષણો છે તે પરથી એનું નામ પડવું જોઇએ ને ! લીંડા જેવું પડે છે મહારાજ તો તેનું નામ ગુનું લીંડું પડયું હોત. અથવા તો ભાઇ તે પુરપુર અવાજ કરે છે તો પુરફુર નામ તેને આપવામાં આવ્યું હોત ! ગુજ નામ આપવામાં આવ્યું છે તો તેમાં કંઈપણ વિશેષ મહત્વ હોવું જોઈએ. તો ગુ એટલે ગુરૂ, ફકત ગુરૂજ નહીં પણ સદ્દગુરૂ. તેવીજ રીતે મૂત્રને મૂત્ર શા માટે કહેવું ? તો તેનાથી આનંદ ઉત્પન્ન થાય છે તેથી મૂત (મુત્ર) એ શબ્દનો અર્થ સંસ્કૃતમાં " આનંદ " છે. તેનાથી આનંદની ઉત્પત્તિ થતી હશે તેથી તો તેને મુત (મુત્ર) એવું નામ આપવામાં આવ્યું છે ને ? તમોને તે પ્રાપ્ત કરી લેતાં આવડતો નથી એ વાત જુદી. ગુ એટલે ડુકકર અને તેનું જે મૂત્ર તે આનંદ. જેમ અન્નના રૂપાંતરથી મનુષ્ય થાય છે તેથી અન્નનેજ મનુષ્ય કહીએ તો ચાલે અથવા મનુષ્યને પણ અન્ન કહીએ તો ચાલે, તેમજ ડુકકરની બનાવટ એ મનુષ્યના ગુમાંથી છે. તેથી મનુષ્યનાં ગુને ડુકકર કહીએ અથવા ડુકકરનેજ મનુષ્યનું ગુ કહીએ તો શી હરકત છે? આગળ પર થનારી નિશ્ચિત પરિણામનું નામ પૂર્વ અવસ્થામાં આપીએ તો શું થયું? અન્નનું નિશ્ચયાત્મક રીતે થનારૂં પરિણામ ગુંજ: તેથીજ ડાહ્યા માણસો અન્નનેજ ગુ કહે છે. તેવીજ રીતે મનુષ્યપિંડ જે છે તે અન્નનોજ બનેલો.

તેવીજ રીતે ડુક્કરનો પિંડ એ ગુનોજ છે. નહીં તોએ હું ગાંડો પાગલ, ભ્રમિષ્ઠ, ઠર્યોજ છું, તો મને તેના જેવીજ વાતો કહેવાની ચોરી થોડીજ છે ! કોઇ પૂછે કેમ રે એમ કેમ બોલો છો ? તો પાગલ ઠર્યો છું તેથી ! ત્યારે કંઇ પણ બોલવાને પ્રતિબંધ શા માટે ? તમો કહેશો તમો તો ગાંડા દેખાતા નથી, હું કહું છું આ ભાષણ ઉપરથી તો ગાંડો ઠેરવો ! અદ્ધાતદ્ધા ભાષણ લાગતું હોય તો તે પરથી ગાંડો ઠેરવો અને ગાંડો ઠેરવ્યોજ હોય તો તે ગાંડાનું આ ભાષણ છે એમ સમજો. તમો પોતે **वेडा** (ગાંડા) નથી તેથી ગાંડો કેવો હોય છે તે જોવા માટે અહીં આવો છો ! **वेडा** (ગાંડો) એટલે જે સર્વજ્ઞાતા તે ' વેડા '. ' વેડા ' શબ્દમાં વિદ્ ધાતુ છે. ગમે તેવો પણ તે ગાંડોજ (વેડા), તે કયાં જાય તેની કોને ખબર? કેવી ગમત છે તે જુઓ ! **विद्**માંથી **वेद** અને તે ઉપરથી **वेडा** શબ્દ થયો. **वेड** (ગાંડછા) લાગી એટલે શું ? તો વેદ લાગ્યો. તમોએ જો મને **वेडा** (ગાંડો) ઠેરવ્યો છે તો હવે જ્યાં ભટકું ત્યાં મને ભટકવા દો. સારાંનો રસ્તો તમો કરો અને ખરાબનો રસ્તો હું કરૂં છું. કોઇ કહે છે ' બાબા, તમો અમને ગાળ દો છો ' હું કહું છું ' ગાળ ખાવાને તો તમો આવો છો !' બ્રાહ્મણને પગે પડો તો 'સારૂં થાવો' એટલે 'કલ્યાણ થાવ' એવો તે આશીર્વાદ આપે છે, તે તો એવું ફક્ત મ્હોંએ કહે છે; પણ હું તો ખરેખરૂં કરી દેખાડું છું. તે કેવી રીતે ? તો **शिवी** (ગાળો) એ શબ્દ ' શિવ 'માંથી થયો, શિવ એટલે કલ્યાણ એટલે કે **शिवी** એટલે કલ્યાણ કારક ! તેવીજ રીતે માર એટલે વાસના બધી ચીજોની વાસના તમારે જોઇએ છે તેથી હું તમને માર આપું છું. મારો માર એટલે તમારી સર્વ વાસના પૂર્ણ થવી ! તમો જેટલું ખરાબ લેશો તેટલું સર્વ સારૂંજ છે. તમો કહેશો ' બાબા તમો બધું ઉલટુંજ કરો છો ' તો હા, તમો મારવ્યો કે તેનું ઉલટું ' **रमा** ' તમારા ખોળામાં નાંખું છું. મારી ગતિજ ઉલટી, તેથી મારા તરફથી જે નીકળે છે તે પણ ઉલટુંજ દેખાશે અને તેમાંથી હંમેજ સારૂંજ નીકળશે.

આજે મારા જીવને સારૂં નથી તો પણ આ બધું બોલવાનું બળ મને તે ગુએ આપ્યું !

બ્રહ્મનું અતિપણું થયું તેથી તેનું જે બાહેર પડવું થયું તેનો થયો મળ. મસ્ત હાથીના ગંડસ્થલમાંથી મદ બ્હાર નીકળે છે, ત્યારે તેને મસ્તી ચ્હડી એમ કહે છે.

**ગુની જરૂર અને તેનો ઉપયોગ.**

મદ એટલે શું અને મલ એટલે શું બેઉ એકજ. અર્થ કરનારાઓ પ્રસંગ પરત્વે જુદા અર્થો કરે છે. મધમાખીઓ હુગે એટલે તેના ગુને મધ કહે છે. ગુનો ઉપયોગ અહીંથી નહી તો ત્યાંથી કરી લેવોજ પડે છે; પરંતુ સારૂં સારૂં ગુ તમારે જોઇએ છે; પિતૃઓને, દેવને, મધ ગમે છે, તેથી તેમના પંચામૃત સ્નાનમાં મધ નાખે છે. મધ એટલે ગુ, ગુ એમ નહી તો તેમ લો ! સોળું (અબોટીઉં) પહેરવાનું એટલે શું ? તો રેશમી કીડાનું ગુજ તે. એકંદર, ખરાબ નહી તો સારૂં ગુ, ગમે તે રીતે લેવુંજ પડે છે. અહીંથી ત્યાં સુધી (પ્હેલેથી ઠેઠ સુધી) બધો મળજ તો છે. ગુની વાત કદી પૂર્ણ થનાર નથી. કારણ "કેવળ છે" જે છે તે પૂર્ણજ છે, તેની કંઇ નથી કથા કે નથી પુરાણ ! કોઇ કહે છે કે બ્રહ્મ જ્ઞાનની પોથીઓ છે. અરે તે શેની પોથીઓ (પુસ્તકો) તે નિરંજન છે, લાંબુ છે કે પહોળું છે શું છે કેવું છે કહી તેનું વર્ણન કરશો ! પોથી, પુરાણો, શાસ્ત્રો એ બધાં તે ગુનાં છે ! તમો ગુમાંજ રહો છો, ગુજ ખાવ છો અને ગુમાંજ જાવ છો ! અને છેવટે જન્મ પણ પૂરી ગુમાંજ લો છો ? બધામાં ખરાબ જે ગુ હોય તેને આધારેજ બધા ગુમાંથી મુકત થઇ શકાય છે ! લોકો હગે છે એટલે ડુકરો તે સુંઘી જોઈ પછી ખાય છે ! એ ઉપરથી ગુ ગુ માં પણ કંઇક ત્હેજત છે.

ગામડાં ગામમાં ચારે બાજુએ ગુ ખાડી હોય છે. હું જ્યારે બ્હાર ઝાડે ફરવા જતો હતો, ત્યારે કોઇનો ઝાડો લાડુ જેવો, કોઇનો પીદલાં જેવો, કોઇનાનો રંગ કાળો તો કોઇનાનો

કેશરી, કોઈકનામાં દાળ તો કોઈકનામાં વરડાં બ્હાર પડેલાં, એવાં જુદી જુદી જાતનાં ગુ જોવાને મળતાં. હુઘતી વખતે ડુકરો અથવા ગાય ગુ ખાવાને આવે છે. તમોને જેમ તાજું તાજું ભાવે છે, તાઢી રોટલી ભાવતી નથી, તેમ તેને પણ તાજું ગુ ભાવે છે, અને હુઘતી વખતે તે ગુદાદ્ધરને મ્હોં લગાડી ખાય છે! તમો શહેરી લોકો, તમને આની શી ખબર! તેને ગમે તેટલાં હાંકો તોપણ તે જતાં નથી છેવટે આપણેજ ઉઠીને જતા રહેવું પડે છે એકંદર એમાં પણ સ્વાદ છે. તેવી રીતે તમો જુદી જુદી જાતના ગુનો સ્વાદ લેનારા છો! એટલે કે તમો જુદી જુદી જાતની વિષય વસ્તુનો સ્વાદ લેનારા છો. તે 'કેવળ છે' એ સર્વ ઠેકાણે છે. તેથી સર્વત્ર આનંદ ભર્યો છે. ત્યારે ગુ થયું તેથી શું થયું? સારાંશ ગુની જરૂર છે; તેથી રેશમને રૂપે કહો કે મધને રૂપે કહો, તેનો ઉપયોગ કરવો પડયો. તમોને ગુ અને અન્ન એકજ હોયાંની જ્યારે સમજ આવે ત્યારે ખરી; પરંતુ હાલ તુર્ત તો વાતો સાંભળીને પણ શા માટે આનંદ લેતા નથી? તેમાં શી હરકત છે?



મંગળવાર, તા. ૫ ઓગસ્ટ ૧૯૨૪ શ્રાવણ સુદ ૫, શકે ૧૮૪૬.

## પરમાર્થ અને સંસાર પ્રપંચ એ એકજ અવસ્થાના બે રૂપાંતરો-પરમેશ્વરી આનંદમૂર્તિ કેવી રીતે બને છે-પરબ્રહ્મ એ નપુંસક છે-અખંડ પરમેશ્વરી આનંદ કે'વો હોય છે.

**પરમાર્થ અને સંસાર પ્રપંચ એ એકજ અવસ્થાના બે રૂપાંતરો.**

એવું છે કે, કાળ છે, તે બે પ્રકારને રૂપાંતરે છે. દિવસ લો, અથવા રાત્રી લો, દિવસમાં રાત્રીનો અને રાત્રીમાં દિવસનો સમાવેશ હોય છે. તેવીજ રીતે સંસાર પ્રપંચ લો વા પરમેશ્વરનો પરમાર્થ લો, એ બેમાં એકેકનો સમાવેશ છે. પરમાર્થ કહો કે સંસાર પ્રપંચ કહો, એ એકજ અવસ્થાના બે રૂપાંતર છે. દિવસે રાત્રીનો ભાસ પડતો નથી તેમજ રાત્રિએ દિવસનો ભાસ પડતો નથી. પરંતુ પરસ્પર વચ્ચે (એકેકનો) સંબંધ હોય જ છે. તેવીજ રીતે સંસાર પ્રપંચમાં પરમાર્થનો સંબંધ નથી હોતો એમ નથી અને પરમાર્થ અવસ્થામાં ગયેલો જે છે તેને સંસાર પ્રપંચ નથી હોતો એમ નથી. સંસાર પ્રપંચ જેણે કર્યો છે તેજ પરમાર્થમાં જાય છે, એટલે પરમાર્થમાં જતી વખતે તે સંસાર પ્રપંચનો ગુણધર્મ લઇને જાય છે. પરંતુ ત્યાં ગયાં પછી સંસાર પ્રપંચ હોય છે છતાં ત્યાં તે માનતો નથી; કારણુ ત્યાં ગયાં પછી સંસારમાંનાં નાશવંત, દુઃખદાયક ગુણધર્મો તે અનુભવતો નથી. એ જેમ, તેમજ સ્ત્રી હોય કે પુરૂષ હોય બેઉમાં પરસ્પર સંબંધ હોય છે. તેવીજ રીતે દ્વૈત અને અદ્વૈત એ બેઉમાં પણુ એકેકનો એકેક સાથે સંબંધ હોય છે.

આપણુને કોઇ પણ શારીરિક વ્યવહાર કરતી વખતે પછી તે સારો હોય કે માઠો હોય–તે વ્યવહારથી અદૃષ્ટ નિરાકાર એવાં આનંદ વા દુઃખ ઉત્પન્ન થાયજ છે. અને વ્યવહારિક રીતે તેને ઘનીભાવ આવી જીવની અને તેની જોડ રહેજ છે; તે બંધ પડતીજ નથી. એને લીધે પરમેશ્વરી અવસ્થા આવતી નથી, પરમેશ્વરી અવસ્થા આવવા માટે પણ એવોજ પ્રકાર બને છે; પરંતુ પરમેશ્વરના સંબંધમાં જે વ્યવહાર થાય તેમાંથી અદૃષ્ટ આનંદ ઉત્પન્ન થાય છે. તે અદૃષ્ટ આનંદ ભેગો થયો જાય છે; અને એવી રીતે આપણા આખા આયુષ્યમાં પરમેશ્વરી આનંદ ઉત્પન્ન થવા માટે જેટલી જેટલી ક્રિયાઓ થાય તેમાંથી ઉત્પન્ન થનારા આનંદનો પણ ઘનીભાવ થાય છે. તે કેવળ આનંદમો ઘનીભાવ હોય છે. તે શુદ્ધ શા માટે? તો તેનો જીવ સાથે સંબંધ ન હોઇ તે પરમેશ્વર સંબંધી વ્યવહારો થાય છે તેથી. તે ઉત્પન્ન થયેલા નિરાકાર આનંદનો જેમ જેમ ઘનીભાવ ઉત્પન્ન થતો જાય છે, તેમ તેમ જે વ્યક્તિને લીધે તે આનંદ ઉત્પન્ન થયો હોય, પછી તે પુરૂષ હોય કે સ્ત્રી, તેને લીધે તે ઘનીભાવને જીવદશા આવતી જાય છે. પણ તે જીવ દશા વ્યવહારની જીવદશા નથી; કારણ તે આનંદ પરમેશ્વર સંબંધે પ્રકટ થઇ ત્યાં જીવ આવ્યો છે. પછી જે વ્યકિત મારફતે તે આનંદ ઉત્પન્ન થયો હોય તેવીજ રીતનો આકાર તે આનંદના ઘનીભાવને આવે છે, એટલે કે જે વ્યક્તી તરફથી તે પરમેશ્વરી ક્રિયાને લીધે ઉત્પન્ન થયેલા આનંદને ઘનીભાવ આવી આકાર આવ્યો છે, તે વ્યક્તિના આવી રીતે બે આકારો થયા હોય એમ બને છે. પછી તે આનંદની મૂર્તિ પ્રકટ થાય છે તે આનંદને જેમ જેમ ઘનીભાવ પ્રાપ્ત થતો જાય છે, તેમ તેમ આનો જીવ તેમાં જવા માંડે છે અને તેને સાકાર ઘનીભાવ આવવા લાગે છે. એવી રીતે તે જીવ પૂર્ણપણે તે ઘનીભાવમાં જાય એટલે એનો દેહપાત થાય છે. એનું દેહાવસાન

**પરમેશ્વરી આનંદ-મૂર્તિ કેવી રીતે બને છે.**

થતી વખતે પોતે મરે છે એવી કલ્પના એને થતીજ નથી. કારણુ એની તૈયારીજ તેવી ! એટલે તે જીવ એકદમ નીકળ્યો, અને તે આનંદના ઘનીભાવમાં ગયો એમ નથી; પણ જેમ જેમ તે ઘનીભાવ થતો ગયો તેમ તેમ જીવ તેમાં ગયો. એટલે તે જે પૃથ્વી ઉપરનો જીવ અથવા વ્યકિત તેજ અદૃષ્ટ રીતે આનંદ રૂપ બની અને આ જે આનંદ રૂપ બનેલી મૂર્તિ તે કંઈ સ્ત્રી પુરૂષના એ શરીરના સંબંધથી એટલે ગર્ભવાસથી ઉત્પન્ન થયેલી નથી, તેથી તેનો નાશ નથી; તે અજરામર થઇ. પરંતુ આનંદની ઉત્પત્તિ એ ઉલટી સુલટી અવસ્થા હોયાં શિવાય થતી નથી, એટલે કે સ્ત્રી અને પુરૂષ એ બેઉ મળી તે આનંદની ઉત્પત્તિ થાય છે. વ્યવહારમાં વ્યકિતની ઉત્પત્તિ સ્ત્રી પુરૂષના આનંદથી એટલે ગર્ભવાસથી થાય છે અને અહીં પણ પરમેશ્વર અને આપણે એટલે કોઇ પણ વ્યકિત તેનામાંથી આનંદ મૂર્તિ પ્રકટ થાય છે. પરમેશ્વર અવસ્થા એ મનુષ્ય અવસ્થાથી ઉલટી અવસ્થા છે, જેમ સ્ત્રી એ ઉલટી અવસ્થા છે, તેવીજ રીતે અહીં પણ મનુષ્ય અવસ્થામાંનો એક હોય અથવા હઝારો હોય, તેમને સ્ત્રી કહો કે પુરૂષ કહો પણ તેમની ઉલટી બાજુ પરમેશ્વર અવસ્થા અને એ પરમેશ્વર અવસ્થા તમો તમારી જાતને જે કંઇમાનો તેનાથી ઉલટી બાજુએ હોય છેજ એમ સમજો. સમજો શું, તે હોય છેજ. મનુષ્ય અવસ્થામાં સ્ત્રી પુરૂષ એ બેઉ અવસ્થા શરીરપર લીધી હોય છે અને પરમેશ્વરમાં એનાથી ઉલટી ન સ્ત્રી કે ન પુરૂષ એવી પરબ્રહ્મ અવસ્થા એટલે સ્ત્રી પુરૂષરહિત એવી નપુંસક અવસ્થા હોય છે,

**પરબ્રહ્મ એ નપુંસક છે.**

બ્રહ્મ એ નપુંસક છે. નપુંસક એટલે પુંસક અથવા પુલ્લિંગી નહીં તે. પછી પુલ્લિંગીજ નહીં એટલુંજ નહીં પણ તેની પાછળ રહેલી સ્ત્રિલિંગપણ નથી. ઠીક પણ જો કદાચિત્ હોયજ તો નપુંસિકલિંગ કહ્યું એટલે પુલ્લિંગ તો નથીજ અને લિંગજ જો હોય તો તો સ્ત્રિલિંગ હશે; આ શિવાય બીજું કંઇ નથી. તેથી પરમેશ્વરનો સહવાસ, સેવાધર્મ,

સત્સંગ અને સત્ક્રિયાને યોગે ઉત્પન્ન થનારો જે આનંદ છે તે ભેગો થયાં જાય એટલે તેમાંથી હમણાં કહ્યાં પ્રમાણે પરમેશ્વરી આનંદમૂર્તિ બને છે. એ ઉપરથી શું સાબીત થયું ? તો પરમેશ્વરના સહવાસથી તે આનંદ બને છે અને તેજ આનંદની તે અવિનાશી એવી મૂર્તિ બને છે અને જેણે તે આનંદ ઉત્પન્ન કર્યો હોય તેનો આકાર બને છે, જેને દ્વારે તે મૂર્તિ બની હોય છે તેનો આકાર બને છે. તે આકાર અજરામર થયો. ત્યારે તે આકારને તમો "પોતે" સમજી લો અથવા તે આકાર પરમેશ્વરનો છે એમ સમજો તે એકજ. આ અજરામર આકારનું પોષણ શેની ઉપર થાય છે ? તો પરમેશ્વરના આનંદમાંથીજ તે મૂર્તિ, તે આકાર બન્યો હોવાથી મૂળમાંનો જે અખંડ પરમેશ્વરી આનંદ છે તેનાથી તેનું પોષણ થાય છે. એટલે કે તેને ભાત રોટલીની જરૂર નથી. તે આનંદ જેમ જેમ આપણામાં એટલે તે આનંદ મૂર્તિમાં આવે છે તેમ તેમ તે અનંત આનંદનો એક સરખો અનુભવ લેતાં બેસવું પડે છે. તે પોષક દ્રવ્ય લાવવાને આપણે કંઇજ પ્રયત્ન કરવો પડતો નથી. તેશુદ્ધ આનંદનો વાસ્તવિક રીતે કોઈપણ પ્રકારનો સ્વભાવ નથી હોતો છતાં જે વખતે તે પોતાનાજ ધની ભાવને પ્રાપ્ત થયેલા આકારમાં

**અખંડ પરમેશ્વરી આનંદ કેવો હોય છે.**

એટલે આનંદ મૂર્તિમાંઆવે છે, તે વખતે તે ત્રણે આકારને ઝરપ્યો હોય તેમ, ચોંટયો હોય તેમ આવે છે; અને જેમ જેમ તે ચોંટતો જાય છે તેમ તેમ આનંદની લહરીઓ તે ધની ભાવમાં એટલે આપણામાંજ ઉત્પન્ન થાય છે. ચારે બાજુએથી જાણે કીડીઓ વળગી હોય એમ લાગે છે. પણ તે દુઃખદાયક ન હોતાં આનંદની તે કીડીઓ હોય છે; અને તે આત્મા પૂર્ણ આત્માનંદમાં નિમગ્ન હોય છે. એવી વખતે જગતમાંનો કોઇ સંસારી મનુષ્ય પછી તે ગમે તેવો આપણો વ્હાલામાં વ્હાલો હોય, સ્ત્રી હોય, છોકરો હોય અથવા બીજો કોઈપણ હોય, તે જો આવે તો તેનો તેને કંટાળો

આવે છે. તેને તે વખતે તેનું ત્યાં આવવાનું ગમતું નથી; કારણ તે આનંદનો કદી કંટાળો આવતોજ નથી. કંટાળો એ અવસ્થાજ ત્યાં નથી. આ આનંદ આવવાને કોઈપણ સાધનની જરૂર પડતી નથી. તે આપોઆપજ આવે છે. એનું તમને સમજાય એવું એકાદું ઉદાહરણ આપું છું. ઠંડીના દીવસમાં આપણને ઠંડી લાગે છે. ખુબ ઠંઠી લાગે છે. તે કંઇ આપણે કંઈથી લાવવી પડતી નથી. કેવી તે ઠંડી ચારે બાજુથી આપણને ઠંડી કરા જેવી શરીરમાં ખુંપાય છે. તેવીજ રીતે તે આનંદ આપણી ચારે બાજુએથી આપણા શરીરમાં અંદરને અંદર મળી જવાનેજ જાણે વિચાર રાખે છે! જેવી રીતે તે ઠંડી નિરાકાર હોય છે તેને કંઇ આકાર નથી; પરંતુ શરીરને લાગે છે એમ અનુભવ આવે છે. કોઇ સમજુ માણસ હોય તો તે કહે છે કે આ ઠંડીમાં જો આનંદ હોત તો કેટલું સારૂં થાત! આ ઠંડીનો અનુભવ લેવા માટે આપણને કંઇ ઉલટી સાઇડના ઘની ભાવની અથવા આકારની જરૂર પડતી નથી. તેવીજ રીતે તે ઠેકાણે પણ આપણા શિવાય બીજા કોઇની સ્ત્રી અથવા પુરૂષની જરૂર પડતી નથી. બે શરીરનો સંબંધ કરી આનંદ ઉત્પન્ન કરવાની ત્યાં જરૂર પડતી નથી અને તે આનંદ પણ શરીર મારફતે ઉત્પન્ન થનારા આનંદ કરતાં કેટલાએ ગણો વધારે હોય છે, એની કલ્પના કરી શકાતી નથી; અને તેનો કંટાળો આવતો નથી. ઉન્હાળામાં આપણને ઠંડી હવાની જરૂર હોય છે, તે વખતે ઠંડીના દિવસો પ્રમાણે ઠંડી હવા એની મેળે આવતી નથી તેથી ઠંડી હવાની ઉત્પત્તિ જેમાંથી થાય છે એવા ઉલટી સાઇડના ગુણધર્મના પંખા વગેરે લઇ ક્રિયા કરી તેના યોગ વડે ઠંડી હવા આપણે ઉત્પન્ન કરવી પડે છે. તેવીજ રીતે વ્યવહારમાં આનંદ મેળવવા માટે કડક ઉન્હાળામાં પડેલાના જેવા તમો છો તેથી તે તાપ નષ્ટ થઈ શાંતતા, ઠંડક મેળવવા માટે તમો ઉલટી સાઇડની વસ્તુ મારફતે આનંદ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરો છો. જેમ ક્ષુધાનો ત્રાસ થાય એટલે અન્નાદિક ઉલટી સાઈડની વસ્તુને ઉપયોગ કરી તે ત્રાસ કમી કરી લો છો. ઇશ્વરી આનંદ

તમોને મળતો નથી, સ્ત્રીના યોગથી પંખો હલાવ્યા માફક આનંદ ઉત્પન્ન કરી તે વડેજ ચલાવી લો છો, તેથી તેને સંસારતાપ, કડક ઉન્હાળો એમ શાસ્ત્રમાં કહ્યું છે. એથી ઉલટી સ્થિતિ હમણાં જ તમને કહ્યાં પ્રમાણે ત્યાં છે. એટલે કોઈ પણ પ્રકારના સાધન શિવાય અથવા કોઈ પણ પ્રકારની ખટપટ ન કરતાં આપોઆપ નિરાકાર શાંત હવા અથવા ઠંડી જેમ એની મેળે આપણા શરીર પર આવે છે અને તેનો આપણને અનુભવ આવે છે તેજ પ્રમાણે નિરાકાર આનંદ આપણામાં જોઈએ તેટલો આવે છે. જગતની હવા અથવા ઠંડી વગેરે આપણને પ્રતિકૂળ છે; પરંતુ તે અવસ્થામાં કેટલાએ ગણો (કેટલો બધો) અનુકુળ આનંદ એની મેળે આવે છે એની કલ્પના થતી નથી અને તેનું બીજું કંઈ પરિણામ થતું નથી. ખાધું અને હગ્યાનઃ જેવું તેનું પરિણામ થતું નથી. અથવા સ્ત્રી પુરૂષો દ્વારા ઉત્પન્ન થનારા ક્ષણિક આનંદ ભોગવી તે વડે છોકરાં કહાડયા જેવું પણ તેનું પરિણામ થતું નથી. ત્યારે તેનું શું થાય છે? એમ પૂછો તો આપણી પોતાનીજ પુષ્ટતા થાય છે. પછી શું મહારાજ! તમારે માટે તે કંઈ ઉથલ પાથલ કરતો નથી, કારણ તેને પુરસદજ નથી. કારણ તે ઉથલ પાથલ એટલે દુઃખજને! એટલે દુઃખ અથવા ચિંતા કરવા જેવું ત્યાં જો કંઈ નથીજ તો તે લાવવાં કયાંથી? ત્યારે પૃથ્વી ઉપર જે પોતાનો પરિવાર રહ્યો છે તેને અથવા પોતાના શિવાય બીજાને તે જોતોજ નથી. જે કંઈ છે તે પોતેજ છે એમ તે સમજે છે. તે આનંદના સપાટામાં બાકીની બધી વાતો તે વીસરીજ જાય છે. વ્યવહારમાં પણ આપણે એમજ નથી જોતા કે? પ્હેલાં પ્હેલાં કોઈને ખાવા મળતું નથી હોતું, તે વખતે તે તમારા મ્હોં આગળ "ગોવિંદદાસ, ગોવિંદદાસ, શેટજી, શેટજી, તારાબાઈ, તારાબાઈ," એમ કરનારા કરે છે. અને કર્મ ધર્મ સંયોગે તેની પાસે બે ચાર ગામ થાય અથવા બીજી કંઈ રીતે તે શ્રીમંત થાય એટલે તે ગોવિંદદાસને સંકટ પ્રસંગે પણ ઉપયોગી થઈ પડવાનું વિસરી જાય છે. એવોજ

વ્યવહારનો અનુભવ છે. એવું જ ત્યાં પણ છે. પણ તે આનંદમાં પૂર્ણ તૃપ્ત થયો કે તેને પછી પોતાનો જે પરિવાર છે તેનું અને આખા જગતનું તેને સ્મરણ થાય છે. એ સ્મરણ જેમ જેમ થતું જાય છે, તેમ તેમ તેમને પણ પોતાનાજ જેવા કરવા તરફ તેની પ્રવૃત્તિ થાય છે; અને તે પ્રવૃત્તિદ્વારા ધીમે ધીમે પોતાના પરિવારને પણ તે પોતાનાં કરી લે છે; પરંતુ એમ કરતાં કરતાં તે જે અખંડ આનંદનો પ્રવાહ ભોગવતો હોય છે તેમાં જરા પણ કમીપણું આવતું નથી.



બુધવાર, તારીખ ૬ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ સુદ ૬ શકે ૧૮૪૬.

## જીવભાવ દેવચરણે અર્પણ કરવો.

જે બંધાતો નથી, જ્યાં બધું સમાઇ જાય છે, ત્યાંજ નાંખવામાં આવે છે. જ્યાં અગ્નિ સળગ્યો હોય, ત્યાં કચરો નાંખીએ તો તે ફરીથી ઉડીને આવતો નથી; પણ જ્યાં નાંખવા જેવું નથી ત્યાં નાંખીએ તો ફરી પાછું આવે છે. જેમ કોઇ ગાયને બીજે ઠેકાણે આપવામાં આવે તો પણ ફરી તે તેની જગ્યાએ આવે છેજ. પરંતુ જેને તે આપવામાં આવી છે તેને પણ જો આશા ન હોય અને આપનારે તે આપીજ દીધી છે તો પછી તે કયાં જશે? આ આપનાર પોતાના મનમાં કહે છે કે ત્યાં રહે તો રહે ને ન રહે તો ન રહે જો તે પાછી આવી ઘેર બેસીજ રહે તો પહેલાંના માલીકને તેને ખાવાનું આપવુંજ પડે છે. તેવીજ રીતે જીવભાવ એ એક ચંચલ વસ્તુ છે. તે જો બીજી બાજુએ આપીએ તો તે ફરી પાછો આવવા પ્રયત્ન કરે છે. જેમ આપણે એકવાર છોકરી બીજાને આપીએ તો તેની પર આપણો હક્ક વારસો કંઈ રહેતો નથી. તેણે ત્યાં રહેવુંજ જોઇએ. પણ જો તે વર બરોબર નહીં હોય અથવા એનામાંજ કંઇ ઢંગધડો ન હોય તો તે પાછી આવે છે. પણ પાછી આવે તોપણ માબાપ તેને લાડ કરે છે. ચૈતન્ય વસ્તુ છે ને તે! ત્યારે તે છોકરીના કરતાં આપણને આપણો જીવભાવ વધારેજ પાસેનો છે: તો તે કેવી રીતે દેવચરણમાં રહે? માટે તેને ગમે તેટલો અર્પણ કરીએ તોપણ તે પાછો આપણી પાસેજ આવવા મથે છે. આપણે ગંગામાં સ્નાન કરીએ છીએ તે શા માટે? તો આપણી પાસે જે કંઈ ગાંડુઘેલું હોય તે ત્યાં નાંખી દેવા માટે. તે ગાંડુઘેલું કંઈ જુદું જુદું નથી

હોતું. તે એક બાંધેલી ગાંસડી છે. તે ગાંસડીનેજ જીવ કહે છે. એટલે કે બધો વ્યવહાર જેને આધારે કરવાનો તેજ ફેંકી દેવો જોઇએ. પરંતુ લોકો શું કરે છે? તો તે ગાંસડી પોતાની પાસે રાખે છે, અને તે ગાંસડી જેને લીધે બંધાઇ તે શરીર અથવા હાડકાં ગંગામાં નાંખે છે. એવી રીતે અંદરની ગાંસડી કેવી રીતે ગંગામાં નંખાય? અરે એકાદી કોથળીમાંથી પૈસા કહાડી લઇને ઉપરની કોથળીજ ફેંકી દઇએ તો તેનો શો ઉપયોગ? તેવીજ રીતે ફકત શરીર અથવા ફકત હાડકાં ફેંકી દેવાથી શો ફાયદો? એક શરીર ફેંકી દઇએ તો જીવ કહે છે, "હું બીજું શરીર લઇશ." સ્ત્રી શા માટે કરવી? તો છોકરાં માટે. પછી એક બે છોકરાં થયાં કે છોકરાંનું કામ પૂરૂં થયું. પછી સ્ત્રી જાય તો પણ શી હરકત છે? પણ તે વર એવો વિચાર નથી કરતો! તેવુંજ આ છે. છોકરો ડાહ્યો હોય તો કહેશે કે, "મારી ઉત્પત્તિ કરી લીધી, હવે મા ગઇ તો ગઇ! તેવી રીતે જીવ કહે છે, મેં મારી ઉત્પત્તિ કરી લીધી, હવે શરીર જાયને જવું હોય તો! પરંતુ એ કંઇ ઉપયોગનું નથી. સારાંશ શો છે, કે આપણે ગમે તેટલો જીવ ભાવ અર્પણ કરીએ તો પણ તે અર્પણ કરાતો નથી. તે શરીરની આશા કર્યાંજ કરે છે. પરંતુ તેને પણ એક યુકિત છે. કોઇ કહે છે ગંગામાં મારાં હાડકાં પડે, પણ આપણે વિચાર કરવો. ફકત હાડકાં ફેંકી દેવાથી શો ઉપયોગ? પણ હાડકાં ફેંકવાથી પણ ફાયદો થાય છે. તે શો? તો ઉપર હાડકાં અથવા અર્ધાં બળેલાં મુડદાં ફેંકી દેવાથી નીચેના પાણી ભરનારને ખૂબજ અડચણ થાય છે. એવો દેખાવ કાશીમાં જોવામાં આવે છે. હું કાશી ગયો હતો. ત્યાં એકવાર સ્નાન કર્યું. પણ તે કયાં? તો જ્યાં કંઇક હાડકાંના ટુકડા, કોલસા વગેરે કીનારે ચોંટેલા હતા, જ્યાં પાણી વ્હેતું નહોતું ત્યાં જઇ સ્નાન કર્યું. મુંડણ પણ કરાવ્યું, પણ પ્હેલું હજામનું મુંડણ મેં કર્યું, અને પછી તેની પાસે મારૂં મુંડણ કરાવી લીધું, તે હજામે કહ્યું "બાપુ, તમને મુંડણ કરતાં નહીં આવડે, મારાં માથાંને અસ્તરો લાગી જશે." મેં કહ્યું જો તો ખરો કેવું કરૂં છું તે. બીજા ખુબ હજામો ત્યાં આવ્યા હતા,

તેમણે તેને કહ્યું કે "લેને કરાવી!" કારણ મેં તેને ખૂબ પૈસા આપીશ એમ કહ્યું હતું. તેને લીધે તે પણ તૈયાર થયો. પછી મેં તેના ગમે તેમ કરી વાળ, મૂછ વગેરે કહાડયાં અને કહ્યું "જવા દો હવે" આપણને કયાં ટેવ છે!" પછી તે બીજા હજામે કહ્યું "બાપુ, બસ, હવે હું કરી નાંખીશ."

તે માટે એવી યુકિત છે કે, પરમેશ્વર પ્રીત્યર્થ આપણે આપણું કાર્ય કરતાજ રહેવું અને તે કરતાં કરતાં તેનું જે પ્રમાણ છે તે પૂરૂં થાય એટલે ગાડી ઉલટે છે. તે કેવી રીતે ઉલટે છે? તો તમારો જીવભાવ તમો દેવને અર્પણ કરો છો અને તે કરવામાં આવે છે પણ તેની નિશાની આપણને જડતી નથી. પણ એકાદો સત્પુરૂષ તે કામગિરી કરે છે. તમો જીવભાવ અર્પણ કરી શકતા નથી, તેથી તે સત્પુરૂષ તમારી પાસેથી તમારો જીવભાવ છીનવી લે છે. અર્પણ કરાવી લે છે; પછી તમારે કંઇ કામ બાકી રહ્યું નહીં. 'જીવભાવ દેવ ચરણે' એ જેમ તમો કહો છો તેમ તે બીજો ઉત્પન્ન થયેલો એટલે તે સત્પુરૂષ કહે છે કે 'સર્વનો જીવભાવ મમ ચરણે, મમ ચરણે' તેમની પાસે બધાંનો જીવભાવ જાય છે. જીવભાવ સ્વીકારનારો તેમના શિવાય બીજો કોઈ નથી; કારણ તે વસ્તુ ખરાબ છે. સારી વસ્તુ તમો આપો નહીં. જીવભાવ જો ખરેખરજ સારો હોત તો તે આપવા માટે તમો તૈયાર ન થાત. તમો કહો છો '**साईनाथ गुरू माझे आई**' એ જેમ તમો કહો છો, તેવીજ રીતે જે કોઇ તમારો જીવભાવ લેનારો હોય છે તે કહે છે 'ગોવિંદદાસ તમારો જીવ મારી પાસે આવવા દો! આજોબા (દાદાજી) તમારો જીવ પાસે આવવા દો!' વગેરે

આપણે એમ ઠરવવું પડે છે કે મને જીવભાવજ નથી; પણ તમો કંઈ તેમ કરતા નથી! મ્હોંએ ફકત કહો છો 'જીવભાવ દેવચરણે, જીવભાવ દેવચરણે' પણ જો કોઇ તે લેવા આવે તો તમે તે આપતા નથી. જીવભાવ એટલે આપણે કે?

આપણે નહીં. જીવભાવ એટલે આપણાથી જે ઉત્પન્ન થયો હોય તે. ભાવ એટલે જીવની આધારભૂત વસ્તુ એટલે દેહ અને તે દેહથી ઉત્પન્ન થયેલી બીજી વસ્તુઓ એટલે છોકરાં, છૈયાં, ઘરબાર વગેરે એ સર્વ ભાવ. તો આપણો આ જીવભાવ દેવચરણે અર્પણ કરવાની જરૂર છે. વ્યવહારમાં પણ તમો એમ નથી કહેતા કે “બાબા, આ છોકરો તમારા ચરણમાં નાંખ્યો છે હું કે” એટલે આપણાથી ઉત્પન્ન થયેલું જે છે તે જીવભાવ અને તે દેવ ચરણમાં! “બાબા, આ છોકરો તમારા ચરણમાં નાંખ્યો હું કે!” એમ કહે છે અને તુરતજ લઈ જાય છે. એટલે જીવ પણ લીધો અને ભાવ પણ લીધો.

મારા જોવામાં એવું એક ઉદાહરણ છે. છોકરી ખુબ મોટી થઇ એટલે તેના બાપે એક ગૃહસ્થ સાથે બહુ રમુજી રીતે લગ્ન કર્યું. લગ્ન થયા પછી તેને જે દીવસે છોકરીને ઘેર લાવવી હોય તે દિવસે એનું તો હુકમસર કામ! તે છોકરી પણ તેવીજ. એનો પગ આંગણાંમાં પડે કે “છબી, છબી,” કરતો કરતો તે છબી જ્યાં હોય ત્યાં ઠેઠ જતો. તે મળે કે બેઉને આનંદ થતો. એટલું થાય કે તરતજ તે કહેતો, “તારાં લુગડાં ચોળી ક્યાં છે? તે લે અને ચાલ મારી સાથે; બ્હાર ગાડી ઉભી છે.” તે તેને લઇ જવાનોજ, એ બધાંને ખબર હતી. આ છોકરીને તે માણસો સ્વીકારતાં નહોતાં, પણ આણે બળજબરીથી છોકરી અને નારીએળ લાવી છોકરીને છોકરાના બાપના ખોળામાં બેસાડી. તે કહે “અરે અમારાથી આ બધું નહીં બને”. આ કહે “આ બધું બધું એટલે શું બનવાનું? આ છોકરી લો એટલે થયું.” એવી રીતે છોકરી આપી તેજ રીત પાછી લઇ જતી વખતે! તે છોકરી પણ તેનીજ! એ કહે કે તરતજ તે પોતાનાં લુગડાં ચોળી કહાડતી અને બાપને આપતી ને બેઉ ચાલતાં થતાં! કોઇથી કંઇ બોલાતું નહીં. ઠીક, ઘેર લાવ્યા પછી પણ એને જેટલા દિવસ તેને રાખવી હોય તેટલા દિવસ રાખી લેતો અને પછી મનમાં આવે કે તરતજ

"ચાલ છબી, ઉઠ મારે જવું છે બ્હાર; તું જા તારે સાસરે. એવો તે દરેક બાબતમાં ચોખ્ખો હતો.

ખરૂં જોઇએ તો આપણો જીવજ દેવને અર્પણ કરવો જોઇએ, એટલે જેણે અર્પણ કરવાનો તેજ અર્પણ થવો જોઇએ. પણ તેમ થતું નથી. તેથી જીવભાવ એટલે કન્યાપુત્ર અર્પણ કરવાનો. છોકરીને પણ દેવનેજ અર્પણ કરે છે, પણ તે પણ પાછી આવે છે. એવીજ રીતે દત્તક આપવું તે પણ સારૂં. પણ તે પણ જેને આપવો જોઇએ તેને નથી આપતા, એસ્ટેટને આપે છે. તેથી તે પાછો આવતો નથી. નહીં તો તે પણ આવ્યો હોત. એવી રીતે દરેક વાતનો બારીકાઇથી વિચાર કરીએ એટલે આપણી ભુલો આપણી નજરે પડે છે. આ જીવ બહુ ખરાબ છે. તે બેટો ધોળા બિલાડા જેવો છે. તે મોટો ભામટો છે. તેને મારીએ તોપણ તેને લાગતું નથી. અને વળી કેટલોએ મારીએ તો કુદકા મારીમારીને ઉપર જઇ બેસવાનો તે તો બેઠોજ. પછી તેને નીચેથી ગમે તેટલો ઠોકીએ તો પણ બેટો તેમને તેમજ નીચું મ્હોં કરી બેઠો હતો તે ફક્કડ ! મારા જવાનીજ (તે બિલાડો) વાટ જોતો હતો. આ જોઇ મારા મનમાં આવ્યું કે માણસનો જીવ પણ એવોજ બેટો ધૃષ્ટ છે. તેને ગમે તેટલો મારીએ તો પણ તેને કંઇ ધક્કોએ લાગતો નથી. શરીરને મારીએ તો તેજ આખા શરીરમાં વ્યાપી રહ્યો હોવાથી તેને લાગે છે, ત્રાસ થાય છે, કેટલાંએ દુ:ખો સંકટો ભોગવે છે. અને માર ખાતાં ખાતાં શરીર પણ મરી જાય છે તો પણ તે એની મેળે જેવો ને તેવોજ, બહુ નિગરગટ્ટ (બેપર્વા) છે બેટો ! તેને ગમે તેટલો મારીએ તો પણ તે કોઇના તાબામાં જતો નથી. વીજળીના જેવો તે બહુ ચંચળ છે. વીજળીને કોઇ મારવાનું કહે તો તે બની શકે કે ? તે નાશી જશે. તેને શું મારો અને શું પકડો ! તેવીજ રીતનો આ જીવ છે. વીજળી શું, બિલાડી શું, જીવ શું એ બધા બેટાઓ સરખાજ છે. વિજને ઉલટાવીએ એટલે જીવ. વ+ઈ+જ=વીજ. એનાથી ઉલટ જ+ઇ+વ. આ જીવની ભાંજગડમાં

કદી પડવું નહીં. તે આપી શકાતો નથી. તેથી તેનાથી જે ઉત્પન્ન થયું હોય એટલે કે જીવભાવ તે આપવો. કોઇ કહેશે કે શુ એ અમારો જીવભાવ છે કે ? તો હા. પણ તેમાં તમારો જીવભાવ નથી તેથી તે આપી શકાતો નથી. ઠીક બાપુ, માંકડ કીડા વગેરે તે ? તેમને તમો તમારાથી થયેલા માનતા નથી તેથી તે પણ આપી શકાતા નથી. ત્યારે આ જીવભાવની નિશાની શી ? તો આપણાથી ઉત્પન્ન થઇ તેની પર આપણો પ્રેમ હોવો જોઇએ એટલે તે જીવભાવ. ત્યારે એવો જે જીવભાવ હોય તે પરમેશ્વરાર્પણ કરવો. પણ એ સમજીને આપણાથી કરી શકાતો નથી. તેથી ચોરની જરૂર. ચોર એટલે હરી. તેથી હરી, હરી, કરતા બેસવું અને એ હરી અમારાથી આપી શકાતું નથી માટે તુંજ લઇજા એમ કહેવું. કોઇ કોઇ સત્પુરૂષને કહે છે "મારી પર મહેરબાની રાખો. આનો અર્થ શો છે ? મે=મારૂં હર=હરણ કરનારા; એટલે મારા હરણ કરવાના વિષય તરફ "બાની" રાખો મહેર નજર કરો એટલે શું ? તો મારૂં સર્વ હરણ કરી લેવાની બુધ્ધિથી જુઓ; એટલે કે મારાથી તમને કંઇ આપી શકાતું નથી તેથી તમો ગમે તેમ કરી આવો, ચોરીને આવો અથવા ગમે તેમ આવો, પણ મારૂં સર્વ હરણ કરવાની નજર મ્હારી પર રાખો, પણ તમો એમ સમજશો કે ? વ્યવહારમાં કહે છે "આ શેઠજી અમારી પર મહેર નજર રાખો" એટલે કંઇ પણ ફાયદા માટેજ તે હોય છે. પણ દેવને મહેર નજર રાખવાનું કહેવું એટલે શું ? તો મારૂં સર્વ હરણ કરી લો, કારણ તે વગર મને ખરૂં સુખ મળતું નથી. તેથી દેવને કહેવું કે ફક્ત મારો જીવ અને તેનો ભાવ હરણ કરી લો.



ગુરૂવાર, તા. ૭ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ સુદ ૭ શકે ૧૮૪૬.

## દુઃખ ( દર્દ-માંદગી ) ગુરૂ છે-તપોધન એટલે શું? તપોધન લોકોનાં કલ્યાણનું મુખ્ય સાધન-સદ્‌ગુરૂ પોતાના તપોધનનો ઉપયોગ લોકો માટે કેવી રીતે કરે છે-દુઃખજ સર્વ સુખનું સાધન-મરદ અને સ્ત્રી બેઉ અવસ્થા મારી પાસે છે-મારામાં ખરૂં કન્યાપણું અને અખંડ સૌભાગ્યપણું કેમ આવ્યું તેની હકીકત-સ્ત્રી એ પતિનું પતિત્વ અને પતિએ સ્ત્રીનું સ્ત્રીત્વ હરણ કરવાની જરૂર-સુખ દુઃખ શબ્દની વ્યાખ્યા.

**દુઃખ (દર્દ, માંદગી) એ ગુરૂ છે.**

દુઃખ (દર્દ, માંદગી) ગુરૂ છે. જો કોઇને ગુરૂ કરવો હોય તો તેણે દુઃખને ગુરૂ કરવો. આપણને જે કાંઇ જ્ઞાન જોયતું હોય તે દુઃખ પાસેથી શીખાય છે. જો દુઃખ ન આવે, કંઈ ત્રાસ ન થાય, તો શીખવાનો કંઇ માર્ગજ નથી. જેની પાસે દુઃખનો ખુબ સંચય હોય તે ઉત્તમ ગુરૂ. જેમ કોઈ શ્રીમંત હોય છે; શ્રીમંત શબ્દથી પુષ્કળ પૈસો પાસે હોય એટલાથી શ્રીમંત નથી; પણ અનેક પ્રકારની જેટલી જેટલી ઉપભોગ્ય વસ્તુઓ છે તે બધી જો તેની પાસે હોય તો તે ખરો શ્રીમંત. તે જો ઓછી હોય તો તેટલા પ્રમાણમાં તે ઓછો શ્રીમંત. પુષ્કળ પૈસો હોય, પરંતુ પોતાને અને જગતને તેનો કંઇ ઉપયોગ ન હોય તો તે શ્રીમંત નથી. જેમણે પૈસા

વડે ખુબ ઉપભોગ્ય વસ્તુઓ સંપાદન કરી છે, જે પોતે તેનો ઉપભોગ કરે છે અને બીજાને પણ તેનો ઉપભોગ આપે છે, તે ખરો શ્રીમંત. તેવીજ રીતે અનેક પ્રકારનાં દુ:ખો છો. સર્વ દુ:ખોનો સંચય જેની પાસે ખુબ છે, તે સદ્‌ગુરૂ. તો એવાં કેટલાક મ્હોટાં મ્હોટાં દુ:ખો છે કે તે પાસે હોય એટલે સર્વ દુ:ખોનો તેમાં સમાવેશ થાય છે. તે દુખોનો ઉપયોગ તે ગુરૂ પોતે પણ કરે છે અને બીજાને પણ કરાવી આપે છે. જેમ કોઇ પરોપકાર કરનાર હોય તો તે પોતાના સ્નેહી સોબતીઓને પોતાની વસ્તુ તેમના ઉપયોગ માટે આપે છે; તેવીજ રીતે દુ:ખો એજ સદ્‌ગુરૂનું ધન. એવી રીતનું દુ:ખ રૂપી ધન પૂર્ણપણે

**તપોધન એટલે શું?** જેની પાસે હોય તે ત્રણે લોકોમાં શ્રેષ્ઠ. સંસ્કૃત ભાષામાં બોલીએ તો દુ:ખ રૂપી ધન એનો અર્થ તપોધન થાય છે. તપ એટલે સર્વ પ્રકારના તાપ, પછી તે સંસાર માટે હોય અથવા પરમેશ્વર માટે હોય. એવી રીતનું સર્વ પ્રકારનું તપ એટલે અનેક પ્રકારનું દુ:ખ લેવું તે. બળજબરીથી કહો અથવા એની મળે આવેલાં દુ:ખો એટલેજ તપ. દુ:ખને ધન કહીએ તો વિસંગત લાગશે, કારણ દુ:ખ તો દૂર કરવાને બધા તૈયાર હોય છે, પરંતુ તેને માટે તપોધન શબ્દ વાપરીએ તો ઠીક કહે છે; પરંતુ છે બેઉ એકજ. જે સત્પુરૂષ હોય છે તે સદ્‌ગુરૂ નથી હોતા. જે માને તેને માટે તે ગુરૂ હશે. સત્પુરૂષ પણ બીજાએ માનવોજ જોઇએ. જેને ઉપયોગ કરી લેવો હોય તે સત્પુરૂષ અથવા સદ્‌ગુરૂ બનાવે છે. બીજો તેને તેવો બનાવવાનો પ્રયત્ન કરે તો પણ સત્પુરૂષ પોતાની ઉપર તેનો અંગીકાર કરી લેતાજ નથી. એ બધું બીજા પર અવલંબીને રહ્યું છે. તેણે પોતાની ગરજ માટે સત્પુરૂષ અથવા સદ્‌ગુરૂ કહેવા. તે પણ શા માટે કહેવા? તો તેની પાસે ખૂબ દુ:ખનું ધન હોય છે અને તે એ ધન સંપાદન કરી તેનો ઉપયોગ પોતે કરી લે છે અને બીજાને પણ કરી આપે છે. તેથી પોતાની ગરજ માટે તેને સદ્‌ગુરૂ કહેવા.

હવે બીજાંને દુઃખ આપી તે દુઃખનો ઉપયોગ તેને કેવો થાય છે એ જોવાનું છે. જેમ શ્રીમંત પાસે કોઇ કંઈ ઇચ્છાથી જાય છે અને માંગે છે કે તમારો ટાંગો થોડા વખત માટે આપો તો ઠીક થાય. તે શ્રીમંત પરોપકારી હોય છે તેથી અથવા માગનાર મિત્ર હોય છે તેથી તેને તે આપે છે. તેવીજ રીતે સત્પુરૂષ પાસે

**તપોધનજ લોકનાં કલ્યાણનું મુખ્ય સાધન.**

જે આવે છે તે ઉપરથી તો સુખ માંગવાને આવે છે; પરંતુ ખરી રીતે અંદરથી તો તે દુઃખ માંગવા આવે છે એમ સમજવું. અંદરનો વ્યવહાર કરનારો સૂક્ષ્મ દેહાભિમાની હોય છે; તેનો કારભાર જુદો અને તે સ્થૂલ દેહાભિમાનીનો જુદો. સૂક્ષ્મ દેહી કોઈ વખતે સ્વતંત્ર વ્યવહાર કરે છે; પરંતુ સ્થૂલને તેવો વ્યવહાર કરતાં આવડતો નથી. અંદરથી ફોર્સ મળે ત્યારે સ્થૂલદેહી કારભાર કરે છે, ત્યાં સુધી તેનાથી કંઇ પણ થઇ શકતું નથી. સૂક્ષ્મદેહી કંઇક વ્યવહારો સ્થૂલને સોંપે છે અને કેટલાક સોંપતો પણ નથી. આવી વખતે સ્થૂલને તે સમજાતું પણ નથી; પરંતુ સ્થૂલનો સૂક્ષ્મ સાથે સંબંધજ હોવાથી પછીથી સ્થૂલને તે સમજાવા માંડે છે. જેમ કોઇ કલેકટર અથવા વરિષ્ટ અધિકારી હોય છે તેની નીચેના મામલતદાર વગેરે જે અધિકારી હોય છે તેમનાથી સ્વતંત્રપણે કંઇ પણ કરી શકાતું નથી. કલેકટર તરફથી જેવો હુકમ છુટે તે પ્રમાણે તે કરે છે; પરંતુ કલેકટર વગેરે વરિષ્ટ અધિકારી જે કંઈ કરે છે તે સ્વતંત્ર રીતે કરે છે, તેમાંની કંઇ પણ મામલતદારને અથવા નીચેના દરજ્જાના અધિકારીને ખબર પણ પડતી નથી. તેવી રીતે સ્થૂલ દેહાભિમાની અને સૂક્ષ્મ દેહાભિમાની સુખ મેળવવાનો પ્રયત્ન કરે છે; પરંતુ સુખ જેના તેના મને ઠેરવ્યાં હોય છે. જે ચીજથી તમને સુખ તે ચીજથી બીજાંને દુઃખ પણ થાય છે. એવા સુખ માટે જે ઉપાયો તે પણ જુદા જુદા હોય છે. તેવી રીતે સૂક્ષ્મ દેહમાં વાસ કરનારો તે પણ પોતાની રીત પ્રમાણે પ્રયત્ન કરે છે. સત્પુરૂષ પાસે એ બેઉ

આવે છે. સ્થૂલદેહને એની રીત પ્રમાણે સુખ મેળવવાની ટેવ તેથી તે સત્પુરૂષ પાસે જઇને કહે છે ' મારે નોકરી નથી, ચાકરી નથી, ગરીબ છું, તેથી તેની પ્રાપ્તિ થાય એમ કરો.' એ પ્રમાણે એની રીતને અનુસરી તે સુખ માંગે છે; પરંતુ સૂક્ષ્મ દેહી દુઃખ ભોગવવા આવે છે, તેથી સત્પુરૂષ સૂક્ષ્મ દેહને માન આપે છે. તમો કલેકટરને માન નથી આપતા કે ? તેવી રીતે સૂક્ષ્મદેહી જે માંગે તે પ્હેલાં આપવું પડે છે. હમણાંજ કહ્યું કે, સત્પુરૂષ પાસે દુઃખનો સંચય હોય છે. આથી જે યોગ્યતાનું દુઃખ તે સૂક્ષ્મદેહી માંગે તે તેને આપે છે. સૂક્ષ્મ દેહને ખબર હોય છે કે, દુઃખ માંગવું એટલે સુખ માંગવું છે; જેમ શ્રીમંત મનુષ્ય પોતાના મિત્રને તેના માંગવા પ્રમાણે આપે છે, તેમ સત્પુરૂષને કોઈ પારકું નથી હોતું, તેથી તે સૂક્ષ્મ દેહની યોગ્યતાનું દુઃખ તેને આપે છે; આપે છે શું ? તે તો તેમનામાંથી એની મેળે બ્હાર પડેજ છે. તે કેવી રીતે ? તો નદીના વ્હેળાના પાણીનો ઉપયોગ લોકો કરે છે. પણ તે તેનો ગમે તેટલો ઉપયોગ કરે તો પણ જ્યાંથી તે પ્રવાહ નીકળ્યો તેને કંઇપણ ધકકો પ્હોંચે છે કે ? ત્યાં તો તેનું કંઇપણ પરિણામ થતુંજ નથી. જેમ આ કેનાલના પાણીનો ખેડુતો બંધ બાંધી ઉપયોગ કરી લે છે, તે શું મૂળમાંથી નીકળે છે ત્યાં કંઈ કરે છે કે ? તેવી રીતે સત્પુરૂષોમાં કેટલાક લોકોનાં કલ્યાણનાં મુખ્ય સાધનો, એટલેજ તેમનામાં સચ્ચિદાનંદના સંયોગથી સુખરૂપ થઈ પડેલાં જે જે દુઃખો હોય છે, તે આપોઆપ બ્હાર છોડી મૂકયાં હોય તેમ બ્હાર પડયાંજ જાય છે. પછી તેના જે ખરેખરા ભકતો હોય છે તે તેનો સહવાસ, સેવાધર્મ, સત્ક્રિયા, પોતાની ખોટી ખોટી વિષયવસ્તુનું અર્પણ વગેરે રૂપી જે બંધ, તે બાંધ્યાં જેવું કરી, સત્પુરષ પાસેનું પોતાના અને પોતાના કુળનાં કલ્યાણ માટે ખેંચી લે છે. સેવાધર્મ સત્ક્રિયા વગેરે જે કહ્યાં તે, તે દુઃખો પણ એની મેળે આપણામાં આવે એ માટેજ છે; અને તે પ્રથમ સૂક્ષ્મ દેહાભિમાની તરફ જાય છે.

દુઃખના પેટમાં સુખ છે, તેથી તે સૂક્ષ્મ દેહી તે દુઃખ તે સ્થૂલને આપે છે અને પોતે સુખરૂપ અવસ્થા લે છે. સદ્‌ગુરૂ પાસેથી આવનારૂં જે દુઃખ તે દુઃખ આપનારૂં નથી હોતું, પણ સૂક્ષ્મ દેહ પાસે જ કાંઈ દુઃખનાં કારણો પાપ વગેરે છે તે આગળ હઠાવવા માટે એટલે સ્થૂલ દેહ તરફ નાંખવા માટે તે સાધનભૂત હોય છે. સત્પુરૂષ પોતાની પાસેના સચ્ચિદાનંદના સંયોગથી સુખકારક થયેલાં દુઃખોને કચરો કસ્તર સમજી બ્હાર ફેંકયાંજ કરે છે. પછી ભકતનો સૂક્ષ્મ દેહી તે સત્પુરૂષ પાસેથી આવેલાં સુખકારક દુઃખો લઇ બેસે છે, અને સૂક્ષ્મ પાસે પાપને લીધે જે દુઃખો હોય છે તે સ્થૂલ દેહાભિમાની તરફ ફેંકે છે. સત્પુરૂષ પાસે જે સચ્ચિદાનંદના સંયોગથી સુખરૂપ દુઃખો બન્યાં છે તેને તેઓ પોતાની પાસે રાખતા નથી. કારણ તે પાસે રહી જો સુખાનુભવ આવવા લાગે અથવા તો તે લેવા માંડે તો તેની તપોધન અવસ્થા ભંગ થવા જાય છે. કારણ તપોધન અવસ્થાનેજ તેઓ અત્યંત મહત્વની સમજે છે. પછી સૂક્ષ્મ દેહ તરફથી સ્થૂલ દેહાભિમાની પાસે દુઃખો આવવા લાગે એટલે લોકો કહે છે "બાબા, તમારે ત્યાં આવ્યો અને દુઃખ વધ્યું." હું કહું છું "ત્યારે ભોગવ" પણ સત્-પુરૂષને ખબર હોય છે કે, આ દુઃખ અમુક દિવસ રહેશે. જેમ જેમ સ્થૂલદેહી દુઃખ ભોગવે છે, તેમ તેમ સૂક્ષ્મદેહી સુખી થાય છે. તે દુઃખનું પણ પ્રમાણ હોય છેજ. તે પ્રમાણ પુરૂં થવા આવે, એટલે પછી સૂક્ષ્મદેહની સુખરૂપ અવસ્થા સ્થૂલદેહ પર આવવા માંડે છે અને તે કહે છે "હવે મને જરા ઠીક લાગે છે, પીડા ટળી." સત્પુરૂષનાં સુખરૂપ થયેલાં બધાંજ દુઃખો લેવાનો ભકત લોકોનો અધિકાર પણ કયાં હોય છે! શ્રીમંત પણ પોતાની સંપત્તિ બીજાને આપે છે કે? તે જરૂર જેટલી આપે છે અને ફરી ભેગી પણ કરે છે. તેવીજ રીતે સત્પુરૂષનું હોય છે. એટલે,

**સદ્‌ગુરૂ પોતાના તપોધનનો ઉપયોગ લોકો માટે કેવી રીતે કરે છે?**

કે ભકતોના તરફ તેનાં દુઃખો એટલે તપોધન જાયજ છે અને એની મેળે તપોધનનો સંચય ફરી તેમનામાં થયાંજ જાય છે. જેમ કુવામાંથી જેટલું પાણી કહાડીએ તેટલું પાણી પાછું કુવામાં ભરાઇજ જાય છે. તે દુઃખથી તે કંટાળતાજ નથી. જેમ લાકડાં, છાણાં વગેરે ભેગાં કરી રાખે છે તે શા માટે? તો બાળવા માટે અથવા અગ્નિ સળગાવવા માટે તે એક સાધન છે તેથી સારી વસ્તુ, કપડાંલત્તાં વગેરે કંઇ દેવતા સળગાવવાને ઉપયોગમાં લેતા નથી. તો હલકા પદાર્થો, ખરાબ લાકડાં, છાણાં, કચરો કસ્તર વગેરેનોજ આ કામ માટે સંગ્રહ કરી રાખે છે. તેવી રીતે સત્પુરૂષ દુઃખ (પાપ) રૂપી લાકડાં, છાણાં ભેગાં કરી સંગ્રહમાં રાખે છે. અને તેનો લાકડાં પેઠે જ્ઞાનાગ્નિ સળગાવવામાં ઉપયોગ કરે છે. અગ્નિ પુષ્કળ પ્રકારના કહ્યા છે અને તેમના લાકડાં પણ જુદા જુદા હોય છે; તેમજ તેના ઉપયોગ પણ જુદા જુદા છે. મોટરના અગ્નિનું લાકડું પેટ્રોલ હોય છે. ગૅસનો અથવા કેરોસીન લાઇટનો અથવા ઘરમાં બીજા દીવા કરો છો તેને જે અગ્નિની જરૂર છે તેનું લાકડું એટલે તેલ તે જુદાજુદા પ્રકારનું છે. પેટમાંના જઠરાગ્નિને ભાત ભાખરીનાં લાકડાં જોઇએ છે. તેવીજ રીતે જ્ઞાનાગ્નિ પ્રકટ થવા માટે પુષ્કળ પ્રકારનાં લાકડાંઓ છે. તેમાંથી લોકોનાં પાપ વગેરે એ એક મુખ્ય લાકડું (બળતણ) છે; તે લઇ તે અગ્નિ સળગાવવો અને લોકોને સુખરૂપ થયેલાં દુઃખો આપવામાં તેનો ઉપયોગ કરવો. લોકોને સુખકારક દુઃખો આપી તેમની દુઃખકારક અવસ્થા લેવી અને ફરી તે જ્ઞાનાગ્નિના યોગવડે સુખકારક કરવી, એવો ક્રમ ચાલુજ છે.

ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात्कुरुते तथा।

भ. गी. अ. ४ श्लो. ३७.

જ્ઞાનાગ્નિથી સર્વ પ્રકારનાં દુઃખોનો નાશ થાય છે. સત્પુ-

રૂષ પાસેનાં દુઃખો બળજબરીથી લેવાં પડે છે અને તેજ આપણને સુખકારક થાય છે. જેમ લોકો ખોત લે છે.

**દુઃખ સર્વ સુખનું સાધન.** ખોત એટલે ખેતરમાં ખરેખર માલ તૈયાર નથી થયો, થોડો ઘણો તૈયાર થાય છે એટલામાં કોઇ તે માલ ઉદ્ધડ લઇ લે છે. દાખલા તરીકે શેરડી છે. બેચાર મહિને તે ગોળ તૈયાર કરવા માટે ઉપયોગી થઈ પડશે. એવી તે શેરડીઓ તે વેચાતી લે છે. તે બેનો સોદો થાય એટલે પેલો લેનારો શેરડી લે છે, તેને ખોત કહે છે. તે શેરડી તાબામાં લેવી એટલે જાણે તે માલીક પાસેથી એકાદું દુઃખજ લીધું એમ થાય છે. જેણે શેરડી રોપી તેણે દુઃખ પેરી મૂક્યું અને તેજ બીજાએ લીધું. તે માલીક પાસે જ્યારે માંગવા ગયો ત્યારે માલીક વિચાર કરે છે કે આપણે આટલા દિવસો આ ત્રાસ સોસ્યો, આ એક પ્રકારનું દુઃખજ છે: આ માંગે છે તો એને તે આપી દેવું. એવો વિચાર કરી તે વેચે છે અને લેનારા લે છે. જેમ વેચાતું શ્રાદ્ધ લેવાનું કહે છે તેવું આ છે. પરંતુ તે દુઃખ પેલો પોતાના ભાવિ સુખ માટે લે છે, શેરડી લીધી કે તેને પાણી રેડવું, પીલવાનું યંત્ર લાવવું, વગેરે અનેક પ્રકારની ખટપટો એ સર્વ દુઃખજ છે. તે બધું પૂર્ણપણે ઇમાન ઇતબારથી સહન કરે તો તેને પછી ગોળ મળે છે. એટલે સુખનો અનુભવ મળે છે તેવુંજ આ છે. સત્પુરૂષ પાસે અનેક પ્રકારનાં દુઃખો હોય છે; તે લેવાને તમો આવો છો. અંદરનો સૂક્ષ્મ દેહી એ બધું જાણે છે, તેથી તે દુઃખજ માંગવાને આવે છે અને તમો સ્થૂલ દેહી સુખ માંગવાને આવો છો; તેથી બધી ચીજોમાં દુઃખને મહત્વ આપવામાં આવે છે. આપણા કોઇપણ સુખનું સાધન દુઃખજ છે. જુલાબ થવા, તાવથી માંદા પડવું, વગેરેજ દુઃખો નથી; પણ સરકારી નોકરી કરવી, શિક્ષણ લેવું, તાપ તડકામાં રખડી પૈસા મેળવવા, વેપાર કરવો એ બધાં દુઃખજ છે; પરંતુ તેનું પરીણામ વ્યવહારી સુખ એ હોય છે. એટલે સત્પુરૂષ પાસે તમો આવો એટલે સત્પુરૂષ કહે છે, "આવ્યો, ઠીક થયું, તારૂં કલ્યાણ

થશે; માટે લે આ દુઃખ." તે દુઃખ ટકતું નથી, પરંતુ ફક્ત સુખ મળે છે. કારણુ જગતમાં દુઃખ નથીજ, બધું સુખજ છે; પરંતુ તે દુઃખના આધાર શિવાય ઉપભોગ લઇ શકાતો નથી.

દુઃખ શેને કહેવું અને સુખ શેને કહેવું એનું પૃથક્કરણુ ( Analyse ) કરી તેની ગમ્મત જોઇએ તો કંઇપણુ હાથમાં આવતું નથી. તેલ પણુ નથી, ઘી પણુ નહી, ને ધુંપદાનું પણુ હાથમાં મળતું નથી !

( એટલામાં હૈદ્રાબાદના મહબુબ રાજાએ સહકુટુંબ મહારાજની પૂજા કરી સાડી ચોળી ધોતીઉં વગેરે વસ્ત્રો અર્પણુ કર્યાં તે પરથી મહારાજ બોલ્યા. )

જુઓ પુરૂષનું કામ મારે કરી લેવું પડે છે, અને સ્ત્રીઓનું કામ પણુ મારેજ કરવું પડે છે. હું હરવખતે વિચાર કરૂં છું કે

**સ્ત્રી અને પુરૂષ અવસ્થા મારી પાસે છે.**

હુ તો પુરૂષ માણુસ છું. તો સાડી ચોળી કાંસકી અથવા કોઇ "પૂણી" કહે છે જેનાથી સ્ત્રીઓના બાલ સાફ કરાય છે, એ બધી ચીજો મારે શા માટે જોઇએ ? જ્યારથી મને એ અવસ્થા આવી છે ત્યારથી સ્ત્રીની ચીજોજ મારી પાસે આવે છે. હું પહેલાં પહેલાં વિચાર કરતો હતો કે, શું મારૂ લગ્ન થયું છે ? ને કોઇ મારો વર છે ? હવે મને ખ્યાલ આવી ગયો છે કે હું અખંડ સૌભાગ્યવતી છું, અને મારો વર પરમેશ્વર છે; એજ આ ચીજો મોકલી આપે છે. મરદોની ચીજો પણુ મારી પાસે આવે છે. સ્ત્રી અને પુરૂષ બેઉ અવસ્થા મારી પાસેજ છે. હું સ્ત્રીઓની ચીજો ટાળવાનો પ્રયત્ન કરૂં છું. કોઇ એકાદી સ્ત્રી જો તૈયાર થઇ જાય તો એ મારાથી ટળી જાય. એ મારો વર કહે છે કે હું હરેક વખતે છું તેથી તમો પણુ કાયમ રહો. હું કહું છું મને સ્ત્રીપણાંનો કંટાળો આવ્યો છે. તમને પતીપણાનો કંટાળો નથી આવતો કે ? ત્યારે એ કહે છે મને

કંટાળો આવી જશે ત્યારે હું સ્ત્રી બનીશ અને તમો પતી બની જશો. પણ આપણી અવસ્થાનો કદી પણ ભંગ પડશે નહીં. આપણા નસીબમાં એ વાત છે.

(પિંજરામાં માલન નામની છોકરી શરીર ચાંપતી બેઠી હતી તેને તે સાડી મહારાજે આપી અને કહ્યું 'માલન, તું આ સાડી લે તને આજે અહીં અંદર બેસી શરીર દાબવાની બુદ્ધિ થઈ તો તુંજ લે આ લુગડાં ચૂડા વગેરે.)

એમ થાય છે સમજી કે? જે જે કંઇ સત્પુરૂષ પાસે આવ્યું છે, તે જેની પાસે જાય તેને તેજ અવસ્થા આવે છે. ધારો કે આ છોકરીને આ આપવામાં આવે, તો અહીં તો હવે અખંડ સૌભાગ્યપણું આવ્યું છે, ત્યારે તે સૌભાગ્યપણું આ છોકરીને મળવાનું બીજારોપણ થયું. મારો સ્વભાવ મુદ્દામ કંઈ કરવાનો નથી અને વખત પર જે થાય તેમાં ફેર બદલ થવા દેવાનો નથી.

આ એક ગમ્મત છે કે પુરૂષોનાં કપડાં મારી પાસે થોડાં આવે છે. સ્ત્રીઓનાં ખૂબ આવે છે. હું સ્ત્રી તો ઠરી, પણ કોની? તો જે અખંડ હોય તેની. કારણ સૌભાગ્ય અખંડ આવ્યું છે માટે પતિ પણ અખંડજ હશે. તેથી હું બધા લોકોને કહું છું, તમે મારો પતિ જોયો નથી. મને તે દેખાય છે કે નહીં, તે મારો કેવી રીતે ઉપભોગ લે છે. અને હું પણ તેનો કેવી રીતે ઉપભોગ લઉં છું, એ મારી મનેજ ખબર; તે કંઇ તમારાં વ્યવહારના સ્ત્રી પુરૂષોની રીત પ્રમાણેનો નથી. તે જો તમને દેખાતો નથી તો સ્વાભાવિકજ રીતે હું કેવી છું તે તમને કેવી રીતે દેખાય? ઉપરનું સ્વરૂપ જોઇ મને તમો ગમે તે સમજો, પરંતુ તમારીજ અંદરનો સૂક્ષ્મદેહી જે જીવ છે તે ફક્ત હું કેવી સ્ત્રી છું તે થોડું થોડું જાણે છે, તેથીજ તમારૂં અહીં આવવા તરફ ખેંચાણ થાય છે. ત્યારે તમનેજ વર શા માટે ન કહેવા? તમેજ મારા વર, એવી યોગ્યતા હું તમને આપી રહ્યો છું તો ગમે ત્યારે તે

મારા વર પેઠે તમને થવાનો પ્રસંગ આવશેજ; જેમ પત્થર ઉપર રામકૃષ્ણ ઈત્યાદિકોનો પ્રયોગ તમો કરો છો અને તે ઠેકાણે તે અવસ્થા પ્રકટ થાય છેજ; તેવી રીતે તમારી ઉપર હું મારા વરનો પ્રયોગ કરી રહ્યો છું.

મારા હાથમાંની બંગડી અખંડ છે. કોઇપણ વખતે તે ભાંગે એવી નથી. એટલે મારો વરજ અખંડ છે. મને વર મળ્યાનો અનુભવ આવ્યો તે પ્હેલાં મારામાં કન્યાપણું આવ્યું. તે કન્યાપણું કન્યા કુમારીએ બે શબ્દની જે મેં વ્યુત્પત્તિ કરી છે તે પ્રમાણે ખરૂં કન્યાપણું, ખરૂં કુમારીપણું મારામાં આવ્યું છેજ કારણ તે મારાં કન્યાપણાનો મને અખંડ પતિ મળ્યો છે છતાં, પણ ભંગ નથી અને પતિનો પણ નથીજ. ત્યારે એવી રીતનું કન્યાપણું મને કેમ આવ્યું તે સંબંધમાં હું પ્હેલાં બોલ્યો હોઇશ કે ન બોલ્યો હઇશ, પરંતુ હવે તે ટુંકામાં સાંભળી લો. સાંઈબાબાના સહવાસમાં હતો ત્યારે પુષ્કળ સર્કલ્સ (વર્તુળો) મને દેખાતાં અને પ્રત્યેક સર્કલમાં અઘટિત વાત દેખાતી. તેમાંના એક સર્કલમાં જે દેખાવ દેખાયો તે હું હવે તમને કહું છું. એકવાર શિરડીથી રહાતે સડક રસ્તે જતો હતો. અર્ધો માઇલ ગયો ન ગયો હઇશ. તે વખતે દહાડે સાડાચાર વાગ્યાને સુમારે એક સર્કલ આવ્યું. તેમાં દસ બાર વર્ષની બે છોકરીઓ હતી. તે છોકરીઓ કોણ હશે એમ હું વિચાર કરૂં છું એટલામાં તે બેઉએ મારો હાથ છુટે નહીં એવી રીતે જોરથી પકડયો અને મને તેઓ તે સડક છોડી એક મોટા મેદાનમાં લઇ ગઇ. મેં તેમને કહ્યું "અરે, તમો કોણ છો ? મને કયાં લઇ જાવ છો ?" પરંતુ તેઓ કંઇપણ બોલી નહીં. તે મેદાનમાં ઝાડ વગેરે કંઇપણ મને દેખાયું નહીં, પરંતુ એક થાંભલો ફકત ત્યાં હતો, તે થાંભલો કેટલો ઉંચો અને કેટલો જાડો હતો તેનો પતો નહોતો, તેવીજ રીતે તે થાંભલો શેનો હતો તેની પણ મને કલ્પના નથી. મને તે છોકરીઓએ તે

**મારામાં ખરૂં કન્યાપણું અને અખંડ સૌભાગ્યપણું કેમ આવ્યું–તેની હકીકત.**

થાંભલા સાથે બાંધી નાંખ્યો અને તેઓ ત્યાંથી ચાલી ગઇ. તેમણે મને એવો તો સખત બાંધ્યો હતો કે ગમે તેટલું મથ્યાં છતાં પણ મારાથી છુટી ન શકાયું. હવે તે મેદાન, તે થાંભલો અને હું એકલાંજ રહ્યાં. પછી અહીંથી જેટલું દેવળ છે તેટલા અંતર ઉપર એટલે સરાસરી સો બસો હાથને અંતરે ખૂબ છોકરીઓ, આઠ નવથી તે પંદર સોળ વર્ષની ઉમ્મરવાળી દરેક જાતની જુદા જુદા પહેરવેશવાળી હોઇ તેઓ અનેક પ્રકારની રમત રમતી હતી, અને ગાંયનો ગાતી હતી એવો દેખાવ મને દેખાયો; તે અવસ્થાને જો કે કાળ નથી તો પણ થોડો વખત તે દેખાવ દેખાતો અને ફરી બંધ થતો. કેટલોક વખત જાય કે બીજીજ છોકરીઓ મારી પાસે આવતી. હું તેમને "મને તમે શા માટે બાંધ્યો" એમ દયાજનક મ્હોં કરી પૂછતો, પરંતુ તેઓ કંઇપણ બોલ્યાં શિવાય ફક્ત મારા તરફ જોઇ હસીને ચાલી જતી ! આમ બે ત્રણ મહિના ગયા. પછી આખરે બે ત્રણ છોકરીઓ આવી અને મને છોડી તેમના સમુદાયમાં લઇ ગઇ; તેઓ મને કહેવા લાગી કે તમો અમારી સાથે સ્ત્રી બની જાવ એટલે અમો તમને છોડીશું. મેં કહ્યું, "હું સ્ત્રી કેવી રીતે બનું ?" તેઓએ કહ્યું કે અમો તમને સ્ત્રી કરીશું. છેવટે ઇલાજ ન હોવાથી મેં તેનું કહેવાનું કબુલ કર્યું. પછી તેઓ ખુબ બંગડી લાવ્યાં અને આ પ્હેરે છે કે તે પ્હેરે છે એમ મને પુછવા લાગ્યાં. પ્રત્યેક બંગડી મને બતાવી આ મહિનો ટકશે, આ બે મહિના ટકશે, આ એક વર્ષ ટકશે, અને કેટલીક અર્થાએ વધારે ટકશે એમ મને કહ્યું અને છેવટે ન ફુટે એવી બંગડી તેમણે મને દેખાડી. મેં તેમને કહ્યું કે જે ફૂટે એવી હોય તેજ મને ઘાલો. તેમણે કહ્યું અમે તમને કદી પણ ન ફૂટનારી બંગડીઓ ઘાલીશું. તે પ્રમાણે તેમણે કદી ન ફૂટનારી બંગડી મારા હાથમાં ઘાલી. મેં તેમને કહ્યું "અરે તમે મારા હાથમાં બંગડી પહેરાવી. હવે આગળ કેમ થશે ? તેઓએ કહ્યું હવે તું સ્ત્રી થઇ, હવે તું વર કર અને તને તે વર પણ કાયમનો વર મળશે." પછી તે છોકરીઓએ મને ખૂબ વાતો કહી અને એક ચામડાંની કોથળી આણી

તેમાં તે વાતો ભરી પછી તે કોથળીને (મ્હોરબંધ) સીલ કરી તેમણે તે મને આપી અને અમો કોણ છીએ તે તને આગળ ઉપર સમજાશે.” એમ કહી તે ગઈ અને તે સર્કલ પણ અદૃશ્ય થયું. મને એ સર્વ પુષ્કળ દિવસની મુદતમાં થયું હોય એમ લાગ્યું, પરંતુ પૂરી જોઉં છું, તો હું સડકપરજ છું આ વાતને તદન થોડો પણ અવકાશ લાગ્યો નથી. એટલે તે વખતે એનો એજ વખત હતો! મને એવા હંમેશ પુષ્કળ દેખાવો દેખાતા હતા તેથી આનું કંઇ આશ્ચર્ય લાગ્યું નહીં. સારાંશ, ત્યારથી મને મારામાં અખંડ કન્યાકુમારીપણાંનો અનુભવ આવી અખંડ સૌભાગ્યપણાંનો પણ પૂર્ણ અનુભવ આવે છે. તેથી હવે મારૂં કન્યાકુમારીપણું અને સૌભાગ્યપણું પણ અખંડજ થઈ બેઠું. મને હવે અંદરથી એવો દેખાવ દેખાય છે કે હું અખંડ સ્ત્રી હોઇ સર્વ સ્ત્રીપુરૂષો એ મારા વરો છે.

લગ્ન થયાં પછી સ્ત્રીનું એજ કર્તવ્ય છે કે, પતિનું પતિત્વ હરણ કરી તે પોતાનામાં લેવું. પતિએ પોતાની સ્ત્રીના યોગથી પોતાનાં પતિપણાંનો નાશ કરી લેવો. સ્ત્રીએ પતિની સેવા કરી તેને પરમેશ્વર કહેવો, એવો એનો ધર્મ છે. સેવા એ શબ્દનો અર્થ મેં પ્હેલાં કહ્યો જ છે. તે પ્રમાણે સ્ત્રીએ પતિની સેવા કરવી એટલે તેનું પતિપણું હરણ કરવું. પતિ એટલે શું? અને તેનો ઉપયોગ શો? વગેરે ભાષણ પણ થઈ ગયુંજ છે. પતિ એ શબ્દથી સર્વ કુળને અધોગતિએ લઈ જનારો એવો અર્થ કર્યો છે. તેથી સ્ત્રીનું કામ એ છે કે, તે અને તેનું કુળ પડતું હોય એટલે અધોગતિએ જતું હોય તેને ઉપર કહાડી લેવું. પતિ

**સ્ત્રીએ પતિનું પતિત્વ અને પતિએ સ્ત્રીનું સ્ત્રીત્વ હરણ કરવાની જરૂર.**

અવસ્થા પત્નિ અવસ્થાથી હલકી છે. વ્યવહારમાં તમો તમને શ્રેષ્ઠ કહેવડાવી લો છો પરંતુ અંદર જોતાં તમારી નિકૃષ્ટ અવસ્થા દેખાઈ આવે છે. તેથી સ્ત્રીએ એની રીતનું તે પતિત્વ હરણ કરી લેવું, કારણ તેનામાં મૂળનું શ્રેષ્ઠત્વ છે તેની જાણ તેને તે પતિત્વ હરણ કરી લીધાં શિવાય થતી નથી. પતિએ

તેનું સ્ત્રીત્વ હરણ કરવું અને સ્ત્રીએ પતિત્વ હરણ કરવું. એ માટે આ યોજના છે. એમાં બીજું પણ એક ગૂઢ છે. સેવ્ય સેવક ભાવમાં આખરે એવોજ કાર્ય ભાગ થાય છે કે, તેના તરફથી તેણીનું સ્ત્રીત્વ અને તેણીના તરફથી તેનું પતિત્વ હરણ થઇ બેઉએ આત્મલાભ કરી લેવો. હવે તે રહેવા દો, આપણું સુખદુઃખ વિષે બોલવાનું ચાલુ છે તેજ હવે પૂરૂં કરી લઇએ.

સુખ દુઃખની વ્યાખ્યા શી થાય છે તે જોઇએ, સુખ એ શબ્દમાં સુ+ખ અને દુઃખ એ શબ્દમાં દુસ્+ખ એ શબ્દો છુટા પડે છે. ખ બેઉમાં હોઇ "સુ" અને "દુસ્" એ તેનો ઉપસર્ગ છે. "સુ" એટલે सुतराम् એટલે અતિશય અથવા સુ એટલે सुष्टु એટલે સારૂં આ બેઉ અર્થમાં તે "સુ" સમજવો. હવે "ખ" એટલે આકાશ, પોકળી; એનો અર્થ કંઇ નહીં, શૂન્ય. "સુ" નો અર્થ સારૂં એમ લઇ ચાલીએ અને "ખ" નો કોઇપણ અર્થ લઇએ તો તે બધાનું પરિણામ એકજ આવે છે. એટલે બધાનું પરિણામ કંઇ નહીં એમ થાય છે. તે કેવી રીતે તો "સુ" એટલે સારૂં; તો શું સારૂં ? તો "ખ" સારૂં "ખ" એટલે પોકળી, શૂન્ય, કંઇ નહીં એ સારૂં એટલે કંઇ નહીં એ અવસ્થા સારી. હવે સુ એટલે सुतराम् અતિશય એ અર્થથી કેવો અર્થ નીકળે છે તે જોઇએ. ત્યારે અતિશય, "ખ" એટલે અતિશય પોકળી, શૂન્ય અથવા કંઇ નહીં એવો અર્થ થાય છે. ત્યારે સુખ, સુખ જે કહે છે તે શું ? તો અરે કંઇજ તો નથી એવી ટુંકામાં વ્યાખ્યા થઇ. એટલે અતિશય કંઇ નહીં એટલે તે કેટલું છે તેની માપ ગણત્રી નહીં તે સુખ; તે સારૂં હોઇ અતિશય છે. સારૂં એટલે આનંદ, આનંદ અતિશય છે એટલેજ સુખ; એનુંજ નામ સચ્ચિદાનંદ તે "ખ" ને માપ ગણત્રી નથી તેથી તે सत् અને તે અનુભવમાં આવે છે તેથી ચિત્ અને તે સારૂંજ છે તેથી આનંદ, તેથી તે સુખ શબ્દમાં સચ્ચિદાનંદ છે. તે કંઇ નહી, તે પોકળી, તે શૂન્ય, તેજ અતિશય આનંદરૂપ જે છે તે જેને મળ્યું તેને સુખી કહેવો અને તેજ ખરા સચ્ચિદાનંદનો અનુભવ લેનારો.

હવે "સુ" થી ઉલટું "દુસ્" એટલે ખરાબ; અને "ખ" નો અર્થ જેવો ત્યાં તેવો અહીં. એટલે ખરાબ પોકળી, ખરાબ આકાશ ખરાબ શૂન્ય અથવા ખરાબ કંઈ નહીં એવો અર્થ નીકળે છે. સુખ એટલે અનુકુળ વેદન, જે ગમે છે તે અને દુઃખ એટલે પ્રતિકૂળ વેદન, જે નથી ગમતું નથી તે. ઉપરની વ્યાખ્યા પ્રમાણે મૂળનું જે શુધ્ધ "ખ" તે "સુ" ઉપસર્ગને પણ છે અને "દુસ્" ઉપસર્ગને પણ છે. તે "ખ" ને "સુ" ઉપસર્ગ લગાડી તે "સુ" ને સારૂં અથવા અતિશય એ ગુણવાળા અર્થ પ્રમાણે આપણે માનીએ અથવા ઠેરવીએ તો આપણને અનુકુલ વેદન અહીંથી ઠેઠ સચ્ચિદાનંદ પર્યંત નિરંતર થાય છે; અને તેજ "ખ" ને જો "દુસ્" એ ઉપસર્ગ લગાડી તેના ખરાબ અર્થ પ્રમાણે આપણે માની જો ઠરાવીએ તો તેજ ('ખ') પ્રતિકુળ વેદન થાય છે. એ ઉપરથી 'ખ' એ એક અવસ્થા છે; પરંતુ અનુકુલ અને પ્રતિકૂળ એવા જો કે એ અનુભવો આવે છે તો પણ 'ખ' કંઇ એ નથી. 'ખ' એકજ છે. તે 'ખ' એટલે શું? તો હું જે હંમેશ પેલું 'કેવળ' 'કેવળ' કરી કહું છું તે 'કેવળ' ના આધાર ઉપર તે 'ખ' ની ઉત્પત્તિ છે. તે 'ખ' ને 'સુ' લગાડીએ તો તેના અર્થ પ્રમાણે તેનો ઉપયોગ થાય છે, દુસ્ લગાડીએ તો તેના અર્થ પ્રમાણે તેનો ઉપયોગ થાય છે, અને કંઇજ ન લગાડીએ તો તે 'ખ' 'કેવળ' અવસ્થામાં રહેશે. 'સુ' એટલે સારૂં સારૂં જે કંઇ હોય ન હોય તેના આરંભનું નિરાકાર રૂપ એટલે 'ખ'. પછી એવા આ 'ખ' નેજ 'સુ' અથવા કેવળ આનંદજ કહીએ તો શી હરકત છે? 'સુ' એટલે ફાવે તેટલું, ખૂબ, અતિશય, સારાં સારાંનું એકીકરણ, પણ તે નિરાકાર; એટલેજ અત્યંત પૂર્ણ આનંદ. એવીજ રીતે તે 'સુ' ઉપસર્ગ લાગે છે તે 'ખ' ને પણ કેમ ન કહેવું? તેવીજ રીતે તે 'ખ' ને જો 'દુસ્' ઉપસર્ગ લગાડયો હોય તો 'દુસ્' ઉપસર્ગનો અર્થ જે ખરાબ ને અર્થ પ્રમાણે જગત્માં ખરાબ ખરાબ જે કંઈ હોય ન હોય અને ખરાબને લીધે જે કંઈ સારૂં સારૂં માનવામાં આવે છે એટલે જગત્માં માનેલું, વ્યવહારમાં

સંસારમાં જે માનેલું જે સારૂં તે સર્વ પ્રકારના ખરાબનાં સ્થૂલ આરંભનું નિરાકાર રૂપ તેજ તે 'ખ' બને છે.

પરન્તુ એવું જે તે એકજ 'ખ' છે તે પોતાની મેળે પોતાની આગળ 'સુ' પણ લગાડી લેતું નથી અને 'દુસ્' પણ લગાડી લેતું નથી. પણ જે તે 'ખ' ને 'સુ' લગાડશે તેને તે 'સુ' ના અર્થ પ્રમાણે ઠેઠ સુધી અનુભવ આવશે એટલે તે 'ખ' આખર સુધી આનંદજ આપશે. એટલે તેને માટે તે 'ખ' સુખરૂપ થઇ પડશે. અને જે કોઇ તેજ 'ખ' ને 'દુસ્' લગાડશે, તેને તે અર્થ પ્રમાણે તેજ 'ખ' અત્યંત કલેશરૂપ દેખાડશે; એટલે તેને માટે તે 'ખ' દુઃખરૂપ થઇ પડશે. 'દુસ્' ઉપસર્ગ લાગેલું જે 'ખ' તેજ જગરૂપે આવ્યું છે. જગતમાં જે પોકળી કે જેમાં આપણે કંઇ નથી એમ કહીએ છીએ, એવું જે અનેક વસ્તુની વચ્ચેનું અંતરીઆળ તે 'દુસ્' ઉપસર્ગ લાગેલું 'ખ' છે. જગતમાંનું અંતરીઆળ કહો અથવા પોકળી કહો, અથવા આકાશ કહો, અથવા ત્યાં કંઇ નથી એ શબ્દથી કહો, એવી રીતનું આ 'દુસ્' ઉપસર્ગ લગાડેલું જે 'ખ' તે અનેક સ્થિરચર વસ્તુનું અને સુખદુઃખના આરંભનું નિરાકારરૂપ સમજવું. સર્વ સુખદુઃખનું અને સ્થિરચર વસ્તુનું ગુપ્ત બી એ આપણી નજર સામે જે પોકળી છે તેમાંજ છે; તેથી સર્વ સ્થિરચર વસ્તુ સુખકારક થાય છે અને તેજ દુઃખકારક પણ થાય છે. જેને આધારે સ્થિરચર વસ્તુરૂપે આ જગત્ છે એવા આ 'દુસ્' ઉપસર્ગ લાગેલાં 'ખ' માં અનેક રૂપો અને રૂપાંતરો થાય છે, જે 'ખ' ને 'દુસ્' ઉપસર્ગ લગાડવામાં આવ્યો છે, તેજ 'ખ' માં આપણે છીએ તેથી અખંડ સુખાનુભવના આપણે અધિકારી નથી. તેથી જે કોઇ તે 'ખ' ને લાગેલા 'દુસ્' ઉપસર્ગ કહાડવાનો પ્રયત્ન કરે અને જે 'સુ' 'ઉપસર્ગ' પૂર્ણપણે લગાડી લે, તેજ ઉપર વર્ણવેલી સુખરૂપ અવસ્થામાં એકલોજ અખંડ આનંદનો અનુભવ લેતો બેસશે અને પરમેશ્વર રૂપ અવસ્થામાં પણ તેજ રહેશે. 'સુ'

ઉપસર્ગ લાગેલાં ' ખ ' ની જો આપને જરૂર હોય તો કોઇ એક કવીએ એમ કહ્યું છે કે

सुसंगति सदा वडो.

એટલે ' સુ ' ઉપસર્ગ લાગેલા ' ખ ' માં જે કોઇ જઇ પહોંચ્યો હોય તેની સંગતીમાં રહીએ એટલે ' ખ ' ને લાગેલો ' દુસ્ ' ઉપસર્ગ નાશ પામી તેજ 'ખ' ને ' સુ ' ઉપસર્ગ લાગ્યાનો અનુભવ આવશે. સ્રી પુરૂષોમાંથી કોઇ એકને તે ' સુ ' ઉપસર્ગ લાગેલું ' ખ ' જડે એટલે તે અથવા તેણી પોતાના કુળના બાકીના સર્વ પરિવારને સુખરૂપ અવસ્થામાં લઇ જાય છે.

જે કંઇ નિર્માણ થાય છે તે આ ' ખ ' માંથીજ ઉત્પન્ન થાય છે. ' ખ ' એટલે આરસા જેવું એક સર્કલ છે. તે ' ખ ' ને ' સુ ' લગાડીએ એટલે તેમાંથી ' સુ ' ના ગુણધર્મ બ્હાર પડશે અને તેજ ' ખ ' ને ' દુસ્ ' લગાડીએ તો ' દુસ્ ' ના ગુણધર્મ જે ખરાબ ખરાબ, તે અનુભવમાં આવશે. એ સર્વ તે ' ખ ' ને ઉપસર્ગ લગાડનારા પર છે. છે શું અને નથી શું ? ફાવે તો ' સુ ' લગાડો, ફાવે તો ' દુસ્ ' લગાડો; તે પ્રમાણે તે પરિણામ દેખાડશે. ઉદાહરણાર્થ ' ખ ' એ જાણે એકાદું પાણીનું જલાશય છે તેમાં કેટલાંક સુગંધી પુષ્પો વગેરે નાંખીએ, તો તેનો સુગંધી સારો સારો અનુભવ આવશે; અને તેમાંજ કોઈ ગુ નાંખે તો તેને તેવોજ અનુભવ આવશે. જેમ એક સ્વચ્છ આરસા આગળ લાડુનો ટોપલો મૂકી જોનારને લાડુજ દેખાશે અને ગુનો ટોપલો મૂકી જોનારને ગુજ દેખાશે. અથવા આપણા મ્હોંને કેસરી ચંદન લગાડીએ તો તેવું દેખાય અને ડામર લગાડીએ તો તેવું દેખાય. એકંદર શું ? તો ' સુ ' લગાડનારના હાથમાં સારૂં આવશે અને ' ખરાબ ' લગાડનારના હાથમાં ખરાબ આવશે. છોડો હવે છંદ. કોલસો જેટલો જેટલો ઘસીએ તેટલો તે કાળોજ ! બસ થયું હવે !



શુક્રવાર, તા. ૮ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ સુદ ૮ શકે ૧૮૪૬.

## ગુહ્ય અને તેનો પ્રકાર–સત્પુરૂષને પાપી અને પુણ્યવાન સરખાજ–ઓંકારેશ્વરની એક કથા–પરમેશ્વર ગુહ્ય તેથી આપણે પણ ગુપ્ત થવાની જરૂર–પરમેશ્વરને ગુપ્ત અથવા ખુલ્લી રીતે કેમ જોવા ?

(નિત્ય નિયમ પ્રમાણે સ્વામી મંગલમૂર્તિએ મુદ્દગલ પુરાણનું પારાયણ કર્યું. તેમાં ચ્યવન ઋષિનાં આખ્યાનનું વર્ણન કર્યું. પારાયણ થયાં પછી મહારાજ બોલ્યાઃ— )

ન્હાનપણમાં પુરાણ સાંભળ્યાનો આગળ મને ઉપયોગ થયો. ચ્યવન ઋષિનું આખ્યાન બહુ સારૂં છે.

**ગુપ્ત અને તેના પ્રકાર**

પરમેશ્વરના ખેલ પરમેશ્વર જાણે. ગારૂડી ખેલ કરે છે તે જોનારાએ જોવો; પરંતુ તે કે'વો ખેલ કરે છે તેની કલ્પના આપણને નથી. જ્યારે આપણે ગારૂડી થઈએ ત્યારે તે સમજાય છે. ગુપ્ત વાતો સમજવાને ગુપ્તજ થવું પડે છે. આપણે ગુપ્ત થયાં શિવાય તે ગુપ્તની આપણને સમજ પડતી નથી. મનુષ્યનો સ્વભાવજ એવો છે કે કંઇ ગુપ્ત દેખાય એટલે તે સમજી લેવાની ઇચ્છા તેને થાય છે. બે જણાં જો ગુપ્ત બોલતા હોય તો તે કોઇ ત્રીજાએ સાંભળવું નહીં, તે પટકર્ણી ન થવું જોઇએ. પટકર્ણી એટલે છ કાન પર કોઇપણ વાત જવી ન જોઇએ. જે ગુપ્ત પોતાની પાસેજ હોય છે, તે ગુપ્તનો ઉપયોગ બીજાને કહ્યાં શિવાય આપણે કરી શકીએ છીએ, તે વ્હાલામાં વ્હાલાં માણસને પણ કહી શકાતું નથી. જેનું તેનેજ ખબર એવું જે

ગુપ્ત, તે પહેલા નંબરનું ગુપ્ત. એવી રીતનું પહેલા નંબરનું જે ગુપ્ત તે જાણી લેવાને કોઇજ ન હોવાથી તેવા ગુપ્તને સમજી લેવાને તે ખરો ગુપ્ત જે પરમેશ્વર, પરમાત્મા તેજ ત્યાં એકલો હોય છે. પરમેશ્વર વગર જગતમાં ગુપ્ત અવસ્થામાં રહી ગુપ્ત વ્યવહાર કરનાર કોઇ નથી. આપણો ગમે તેટલો કોઇને ન સમજાય એવી રીતે પૂર્ણપણે ચોરીને કરેલો કોઇપણ સારો માઠો વ્યવહાર ગુપ્ત રીતેજ કર્યો હોવાથી તે પરમેશ્વરનેજ ફક્ત સમજાય છે. એવી રીતનો ગુપ્ત વ્યવહાર કરનાર પણ લગભગ પરમેશ્વરી અવસ્થામાંજ છે એમ કહેવામાં હરકત નથી. પરંતુ જો એવો ગુપ્ત વ્યવહાર તે પરમેશ્વર સબંધ વગર પોતાને માટે અથવા કોઇને માટે અથવા બીજી કોઇ ચીજ માટે કરતો હોય તો તે સર્વે પરમેશ્વરને ખબર પડે છેજ પરંતુ આને ફક્ત પરમેશ્વરની સત્તા ( power ) આવશે નહી. તો એવાને પરમેશ્વરની પાવર કયારે આવશે ? તો પોતાના સર્વ ગુપ્ત વ્યવહાર પોતાને માટે અથવા બીજા કોઇ માટે ન કરતાં તે ફક્ત પરમેશ્વરી પ્રીત્યર્થજ કર્યાં કરે તોજ ફક્ત તેને પરમેશ્વરી પાવર આવશે.

હવે બીજા નંબરનું ગુહ્ય કયું ? તો પોતાના સ્વભાવના જેવા સ્વભાવવાળો કોઇ હોય, પોતાની વાત તેની પાસેથી ફૂટે નહી, તેનેજ તે ગુપ્ત કહેવું. આવું આ ગુપ્ત બીજા નંબરનું થયું ખરૂ પરંતુ તેમાં એક પરંતુ છે. તે શું ? તો પોતાના જેવા સ્વભાવવાળો જેની પાસેથી બે વચ્ચેની વાત ત્રીજા માણસ પાસે જવાનો સંભવજ નહીં, એવી રીતના બેઉ એકજ સ્વભાવના હોવા એ એક કવચિત્જ બને છે. એ બેમાંથી એકનો જીવભાવ અથવા પ્રેમ બીજા પર જો વિશેષ હોય તો તે સમજે છે કે મારો આની ઉપર ખૂબજ પ્રેમ છે તો તેનો પણ મારી પર હોવોજ જોઇએ. તેથી તે ભરોસા ઉપર તે તે ગુહ્ય વાત તેની પાસે બોલે છે, પરંતુ આનો જેટલો તેની પર પ્રેમ હોય છે તેટલોજ તેનો આની પર હોય એવું કંઈ બહુ સંભવનીય હોતું નથી. વરનો પ્રેમ સ્ત્રી પર ખૂબ હોય છે તેને એમ લાગે છે કે આ જગતમાં

મારા જીવજાન દોસ્ત મારી સ્રીજ. તેથી તેનો પણ મારી પર તેવોજ પ્રેમ હશે એવી રીતે તે પોતાના મનની ખાત્રીથી સમજૂત કરી લે છે. પછી તે પોતાની ગુપ્ત વાત તે પ્રેમના સપાટામાં તેને કહે છે. તે ગુપ્ત વાત જો તેને અનુકુળ હોય તો તે કંઇ વધારે ભાંજગડ કરતી નથી. વરે કહ્યું પણ હોય છે કે, આ ગુપ્ત છે, કયાંઇ બોલીશ નહીં, તે વાત છાનીજ એટલે તે કંઇ પણ નવીજ હોય છે. એટલેજ તેને તે વાત બીજાને કયારે કહું એમ થયાં કરે છે. પછી પ્રસંગ આવે એટલે તે પોતાના આડોસ પાડોસની બ્હેનપણીઓ પાસે જાય છે અને તે વાત કહી દે છે. હવે તે ગુપ્ત વાત જો કંઇક સરળ હોય તો ઠીક, નહીં તો તે બેનપણી દ્વારા કંઇ પણ લ્હડાઈ ટંટો ઉપસ્થિત થાય છે; અથવા તે સ્રીને જ જો તે વાત પ્રતિકૂળ લાગે તો તેજ વર પર ક્રોધે ભરાય છે ગુસ્સે થાય છે, લ્હડાઇ ઉપસ્થિત કરે છે. તે બીજા કોઇને ન કહે તોએ તેજ પોતાના વર સાથે એ વાતની ઘુસપૂસ કર્યાં કરે છે. પછી તે વર કહે છે કે, 'તને ન કહ્યું હોત તો સારૂં થાત. અરે મેં તો તને આ વાત મારી વ્હાલી સમજી કહી.' દેવ આ બેઉ પતિ પત્નીની ગમ્મત જોઇ કહે છે 'અરે ! તે તારી વ્હાલી ખરી પરંતુ તું તેનો વ્હાલો હોવો જોઇએને ?' હાલજ તમે તે ભર્તૃહરીની વાત સાંભળી હશે. એથી ઉલટું સ્રીનો પ્રેમ પતિ પર પુષ્કળ અને તે સમજે કે પતિ એટલે દેવજ, તેનાથી ચોરી શું રાખવું ? તેથી તેને જો કોઇ ગુપ્ત વાત ખબર પડી હોય તો તે પોતાના પતિને કહે છે. પરંતુ તે બેઉ એક સરખા જીવના, સરખા સ્વભાવનાં ન હોવાને લીધે, અને ગમે તે થાય તો પણ તે પતિજ, દાદા બાપા ( વડીલ ) જ તે, તે સ્રી પાસેથી જાણેલી ગુપ્ત વાત ખરી કે ખોટી એનો પણ વિચાર કરતો નથી અને પછી તે નાની સુની કેમ ન હોય, પણ તે તેની આગ સળગાવી દે છે ! એટલે સ્વાભાવિક રીતેજ આ બેઉની વચ્ચેની ગુપ્ત વાત બ્હાર પડી તેનું પરિણામ આવવાની તૈયારી થાય છે. એ ઉપરથી, તે બેઉ પતિ પત્ની કહો, અથવા એવા કોઇ

બીજા બેઉ કહો, તે સરખા સ્વભાવના નથી હોતા. તે પતિ પત્ની જ્યાં સુધી સરખા સ્વભાવના નથી હોતાં ત્યાં સુધી મને એમ કહેવાને હરકત નથી કે તે બેઉ પતિ પત્નીજ નથી ! ખરાં પતિપત્ની તેજ કે તે લગભગ પહેલા નંબરની એકલી અવસ્થાની સ્થિતિ લઈ બેસે છે. એવાં એકજ જીવનાં, એકજ સ્વભાવનાં કે તે બે શિવાય ત્રીજાને તેમનું ગુપ્ત સમજાતુંજ નથી, એવી રીતનાં તે બે પતી પત્ની હોય અથવા કોઇ મિત્ર હોય, તો તેમનામાં સાક્ષાત્ પરમેશ્વરનો વાસો છે. એનું નામ બીજા નંબરનું ગુપ્ત. એવી રીતનાં કોઇ પતિ પત્નીનાં ઘર જોવામાં પણ આવે છે. કે તે બેઉ પતિ પત્ની ઘરમાં હોય તો પણ આડોસી પાડોસીને પણ અથવા પાસે પાસેનાં નજીકમાં નજીક, ભીંત કે પડદા પાછળ જો કોઇ હોય તો તેને પણ તેનું બોલવાનું કહો કે કંઈ કામકાજ કહો કંઇપણ તેમનું સમજાતું નથી. એથી ઉલટી રીતના પતિ પત્ની પણ પુષ્કળ હોય છે; તે એવાં કે તેમની ગુપ્ત વાતનો ડંકો આખા ગામમાં થાય છે, અને એકમેકની અંદર લ્હડાઈ ટંટા ચાલતા હોય છે. એવાં કુટુંબો હાલમાં ઘણાં હોય છે. ખરી રીતે લગ્ન કરી સ્ત્રી કરવી તે શા માટે ? તો આપણને ગુપચુપ અવસ્થા આવે તે માટે. ગુપચુપ અવસ્થા એ પરમેશ્વર વગર બીજા કોઇની નથી. સ્ત્રીએ પતિને પરમેશ્વર કહેવો એટલે શું ? તો તેને ગુપચુપ બનાવવો અને એણે પણ ગુપચુપ રહેવું. રે ! છોકરાં થયેલાંની પણ કોઇને ખબર ન પડવી જોઇએ. બેઉએ તદ્દન ગુપચુપ રહેવું જોઇએ. ખરૂં એમ છે, મહારાજ ! હું બોલવા માંડું તો મારૂં મ્હોં માત્ર ખરાબ દેખાય છે ! કોઈ એ ઉપર કહેશે કે અમો છોકરાં ઉત્પન્ન કરવાનો વ્યવહાર ગુપચુપજ તો કરીએ છીએ ! ત્યારે હું કહું છું, અરે જો તે વ્યવહાર ગુપચુપ હોત તો તે ગુપચુપ ગર્ભવતી પણાં વા સુવાવડરૂપે શું કામ બ્હાર પડયું હોત ! તો એનું કારણ એ છે કે જ્યાં ગુપચુપ હોય ત્યાંજ પરમેશ્વર. જ્યાં ગુપચુપ નથી ત્યાંજ આવાં તમારાં જેવાં ગંદાં છોકરાં હોય છે. ત્યારે ગુપ-ચુપ અવસ્થામાંનાં છોકરાં કેવાં હોય છે ? તો ગુપચુપ અવસ્થામાં

જે છોકરાં થાય છે તે પરમેશ્વરી અવસ્થાવાળાં થાય છે એટલે તે છોકરાં ગુપચુપજ હોય છે, અને તે તે પતિ પત્ની શિવાય બીજાં માણસોને દેખાતાં સુધ્ધાં નથી. જે પતિ પત્ની ગુપચુપ હોય છે તેમને પણ જો ખુલ્લી રીતનો છોકરો જન્મવાનો હોયજ તો તે પણ ગુપચુપજ આવે છે. જેમ શ્રી કૃષ્ણ ભગવાન્ એ ગુપચુપજ જન્મ્યા અને ગુપચુપજ રહ્યા, પછી તેમના પરાક્રમને લીધે ફક્ત તે નજરે પડયા. તેથી જો તમારે પતિ પત્ની વચ્ચે ગુપચુપ વ્યવહાર રહેતો ન હોય તો તમારે પતિ પત્નીનો એકેક પર ખરો પ્રેમજ નથી. બેઉની વાત સમજવાને તમે એક ત્રીજો છોકરો તો કહાડી મૂકો છો. પછી તે તમારો વ્યવહાર ગુપચુપ રહ્યો કે ? એવાં તે પતિ પત્નીના જોડામાં સ્ત્રીએ પતિને પરમેશ્વર કહેવો અને તેણે પણ એમ કહેવડાવવું એ ખરૂં છે કે કેમ તેનો વિચાર સઉએ પોતાની મેળે કરી લેવો.

હવે ત્રીજો નંબર કયો ? તો એક બોલનારો અને બીજો સાંભળનારો હોય છે. એમ બેઉ અંદર અંદર વાત કરે છે એટલામાં ત્રીજો એક આવે છે. એ ઉપરથી બીજો કહે છે "અરે, એ કાંઇ પારકો નથી, તે મારો જીવજાન ફ્રેંડ (friend) છે. તે કંઇ જેવો તેવો નથી.' પછી કદાચિત્ ગુપ્ત વાત કહેનારો જે પ્હેલો તેને જો આનો સંશય આવે તો તે કંઇ વાત કહે છે અને કંઇક કહેતો નથી. આ જોઇ ત્રીજો આવેલો કહે છે, 'શું ત્યારે હું અહીંથી જાઉં કે ?' એ ઉપરથી પેલો પ્હેલો કહે છે 'અરે તેવું કંઈ નથી.' એકંદર કહીએ તો તે બેઠક જલદીજ વીખરાઈ જાય છે પછી તે ગુપ્ત વાત કહેનારો પહેલો જાય અને તેની પાછળ આ બેઉ એકેક સાથે તે વાત કરવા માંડે છે. આવી રીતે એ થઇ ષટ્કર્ણી. ફરી તે પ્હેલા બે મળે તો તે ગુપ્ત કહેનારો બીજાને પૂછે છે કે, "કેમ રે તે તારા ફ્રેંડને કંઇ કહ્યું તો નથીને ?' તે બીજો કહે છે 'ના, રે અને જો કહું તો પણ તેની પાસેથી તે વાત ફુટશે નહીં.' આ થયો

ત્રીજો નંબર. એમાં ગુપ્ત રહેતુંજ નથી. પહેલાએ બીજાને, અને બીજાએ ત્રીજાને એમ કહેતાં કહેતાં તે બધું બગડી જાય છે.

પરમેશ્વર ગુપ્ત છે, તેના ખેલ તે જાણે. ગુપ્ત કહેવા જેવું તેને કોઇ હોતું નથી તેથી તે કોઇને કહેતો નથી. તેના જેવોજ જો કોઈ ઉત્પન્ન થાય તો જ તે તેને કહેશે અને જેને તે કહે તે તેનીજ યોગ્યતાનો એટલે પરમેશ્વરજ હોય છે. પરમેશ્વરને તે ગુપ્ત જેને કહેવું હોય તેને તે પહેલાં પોતાના જેવો કરે છે ત્યારેજ તે તેને કહે છે; અથવા જે પોતાની મેળે ખટપટ કરી પરમેશ્વર અવસ્થા બનાવી લેશે તેને તે કહેશે. આપણે ગુપ્ત થઇએ ત્યારે પરમેશ્વરનું ગુપ્ત આપણને સમજાય. ગુપ્ત અવસ્થા લીધાં શિવાય તે ગુપ્તનો ખ્યાલ આવશે નહીં. તે ગુપ્ત એકજ અને તે ગુપ્ત જોનારો પણ એકજ. તો ગુપ્તનુ ઓળખાણ કરી લેવું હોય તો આપણે પરમેશ્વરજ થવું જોઇએ.

વ્યવહારમાં ચોરી કરવી હોય, તો ચોરી કરનારો, તે ચોરીની વસ્તુ અને ચોરી કરવી એ સર્વ ગુપ્તજ હોય છે. કોઇ ખજાનામાં અથવા તીજોરીમાં સોનું, ચાંદી, જવાહીર, રૂપીઆ અને અતિ કિંમતી વસ્તુઓ રાખી તે તીજોરી પણ એક અંધારી કોટડીમાં ગુપ્ત રીતે રાખે છે. તે માલ ગુપ્ત ઠર્યો, પછી સ્વાભાવિક રીતેજ તેનું ઠેકાણું પણ ગુપ્તજ. એ જાણવાવાળો જે માલીક હોય છે તેનેજ પોતાની તિજોરીમાં કેટલી કીંમતી વસ્તુઓ છે તેની ખબર હોય છે. તે તિજોરીના સામાનના સંબંધમાં પણ ગુપ્તજ હોય છે. ચોર વિચાર કરે છે કે આપણને તે માલીક બનીને તે ત્રિજોરી આપણા હાથમાં લેતાં આવડતી નથી, તો એ માટે શું કરવું ? તો ચોર બનવું. ચોર બનવું એટલે શું ? તો તે કોટડીમાં જે ગુપ્ત ધન છે તે આપણને મળે એ ઉદ્દેશથી તે ચોરને તે ધનની પેઠે ગુપ્તજ થવું પડે છે. એ ગુપ્ત થવું એટલે શું ? તો આપણે જે ચોરીનું કામ કરવાના છીએ તેની કોઇને ખબર ન પડવી જોઇએ, કોઇની દૃષ્ટિએ આપણે ન પડવું જોઇએ, કોઇને આપણું

કોઇપણ પ્રકારનું ઓળખાણ થવું ન જોઇએ, એનુંજ નામ ગુપ્ત. જેમ તે ધન ગુપ્ત છે, તેમ જો તે ધનની આપણને જરૂર હોય તો આપણે પણ ગુપ્તજ થવું જોઇએ. તેથીજ તે ચોર ગુપ્ત બને છે. ચૌર્ય કર્મ (ચોરી)ની પણ વિદ્યા છે. તેમાં જે પાસ હોય તેજ તે કરી શકે છે. જો કે તે માટે નિશાળ નથી છતાં અંદર અંદર તે ચોરો એકમેકને શીખવે છે. ચૌર્યકર્મ એ ગુપ્ત વ્યવહાર છે, તેથી તેનું શિક્ષણ પણ ગુપ્તજ ! તેની નિશાળો થોડીજ છે ! પણ તેના ગુરૂ નથી એમ નથી ! ચૌર્ય કર્મ માટે કેટલીક કુદરતી બક્ષીસ અને કેટલીક ગુરૂની પણ જરૂર હોય છે. પરંતુ ગુરૂ પણ ગુપ્ત, શીખનારો પણ ગુપ્ત અને વિદ્યા પણ ગુપ્ત; એવી રીતે તે વિદ્યા પૂર્ણ થાય એટલે તે વિચાર કરે છે કે, હવે કયાં ડલ્લો મારવો ? કોઇને ત્યાં કેટલો માલ છે એ તે વિદ્યાથી સમજાય છે. પ્રત્યક્ષ તે તિજોરી પાસેજ જવું જોઇએ એમ નથી; તેને દૂરથીજ સમજાય છે. તેની નજરજ તેવી ગુપ્ત રીતની બને છે. આ ઇશ્વર નિર્મિત વિદ્યા છે. તેની જરૂર છે, પરંતુ તેની કંઈ નિશાળ નથી; કારણ તે ગુપ્તજ છે. સંસ્કૃતમાં એક પુસ્તક છે તેમાં ચૌર્ય વિદ્યા કેમ કરવી. તેનું વર્ણન છે. દશકુમારનામનું ચરિત્ર દંડી કવીએ કર્યું છે. તેમાં દસ છોકરાની વાત છે. તેમાં ખૂબ સારા વિષયો આવ્યા છે. જેમ કોઇક મશહૂર નવલકથા રમુજ માટે હોય છે, તેવી રીતે સંસ્કૃત શીખનારને તે એક નવલ-કથા છે. તેના વાંચનથી રમુજની રમુજ, અને શબ્દનો ભંડોળ પણ સુધરે (વધે) છે. તેમાં પ્રત્યેકનું વર્ણન કરતાં ચોરીનાં હથીઆર કેવાં હોવાં જોઇએ, હાથમાં તે કેમ રાખવાં, ભીતમાં ખાતર કેમ પાડવું, અને માલીક જાગતો હોય તો પણ તેને એ બધું સમજાય નહીં એવી વિદ્યા તેમાં છે. તે પ્રમાણે પ્રયોગ કરવામાં આવે તો તે જાગતો હોય તો પણ તે પડી રહ્યા જેવોજ રહે છે, અને તે ચોર અંદર જઇ દીવો સળગાવી માલ લઇ જાય છે. સારાંશ, ગુપ્તધન જાણવાને અથવા તેની પ્રાપ્તિ થવા માટે પોતે ગુપ્તજ થવું જોઇએ. આપણે પોતે જો કે ગુપ્ત ન હોઇએ તો પણ આપણો

વ્યવહાર બીજાને ન સમજાય એવી ભૂરળ તેને નાંખવી જોઇએ. તે વિદ્યાને સ્તેયકળા કહે છે અને તે વિદ્યાનો એક દેવતા છે; તે જો પ્રસન્ન હોય તો તેને ગમે ત્યાં પણ અપયશ નહીં આવે.

**સત્પુરૂષને પાપી અને પુણ્યવાન સરખાજ.**

જે સત્પુરૂષ હોય છે તેને સર્વ સરખાજ હોય છે. કોઇ ચોરી કરનારો હોય તો તેને પણ સાહ્ય થાય. સારાં ખરાબ, પાપપુણ્ય એ સર્વ કર્મમાં મદદ લેનારને તેની સાહ્યતા (મદદ) હોય છે. તેમને ભેદાભેદ નથી હોતો. આ માટે એક પ્રકાર કહેવાનો પ્રસંગ આવ્યો એક વાર સાંઇબાબા પાસે એક વેશ્યા આવી હતી. તે પોતાના પાનનો ડબો લઈ બાબાની પાસે આવી તેમના પગ ચાંપતી બેસતી. તે પટ્ટી (બીડું) કરી બાબાને આપતી અને બેસીને વાત કરતી કે ' બાબા, મારો ધંધો બરોબર ચાલતો નથી; માટે તે આપની કૃપાથી સારો ચાલવો જોઇએ. વગેરે વગેરે વાત કહેતી. હવે બોલી ચાલીને તેનો રાંડનોજ ધંધો. જે તે પોતાનુંજ જુએ. કાપડનો વેપારી પોતાના ધંધા સંબંધે પૂછશે. બીજા ધંધા રોજગારવાળા પોતે પોતાના ધંધા માટે પૂછશે. રાંડનો ધંધો શો છે એ બધાંને ખબરજ છે. તે પ્રમાણે તે સાંઇ બાબાને પોતાનો ધંધો ચાલતો નથી એમ કહેવા લાગી. સાંઇબાબાએ તેને પૂછ્યું કે "હવે તારે ત્યાં કોઈ આવતું નથી કે ?" તેણે કહ્યું "પ્હેલાં આવતા હતા, હવે કોઈ આવતું નથી." સાંઇબાબાએ કહ્યું. "પેટ પુરતું તો મળે છે કે નહી ?" નહીં તો ખોટાં દાગીના ઘાલવાં, સારાં સારાં કપડાં વાપરવાં, ઠાઠમાઠથી રહેવું એટલે ધંધો ચાલશે. તે કહે, "અમારો તો ધંધોજ ખરાબ (ખોટો) છે." સાંઇબાબા કહે "ઠીક, ઠીક, હવેથી તારો ધંધો સારો ચાલશે !" તે કહે "બાબા, મારો ધંધો ચાલશે તો હું ફરી તમારી પાસે આવીશ." સાંઇબાબા કહે "ઠીક, જાવ જો કોઇ નહી આવે તો હું આવીશ." શિવલીલામૃતમાંની મહાનંદા નામની વેશ્યા પેઠે તેના નશીબનો જો ઉદય થવાનો હોય તો સાંઇબાબા તેમને ત્યાં

જાય પણ, શું કહેવાય ! સારાંશ, સત્પુરૂષને બેઉ સરખાંજ. જેમ હોય તેમ. તે રાંડને પણ મદદ, અને કોઇ દેવાલય બંધાવવાના ઉદ્દેશથી આવે તો તેને પણ મદદ. બધાંનેજ તે "ઠીક થઇ જશે" એમ કહે છે તેમને તે પણ સરખું અને એ પણ સરખુંજ.

એજ પ્રમાણે ઓંકારેશ્વરની હકીકત છે. સર્વ ચોરીની (ગુપ્તની) ભાંજગડ છે. હાલ ઓંકારેશ્વર બધાને ખબર છે.

**ઓંકારેશ્વરની એક કથા.**

મોરટક્કા સ્ટેશનથી તે પાસેજ છે તેની પહેલાની જુની સાંભળવામાં આવેલી હકીકત કહું છું. અર્ધા ડુંગર ઉપર તે દેવળ છે. નીચે નર્મદાનું ખૂબ ઉંડું પાણી છે. ડુંગરા કેટલા બધાં ઉંચ્ચા ! છતાં પિંડીની આજુબાજુએ પાણી ઉડતું હોય છે ! કોઇ વાર આવે છે અને કોઇવાર આવતું નથી. પરંતુ તેવી રીતે પાણી આવેલું મારા જોવામાં છે. તે બાર જ્યોતિર્લિંગોમાં જાગૃત અને મુખ્ય સ્થાન છે. પહેલાં ત્યાં વસ્તી નહોતી, બધું જંગલજ હતું. એવા તે ઘાડ જંગલમાં ઓંકારેશ્વરનુ મંદિર હતું. ત્યાં એક મહાત્મા પુષ્કળ દિવસથી પડી રહ્યો હતો. એ મંદિરની આસપાસનો ભાગ ઇંદોર સંસ્થાનની હદમાંનો છે. ત્યાં શ્રીમંત લોકો પણ પુષ્કળ અને ચોરી કરનારા પણ પુષ્કળજ હતા. ચોરોને ચોરી કરી ગુપ્ત ઠેકાણું જોઈએ છે તેથી તે ઓંકારેશ્વરના જંગલના ડુંગરોમાં આવી ત્યાં માલ દાટી મૂકતા. તે ચોરોને તે મહાત્માની ખબર હતી, તેમની તેઓ અનન્ય ભાવે સેવા કરતા. એમ સેવા કરતાં કરતાં તેઓની તેમની પર એટલી તો ભક્તિ ચોંટી કે, એમને એમ લાગ્યું કે તેમને પાપ કર્મમાંથી મુક્ત કરનાર એમના શિવાય બીજું કોઈ નથી. પછી તેઓ તેમનીજ સલ્લાહથી ચોરી કરતા. તેઓ તેમને કહેતા કે "બાપજી, ધંધો ચાલતો નથી, શું કરવું ? એ પાપ છે, પણ અમને તો ટેવ પડી ગઇ છે." બાપજી કહે, "ઠીક બાપુ, પાપ છે તો કંઇ હરકત નહી." ચોરો પૂછતા કે "હમો કયારે ચોરી માટે જઇએ ?" બાપજી કહે, "અમનેજ પૂછો છો કે ?" ચોર કહે, "અમને

ડર લાગે છે. આપનો આશીર્વાદ હોય તો પછી ડર નથી' પછી તે સત્પુરૂષ કહેતા કે "આજે ફલાણે ગામ જા. પછી શું પૂછવું ! તે ચોરો નિર્ધાસ્તિપણે ( બે ધડક ) ચોરી કરી ધન લાવતા અને તે પોતપોતામાં હિસ્સા પાડી વ્હેંચી લેતા. તે મહાત્માને તેમની શી ગરજ હતી? પરંતુ તે ચોરો પૂરી ચોરી કરવાના થાય કે તે સત્પુરૂષને જઈ પૂછતા કે અમુક ઠેકાણે અમુકને ત્યાં જઈએ કે ? તે જા કહેતા. એમ કરતાં કરતાં તેમણે પુષ્કળ ધન ભેગું કર્યું. પછી કેટલેક દિવસે તે મહાત્માનો અંતકાળ પાસે આવવા માંડયો ત્યારે તેણે વિચાર કર્યો કે આ જે પિંઢારી લોકો મારી ભકિતમાં ચોંટ્યા છે, તેમને ચોરી કરવામાં મેં મદદ કરી છે, માટે તેમને સારી ગતિ મળે એવું કંઈ પણ કરવું જોઇએ. તેથી તેણે તેમને કહ્યું 'ભાઇઓ, હવે મારો અંતકાળ પાસે આવ્યો છે, તમો મારી આવી આવી વ્યવસ્થા કરજો. પણ હવેથી કદી ચોરી કરતા નહીં. કારણ હું હતો ત્યાં સુધી તમારૂં રક્ષણ કર્યું.' ચોરોએ વિનંતી કરી કે 'તો પછી અમારાં છોકરાં છૈયાં કેમ જીવી શકશે ?' તે મહાત્માએ કહ્યું, 'આ મંદીર પાસે તમારો વહિવટ થયો છે માટે તમો અહીજ રહો. આ જમીનના ભાગમાંથી કેટલોક ભાગ તમને આપું છું. સરકાર કંઇ ડખલ નહીં કરે એવી યોજના કરૂં છું. તેમાં જ પેદાશ કરી તમારે તમારૂં ગુજરાન ચલાવવું.' એ પ્રમાણે કહી તે ઓંકારેશ્વરની પાસેની જમીનની, કેટલાક કોસો સુધીની હદ નક્કી કરી, તે તે ચોરોને આપી દીધી અને તમો અહીં રાજ્ય કરો એટલે પેટ ભરવાનો ધંધો કરો એમ તેમને કહ્યું અને પછી તે સત્પુરૂષનો અંત થયો. હાલ તે ચોરના વંશજો ઓંકારેશ્વરના પૂજારી થયા છે. ત્યાંની સર્વ ઉત્પન્ન તે ભીલ રાજાના વંશજો હજી પણ લે છે. ડુંગર પર તેમનો એક બંગલો છે. દેવ દર્શને કોઈ આવે જાય તેની પેદાશ અને જમીનની પેદાશ તેઓ જ ખાય છે એમ સાંભળવામાં છે. એકંદર તે બહુ રમ્ય અને જોવા જેવું સ્થાન છે, તે નર્મદાનું અને શંકરનું સ્થાન છે. શંકરનું સ્થાન નીચે છે અને તે રાજાએ બાંધેલો પોતાનો મ્હેલ

ઉંચાઈ પર છે. તાત્પર્ય, ચોરોએ ગુપ્ત ધન મેળવ્યું અને ગુપ્તનો સહવાસ કર્યો; તો તેણે તેમને પાપમાંજ રહેવા દીધા કે? તો, ના. તેમના સર્વ કુળનો ઉદ્ધાર કર્યો એટલુંજ નહીં પણ તે ઉપરાંત તેમના વંશજોની ઉપજીવિકાનું સાધન પણ કરી આપ્યું.

સત્પુરૂષને પાપ પુણ્ય સરખું છે. જે પાપનું ફળ તેજ પુણ્યનું ફળ તેમના સહવાસથી થાય છે. જ્યાં સુધી પાપ પુણ્યની કલ્પના નથી ત્યાં સુધી તેનું ફળ મળતું નથી. પાપ પુણ્યની સમાન અવસ્થા હોય તો ફળ નહીં મળે, પાપનું ફળ ભોગવે તો પુણ્યનું પણ ભોગવ, નહીં તો કશાનુંએ નહીં.

**પરમેશ્વર ગુપ્ત તેથી આપણે પણ ગુપ્ત થવાની જરૂર.**

ત્યારે ગુપ્તને માટે આપણે ગુપ્તજ થવું પડે છે. પરમેશ્વરના ખેલ પરમેશ્વરજ જાણે! એવી જે કહેવત છે તેનો વર્મ તેના જેવા થઈએ ત્યારેજ સમજાય છે. તેના જેવા એટલે તેજ આપણે બનવું જોઈએ. તે એક અને આપણે એક એમ રહી ચાલતું નથી. એકજ થઈએ ત્યારે ‘અલ્લામીયાંના ખેલ અલ્લામીઆં જાણે’ એ આપણને આગળ ઉપર લાગુ પડે છે **‘जावें त्याच्या वंशा तेव्हां कळे’** ‘જાય તેના વંશમાં ત્યારે જાણે.’ ગુપ્તનું ઓળખાણ થવા માટે તેના વંશમાં જઈએ ત્યારે તે ઓળખાણ થાય. ત્યારે ગુપ્ત કેમ થવું? તો ગુપ્ત થવાના પ્રયત્નો યોગી લોકો કરે છે. બાહ્ય રીતનું ગુપ્ત જે હોય તે પ્હેલાં કરી લે છે એટલે પ્રથમ તેઓ એકાંત સ્થળમાં જઈ બેસે છે. ત્યાં પણ મન ભટકયાંજ કરે છે. તેથી ત્યાં પણ ગુપ્ત નથી, પણ બાહ્ય રીતે ગુપ્ત થવાનો અભ્યાસ થાય તો ધીમેધીમે તે મન ગુપ્ત થાય છે. એવી રીતે તે મન પૂર્ણ ગુપ્ત થાય એટલે પછી ગુપ્તનો અનુભવ આવે છે. આપણા શરીરનો અનુભવ આપણને ન આવે એટલે આપણે ગુપ્ત થયા. આ શરીર, ગુપ્તપણાંનો અનુભવ આપણને આવવા દેતું નથી. જેમ તે શત્રુ છે તેમ તે મિત્રપણ છે. પરંતુ તેને શત્રુ કહેવા કરતાં

શરીર એ મિત્ર છે એમ કહેવું. તે શરીર માણસને કહે છે મારા વગર તને ગુપ્તનું ઓળખાણ થશે નહીં. આપણે તેમજ આપણી આજુબાજુએ પુષ્કળ પરિવાર છે. શરીર છે તો તેનો પરિવાર મન, બુદ્ધિ, અહંકાર, ઇત્યાદિ છેજ. ત્યારે આપણે ગુપ્ત થોડાજ છીએ ? જગત્, દુનિઆ, બધું આપણા શરીરમાં છે; એ બધાંથી અલગ થઈએ એટલે આપણે ખરા ગુપ્ત થયા એમ સમજવું, એમ જ્યારે થાય, ત્યારે થાય.

પરમેશ્વરનું આપણને ઓળખાણ થવું જોઈએ, પરમેશ્વર પોતાને મળે તે માટે લોકો પ્રયત્ન કરે છે. તેનું ઇંગિત શું ? તો આપણે તેના જેવા ગુપ્ત થવું જોઇએ. ગુપ્ત એટલે જગત્માંનું કંઈપણ ન દેખાય એવી અવસ્થામાં જવું જોઇએ, એટલે પરમે-

**પરમેશ્વરને ગુપ્ત અને ખુલ્લી રીતે કેમ જોવો ?**

શ્વરની અને આપણી અવસ્થા એક થઇ તેની ભેટ આપણને થશે. કારણ તે સર્વ સાક્ષી હોઈ લોકદૃષ્ટિથી ગુપ્ત અને જગત્માંનું ન દેખાનારી ગુપ્ત અવસ્થામાં છે અને તે લોકદૃષ્ટિથી ગુપ્ત છે તેથી આપણેજ ગુપ્ત અવસ્થા લેવાની જરૂર છે. એમ ન બને તો આપણે જેમ ખુલ્લા છીએ તેમ પરમેશ્વરને પણ ખુલ્લો (પ્રકટ) કરવો. એવી બે જાતની તેને જોવાની પધ્ધતિ છે. હું કહું છું પરમેશ્વર ગુપ્ત છે માટે આપણે પણ ગુપ્ત બની તેની ભેટ લેવી. એથી ઉલટી રીતે એટલે ખુલ્લી રીતે જો તેને જોવો હોય તો તે બાજુ તમારી પાસે છેજ; એટલે કે આપણે ખુલ્લાજ છીએ. આ માટે તમારી રીત પ્રમાણે તેને પણ તમો ખુલ્લો બનાવો. એ ઠીક. તેને તે પ્રમાણે ખુલ્લો કેમ બનાવવો ? અરે કેવી રીતે ખુલ્લો કરવો એમ પૂછો તો તમારે છોકરાં નથી હોતાં છતાં તે છોકરાંને કેવી રીતે ખુલ્લાં કરવાં (પ્રકટ કરવાં) એ વિદ્યા તમને આવડે છે, તેથીજ તો તમને તમારામાંથી પરમેશ્વરને પ્રકાશમાં લાવવાનું (પ્રકટ કરવાનું) આવડતું નથી. તમો વરવહુ એ બેઉ શિવાય ત્રીજો કોઈ નહોતો છતાં તમોને તે છોકરાને પ્રકટ કરવાનું આવડે છે ને ?

તેવીજ રીતે આપણા જેવો મનુષ્યાકૃતિનોજ પરમેશ્વર પણ આપણુને ઉત્પન્ન કરતાં આવડે છે. અને એમ કરનારા તે પ્રમાણે કરે પણ છે. જે છોકરાં ઉત્પન્ન કરતા નથી, તે જો પ્રયત્ન કરે તો તે મનુષ્ય પેઠે પરમેશ્વર ઉત્પન્ન કરી શકે છે. પરંતુ કેટલાક તો એવા હોંશીઆર છે કે છોકરાં ઉત્પન્ન કરવાની વિદ્યા તેમને આવડે છે તો પણ મનુષ્યના જેવા, પોતાના જેવા, પરમેશ્વરને પણ ખુલ્લી રીતે તે ઉત્પન્ન કરે છે ! એ બેઉ વિદ્યાના જાણનારા જે તે ત્રણે લોકોમાં શ્રેષ્ઠ. આ વિષે એટલે આપણામાંથી આપણા જેવી મનુષ્યાકૃતિના ખુલ્લી ખુલ્લી રીતે પરમેશ્વર કેમ ઉત્પન્ન કરવા—તે વિષે બોલવાનું થયું છે એમ લાગે છે. તો તેજ હવે ફરી કહેવાનું કંઈ કારણ દેખાતું નથી. જો કે તે સહેલું છે તો પણ કોઇથી ન બનતું હોય તો તદ્દન ખુલ્લી રીતે મનુષ્ય પ્રમાણે જેનો અનુભવ આવે છે એવા સત્પુરૂષના રૂપમાં જે પરમેશ્વર છે તેનેજ પ્રેમભાવથી પકડી રાખીએ એટલેજ તે આપણા મત પ્રમાણે આપણેજ નિર્માણ કર્યો હોય તે પ્રમાણે તદ્દન સ્પષ્ટ રીતે આપણી સામે ફાવે તેવી રીતે બોલવા ચાલવા વગેરે વ્યવહાર કરવા જેવો બને છેજ. પછી તે સત્પુરૂષને તદ્દન ખુલ્લી રીતે આપણા ઘરના પરિવારમાંનો ઘરનોજ કરી લીધો એટલેજ તદ્દન ખુલ્લી રીતે બાહ્ય રૂપે આપણે ઘેરજ પરમેશ્વર આવ્યો હોય એમ થયું; ત્યારે હવે જો તે સત્પુરૂષ તમને બાહ્ય રૂપે જો કે સ્પષ્ટ દેખાય છે, તો પણ તે ખાસ પરમેશ્વરજ હોવાથી તે પોતાની ગુપ્ત અવસ્થામાં હંમેશ રહે છેજ; તેથી જે તેને તેની ખુલ્લી રીત પ્રમાણેના બાહ્ય રૂપને પોતાના શરીર રૂપી ઘરમાં એટલે પોતાના હૃદયમાં પ્રેમ-ભાવથી રાખશે તેને તે પણ તેનું જે ગુપ્ત ઘર, તે ગુપ્ત અવસ્થામાં, એટલે પરમેશ્વર અવસ્થામાં લઇ જઇ કાયમ રાખશે; એવા પણ ઉપાય કરનારા કેટલાક છે. એમ થાય એટલે ગુપ્ત થઈ ભેટ લેવાનું પણ સ્હેલું થઇ પડે છે. એટલે ગુપ્ત અને ઉઘાડી એવી બેઉ પરમેશ્વરી અવસ્થા લક્ષમાં આવશે.



શનીવાર, તા. ૯ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ સુદ ૯ શકે ૧૮૪૬.

## સંસારજ મૂળપદ પર લઇ જવાને કારણભૂત છે-નાગ પાંચમને દિવસે ઝોલા શા માટે ખાવા-મનુષ્ય જન્મમાં પાછળની સર્વ યોનિઓનો અનુભવ આવવાની જરૂર-શિખા તુટો કે વડવાઈ તુટો-એક વાત-માયા અને ભગવાનની તકરાર.

(સ્વામીએ મુદ્‌ગલ પુરાણનું પારાયણ કર્યું. આજે પણ ચ્યવન ઋષિની કથા તેમાં આવી; પારાયણ થઈ રહ્યાં પછી મહારાજે કહ્યું:— )

**સંસારજ મૂળ પદ પર લઇ જવાને કારણભૂત છે.**

ચ્યવનને શ્રેષ્ઠત્વ આવ્યું, ચ્યવનને ચ્યવનત્વ આવ્યાં વગર શ્રેષ્ઠત્વ કેવી રીતે આવે? તેણે ચ્યવનપણું સ્વીકાર્યું તેથી તેને શ્રેષ્ઠત્વ મળ્યું. ચ્યવન એટલે ચ્યુત થવું, મૂળ પદ ઉપરથી નીચે સરકવું. ચ્યવનને પૂર્ણ ચ્યવનત્વ પ્રાપ્ત થઈ તેનો ઉદ્ધાર થયો, એટલે કે તેને ઊર્ધ્વ અવસ્થા આવી. તેના ઉદ્ધાર માટે સુકન્યા નામની કન્યા કારણભૂત થઇ. તેણે તેનું ચ્યવનત્વ એટલે નીચે સરકવું એટલેજ પતીપણું તે હરણ કરી લીધું. પતિ શબ્દનો અર્થ મૂળ ઠેકાણા પરથી સરકવું, પડવું, ચ્યુત થવું એવો છે. એ પતિપણું તેણીએ હરણ કરી લીધું, મનુષ્યને સંસાર મૂળપદ પરથી ચ્યવન કરે છે. સંસાર એ શબ્દનો અર્થ પણ ચ્યવનજ છે. સંસારજ શ્રેષ્ઠ પદે લઇ જવાને એટલે કે મૂળપદ પર લઈ જવાને કારણભૂત

છે. કોઈ કોઈ લોકો સંસારનો કંટાળો કરે છે. પરંતુ કંટાળો કરે કેમ ચાલે ? પતિત થયાં શિવાય ઉદ્ધાર પણ કોણ કરે અને ઉપર પણ કોણ ચ્હડાવે ? આપણે સંસારનો એટલેજ પતિત અવસ્થાનો પૂર્ણ અનુભવ લેતા નથી. પરમાત્મા એ પતિતોદ્ધારી છે; પરંતુ તમો જ્યારે પૂર્ણ પતિતપણાંનો અનુભવ લેશો ત્યારે તે પરમાત્મા તમને તે પતિત અવસ્થામાંથી કહાડવાને ઉભો રહે છે. અમે સંસાર કરીએ છીએ, તેનો અનુભવ લઈએ છીએ એમ તમો કહો છો. પરંતુ સંસારનો ખરો અનુભવ તમો લેતા નથી. તમો સંસારનો જે ગુણધર્મ છે તે જોતા નથી. જેમ કોઇ મનુષ્ય ઉપરથી નીચે પડે એટલે તેને પડયાનો અનુભવ આવી દુ:ખનો અનુભવ થાય તોજ તેને કોઇપણ કહાડવાને ઉભો રહે છે. સંસારમાં અત્યંત દુ:ખ છે. તે દુ:ખનો અનુભવ જ્યારે લેશો ત્યારે તમને કોઈપણ તેમાંથી કહાડવાને ઉભો રહેશે. પરંતુ સંસારમાં દુ:ખ છે એમ કોઈ સમજતું નથી; પણ એમાં સુખ છે એમ સમજી જે તે સુખનો પ્રયત્ન કરે છે; ચ્યવન અને સંસાર એ શબ્દનો અર્થ એકજ છે એટલુંજ અહીં કહેવાનું હતું. એમાં મોટું કહેવા જેવું કંઇ નથી.

( બાગની ફાટક ( દરવાજા ) સામે નાગપંચમી નિમિત્તે ભકત મંડળીએ હીંચકો બાંધ્યો હતો અને કેટલાક ભકતો હીંચકા ખાતા હતા, તેમને જોઇ મહારાજે સ્વામીને કહ્યું:-- ]

તમો કોઇવાર હીંચકા ( ઝોલા ) પર કદી બેઠા હતા કે ! સ્વામીએ જવાબમાં હા કહ્યું. તે પરથી મ્હારાજ બોલ્યા, અમુક ઇષણા કમી કરવી એમ જે શાસ્ત્રમાં કહ્યું છે તેમાં ઝોકા ( ઝોલા ) ન ખાવા એમ છે કે ? ફલાણી ઈષણા, (ઇચ્છા) ઢીકણી ઇષણા, પુત્રેષણા, દ્રવ્યેષણા ઇત્યાદિ છોડવી જોઇએ એમ છે; પરંતુ તેમાં કંઇ ઝોકેષણા નથી. હિરણ્યકશ્યપૂએ ફલાણાથી મરણ ન થવું જોઇએ, ઢીકણાંથી મરણ ન થવું જોઇએ, એમ નામ નિર્દેશ કરી વર માંગી લીધું, બધાંનાં કંઈ થોડાંજ નામો લીધાં ! ભગવાનને શું તેણે લીધેલાં નામો વગર બીજે પ્રકારે બનતાં આવડતું નથી કે ?

न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ।
—भ० गी० अ० ३. श्लो० ४.

કેવળ સંન્યાસ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. પણ સંન્યાસનું ફળ સારૂં છે.

જેને જન્મમરણના ઝોલા ફરી ફરી ન ખાવા હોય તેણે દરવર્ષે નાગપંચમીને નિમિત્તે ઝોલા ખાવાની જરૂર છે. ઇશ્વરી સંકેતથી જે ઠરેલી ચીજો છે તે આપોઆપ બનીજ જાય છે; તેમાં ભંગ કરવા માંગીએ તો તે બનતું નથી; જો કંઇ કારણસર તેમનો લોપ થાય તો પણ પૂરી તે ઊર્ધ્વ અવસ્થામાં આવે છે.

**નાગપંચમીને દિવસે ઝોલા (ઝુલા) શા માટે ખાવા ?**

ઇશ્વરી સંકેતથી જે કંઇ કરી મૂકયું હોય છે તેમાં કંઇપણ હેતુ હોય છેજ, પરંતુ પ્રત્યેકનો હેતુ કયાં સુધી જોતાં બેસવો ? તેવી યોગ્યતાવાળા જે હોય તેમના લક્ષમાં આ બધું આવે છે. " શા માટે એ " એવો પ્રશ્ન તેમને ઉદ્‌ભવતો નથી. એજ બરોબર છે. એમ તેમને લાગે છે. બ્રાહ્મણ એટલે શું ? સોળું (આચાર વિચાર) પૂજા વગેરે શા માટે એમ કોઇ કોઈ પૂછે છે. અરે, તમને ખબર નથી તેથી "શા માટે" એ શબ્દ ઉત્પન્ન થાય છે. એકવાર વર્મ સમજયા કે આપોઆપ બધું સમજાય છે. આ માટે આપણે તે તરફ ન જોતાં બાપદાદાની, તત્વવેત્તાઓની તે આજ્ઞા છે તેથી તે પ્રમાણે ચાલવું, આપણે તેવી યોગ્યતાના નથી તો શા માટે તેનો વિચાર કરવો ? તેમણે આ પ્રમાણે કરી મૂકયું છે તો તેમાં કંઈપણ તત્વ છે એમ સમજી તે પ્રમાણે ચાલ્યાં કરવું.

( એટલામાં એક ગાંડો આવે છે. )

ગાંડા માણસની લોકોને ગમ્મત હોય છે અને લોકો જેમ જેમ તેની પાસે ગમ્મત કરાવી લે છે તેમ તેમ તેનું ગાંડપણ વધતું જાય છે. મને પણ ગાંડછા આવી હતી. તે વખતે લોકોએ

મારી પણ ગમ્મત કરી લીધી. કોઇને કંઈ કામ ન હોય એટલે શિરડીના ખંડોબાના દેવળમાં જ્યાં હું બેઠો હતો ત્યાં આવી તે ત્રાસ આપતા. પછી હું તેની પર ગુસ્સે થઈ તેને ગાળો દેતો ! સારાંશ, ઇશ્વરી સંકેતથી જે ચીજો થાય છે તેમાં કંઇપણ હશેજ કે નહીં ? નાગનો અને ઝોલાનો કંઇ સંબંધ હશે તેથી નાગપંચમીને દિવસે ઝોલા ખાવાનો વહિવટ છે. જન્મ-મરણના ઝોલા ચુકાવવા માટે પહેલેથીજ તેવી ક્રિયા કરી લેવી તેથી આ યોજના હશે. મનુષ્ય જન્મ લઇ, મનુષ્ય જન્મમાં ચોર્યાસીલાખ યોનિઓનો અનુભવ આવવો જોઈએ. પાછળની બધી યોનિઓનું પારાયણ થવું જોઇએ. એટલે ખરૂં જે હોય તે હાથમાં આવે છે. જ્યાં સુધી પારાયણ ન થાય ત્યાં સુધી તે કાચુંજ ! જેમ એક, બે, ઇત્યાદિ નવ આંકડામાંથી કોઇ પણ આંકડો લઇએ તો અપૂર્ણ અવસ્થાના તે દર્શક થાય છે. દસનો આંકડો લઇએ તો તેમાં એકથી શરૂઆત થઇ દસ સુધી બધું આવ્યું. જેને ૧૦, ૧૦૦, ૧૦૦૦ એવી પૂર્ણ સંખ્યાનાં પૂર્ણ ઉચ્ચારણ અને અનુભવ હોય, તેને પાછળના સર્વ અંકોનો અનુભવ આવે છે. મને સોનો અનુભવ છે; એટલે શું ? તો એક ઉપર બે શૂન્ય એ આકૃતિનો અનુભવ નહીં, પણ ૧૦૦ એ સંખ્યાનો ઉચ્ચાર કરતાની સાથેજ તેની ઉત્પત્તિની જે મૂળ સંખ્યા એટલે શૂન્ય એક વગેરેથી ૧૦૦ સુધી બધા આંકડાનો બોધ થવો જોઇએ અને તે થાયજ છે. જેને હઝારનો ખ્યાલ નથી તેની સામે ૧૦૦૦ ની નોટ મૂકીએ તો તેને શો ખ્યાલ ? તે કહે છે આ નોટ એકની છે, દસની છે, કે એક હઝારની છે તેની એને ખબર નથી. પરંતુ જેને ૧૦૦૦ ની સંખ્યાનો અનુભવ છે, તે એક હઝારની નોટ જોતાંજ ખુશ થાય છે. એક હઝાર સુધી આંકડો થાય એટલે શું થાય છે ? તો આગળનું કંઇ નહી પરંતુ પાછળના એકની પૂર્ણતાનો અનુભવ આવે છે. પાછળના સર્વ આંકડાની પૂર્ણતા ૧૦૦૦ એ આંકડાથી થઇ છે. આ માટે પાછળના આંકડાનો પાઠ ( પારાયણ ) કરવો પડતો નથી. જેને

અનુભવ નથી તેને ફક્ત પાછળના આંકડા શીખવાની જરૂર છે, એટલે પછી એક હઝારનો અનુભવ તેને આવશે. એવી રીતે એક શબ્દ વડેજ બધી સંખ્યા લક્ષમાં આવે એવો સંકેત છે. સંકેતથી સર્વ બનાવવું અને પૂર્વ સ્થિતિનો અનુભવ લેવો એમ પ્હેલેથી ઠર્યું છે. મેં એમ સાંભળ્યું હતું કે, પાણિની નામના ઋષિ થઇ ગયા, તેમણે સંસ્કૃતમાં વ્યાકરણ નામનો ગ્રંથ કર્યો. સંસ્કૃત ભાષા જે બની છે, તેમાં અફરાતફર થાય નહીં, અપભ્રંશ થાય નહીં, તેથી તેને નિયમબધ્ધ ભાષા કરી. મૂળમાં એક શબ્દ, પણ પછી તે જુદો થાય છે એને અપભ્રંશ કહે છે. બીજી ભાષાનુ ગમે તે થાવ, પરંતુ ગીર્વાણ ભાષા એટલે દેવ ભાષા, તેને સંસ્કૃત એટલે ઉત્તમ ભાષા કહે છે, તેમાં અફરાતફર થાય નહીં તેથી તેને નિયમબધ્ધ કરી અષ્ટાધ્યાયી નામનો ગ્રંથ કર્યો. તેમાં સર્વ નિયમો બાંધી મૂક્યા છે. તે શા માટે ? તો થોડા શબ્દમાં પુષ્કળ વાતોનો સમાવેશ થાય તેથી. એને સાંકેતિક રચના કહે છે. એનેજ સૂત્ર કહે છે. શૉર્ટ હેંડ ભાષા જે નીકળી અથવા તારયંત્રના જે ટકોરા વગેરે, એ સર્વ સાંકેતિક છે. એક ટકોરો મારે એટલે તેમાં આટલા અક્ષરો સમજવા, એવું બધું છે. સંસ્કૃત ભાષામાં વર્ણો પ્રથમ શંકરના ડમરૂમાંથી નીકળ્યા છે. તે ડમરૂમાં જે અવાજો નીકળ્યા તેજ કાયમ થયા છે તે બધા સાંકેતિક છે. જેટલા વર્ણો તે શંકરના ડમરૂમાંથી નીકળ્યા, તેનો સમાવેશ એક સાંકેતિક શબ્દમાં થાય તેથી "अच्" એ શબ્દમાં સર્વ સ્વર અને अल् કહે કે તેમાં સ્વરથી બધા વ્યંજનો સુધી આવે છે, અને છેવટે हल् છે. ફક્ત વ્યંજન લેવા હોય તો તેને हल् એમ કહેવું. શૉર્ટ શબ્દમાં ખૂબ સમાવેશ થાય એવી તેની યોજના છે.

તો ૧. ૨. ૩. એમ કરતાં કરતાં એક પૂર્ણ સંખ્યા ગમે ત્યાં સુધી માનવી. ૧૦ કરતાં વધારે ૧૦૦, તેથી વધારે ૧૦૦૦,

**મનુષ્ય જન્મમાં પાછળની સર્વે યોનિઓનો અનુભવ આવવાની જરૂર.**

એવો કોઇ પણ પૂર્ણ આંકડો લો તેમાં ૯ આંકડા સુધીજ બધું લાવવામાં આવ્યું છે, ફક્ત પૂર્ણ આંકડો કહીએ કે તરતજ પાછળના બધા આંકડાનો અનુભવ આવવો જોઇએ, એટલે તે આંકડાને પૂર્ણત્વ આવે છે. એ પ્રમાણેજ મનુષ્ય જન્મ છે. મનુષ્ય જન્મએ પૂર્ણ આંકડાં જેવો છે. જેમ ૧૦, ૧૦૦, ૧૦૦૦, ઇત્યાદિ કહીએ કે તરતજ પાછળના બધા આંકડાનો બોધ થાય છે અને તે આંકડાનું કાર્ય પૂર્ણ થાય છે. તેમ મનુષ્ય જન્મ આવ્યો કે પાછળની સર્વ યોનિઓનો અનુભવ આવવો જોઈએ. જેમ ૯ નો અનુભવ દેખાડનાર ૧૦ નો આંકડો અથવા ૯૯ નો અનુભવ દેખાડનાર ૧૦૦ નો આંકડો, અથવા ૯૯૯ નો અનુભવ દેખાડનારો ૧૦૦૦ નો આંકડો; તેવી રીતે ૮૩૯૯૯૯૯ યોનિઓનો અનુભવ દેખાડનારો આ મનુષ્ય જન્મ. ૧૦૦૦ નામની પૂર્ણ અંકની એક વ્યક્તિ છે એમ સમજો અને તેને સમજાય છે એમ માની લઈ ચાલો. તેને ૫૫ કેવા છે એમ પૂછીએ તો કહે અરે ૫૫ માંથીજ હું આવ્યો છું. અરે, એજ શું, પરંતુ તે કરતાં વધારેનો અનુભવ લઇનેજ હું ૧૦૦૦માં આવ્યો છું. પછી તે પાછળના અંકની માહિતી આપવાને બીએ છે કે? જે ગામથી જે આવ્યો હોય તે ગામની વાત કહેતાં તે ડગમગે છે કે? જે ગામ એણે જોયું તેનો અનુભવ તેને છેજ. તેવી રીતે આપણે પત્થર, પશુ, પક્ષી, ગધેડો, કુત્રો, ડુક્કર, કીડી, માખી ઈત્યાદિઓના જન્મમાં હતાજ, એવી રીતના સર્વ જન્મના અનુભવ લઈ કેટલોક વખત ત્યાં રહી આપણે મનુષ્ય જન્મમાં આવ્યા. પત્થર હોઈશું ત્યારે ટાંકણાં વડે માર્યા હશે, ઘા માર્યા હશે, અથવા એમજ પડી રહ્યા હઈશું, ઝાડ હઈશું ત્યારે કોઈએ તોડયું કાપ્યું હશે. આ અનુભવ કોઈ કહે છે કે? હું કહું છું તે એજ કે ગધેડા કુત્રાં વગેરેના અનુભવ આપણાથી કહી શકાવા જોઇએ. તમો હઝારનું અભિમાન લઇ બેઠા. પરંતું ૫૫નો અનુભવ પૂછીએ તો કહી

શકાતો નથી એમ કહે કેમ ચાલે ? તેવીજ રીતનું આ મારૂં કહેવાનું છે. તમો કહો છો અમે મનુષ્ય છીએ. ઠીક ત્યારે બાવળનું ઝાડ શો અનુભવ લે છે તે કહો. તો તે કહી શકાતો નથી. હું તમને આગળની દેવયોનિઓ વિષે કંઇ પૂછતો નથી, પાછળનીજ યોનિ વિષે પૂછું છું, તો તે કહી શકાવું જોઇએ કે નહીં ?

હું તો ભાઈ નાનપણમાં શીખતો હતો તે વખતે મને ૧૦૦૦ ખબર હતા. હવે ખબર નથી એમ કહીએ તો કેમ ચાલે ? હાલ સર્ટીફીકેટ (certificate) મળે એટલે પાછળનું બધું વિસરી જવાનું—એમ થયું છે. નોકરી મળે કે શીખેલું બધું વિસરી જાય છે ! તેમને જો પૂછીએ કે “ઓ, ભાઇ અમુક એક ભૂગોલમાં અથવા ઇતિહાસમાં શું છે ?” તો કહે છે “હાલ કંઇ લક્ષમાં નથી, નિશાળમાં શીખ્યો હતો !” તેજ પ્રમાણે રસાયનિક વગેરે સર્વ વિષયો પદવી મેળવવા માટે શીખે છે; પછી બધું વિસરી જાય છે ! પરંતુ મરી જાય ત્યાં સુધી તેમને પદવી તો હોય છેજ. તેવીજ રીતે મનુષ્યજન્મની પદવી આવી કે પાછલા જન્મની સ્મૃતિ નથી હોતી. એ પ્રકારની આ ભાંજગડ છે. જેને પાછળની યોનિની સ્મૃતિ આ જન્મમાં આવી હોય કે, આટલી આટલી યોનિઓ મળી હું છું, મારામાં આટલાનો સમાવેશ છે, જેમ તે હઝારને પોતાની પાછળના (આંકડાનો) સમાવેશ સમજાય છે, તેમ તેને સમજાય તો તે થયો પૂર્ણ. મનુષ્યને પત્થર, ઝાડ, ગધેડા, ગીધ, કાગડા, વગેરે પશુ પક્ષી અને સ્થિરચર વગેરેનું ભાન થઇ જાય, એટલુંજ નહી પણ આપણેજ તે છીએ, અને આપણેજ તે હતાં એવું ભાન થાય તો મનુષ્યજન્મમાં હોઇ તેને ફરી પાછળના જન્મમાં જવાને કંઇ હરકત નથી. પાછળની યોનિમાં જતાં આવડયું એટલે પછી મનુષ્ય જન્મમાં હોવા છતાં પણ દેવલોકમાં પણ જઇ શકાય છે. હાલ પણ તે પત્થરા, માટી, પશુ પક્ષી વગેરે છેજ અને તે છે તેથીજ આપણું પણ અસ્તિત્વ છે; કારણ આપણે તેની અવસ્થામાં એટલે તેની આખરની અવસ્થામાં છીએ અથવા તેજ સર્વ મનુષ્યરૂપે છે એમ કહો. જેમ પાણી

જમીન વ્હેલાંના છે તેની પછી વૃક્ષ અવસ્થા છે. પાણી, જમીન આજેજ જો નાશ પામે તો આજે એક પણ વૃક્ષ દેખાશે નહીં. તેવીજ રીતે જગત્‌માંનું કંઇ પણ ન દેખાવા દો એટલે એક મનુષ્ય પણ રહેશે નહીં; અથવા મનુષ્યપણું છોડી દો, એટલે આખું જગત્‌નું જગત નહીં દેખાય અથવા તે બાજુએ (અલગ) દેખાશે. જો હઝાર કહે કે હું ૧૭/૧૮માં નહીં જાઉં તો કેમ ચાલે ? તેમાં તે છેજ. હવે અમે આપુ પત્થર નહીં થઇએ અમે શું પત્થર છીએ ? હું શું ગધેડો છું ? તો, અરે એમાંથી તો તું આવ્યો, તો તને ગધેડો કહેવામાં શી હરકત છે. મનુષ્ય જન્મમાંજ પાછળની સર્વ યોનિઓનું ઓળખાણ થયાં શિવાય, તેમનો અનુભવ લીધાં શિવાય, જો આપણાં વિરૂદ્ધ કર્મને લીધે મનુષ્ય જન્મ છોડી પાછળની કોઇ પણ યોનિમાં જઇશ તો તેની આગળની યોનિમાં તું છે એમ કહી શકાશે નહીં. પછી ધીમે ધીમે ઇશ્વરી સંકેતથી પૂરી મનુષ્ય જન્મ સુધી આવે તે વાત જુદી. જેમ હઝાર રૂપીઆની નોટમાંથી કેટલાક રૂપીઆ ખર્ચાઇ ગયા હોય, તો બાકી જેટલા રહ્યા હોય તેટલાજ તે કહેવાશે. પછી કંઇક ખટપટ કરી પૂરી રૂપીઆ વધારતાં વધારતાં હઝાર સુધી લાવીએ તો તે વાત જુદી પરંતુ હઝાર રૂપીઆની નોટમાંથી કંઇપણ ખર્ચ ન કરતાં તે હઝાર રૂપીઆની નોટ સરકારના તાબામાં આપવામાં આવે એટલે બેંકમાં મૂકવામાં આવે, એટલે આપણાથી તે અલગ રહે છતાં તે દ્વારા વ્યાજને રૂપે આપણે ફકત આનંદ લઇ શકીએ છીએ તેજ પ્રમાણે સર્વ જગત્‌નું એકીકરણ જે મનુષ્ય જન્મ તેનો ભંગ કર્યા શિવાય એટલે અનેક રીતે સંસારી પ્રાપંચિક વાસનાબદ્ધ થઇ તે મનુષ્યપણું તેમાં ન ખર્ચી કહાડતાં સરકારી બેંકમાં નોટ મૂકયા પ્રમાણે મોટો સરકાર જે પરમેશ્વર તેના ઉપયોગમાં એટલે તેના તાબામાં તે મનુષ્ય જન્મ આપ્યા જેવું થાય, એટલે આપણે થઇશું અલગ. આવી રીતે અલગ થયા પછી મનુષ્ય જન્મથી માંડી આખા જગત્‌નો અલગ રીતે અનુભવ લઇ ફાવે તેટલો આનંદ લેતા બેસો. ઉપરાંત ભૂત ભવિષ્યાદિ અદૃષ્ટ જ્ઞાન,

આપોઆપ અષ્ટસિધ્ધિનો લાભ વગેરે ઈશ્વર સંબંધી કેટલીક શક્તિ વ્યાજને રૂપે પણ આનંદ આપશેજ.

યોગી લોકોની એવી યુકિતઓ છે. હું એક તેવો નથી અને મને હોંસ પણ નથી; પણ તેમનું ધોરણ મારા લક્ષમાં આવે છે. કોઇ કહેશે કે એ બધી ૮૩૯૯૯૯૯ યોનિનું જ્ઞાન અમને કેવી રીતે થાય ? તો હું કહું છું કે એટલી બધી યોનીની જાણ નહી હોય તો ચાલશે; પરંતુ મુખ્ય મુખ્ય યોનિઓના અનુભવની તો જાણ ( ખબર ) જોઈએને ? કંઇજ ન ખબર હોય તો પછી શો ઉપયોગ ? ન્હાના છોકરાની સામે એક હઝારની નોટ મૂકીએ તો શું અથવા કાગળનો ટુકડો મુકીએ તો શું ? બેઉ સરખુંજ. તમને તેનું મહત્વ છે તેથી તમો સંભાળી રાખશો. જેમ નાનું છોકરૂં હઝારની નોટ હાથમાં આવે કે તેનો ફ્ટફ્ટ અવાજ કરી તેને ચુંથી ચુંથી આખરે તે નોટ ફાડી નાંખે છે; તે છોકરાંને તે નોટનું શું મહત્વ ? તેવીજ રીતે તમો મનુષ્ય જન્મનું મહત્વ ન સમજતાં અનેક તરેહની ઉથલપાથલ અને ઉપદ્રયાપ કરી જીવ અને શરીરની દોડધામ કરતાં કરતાં મુર્ખાઈથી તે શરીર અને જીવની ચુંથાચુથ કરી રમત રમ્યા જેવી ગમ્મત કરી આખરે તમે મરી જાવ છો. તેથી દેવ કહે છે કે પાછળના જન્મનું જ્યાં સુધી તને ઓળખાણ નથી થયું ત્યાં સુધી જન્મનું પારાયણ કરો. જેમ કોઇ છોકરો પાછળનું ભૂલી ગયો હોય તો તેને આગળ ન શીખવતાં પાછળના ધોરણમાં બેસાડે છે. આંક તો આવડતા નથી અને કહે હું ગણિત શીખું છું ! એવુંજ આ છે. પૂર્ણ ગણિત શાસ્ત્રી થાય એટલે પછી તેને નવ સુધી આંકડા શીખવાને એકડીઆમાં જવું પડે છે કે ? તેવીજ રીતે મનુષ્ય જન્મમાં આવી રજેરજ બધા જન્મોની ભાંજગડ ખબર પડે, પાછળની સર્વ યોનિઓ તેને દેખાતી હોય તો પછી કંઇ યોનિમાં જવાને તેને ફરી જન્મ લેવો જોઇએ ? પછી તે શું કશાને ગણકારે છે ? તે કહે છે " હું ગમે ત્યાં જાઉં તો પણ સરખુંજ છે; એક જન્મ લેઉં તો પણ એક હઝારની ખબર છે, અથવા એકની

હેલાંનું જે શૂન્ય તેની પણ ખબર છે. તે કંઈ ડગમગતો નથી !" એટલે કે હજાર રૂપીઆ જેની પાસે છે તેની પાસે દસ, પાંચ થી એમ કદી બને કે ? દસ, પાંચ, પચીશ, રૂપીઆની તેને ખબરજ નથી એમ કદી સંભવનીયજ નથી. પછી તે એક હજાર પીઆમાંથી તે દસ હાથમાં લે, પાંચ હાથમાં લે, અથવા એક હાથમાં લે, બધું સરખુંજ, તેને ફાવે તેટલા હાથમાં લે. એવી ીતે જગત્માંની કોઇપણ યોનિનો અનુભવ મનુષ્ય શરીરમાં રહી લઈ શકે છે તેને કહેવો મહાત્મા. મનુષ્ય જન્મ એ જાણે એક હજારની નોટ આપણા હાથમાં આવી છે, તે ફોકટ શા માટે ગુમાવવી ? જેમ એક હજારની નોટ સમજવાને એટલે એક ઉપર ણ શૂન્ય એ સમજવાને નવ સુધી શીખીએ એટલે થયું તે માણે એ થોડાંમાં શીખી શકાય છે. જેમ એ નવમાં બધો ખેલ છે, તેવી રીતે બહુજ સૂક્ષ્મ વિચાર કરીએ એટલે ઘેર બેઠાંજ આપણે બધી યોનિઓનો અનુભવ લઈ શકીએ છીએ; પછી ફરી જન્મ શા માટે ? એકવાર એની ખબર પડે કે પછી કંટાળો આવે છે. આપણેજ આપણી જાતને ખાધા જેવું થયું. બાજરી ણ હુંજ થાઉં છું. ચોખા પણ હુંજ થાઉં છું, અને મનેજ હું ખાઉં છું એવો વિચાર આવી કંટાળો આવે છે. મનુષ્યપણું છોડી અલગ થઇએ એટલે આ બધો દેખાવ દેખાય છે. તેવીજ રીતે મનુષ્ય જન્મ હોવા છતાં પાછળ જવાની વિદ્યાથી પાછા ગયા એટલે મનુષ્ય જન્મની આગળ શું છે તે પણ હાથમાં આવે છે. દેહાતીત થઈએ એટલે બધું થાય છે.

સારાંશ શો, તો મનુષ્ય જન્મ એ પહેલાં કહ્યાં પ્રમાણે જગત્ની બધી ચીજોનું એકીકરણ છે. જેમ એક હજારમાં પાછળના સર્વ આંકડાનો બોધ થાય છે અને તેમાં નવ આંકડા વગર બીજું કંઈ આવતું નથી એ જેમ લક્ષમાં આવે છે, તેમજ નવદ્વારને આધારે બનેલું આ આખુ મનુષ્ય શરીર, એ આ મનુષ્ય શબ્દનો ઉચ્ચાર થતાંની સાથે તેમાં સર્વ જગત્ની વસ્તુઓ હોયાંનો બોધ થાય છે અને તેવો બોધ થવો પણ જોઈએ, એટલે જેમ

હજારની નોટ હાથમાં હોય એટલે પાછળની સર્વ સંખ્યા સુધીના રૂપીઆ છે એમ સમજતાંજ આનંદ ઉત્પન્ન થાય છે તેવીજ રીતે મનુષ્ય જન્મમાં આપણે છીએ, તો આ મનુષ્ય જન્મને રૂપે આખું જગત્‌નું જગત્ આપણા હાથમાં છે એમ ભાન થયાથી કેટલો આનંદ થાય! તો હજાર રૂપીઆની નોટ હાથમાં લેનારા જેમ આપણે જુદા, તેજ પ્રમાણે મનુષ્યજન્મથી છેવટનાં તદ્દન શૂન્ય સુધી એટલે ૮૪ લાખ યોનિના આ ભમાં શૂન્યજ છે; તે શૂન્ય સુધીમાં જે કઇ છે નથી તે જગત્ આપ-ણાંથી અલગ છે એમ અનુભવવામાં આવે એટલેજ હજાર રૂપીઆની નોટ હાથમાં લીધી હોય તેમ મનુષ્યપણાં દ્વારે આખું ને આખું જગત્ આપણા હાથમાં લીધાં જેવુ થાય છે. એટલે કે એમ થાય તે માટે મનુષ્યપણામાંથી અલગ થવાની આપણને જરૂર છે.

એકંદર આ ઝોલા જન્મમરણના ફેરા ચુકાવવા માટે લેવા પડે છે. એવી એક કથા સાંભળવામાં આવી છે કે, વૈકુંઠના શેષ મનુષ્યજન્મમાં આવ્યા (મનુષ્યજન્મ ધારણ કર્યો) હતા. તે વખતે તેને, ફરી જન્મમરણના ફેરામાં પડવું ન પડે, તેથી તેની માએ તેને ઝોકા નાંખ્યા. પારણામાં છોકરાને (હીચકા) ઝોલા નાંખે છે એનું પણ તત્વ એજ હોવું જોઇએ. એમાં બેઉ કાર્યો થાય છે. છોકરાંને ઉંઘ પણ આવે છે અને જન્મમરણના ફેરા પણ ન પડે તેથી એને અહીંથી ત્યાં હીંચકા નાંખવામાં આવે છે. હોંસથી પણ જો હીંચકા ખાય તો તે પ્રમાણમાં ફેરા મટે છે.

निश्चयाचें बळ । तुका ह्मणे तेंचि फळ ॥

( નિશ્ચયનું બળ, તુકા કહે તેજ ફળ. )

એક માણસે પોતાની શિખા બાંધીને ઝોલા ખાધા હતા. તે વાત આ છે. એક ગામમાં એક વખતે નાગપંચમી નિમિત્તે

**"શિખા તુટો કે વડવાઇ તુટો"ની વાત.**

ગામવાળાઓએ ગામ બ્હાર એવોજ એક હીંચકો બાંધ્યો હતો અને ત્યાં ગામના નાના મોટા લોકો વારાફરતી હીંચકા ખાતા હતા. તેવામાં એક હાફ્-મૅડ (Half-mad) અર્ધો ગાંડા જેવો પ્રવાસી ત્યાં આવ્યો. તેણે એવી રીતના હીંચકા ખાવાનો પ્રકાર કદી જોયો નહોતો. લોકોને હીંચકા ખાતા જોઈ "મને પણ એમ કરો" એમ તે કહેવા લાગ્યો. લોકોએ તેને ગાંડો કહી કહાડી મૂક્યો. તેને હીંચકાપર કોઈ બેસવા દે નહીં. કેટલાકોએ વારાફરતી દસ દસ હીંચકા ખાવાનો ક્રમ શરૂ રાખ્યો. તેને લાગ્યું આપણે પણ એમજ કરવું. પરંતુ દોરડું, દોરી કયાંથી લાવવાં ? તેથી તે લોકોને પુષ્કળ વિનંતી કરી કહેવા લાગ્યો, પરંતુ લોકોએ તેને ગાંડો હોવાથી હાંકી કહાડયો. પાસેજ એક મોટા વડનું ઝાડ હતું. તેની લાંબી લાંબી વડવાઈઓ લટકતી હતી તે જોઇ તે તે ઝાડ પાસે ગયો અને "આપણી શિખા ખૂબ લાંબી છે, તે તેને બાંધી લીધી એટલે થયું." એવો વિચાર કરી તે તે ઝાડપર ચ્હડયો અને એક સવડ પડતી વડવાઇને શિખા બાંધી લટકયો અને હીંચકા ખાવા લાગ્યો. ધીમે ધીમે એમ કરતાં કરતાં સરસ હીંચકા આવવા લાગ્યા. તેની ગંમત જોવાને લોકો પોતે પોતાનું હીંચકા ખાવાનું છોડી ત્યાં આવ્યા અને તેને કહ્યું કે "અરે, આવું ભયંકર કામ ન કર, ચાલ હમારા ઝોલા (હીંચકા)પર બેસ આમ કરવાથી તો તારી શિખા તૂટશે નહીં તો વડવાઈ તૂટશે અને તું નીચે પડી મરશે ને ?" તેણે કહ્યું "શિખા તુટો કે વડવાઇ તુટો, મારા સો ઝોલા થયાં શિવાય હું કંઈ છોડવાનો નથી." તે ખરે-ખરો ગાંડો હતો. તેનો નિશ્ચય જોઇ પરમેશ્વરે તેને મદદ કરી અને તેના સો ઝોકા પૂરા થયા. આ અઘટિત ઘટના જોઇ લોકોએ તેને મહત્વ આપ્યું અને "મહારાજ, મહારાજ" કરવા લાગ્યા. તેનો નિશ્ચય જોઈ પરમેશ્વર તેના ઝોલાને સાહ્ય થયા; તો હવે પછી તેને જન્મમરણનાં ઝોલા કયાંથી રહે ! તેણે ઝોલા લીધા તેથી

તેના જન્મમરણુના ઝોલા (ફેરા) ચૂકયા અને ત્યાંજ તેને ઇશ્વર પ્રાપ્તિ થઇ. હવે કોઇ તેવા ત્રાસદાયક ઝોલા ખાતા નથી. તેથી દેવ કહે છે કે તેવા (ઝોલા) નહીં તો નહીં, આવા ઝોલા કેમ ખાતા નથી ? તેનું પણ કંઈ પરિણામ આવશેજ.

ગમે તે કલ્પના વડે ઠેરવી લો એટલે થયું. હંમેશા આપણે સારૂંજ ઠેરવવું ખરાબ હોય તો પણ તેને ખરાબ શા માટે ઠેરવવું ? સારૂંજ ઠેરવવું.

કોઇપણ સત્કર્મમાં દૃઢ નિશ્ચય જોઇએ. આ માટે "શિખા તુટો કે વડવાઇ તુટો" એ કહેવત લોકોમાં છે. ટુંકામાં શિખા તુટો કે વડવાઈ તુટો તમારો ઈશ્વર સંબંધી જે દૃઢ નિશ્ચય હોય તે કંઇ છોડવો નહીં.

બહુ થયું. હવે રાત થઇ ગઈ. મારે પણ કેટલુક સંભાળ-વાનું છે. હવે અગીઆર વાગી ગયા હશે.

(મહારાજનું ભાષણ પૂરૂ થયાં પછી રાજા નરસિંગરાવ અને તેમના બંધુ મહબુબરાજે મહારાજને વિનંતી કરી કે સ્વામી મંગળ મૂર્તિનું કીર્તન સાંભળવાની અમારી ઈચ્છા છે. માટે મહારાજશ્રીએ તેમને આજે કીર્તન કરવા માટે પરવાનગી આપવી. તેથી મહારાજ ફરી બોલ્યા.)

મેં પ્હેલેથી સ્વામીને કહ્યું છે કે, પહેલાંનું ભૂલી ન જવું. આ માટે કીર્તન કર્યા કરો. પણ કીર્તનનો સાજ નથી, એટલે તાલ (કરતાલ) વીણા વગેરે વગાડનારૂં કોઈ જોઇએ. એઓ નથી અને નથી એમના કપડાં વગેરેનો પહેરવેશ. પહેલાં એ જરીનું મંદીલ પહેરતા હતા, રેશમી મોટી કોરનું ધોતીયું પહેરતા તેમજ ઓઢતા હતા. બહુ સરસ દેખાતા હતા. કીર્તન વખતે કમરપટો પહેરતા હતા. હરદાસી લોક કોર ઉપર રાખી ઓસની પટ્ટી એક પર એક રાખી કમરે બાંધે છે એ પણ જોઇ

**માયા અને ભગવાનની તકરાર.**

ફૅશન છે. ગમે તે રીતે લોકોને ભકિતમાં લગાડવાની આ એક યુકિત છે. ભગવાન કહે છે 'માયા પર નાચો' ઘરમાં સ્રીઓ વગેરે લ્હડાઇ કરે છે, તો એને એ કહે છે કે 'માયા પર નાચો' અવી રીતે ભગવાન પોતાની સ્રી જે માયા, તેને કહે છે કે, ગમે તે કરો, પણ તમારા ઘરમાં રહી. જેમ કોઇ સંસારી મરદની સ્રી નાસી જાય છે, તે મરદ સમજે છે કે ગમે તેવી રીતે રહે પણ ઘરમાં રહે. મને મારે વઢે પણ ઘરમાં રહે. બાંધી મૂઠી લાખની તે ઉઘાડવી નહી. એવી રીતે ખરા ભગવાનની સ્રી જે માયા તે દુનિઆને રૂપે નાસે છે; તે ભગવાન સમજાવે છે કે, તમો તમારી ચાલચલકત છોડી ઘેર ચાલો પણ તે માનતી નથી. આ માટે હરદાસના રૂપશી અથવા કોઇ પણ પહેરવેશ અથવા દેખાવ વગેરે બતાવી ભગવાન, પોતાની સ્રી કે જે દુનિઆમાં ફેલાઇ રહી છે તેને ઘેર લઇ જવાની અથવા એણે જે લોકોને પછાડયા છે તે લોકોને પણ છોડાવવાને એ પ્રયત્ન કરે છે. અજબ તરેહનું ફૅશનેબલ રૂપ બનાવી, લોકોને ભકિતમાર્ગ પર લગાડી, પોતાની સ્રીમાં અથવા માયામાં ફસાયલા લોકોને છોડાવવા માટે, અને એ સ્રી પોતાના ઘરમાં રહે તે માટે, ભગવાન કેવી કેવી લીલા કરી રહ્યા છે તેની તેનેજ ખબર! માયામાં લપટાયલા લોકોને અથવા માયાને ભગવાન કહે છે કે હરદાસના રૂપમાં લુબ્ધ થાવ છો તો એ રૂપમાં અથવા તો બીજા કોઇ પર લુબ્ધ થઇ ચાલો; પણ તે થોડીજ માને છે? એને ભટકવાની અને લોકોને પછાડવાની ટેવ પડી ગઇ છે. સ્રીની પાછળ જઇ એને ઘેર લઇ જવાનો એ પ્રયત્ન (કોશિશ) કરે છે. એ માયા અથવા માયાનો વર જે ભગવાન છે, તે બેઉની ઉપર બેઉને જોનાર જે કોઇ એક છે, તે ગમ્મત જુએ છે. એ લ્હડાઇ લગાડી આપે છે, અને જુએ છે અને ખુશ થાય છે. કોઇ કોઇ વખતે તે સ્રી (માયા) પોતાના ઘરમાં આવ છે. તો તે વખતે પેલો ત્રીજો તે ઓરતને ચ્હીઢવે છે. છતાં પણ પાછી તે ભટકવા નીકળી પડે છે. એ જ્યારે ચાલી જાય

છે ત્યારે તે ત્રીજો તે સ્ત્રીને પાછી ઘેર લઇ આવવા ભગવાનને ચ્હડાવી આપે છે કે જાવ સ્ત્રીને ઘરમાં લઇ આવો. એવી રીતે ત્રણેનો ઝઘડો છે. તેજ ભગવાન કોઇ અવતારને રૂપે આવી પોતાની સ્ત્રીથી ફસાયલા લોકોને છોડાવી પોતાની સ્ત્રી માયાને પોતાના તાબામાં રાખી લે છે. ત્રીજો જે છે તે બેઉનો ઝઘડો જોઇ ખુશ થાય છે. તે સ્ત્રી નાસે અને મરદ એની પાછળ પડે તે જોઇ એ ખુશ થાય છે. એવી અવસ્થા છે. એ ત્રણે ઉપર એક બીજો છે. એ ખાસ મહાત્મા સત્ જે છે, તે કહે છે કે હું છું તેથી આ ત્રણેનો વ્યવહાર ચાલે છે. તે આનંદ રૂપ છે, આનંદમાં પડ્યો છે.



રવિવાર, તા. ૧૦ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ શુ. ૧૦ શકે ૧૮૪૬.

**એકત્વનો અનુભવ લેવાની જરૂર–પરમાત્મા સૃષ્ટિમાંથી કેવો આનંદ લે છે–મનુષ્ય અને પરમેશ્વરમાં શો ફરક–સૃષ્ટિનું અસ્તિત્વ શેનીપર ટકી રહ્યું છે–સુખ, દુઃખ વગેરે જગતની ભાંજગડો સાંધમાંથી ઉત્પન્ન થાય છે–પરમેશ્વરી સંધી કાળમાં પરમેશ્વર પ્રાપ્તિના ઉપાયો કરવા–મૂળારંભમાં સંધિ અને તેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ–પરમેશ્વરની અથવા સત્પુરૂષની સેવા અને તેને લીધે સચ્ચિદાનંદની પ્રાપ્તિ.**

**એકત્વનો અનુભવ લેવાની જરૂર.**

એકત્વનો અનુભવ એટલે શું? ઝાડનું જે થડ છે તે એની મેળે એકલુંજ છે. પરંતુ તે એવું છે, છતાં પોતે એકલું છે એવો અનુભવ એને આવતો નથી અને તે પોતાથી થતા વિસ્તારથી રહિત જો હંમેશ રહે તો તેને એકલાં પણાંનો અનુભવ આવવાનો સંભવજ નથી. તેથી જ્યારે તેનો વિસ્તાર આગળ વધે છે એટલે અનેક શાખાના રૂપવડે તેને અનેકત્વ આવે છે ત્યારે તે અનેકત્વને આધારેજ તે વિસ્તારની નીચેનું થડ પોતાનાં એકલાંપણાંનો અનુભવ લે છે. તે શાખરૂપે ઉપરના વિસ્તારનો અને નીચે જે કાંઇ મૂળનો વિસ્તાર છે તેનો પણ અનુભવ તે લે છે; પરંતુ તે પોતાનાં એકલાંપણાંને વિસરતો નથી. પોતાના વિસ્તારનો અનુભવ લેતાં લેતાં જો તે પોતાનાં એકલાં-પણાંને ભૂલી જાય તો તે બધું ફોગટ ગયું. જો એકલાપણાનો

અનુભવ લયાં કરી તે વિસ્તારનો અનુભવ લે તો ફકત તેને કોઇ પણ વખતે ભંગ નથી. તેજ પ્રમાણે પરમાત્મા એકલો છે. તેના જેવોજ પોતાના એકલાંપણાંનો અનુભવ જેને લેવો હોય તેને અનેકત્વનો અનુભવ લેવોજ પડે છે અને તેજ આધાર વડે તેને એકત્વનો અનુભવ આવે છે. તે આવ્યાં પછી જો પૂરી તેને અનેકત્વનો લેવો હોય તો તે લેતી વખતે પોતાનાં સ્વતંત્ર એકપણાનો જે અનુભવ તેણે લીધો હોય છે તે વીસરી ન જવો જોઈએ, તોજ તે પરમેશ્વરી અવસ્થાનો અનુભવ લેશે. પરંતુ અનેકત્વનો અનુભવ લેતી વખતે જો તે પોતાનાં એકલાંપણાંને વીસરી જાય તો બધું ફોગટ ગયું એમ સમજવું. મનુષ્યપણાંની અવસ્થા એવીજ છે કે તે ફકત પોતાનાં અનેકત્વનો અનુભવ લે છે, પરંતુ તેના સ્વતંત્ર એકત્વનો અનુભવ તેને હોતો નથી. સત્પુરૂષ મહાત્મા, યોગી લોક જે અભ્યાસ કરે છે તે એકત્વનો અનુભવ લેવા માટેજ કરે છે. એક વાર એકપણાંનો અનુભવ આવ્યો એટલે પછી ગમે તેટલો વિસ્તાર દૃષ્ટિએ પડે તો પણ તે યોગી એકત્વના અનુભવને ભૂલતો નથી. તે કહે છે કે આ બધું મારાંમાંથીજ નીકળે છે અને મારાંમાંજ લીન થાય છે. એમ કહી તે એકલોને એકલોજ રહે છે. એવી રીતે તે સ્વતંત્ર એકપણાંનો જ્યારે અનુભવ લે છે ત્યારે તેમાંથી જે વિસ્તાર વધે છે તે તેને વધારવોજ પડે છે. શા માટે? તો પોતેજ પોતાનો ઉપભોગ લેવા માટે. આપણો પોતાનો ઉપભોગ ફકત આપણે એકલા હોઈએ ત્યારે લઈ શકાતો નથી, તેથી ઉપભોગ્ય વસ્તુના રૂપમાં આપણેજ બની આપણેજ તેનો ઉપભોગ હંમેશ લયાં કરીએ છીએ; તેથીજ તે યોગી કહો કે પરમાત્મા કહો હંમેશ આનંદરૂપ હોય છે. આપણે ખેતરની અથવા બીજા ધંધા વ્યાપારની મહેનત કરવી અને તેમાંથી આપણને આનંદ આપનારી ઉપભોગ્ય વસ્તુ આપણેજ પેદા કરી તેનો ઉપભોગ લઈ આપણેજ આનંદીત થવું. આનંદ લેતાં લેતાં તે ઉપભોગ્ય વસ્તુઓ પૂરી થાય એટલે ફરી ખેતી વ્યાપાર ઇત્યાદિ ઉદ્યોગ કરી તે ઉપભોગ્ય વસ્તુ

ફરી ઉત્પન્ન કરવી અને ફરી તેમનો આનંદ લેવો. એવો આપણો વ્યવહાર થોડા પ્રમાણમાં છે, થોડાજ પ્રમાણમાં તેનો ઉપભોગ, ઉપભોગ્ય વસ્તુ પણ થોડાજ પ્રમાણમાં હોય છે અને ઉપભોગ લેનારા આપણે પણ થોડા પ્રમાણના કાળમાં રહેનારા છીએ. એવી આપણી મનુષ્યની અવસ્થા છે. પરંતુ તે પરમાત્મા અનંત કાળ સુધી રહે છે, અનંત કાળ સુધી ઉપભોગ્ય વસ્તુની ઉત્પત્તિ થયાંજ કરે છે, અનંતકાળ સુધી તેનો ઉપભોગ લઇ તે નિરંતર આનંદિતજ હોય છે. પરંતુ એ કયારે તો તે પરમાત્માને અનેક જુદી જુદી જડવસ્તુને રૂપે જુદા જુદા પ્રકારનો ઉત્પન્ન થતા આનંદનો અનુભવ લેવો હોય ત્યારે; નહીં તોતો જડવસ્તુ વગર, એટલે જગરૂપ વગર, સર્વ આનંદનું એકીકરણ એવો જે નિરાકાર અવસ્થામાંનો અનંત આનંદ, તે એની મેળે જે છે (મૂળમાં જે છે, તેનો અનુભવ, લયાં કરે છે. મનુષ્ય જેમ જડવસ્તુનો ઉપભોગ લઈ તે આનંદનો અનુભવ લે છે, તેવી રીતે જડ વસ્તુની અંદરના આનંદની આનંદ લેવાની રીત નથી; પણ તે વસ્તુ ફકત જોઇનેજ અંદરનો એકલો આનંદજ તે લે છે; પણ તમારી પેઠે ફકત જડાંશજ તે લેતા નથી. એટલે જડાંશના આનંદના ગુણ-ધર્મનો ટેસ્ટ (taste–સ્વાદ) ફકત તે જુદો લે છે; એટલે તે વસ્તુની જાતીનો આનંદ માત્ર તે ગ્રહણ કરે છે. તે આનંદ થોડો નથી; તે વસ્તુથી તે કેટલાએ ગણો વધારે આનંદ તે લે છે, પરંતુ તે તે વસ્તુની જાતીનોજ આનંદ હોય છે. એનું ઉદાહરણ, ધારો કે તે પરમેશ્વરને જગતની રીત પ્રમાણે જે જે વસ્તુઓ છે તે બધાંમાંથી એક કેરીજ ખાવાની ઇચ્છા થઇ એટલે એકજ કેરી કાં ન હોય, આપુસ, પાયરી વગેરે જે હોય તે મ્હોં આગળ આવે છેજ ! પછી તે પરમેશ્વર તે કેરી કંઇ માણસ પેઠે હાથે ઘોળીને અથવા મ્હોંએ ચૂસીને ખાતા નથી. પણ તે કેરી તેમને તેમજ પાસે રાખી મૂકે છે, બહુ થાય તો હાથમાં લે છે; પછી તેની ઉપરની છાલ, અંદરનો ગોટલો, અંદરનો રસ વગેરે બધું જેમ ને તેમ અંદર રહેવા દે છે પરંતુ અંદરનો

આનંદજ ફક્ત લે છે. એવી જડ વસ્તુને આધારે જે વખતે પરમાત્માને આનંદ લેવો હોય છે, તે વખતે તે પરમેશ્વરને પણ ગર્ભવાસ વગર શરીર પેઠે આકારવાન્ થવું પડે છે, અને પછી તે શરીરને આધારે તે કેરીમાંથીજ તેના સ્વાદ સહિત આનંદ તે આકર્ષણ કરી લે છે; લેતી વખતે, તે આનંદ દેખાતો નથી. આંબાના ફળને ( કેરીને ) ઉપરથી ન્હાનાં ન્હાનાં છિદ્રો હોય છે; તેટલાં તે અતિ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ એવાં ન્હાનાં છિદ્રોમાંથી તે પરમાત્મા તે કેરીની જાતીનો સ્વાદસહિત આનંદ મ્હોંવડેજ હરણ કરી લે છે. જેટલો આનંદ તે કેરીમાં હોય તેટલોજ ફક્ત લેવામાં આવે છે એમ નથી, પણ તે કેરી માંહ્યનો આનંદ આકર્ષણ કરતી વખતે તે કેરીની આજુબાજુએ પણ પુષ્કળ શુધ્ધ આનંદ ભર્યોજ છે, તે પણ તે કેરીમાં આવે છે અને તે પરમાત્મા તે આનંદ તે કેરીના જાતિ સ્વાદવડે લયાંજ કરે છે. જેમ ઉન્હાળામાં કોઈ બારણાપર વાળાનો પડદો ટાંગ્યો હોય અને તેની પર પાણી નાંખ્યા કરીએ તો અંદર બેસનારને તે બ્હારની શુધ્ધ હવા તે વાળાની અંદરથી આવતી હોવાને લીધે વાળાના સુગંધી ગુણધર્મ લઇ આવતી હોવાથી તેવી રીતની હવાનો અંદર બેસનારને અનુભવ આવે છે. તેવુંજ આ છે કે એક કેરી દ્વારા બ્હારનો જે શુધ્ધ આનંદ તે જેમ જેમ લેવાતો જાય, તેમ તેમ તે કેરી માંહ્યની જે મીઠાશ, તેના ગુણધર્મવાળો આનંદ, તે પરમેશ્વરને મળ્યો જાય છે. એ જેમ કોઈ યંત્ર હોય અને તે યંત્રના યોગ વડે કોઈપણ એક પ્રકારના ઘની ભાવમાં પાણી હોય તે ખેંચી લઈ શકાય છે તે પ્રમાણેજ આ થાય છે. તે કેરી હાથમાં લઈ મ્હોંએ લગાડી કે તરતજ તે આનંદ આવવા માંડે છે. જેમ ક્લોરોફોર્મ ( Chloroform ) ની બાટલી થોડી ઉઘાડી થાય કે તેમાંથી તેના ફુઆરે ફુઆરા શરીરપર આવે છે. કોઈ કહેશે કેરી હાથમાં લઇ અથવા મ્હોં પાસે લઇ જવાથી એવો કયાંઇ આનદ આવે કે ? અરે, મનુષ્યો તેમ કરી શકતાં નથી; પરંતુ બારીક સૂક્ષ્મ વિચાર કરનાર જો વિચાર કરે તો કેરીનો રસ ચૂસતી

વખતે રસ મ્હોંમાં જાય છે તે વખતનો સ્વાદ તેણે ધ્યાનમાં લાવવો, એટલે ફક્ત તે જાતીનો નિરાકાર અવસ્થાનો આનંદ પણ સાથે સાથે નિરાકાર અવસ્થામાંજ, આપણામાં જે નિરાકાર અવસ્થા છે તેમાં, જઇ મળે છે. એટલે ગમે તે વખતે પ્રથમ મ્હોંવડે જે વસ્તુ ખવાય છે, તે મ્હોંમાંને મ્હોંમાં આપણે સ્વાદ લઇએ ત્યાં સુધીજ ખવાય છે કારણ તે પદાર્થમાં તે પદાર્થની જાતિનો જે નિરાકાર આનંદ છે તે આનંદને આપણામાં જે નિરાકાર ઉપભોક્તા છે તે તે વસ્તુ મ્હોંમાં છે ત્યાં સુધીજ લે છે. ત્યારપછી તે વસ્તુ પેટમાં જાય છે; પછી બાકી રહેલો જે સત્વાંશ તે શરીર લે છે. એટલે જેટલું નિરાકાર અવસ્થામાં હતું એટલું તેણે લીધું અને જડાંશરૂપે જે રહ્યું તે પેટમાં જઈ શરીર માટે તેનો ઉપયોગ થાય છે, અરે, આ બધું શું કામ કહેવું જોઇએ? કેરી કહો વા કેરીના જેવી બીજી કોઈ પણ વસ્તુ કહો, તેનો આપણે નાક વડે સુક્ષ્મ પ્રમાણમાં સ્વાદ લઈએજ છીએ કે નહીં? તેવીજ રીતે તે કેરી દૂર રાખી અથવા હાથમાં લઈ અથવા મોંએ લગાડી ફાવે તેટલો આનંદ તેમાંથી (કહાડી) લઇ શકાય છે. એજ પ્રમાણે પરમાત્મા છે તે કેરી અથવા કોઈ પણ જડ વસ્તુના જેવી ઉપભોગ્ય વસ્તુ તે તેમને તેમજ કાયમ રાખી તેમાંનો તે જાતીનો આનંદ જ ફક્ત ગ્રહણ કર્યાં કરે છે. એવીજ રીતે જગત્‌માંની કોઈ પણ સ્થિરચર ઉપભોગ્ય વસ્તુનો, મનુષ્ય અવસ્થામાંના સ્ત્રી પુરૂષોનો પણ, કેરીના ઉદાહરણ પ્રમાણે, ફક્ત પાસે રહીનેજ, તે તે વસ્તુના ગુણધર્મોનો, જાતીનો, ફાવે તેટલો આનંદ લે છે અને પ્રસંગોપાત પોતાની પાસેનો તે જાતીનો આનંદ, આનંદ પણ, કોઈ પણ જડ અથવા ચૈતન્ય વિષય વસ્તુ દ્વારા, કોઈ પણ ચૈતન્ય વસ્તુમાં મૂકે છે. એવી ઉલટી સુલટી રીતે આનંદનો ઉપભોગ તે યોગી કહો અથવા પરમાત્મા કહો તે લે છે અને બેઉ બાજુથી જ્યારે તેને આનંદ ન લેવો હોય ત્યારે તદ્દન ગુપ્ત એટલે લુપ્ત થઇ જઇ અલિપ્ત સ્થિતી વડે ફરી તે એકલો ને એકલોજ છે તે છેજ. જગતરૂપે તેનો જે વિસ્તાર છે તે તેનો પોતાનો ઉપભોગ લેવાનુ

અને આનંદ લેવાનું સાધન છે. એવા તે એકત્વમાં વિશેષ મહત્વનો અને મોટોજ લાભ હોય છે. તેથીજ યોગી અથવા સત્પુરૂષ તનતોડ પ્રયત્ન કરી તે પરમાત્માની અવસ્થા મેળવી તદ્રૂપ થઈ જાય છે. કારણ તે પરમાત્મા એકલો પણ છે અને ઉપભોગ વખતે ફાવે તેવડો પણ છે. જે કોઇ તે અવસ્થામાં જાય તે તે પરમાત્માથી જુદો ન રહેતાં તેજ તે બની જઇ ફરી એકલો ને એકલો જ રહે છે. પછી તેને પરમાત્મા કહો, અથવા તેના ગુણધર્મ મેળવી એકત્વને પામી પરમાત્મ સ્વરૂપ થયેલો તે યોગી સત્પુરૂષ કહો, તે બેઉ એકજ. પછી જે પરમાત્માનું તેજ સત્પુરૂષનું.

ઘરમાં સ્ત્રી અથવા છોકરાં હોય, તો ઘરમાં જે સ્ત્રી છોકરાંનો મુખ્ય ધણી છે, તેની જેમ બીજી જડ ચૈતન્ય ઉપભોગ્ય વસ્તુઓ છે, તેમજ સ્ત્રી છોકરાં પણ તેની ઉપભોગ્ય વસ્તુઓજ છે. તેમનો પણ તે ઉપભોગ લઇ આનંદ પામે છે. એ જેમ તેમજ પરમાત્મા અથવા મનુષ્યના આકારમાં જેણે પરમાત્માના ગુણધર્મ કાયમ કરી લીધા છે તે, બેઉ એકજ છે. એ બેને જુદા કહી શકાતા નથી. એવા જે આ પરમાત્મા તેની આખા જગત્‌માં આવેલી ચરાચર જડ ચૈતન્ય સર્વ વસ્તુઓ ઉપભોગ્ય છે; અને તે તેનો નિરંતર ઉપભોગ પેલી ઉપરની કેરીના ઉદાહરણ પ્રમાણે લયાં કરે છે અને આનંદ પામે છે. એવી રીતે તે આનંદ લયાં કરે છે તેથીજ જગત્‌માંની સર્વ સ્થિરચર ઉપભોગ્ય વસ્તુ તે એવી ને એવીજ સેંકડો વર્ષો સુધી અનુભવમાં આવે છે. તેના તે આનંદને લીધે તે વસ્તુઓનું અસ્તિત્વ કાયમ છે.

**મનુષ્ય અને પરમેશ્વરમાં શો ફરક?**

તો મનુષ્ય અને પરમેશ્વરમાં શો ફરક? તો મનુષ્ય જે જે વસ્તુનો ઉપભોગ લે છે તે તે વસ્તુ તે નાશ કરે છે, તેથી મનુષ્યને પણ નાશ પામવાનો પ્રસંગ આવે છે; પરંતુ પરમાત્મા જગત્‌ની જે વસ્તુઓનો ઉપભોગ લે છે, તે તે વસ્તુનો નાશ ન કરતાં કેવળ અંદરના આનંદનોજ ઉપભોગ લે છે, તેથી જગત્‌માંની વસ્તુનો નાશ થતોજ નથી; ઉલટું તેના ઉપભોગને લીધે જગતનું

અસ્તિત્વ કાયમ રહે છે. તે પરમાત્મા જગતનો ઉપભોગ લે એ જગત્‌ના અસ્તિત્વનું પોષાક થઇ પડે છે. પરમાત્મા જગત્‌નો નાશ કરતો નથી તેથી તેનો પણ કલ્પાંતે પણ નાશ નથી. તે હંમેશ આનંદરૂપજ હોય છે. તો આટલી ઉપભોગ્ય વસ્તુઓ જે જગત્‌રૂપે વિસ્તૃત થઈ છે, તેમાં ભંગ ન પડે તે વારંવાર ઉત્પન્ન

**સૃષ્ટીનું અસ્તિત્વ-શેની ઉપર કાયમ છે?**

થાય, તેનું અસ્તિત્વ કાયમ રહે અને તેનો ઉપભોગ લેવામાં આવે એમ જો છે તો એ બધો ભંડોળ પૂરો ક્યાંથી પડે? તો પરમાત્મા જેમ જેમ જગત્‌નો ઉપભોગ લે છે તેમ તેમ તે પરમાત્માની પણ પ્હેલાંનું આરંભમાં જે અનંત શુદ્ધ સત્ત છે અને જેને ભોગ્ય, ભોકતા અથવા ભોગ એ ત્રણે અવસ્થા લાગુ પડતી નથી, તેજ જગત્‌માં આકર્ષાય છે અને તે પરમેશ્વર હંમેશ એકલાંપણાંના અનુભવને વીસરતો નથી તેથી, આ સર્વ ચીજોનો ભંડોળ હંમેશ પૂરો પડયોજ જાય છે. જેમ આપણે કુવાનું પાણી કહાડી નાંખીએ છીએ અને ફરી તે કુવો જમીનમાંથી પાણી આવી ભરાઇજ રહે છે, તેમ આ છે. જગ અને શુદ્ધ સત્ જે અનંત છે તેના સાંધામાં પરમાત્મા છે અને આજ સાંધાની મોટા મોટા યોગી લોકો, સંત, સાધુ, મહાત્માઓ વગેરે અપેક્ષા કરે છે. કોઇપણ પ્રકારના આનંદની ઉત્પત્તિ સાંધામાં છે. બેના સંયોગમાં ત્રીજી એક અવસ્થા જે ઉત્પન્ન થાય છે તેનું જ નામ વ્યવહારનું સુખ અથવા દુઃખ છે.

સંયોગ, ક્રૉસ, જોડ, કનેકશન, આઘાત અથવા એવાજ પ્રકારની વાતો બે હોયાં શિવાય કદી પણ થઇ શકતી નથી અને

**સુખ દુઃખ વગેરે જગત્‌ની ભાંજગડો સંધિમાંથી ઉત્પન્ન થાય છે.**

બેઉનું જોડાવું, યોગ, કનેકશન વગેરે થયાં શિવાય ત્રીજી અવસ્થા કંઇ ઉત્પન્ન થતી નથી. ત્રીજી અવસ્થા જે ઉત્પન્ન થાય છે તેનેજ અનુભવમાં આવવું અથવા જાણ થવી એમ કહેવું. તે જાણ અથવા અનુભવ અનુકૂળ વા પ્રતિકુળ એવા બે પ્રકારના હોય છે. અનુકુળ એટલે સુખ અને પ્રતિકુળ એટલે દુઃખ. એ તે

સાંધામાંજ છે. એવો તે સંધિનો નિયમ અનાદિકાળથી ઠર્યો છે. સુખદુઃખના મૂળમાં એટલે સુખદુઃખનું મૂળ જોવા જઇએ તો તે ઠેકાણે કોઇપણ બેનું જોડાણ વા સંયોગ અનુભવમાં આવશે. અને તેમના સંયોગમાં તે બે જે ગુણધર્મના હોય તેવા તે બેના ગુણધર્મની જાતનું અનુકૂળ વા પ્રતિકુળ એટલે સુખ અથવા દુઃખ ઉત્પન્ન થશે. જેમ તાવ આવે તો તેના મૂળમાં તાવ ઉત્પન્ન થવા જેવાં જે બે છે તે બેના સંયોગથી તાવ આવે છે. તે તાવનું મૂળ બે પેટમાં દુખવાનાં નહી ઉત્પન્ન કરે પણ પેટમાં દુઃખવાની રીતનાં જે બે હોય તેમના સંયોગથીજ પેટ દુખશે. આવી રીતે અનેક પ્રકારનો દુઃખો, જુદાં જુદાં સંકટો, જુદી જુદી ચિંતાઓ વગેરે પણ તેમના તેમના મૂળમાં જે જુદાં જુદાં બે હોય છે તેમના સંયોગમાંથીજ ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે સુખનું પણ એમજ છે. વ્યવહારમાં જેટલી જેટલી સંધિ અવસ્થા ઉત્પન્ન થાય છે, તેમના સંયોગમાં જે ત્રીજી અવસ્થા ઉત્પન્ન થાય છે તે વ્યવહારમાંની સુખરૂપ અવસ્થા કહો કે દુઃખરૂપ અવસ્થા કહો, તે દુઃખ રૂપજ છે. પરંતુ પરમેશ્વરી અવસ્થામાં જે સંધિ હોય છે તેમાં ઉત્પન્ન થનારી જે ત્રીજી અવસ્થા તે હંમેશની સુખકારકજ હોય છે, તેથી તે પરમેશ્વરનો

**પરમેશ્વરી સંધિ-કાળમાં પરમેશ્વર પ્રાપ્તિના ઉપાય કરવા.**

જે સંધિકાળ છે તે કાળમાં એટલે પૃથ્વી અને સુર્યનારાયણ એનો પ્રાતઃકાળ સંધિ, માધ્યાન્હ સંધિ, સાયમ્ સંધિ, અને મધ્યરાત્રીની સંધિ, એટલી સંધિઓમાં પરમેશ્વર પ્રાપ્તીના ઉપાય કરવા એવી શાસ્ત્રની આજ્ઞા છે. એવા સંધિકાળના વખતમાં તે જે સાક્ષાત્ પરમાત્મા તે પરમાત્માનાંજ કેવળ ધ્યાન ધારણા અથવા તેનું એકાગ્ર મનથી સ્મરણ કર્યા કરવાથી ધીમે ધીમે તે પરમાત્માના ગુણ–ધર્મ આપણામાં આવવા માંડે છે. જે સંધિની અવસ્થામાં પરમાત્મા આનંદરૂપ છે એવી તે મુળમાંની સંધિ અવસ્થા પ્રાપ્ત થાય તે માટે પ્રત્યેક સંધિની વખતે પરમાત્માનું ભજન પૂજન

કરવાની યોજના કરી છે તેવી તે સંધિની અવસ્થા મેળવવાને સદ્દગુરૂની અનુકુળતા હોય એટલે તે સૂર્ય મંડળની બહારની સંધિ અવસ્થા મળી શકે છે. સદ્દગુરૂ તે અવસ્થામાં ગયેલા હોય છે, સદ્દગુરૂ એટલેજ પરમાત્મા અને પરમાત્મા એટલેજ સદ્દગુરૂ; અને તે પરમાત્માની પેલી બાજુએ જે અનંત છે તે પણ સદ્દગુરૂ અને તે પણ પરમાત્માજ. સૂર્ય મંડળના સર્કલની બહાર જે કોઈ ગયું હોય તેજ પરમાત્મા અને તેજ પરમાત્માની પણ પેલી પારનો; અને તેજ સર્વ જગતનું વિસ્તાર રૂપ જે ઉપભોગ્ય તેનો આનંદ લેતાં લેતાં આનંદિત રહે છે. ભોગ, ભોગ્ય, અથવા ભોક્તા પણાંનો અનુભવ પણ તેજ લે છે અને આ ત્રણેનો અનુભવ પણ લેતો નથી એવો તેજ છે. સૂર્ય મંડળની બહાર જે હોય અથવા જાય, તેજ દેહાતીત, કાલાતીત, જન્મમરણાતીત, તેજ સર્વ ઉપભોકતા અને તેજ કોઇપણ પ્રકારનો ઉપભોગ ન લેનારો; એવી અવસ્થાનો તેને સમજવો; એવી તે અવસ્થા છે, સૂર્ય મંડળના સર્કલમાં જ્યાં સુધી આત્મા છે ત્યાં સુધી તેને જીવદશા અને અને જન્મમરણના ફેરા હોવાના, અને વારંવાર બદલાતી સંધિઓ ઉત્પન્ન થઈ સુખદુ:ખના આઘાતો તે ભોગવવાનો. આ બધું તે સૂર્યમંડળના સર્કલમાં છે ત્યાંસુધીજ. સૂર્યમંડળ અને પૃથ્વી એ બેઉના યોગથી થયેલી જે સંધિ તે સંધિના યોગથી આ ત્રીજી અવસ્થા જગતરૂપે છે.

એટલે કે સૂર્યમંડળ અને પૃથ્વીનો આઘાત થઇ તેમના વાડામાં (હદમાં)જ "હોવું" "નહોવું" અને ક્ષણિક હોવું અને ક્ષણિક નહોવું એ અને આ સર્વ આનંદની અથવા દુ:ખની ત્રીજી અવસ્થા જે છે તે પ્રકટ થાય છે. ચોર્યાશીલાખ યોનિઓ પણ આની અંદરનીજ ભાંજગડ. પરંતુ મનુષ્ય જન્મમાંથી સૂર્યમંડળની બ્હાર જવાની તે પરમાત્માની યોજના છે. તેથીજ મનુષ્યજન્મમાં કેટલાક યોગી લોકો સૂર્યમંડળની બ્હાર જવાનો અભ્યાસ કરે છે અને તે પ્રમાણે અનુભવ લે છે. તે સૂર્યમંડળની બ્હાર પણ જાય છે અને એકત્વનો અનુભવ પણ લે છે.

હંમેશ સુખદુઃખનો પ્રસંગ સંધિમાંથીજ ઉદ્ભવે છે, તે વગર બીજો રસ્તો જ નથી અને સંધિને એની જરૂર છે. તદ્દન મૂળમાં મ્હેં પ્હેલાં કહ્યાં પ્રમાણે જે કંઇ સત્ વા ચિત્ એટલે જાણ છે, તેની જાણ કરી લેનારો કોઇ નથી. પણ સત્ ચિત્ આનંદ એ કોરો માલ છે. તે માલનો ઉપભોકતા કોઈજ નથી.

**મૂળરંભમાંની સંધિ અને તેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ.**

એટલે જાણરૂપી જે માલ છે તેને જાણી લેનારો કોઇજ નથી. તેવીજ રીતે સત્ કરીને જે કાંઇ છે, તે પણ માલજ છે, તેનાં અસ્તિત્વનો અનુભવ લેવા માટે પણ કોઈજ નથી. તે ફકત (કોરો) માલ છે. તેમજ આનંદ, તે આનંદપણાનો અનુભવ લેવાને કોઇ નથી, ફકત આનંદ એ માલ છે. પછી જ્યારે આવો કોરોજ માલ હોય છે તે વખતે તે હોય ન હોય તોએ તેનો કાંઇ ઉપયોગ નથી હોતો. જે વખતે તે માલ કંઈક ઉપયોગમાં આવવા માંડે છે, તે વખતે તેનું અસ્તિત્વ ઠરે છે. જે વખતે તે માલ ઉપયોગમાં લાવવાને કોઈજ કારણભૂત નથી અને ઉપયોગમાં આણ્યાં શિવાય તેનું અસ્તિત્વ ઠરતું નથી, એવી જે સ્થિતિ છે તે સ્થિતીમાંજ સંધિ એટલે સાંધો ઉત્પન્ન થયો. હવે કોઈ એમ કહેશે કે એ શિવાય સંધિ થતી નથી અને તે માલ તો એકલો એકજ છે. ફકત ( કોરો ) માલજ તો છે, તો પછી ત્યાં બીજો કોઇ હોયાં શિવાય સંધિ કેવી રીતે ઉત્પન્ન થાય ? અને તમો તો કહો છો કે ત્યાંજ સંધિ છે, તો તે કેમ ? એ ઉપર હું એમ કહું છું કે સંધિ તો છેજ ! એટલે કે માલ જે કેવળ કોરો છે, તે છેજ એમ કહેવું તે એક; અને તે કેવળ કોરોજ હોવાને લીધે એને ઉપયોગમાં લેનાર કોઈ નથી તેથી હોઈ ન હોયાં જેવો જે કંઇ છે, તે બીજો. "હોઇ ન હોયાં જેવી"ની પણ એક અવસ્થાજ છે ને ? બીલકુલ નથી એવું કંઇ નથી; પરંતુ કેવળ હોવાપણું છે તેની પર ન હોવાપણાંનો દેખાવ આવ્યો તેથી તે ન હોયાં જેવું થયું. વ્યવહારમાં એકાદો મૂર્ખ છોકરો ઘરમાં હોય અને ને કંઈ ઉદ્યોગ

ન કરતો હોય ફક્ત ઘરમાં ને ઘરમાંજ રહેતો હોય, તો આપણે તેને હોઇ ન હોયાં જેવો છે એમ કહીએ છીએ. તે છોકરો ઘરમાં નથીજ એમ તો કંઈ કહી શકાતું નથી; પરંતુ તે હોવા છતાં કંઈ ઉપયોગમાં આવતો નથી તેથી તે ન હોયા જેવો છે એમ કહેવામાં આવે છે; પરંતુ છોકરોજ નથી, ભાઇ, એમ કંઈ કહેવાતું નથી. એ જેમ તેમજ જે કંઇ પેલો માલ કરીને કહ્યો તે માલ તો છેજ. તે માલ હોવા છતાં ઉપયોગમાં આવતો નથી તેથી તે ન હોયા જેવો છે. પરંતુ તે માલ મૂળેજ નથી એમ નથી. એવી રીતે તે માલને "ન હોયાં જેવો" એવું નામ મળ્યું. પહેલું નામ "હોવું" અને બીજું "હોઇ ન હોયાં જેવું હોવું" એવાં બે નામ થયાં. એવાં બે નામ થતાંજ તેમનો થયો આઘાત અને ત્યાં ઉત્પન્ન થઇ સંધિ.

"ન હોયાં જેવી" સ્થિતિ આવવી એનેજ ફાવે તો કોઇ માયા કહો. એટલે કે ત્યાં જે સંધિ ઉત્પન્ન થઈ, તે સંધિનું પરિણામ એ સુખ દુઃખાત્મક ઘોટાળો જગતરૂપે આપોઆપ ઉત્પન્ન થયો છે. એવી મૂળની જે સંધિ અવસ્થા છે તેમાં જો આપણામાંથી કોઈ જાય તો બેઉ બાજુનો માલ એટલે જગરૂપ અને એ જગતથી ઉલટું શુદ્ધ સદ્રુપ તે તેનાં ઉપભોગ્ય બની જાય છે, તે બેઉ માલ પૂરા થતાજ નથી અને તે બેઉ માલને આધારે તે પણ પૂરો થતો નથી અને તેનાથી ઉત્પન્ન થનારો આનંદ પણ પૂરો થતો નથી. પછી સ્વાભાવિક રીતે જ ત્યાંનો ઉપભોગ લેનાર તે બેઉ ઉપભોગ્ય વસ્તુ પોતેજ છે, એવો પૂર્ણ અનુભવ લઇ, ફાવે ત્યારે ઉપભોગ્ય વસ્તુ નિર્માણ કરે અને તેનો ઉપભોગ લઇ આનંદ લે છે; અથવા ફાવે ત્યારે હોઇ ન હોયાં જેવી અવસ્થામાં જાય છે. તેજ પરમાત્મા, તેજ સદ્ગુરૂ, તેજ જગરૂપ, તેજ સચ્ચિદાનંદ રૂપી માલ, બધું એકજ.

સેવા એટલે પરસ્પરનું હરણ. પરમેશ્વરની અથવા સત્પુરૂષની સેવા કરવાને પુષ્કળ ભેગા થાય છે. તેથી શું થાય છે ? તો સેવન

એટલે ખાઇ નાંખવું, હરણ કરવું. સત્પુરૂષ પાસેનું જે હરણ કરી લેવા સરખું હોય તે સેવા કરનારો હરી લે છે. એટલે સત્પુરૂષની સેવા કરતી વખતે સચ્ચિદાનંદનો અનુભવ આવવાને જે અડચણ તે સેવા કરનારાને નડતી હોય તેનું પણ હરણ સત્પુરૂષ તરફ થઇ જાય છે. જેઓમાં સચ્ચિદાનંદની અવસ્થા આચ્છાદિત છે, એવાઓનું પરસ્પર હરણ થઇ જઈ સેવેકરી, સેવ્ય સત્પુરૂષ અને સેવક એમનું પરસ્પરનું સેવ્ય માયારૂપ જે હોય તે જાય એટલે સેવ્ય સેવક અવસ્થા નાશ પામી કેવળ શુદ્ધ સચ્ચિદાનંદ અવસ્થા સર્વનીજ થાય છે. જેમ જમીનમાંથી પાણી કહાડવું એટલે પાણીની પ્રાપ્તિ માટે જે કંઈ પત્થર માટી ઇત્યાદિકનું આચ્છાદન હોય તેનું હરણ કરનારા એટલે કૂવો ખોદનારા હરણ કરે છે. માટી, પત્થર ઈત્યાદિ એ હરણ થઇ તે જગ્યામાં પાણી પાસે ને પાસે આવતું જાય છે; તેની સાથે કૂવો ખોદનારો જે હોય તે કંઇ થોડોજ એવોને એવો રહે છે? તે જમીનમાંથી પત્થર માટી કહાડતાં તેની શકિત પણ ક્ષીણ થતી જાય છે અને જમીન તેમજ હથીઆરોને પણ ઘસારો પ્હોંચે છેજ. એટલે તેના મૂળ સ્વરૂપ એટલે માયારૂપ પાણીને જે આચ્છાદન હોય છે તે હરણ થઈ ખોદનારાની પણ શકિત હરણ થાય છે. એમ પરસ્પરનું હરણ કરવા જેવું જે હોય તેનું હરણ થઈ ફકત પાણી હાથમાં આવે છે. તેવુંજ સેવ્ય સેવક ભાવનું છે કે જેનાથી આખરે સચ્ચિદાનંદ અવસ્થા મેળવવાની છે.

**પરમેશ્વરની અથવા સત્પુરૂષની સેવા અને તેમાંથી સચ્ચિદાનંદની પ્રાપ્તિ.**



સોમવાર, તા. ૧૧ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ શુ. ૧૧ શાકે ૧૮૪૬.

## એકાદશ ઇંદ્રિયો દ્વારા સર્વ વસ્તુનો ઉપભોગ થાય છે–પરમેશ્વર આપણો ઉપભોગ કેવી રીતે લે છે–દેવને નૈવેદ્ય દેખાડવાનું તત્વ–આકાર, રંગ, રૂપ અને લહેજતની ઉત્પત્તિ–અન્નનેજ ભૂખ અને પાણીને જ તૃષા લાગે છે–પરમેશ્વર પ્રાપ્તિ માટે બધું સહન કરવાની જરૂર–જડમાં પરમેશ્વર શક્તિ વધારે હોય છે–દેહાતીત અવસ્થાની જરૂર અને તેનો ઉપાય–નંગ શબ્દની વ્યાખ્યા–વિના કારણ કર્મ કર્યાં કરવાં.

( નિત્ય નિયમ પ્રમાણે ભકતમંડળની પૂજા થઇ રહ્યાં બાદ મહારાજ બોલ્યા. )

કોઇ વાર કોઇની પાસે હું સારી રીતે પૂજા કરાવી લેઉં છું અને કોઇ વાર ગાળ દેઉં છું. એ બધું પૂજા કરનારની શ્રદ્ધા ઉપર છે. કોઇ વખતે પૂજા કરનારને શ્રદ્ધા હોય કે ન હોય, પણ આ પૂજા લેનાર જીવને તેની પૂજા મીઠી લાગે છે. જેમ કોઇ ભૂખ્યોહોય તેને કંઇ ખાવાનું હોય તો તે મીઠું લાગે છે. તેમ પૂજા કરાવી લેનાર પણ જીવજ છે. તે દેવ થોડોજ છે ! પરંતુ પૂજા કરાવી લેવાનું કામ તેની પર આવ્યુ તેથી તેને દેવ કહેવાનો. પરંતુ પૂજા કરનારનું ભલું કરવાની કામગિરી તેની પર આવી હોય એમ કહો તો તે કંઇ એમ નથી. પૂજા કરનારનું ભલું કરવું, તેને આશિર્વાદ આપવો એ કામગિરી તેની પાસે નથી. કદાચિત્ હોય પણ-જેમ મામલતદાર હાજર ન હોય તો શિરસ્તેદાર પાસે મામલતદારનું પણ કામ હોય છે, તેમ અહીં

પણ હોઈ શકે, પરંતુ હંમેશ માટે તેમ નથી; પૂજા કરાવી લેનાર એક અને આશીર્વાદ આપનારો બીજો એક છે. આપણને વ્યકિત નજરે પડે છે તેથી લાગે છે કે, જેણે પૂજા કરાવી લીધી તે આશીર્વાદ પણ આપનારો હશે પરંતુ તેમ નથી. તેથી હું કહું છું, તમારી પૂજા આપો હું લઉં છું-તે પણ જો તે પૂજા કરાવી લેનારો જીવ હાજર હોય તો-જેમ ભૂખ્યાને કંઇ પણ મીઠું લાગે છે, તેમ પૂજા કરાવી લેનાર જે છે તે હાજર હોય તો સારી રીતે પૂજા કરાવી લે છે; અને એમ પણ કહે છે કે ચંદન સારૂં નથી, હળદ કંકુ ફૂલો વગેરે નથી એવો તે ભૂખાળવો થયો હોય છે. પછી તે કહે છે આ'વો આ'વો નૈવેદ્ય લાવવો, આ'વી પૂજા કરવી, પરંતુ તે ચંદન ફૂલો વગેરે થોડાજ ખાય છે તેને ઉપભોકતૃત્વ નથી; પરંતુ તેમાંથી જે સુખ દુઃખની અવસ્થા છે તે તે લે છે. નૈવેદ્ય લાવવામાં આવે તો ફકત જુએ છે, દૂરથીજ તેનો અનુભવ લે છે. તે કંઇ પ્રત્યક્ષ ખાતો નથી, તેથી દેવને નૈવેદ્ય દેખાડો એમ તે કહે છે. ન ખાનારો દેવ હોય તો ઉપર ઉપરથી (ખોટો ખોટો) નૈવેદ્ય દેખાડનારને સવડ પડતું થઈ પડે છે. તેથી પત્થરનો દેવ હોય તો માબાપ છોકરાને શીખવે છે કે "જમવાનો વખત થયો, દેવને નૈવેદ્ય દેખાડી આવ." પછી તે દેવને નૈવેદ્ય દેખાડે છે. તે નૈવેદ્ય દેવ જોતા હોય ત્યારે આપણે જોવું નહી; તેથી આપણે આંખ બંધ કરવી એટલે જાણે કે તેણે તેની આંખો ઉઘાડી અને અન્ન જોયું.

એકાદશ ઇંદ્રિયો દ્વારા બધી વસ્તુને ઉપભોગ લેવામાં આવે છે, તેથી કોઇપણ વસ્તુનો ઉપભોગ દેવતાજ થાય છે. કોઈ વસ્તુ આંખ વડે જોવી એ પણ તે વસ્તુનો ઉપભોગજ. તેવીજ રીતે હાથ વડે સ્પર્શ કરવો, કાન વડે સાંભળવું વગેરે એવી રીતે જે ઇંદ્રિયોથી જે વિષયનું ગ્રહણ કરવામાં આવે છે તે તે ઇંદ્રિયોથી તે તે વસ્તુનો ઉપભોગજ લીધાં બરોબર છે. ઉપભોગ લીધાંનું

**એકાદશ ઇંદ્રિયો દ્વારા સર્વ વસ્તુનો ઉપભોગ થાય છે.**

પરિણામ આનંદ થાય છે. ઉપભોગ બે પ્રકારના છે. આનંદ લેવા માટે જે ઉપભોગ આપણે લઇએ છે તેનું પરિણામ કોઇ વાર આનંદ અને કોઇ વાર દુઃખ થાય છે. પ્રત્યેક ઇંદ્રિયો પાસે તેની કામગીરી કરાવી લઇ તે આત્મા ઉપભોગ લે છે. ઉપભોગ લેનારો મૂળમાં એકજ છે. આપણે જેને પરમેશ્વર માન્યો હોય તેને આપણી વસ્તુ દ્વારા આનંદ મળે એવા હેતુથી આપણે તેની સામે ઉપભોગ્ય વસ્તુ મુકીએ છે. પરંતુ કંઇ વસ્તુથી તેને ખરેખરો આનંદ મળશે એ આપણને ખબર નથી હોતી તેથી આપણને જે વસ્તુ ગમે છે. જે વસ્તુથી આપણને આનંદ થાય છે તે વસ્તુ તેની સામે મુકવાની રીત છે. આપણને અન્ન ગમે છે તેનાથી આપણને આનંદ થાય છે તેથી તે નૈવેદ્ય તેની સામે મુકવાનું. આપણે ગમે તે ઉપભોગ્ય વસ્તુ ખાઈ આનંદ પામીએ છીએ; પરંતુ પરમેશ્વર ફક્ત તે વસ્તુ જોઈ સમાધાન પામે છે એવી સમજુત છે. કારણ ઉપભોગ એ કોઈપણ ઇંદ્રિયોથી લેવાયા છે. તેથી પરમાત્મા આંખ વડે વસ્તુનો ઉપભોગ લે છે, એ સમજુતથી તેને નૈવેદ્ય દેખાડવાની રીત છે. એમ પણ કોઇ કહે છે કે દેવ વાસનો ભૂખ્યો છે, તે ગ્રાસ લેતો નથી પણ ફક્ત વાસ લે છે. એટલે નાક અને આંખો દ્વારા પરમેશ્વર નૈવેદ્યનો ઉપભોગ લે છે એવી લોકોની સમજ છે તે ખરી છે અને તેની અંદરનું તત્વ પણ તેવુંજ છે. પરમેશ્વર વિષય વસ્તુનો ઉપભોગ કેવી રીતે લે છે તે સંબંધમાં પહેલાં બોલાઇ ગયું છે.

પરમેશ્વર જેનો ભોગ લે છે, તેનું અસ્તિત્વ કાયમ રહે છે; એજ તત્વ પ્રમાણે આપણે જો કાયમના અજરામર થવું હોય તો આપણે અથવા આપણા પરિવારમાંથી કોઇએ પણ તેના ઉપભોગ્ય થવાની જરૂર હોય છે અને તે આપણો ઉપભોગ લે એટલે આપણે અજરામર થઈએ છે. તેના આપણે ઉપભોગ્ય થયા કે તે કંઇ આપણને આખાને આખા ખાઇ જતો નથી. જેમ

**પરમેશ્વર આપણો ઉપભોગ કેવી રીતે લે છે?**

તમો કેરી કાપી ખાઈ નાંખો છો તેવી રીતે તે કંઇ આપણને ખાતો નથી. પણ આપણામાંથી આપણા ગુણધર્મ પ્રમાણે ઉત્પન્ન થનારો જે આનંદ હોય તેટલોજ તે આપણું શરીર વગેરે કાયમ હોય છે છતાં લયાં કરે છે; તે જેમ જેમ આપણી પાસેથી આનંદ લેતો જશે તેમ તેમ બાહ્ય અનંત આનંદ અવસ્થા જે છે તે આપણામાં પેસતી જાય છે; અને તેને લીધેજ આપણને અજરામરત્વ આવે છે. તે પરમાત્મા જેમ જેમ આપણામાંથી આનંદ લેતો જાય છે અને તેને લીધે જેમ જેમ આપણામાં બાહ્ય આનંદ આવતો જાય છે તેમ તેમ આપણને પણ આપણામાં પુષ્કળ આનંદ આપણે લીધો હોય એવો અનુભવ આવે છે. આ માટે આપણે પરમેશ્વરના ઉપભોક્તા થઈએ તેના કરતાં ઉપભોગ્ય થઇએ તેમાં આપણને વધારે આનંદ છે.

**દેવને નૈવેદ્ય દેખાડવાનું તત્વ.**

એકજ વખતે બે કાર્યો એક માણસથી થતાં નથી, એવો સિધ્ધાન્ત છે. જેમ કોઇપણ ઇન્દ્રિયનું એક કાર્ય થતું હોય ત્યારે તેજ ઇન્દ્રિયથી તેજ વખતે બીજું કાર્ય થતું નથી. જેમ આપણો કાન એક વાત સાંભળતો હોય ત્યારે બીજી સાંભળતો નથી. બીજું સાંભળવા માટે પ્હેલાનું સાંભળવાનું બંધ કરવું પડે છે. તેવીજ રીતે આંખો એક વસ્તુ જોતી હોય તે વખતે બીજી વસ્તુ જોવી હોય તો પ્હેલી વસ્તુ પરથી આંખો લઇ લેવી પડે છે; તેજ પ્રમાણે એક વાત કહેતાં કહેતાં બીજા સાથે બોલવું હોય તો પ્હેલાંનું બોલવાનું બંધ કરવું પડે છે. કોઇની સાથે બોલતાં બોલતાં જો આપણે રામ રામ કહેવા હોય તો બોલવાનું બંધ કરવુ પડે છે. અથવા "રામરામ" બોલતી વખતે કોઇની સાથે જો બોલવું હોય તો "રામ રામ" બંધ કરવું પડે છે. બધું એમજ સમજવું, તેવીજ રીતે પરમેશ્વરને નૈવેદ્ય દેખાડતી વખતે આપણે જો તે નૈવેદ્યના પદાર્થ તરફ જોતા હોઇએ તો પરમેશ્વરથી તે તરફ જોઇ તેમાંનો

આનંદ લઇ શકાય નહી અને તેવીજ રીતે આપણે નાક મ્હોં ઉઘાડાં રાખીએ તો તેના નાક અથવા મ્હોંની ઇંદ્રિયોથી તે નૈવેદ્ય માંનો જે આનંદ લેવાય તે તેનાથી લઇ શકાય નહીં તેથી અન્ન ગ્રહણ કરવાની જે આપણી ઇંદ્રિયો તે બંધ રાખી તે ઉપરાંત ઇંદ્રિયો દ્વારા અનુભવ લેનાર જે મન વા જીવ તેનો પણ વ્યાપાર આપણે બંધ રાખવો પડે છે. એમ થાય એટલે પત્થરની મૂર્તિનો દેવ કાં ન હોય, આપણો જેવો આત્મા છે તેવો ત્યાં પણ હોઈ ને મૂર્તિદ્વારા નૈવેદ્યમાંનો આનંદ તે ગ્રહણ કરે છે. તેથીજ આંખ, નાક, મ્હોં અને મનના સર્વ વ્યાવહારો નિશ્ચલ રાખી નૈવેદ્ય દેખાડવાની રીત છે. પરમેશ્વર અમુક અમુક કરે એમ અમુક અમુક વિષયો માટે આપણને લાગતું હોય તો તે તે વ્યવહાર મન વડે (અંતઃકરણ પૂર્વક) બંધ કરવા જોઇએ, એટલે પરમેશ્વર તે વ્યવહાર કરવા માંડે છે. એવો છે નિયમ. આપણે આંખો વડે કંઇ પણ લેવાની ક્રિયા અંતઃકરણ પૂર્વક બંધ કરીએ તો પરમેશ્વર આપણા તરફ જોઈ રહે છે. કોઈ પણ બાબત આપણે મનવડે બોલવાનો વ્યવહાર બંધ કરીએ તો પરમેશ્વર આપણી સાથે બોલવા માંડે છે. આપણે કોઈ પણ પ્રકારે કાનવડે સાંભળવાનો વ્યવહાર બંધ રાખીએ તો આપણું જે જે કહેવાનું હોય તે તે પરમેશ્વર સાંભળે છે. તેવીજ રીતે વ્યવહાર માટે અથવા કોઇ પણ ઐહિક સુખ માટે આપણે કોઇ પણ પ્રકારે શરીર અને મનનો ઉપયોગ ન કરીએ અને પરમેશ્વર માટેજ શરીર અને મનનો ઉપયાગ કર્યા કરીએ તો ઐહિક સુખ માટે કંઇ પણ ખટપટ ન કરતાં પરમેશ્વરજ તે ખટપટ કરી એની મેળેજ તે ઐહિક સુખ આપણને મેળવી આપે છે. સારાંશ જે જે આપણે ન કરીએ અથવા પરમેશ્વર માટેજ કર્યાં કરીએ, તેથી ઉલટું પરમેશ્વર આપણે માટે કર્યાં કરે છે, એ છે નિયમ.

આપણે એકાદી કેરી ખાઇએ છીએ, તે પણ તેની જે લહેજત અને સ્વાદ છે તેની જરૂર છે માટે ખાઇએ છીએ. તેની લહેજત સ્વાદ લઇએ એટલે કેરીનું કાર્ય થઇ ગયું. તે કેરી ખાતી

વખતે તેમાંની ત્યાજ્ય વસ્તુ, છાલ ગોટલો વગેરે જે જડાંશ છે તે આપણે ફેંકી દઈએ છીએ. પરંતુ તે રસમાં પણ નિરૂપયોગી જડાંશ છે. રસની લહેજત લેતી વખતે આપણને તે જડાંશ કહાડી નાંખતા આવડતો નથી; કારણ તે સ્વાદનોજ તે જડાંશ બન્યો હોય છે. તે જડાંશ પેટમાં જાય એટલે તેનુ પરિણામ જડાંશ ઉપર એટલે આપણા શરીર ઉપર થાય છે. શરીર જડ છે, તેનું પોષણ તે રસમાં ચોંટી રહેલા જડાંશમાંથી થાય છે; પરંતુ તે જડાંશની સાથે કંઇ પણ સ્વાદની જરૂર છેજ. કોઇ પણ પદાર્થમાં લહેજત તો છેજ; પરંતુ શરીરને જે જે જડાંશની ટેવ પડી છે તેજ તે લે છે અને પુષ્ટ થાય છે.

**આકાર, રંગ, રૂપ, અને લહેજતની ઉત્પત્તિ.**

અને લહેજત લેનારો જે છે તે લહેજત પણ લેછે. એવા બે પ્રકારો થાય છે. સ્વાદ એકજ છે, પરંતુ પશુ પક્ષી અથવા મનુષ્યનુ જે શરીર હોય તેને તેના ગુણ ધર્મ પ્રમાણે કોઇકને તે સ્વાદ પ્રિય હોય છે અને કોઇકને તે નથી હોતો. આંબાના ફળની લહેજત જુદી અને કોઠાંની જુદી. પ્રત્યેક વસ્તુના આકાર, રંગ એ જુદા જુદા છે. તેના આકાર, રંગરૂપ જેવા હોય છે તે પ્રમાણે અંદરની લહેજતમાં પણ ફેર હોય છે. એ આકારનો ગુણ ધર્મ છે; પરંતુ મૂળની જે લહેજત છે તેમાં ફરક નથી. પશુ, પક્ષી અથવા મનુષ્યના પણ આકાર, રંગરૂપ જુદા જુદા છે. પોત પોતાના આકાર પ્રમાણે બીજી વસ્તુની અંદર રહેલી લહેજત તેને પ્રિય લાગે છે. લહેજત એટલે સ્વાદ, અનુભવ, ટેસ્ટ (taste). તે ટેસ્ટ, સ્વાદ, અથવા લહેજત પદાર્થોને ચોંટી રહે છે, તેથી પદાર્થોને લીધે તે લહેજતનો અનુભવ આપણને આવે છે. એવી લહેજત ખૂબ ભરી છે; તે કેટલી છે તેનું માપ કરી શકાતું નથી. પરંતુ તે લહેજત અથવા અનુભવ તેની આજુ બાજુએ જડાંશ ન હોય તો બીલકુલ રહેતાં નથી. તે લહેજત કેવળ છે. તેનો સ્વાદ લેવા માટે જડ સાથે તે મિશ્ર છે. તેથી જડ સહીત તે ખાઈએ એટલે જડ તેનુજ બન્યું છે તેથી ગળ્યું લાગે છે. આપણે કોઈ પદાર્થ ખાઈએ અને તેનુ શુ થાય

તો તેને પણ રંગરૂપ છે. તેમાં પણ સ્વાદ અને લહેજત છેજ. તેનાં જે રંગરૂપ લહેજત છે તેનો ઉપભોગ લેવા યોગ્ય તમારૂ બોડી (body) એટલે આકાર નથી તેથી તે તમો લેતા નથી. ગુ જેવા પદાર્થમાં જે લહેજત છે તે તમારા શરીરના આકારને પ્રતિકુળ છે તેથી તમો ગુનો તિરસ્કાર કરો છે; પરંતુ ગુની લહેજત લેનારાં પ્રાણીઓ છેજ, તેમને તેથી આનંદ થાય છે. એટલે કે અન્નમાં જે આનંદ છે તેજ ગુ જેવા પદાર્થમાં પણ છે. ગુમાં જે આનંદ છે તેજ આનંદ આપણે લઈએ છીએ, પરંતુ અન્નના જડાંશને આધારે લઇએ છીએ; પરંતુ અન્નના રંગરૂપનો જે આકાર છે તેને લીધે તે લહેજત જુદા પ્રકારની છે. એ આકારનો ગુણ ધર્મ છે. તે ગુ જેવી વસ્તુનો પણ ઉપભોગ લેવાવો જોઇએ, તેથી તે પરમેશ્વર અથવા તમેજ તે લહેજત લેવાની યોગ્યતાનો આકાર લઇ પ્રાણી બનો છો. તેને આકાર રંગરૂપ આવ્યા સિવાય તેમાં તે લહેજત, સ્વાદ ટેસ્ટ આવતા નથી. તો એ ગુણધર્મ ક્યાંથી આવ્યા? આકાર વગરનું જે કંઈ છે તેમાં સર્વપ્રકારના ટેસ્ટ છેજ; પરંતુ તેનું સ્વાદપણુ, ટેસ્ટપણું આવવા માટે જે કેવળ આકાર શિવાય છે તેનાંજ રંગરૂપ બન્યાં. મૂળમાં જે કેવળ પ્રકૃત છે તે ગમે તેવું પણ કોરૂં છેજ; નથી તેને આકાર, નથી રંગ, નથી રૂપ, નથી સ્વાદ ન ટેસ્ટ કંઇજ નથી. તે સર્વ પ્રકારે કેવળ (કોરૂં). પરંતુ મેં જે પહેલાં પુષ્કળ વખત કહયું છે કે, ત્યાં કંઇજ ન હોવાને લીધે, કંઇ નહિ એવુંજે આવ્યું છે ત્યાંથીજ આકાર રંગરૂપ, ટેસ્ટ વગેરેની ઉત્પત્તિ છે, આકારમાં લહેજત આવી તેથી તે આકારમાં જ તે સ્વાદ હોવાને લીધે, તે કેવળ રંગરૂપ આકારથી તે સ્વાદ લઇ શકાતો નથી; ખરી રીતે તે સ્વાદમાંથીજ આકાર આવ્યા છે. જો તેમાં કોઈપણ પ્રકારની લહેજત ન હોય તો રંગરૂપ, આકાર આવ્યાજ ન હોત. પરંતુ તેનાથી તેનો એટલે જેનું તેબન્યું છે તેનાથી સ્વાદ ગ્રહણ કરી શકાતો નથી. પછી જે રંગરૂપમાં લહેજત ગઇ, જે આકારો બન્યા, તેમનામાંથી ઉલટો તે જે કેવળ છે તે લહેજત લે છે.

આ કોઇને સમજાયું કે નહીં તે કોણ જાણે. તેજ "કેવળ છે" છે તેથી તેમાં "કંઇ નથી" એ છે, અને "કંઈ નથી" એ છે તેથી બધુંજ છે. એમ છે મહારાજ. જે "કેવળ છે" છે તેમાંજ "કંઈ નહી" અને તેમાંથી સર્વજ છે. બ્રહ્માંડોના આકારો અને લહેજત બધું તેમાં છે. તેમાં જે લહેજત છે તેના રંગરૂપ આકાર બન્યા; પરંતુ તે આકારમાં જે લહેજત આવી તે તેની તેને સમજાતી નથી. પછી સ્વાભાવિક રીતેજ રંગરૂપ આકારની વસ્તુ ઉપભોગ્ય થઇ પડી. તેથી તેમાં જે લહેજત છે તે લેવાને સાધનભૂત આકાર થઇ પડયા. લહેજત આકાર રહિત હોઇ તે આકાર રહિતજ રહે છે. તમો જે લહેજત લો છો તેને કંઇ આકાર છે કે? સાકાર કેવી છે? તો મીઠી છે. કેવી મીઠી છેક તે જીભ પર મુકીને જુઓ.

નિરાકાર લહેજત પુષ્કળ છે, તેનો અનુભવ લેવા યોગ્ય થવાને તેને ઘનીભાવ આવવો જોઇએ; પરંતુ આકાર વગર લહેજત લઈ શકાતી નથી અને મૂળમાં તો જડરૂપ નથી, આકાર નથી; તો એ કેમ બને? તો મૂળમાં જે લહેજત છે તેનોજ આકાર બની તે આકારમાં ફરી તે લહેજત આવી. મૂળમાં ફકત લહેજતનોજ ગોળો જેને મ્હેં "કંઇ નહીં" એ નામ આપ્યું છે તે. તેની અંદર બ્હાર લહેજતજ છે. લહેજત એટલે પ્રેમ, મીઠાશ, આનંદ. એટલે તે લહેજત પોતે પોતાની લહેજત કેવી રીતે લઇ શકે? તેથી ઉપભોકતા એ જડ વસ્તુથી જુદો હોવો જોઇએ. જેમ તમો અન્ન, ભાત ભાખરી ખાવ છો તે તમારાથી જુદાં હોય છે. ઉપભોગ્ય વસ્તુ જુદી હોયાં શિવાય ઉપભોગ લઈ શકાતો નથી. અહીંથી ત્યાંસુધી (ઠેઠ) સર્વ આકારો ઉપભોગ્યજ છે, જડવસ્તુની રીત પ્રમાણે તેમનો ઉપભોગ લેનાર અને સ્વાદની રીતે તેનો ઉપભોગ લેનાર જુદા છે; પરંતુ તે એકલોજ છે. લહેજત એટલે સ્વાદ, અનુભવ. હવે તે કેવો છે તે કેવી રીતે કહું? તે નથી મને સમજાતો, નથી મારાથી કહી શકાતો.

મૂળમાં લહેજત છે તેથી જડમાંની લહેજત તે લઇ શકે છે. આકારમાં જે લહેજત છે તે નિરાકારમાં પણ છે. તમારી જડમાંહ્યની લહેજત તે નિરાકાર ખેંચે છે અને પછી આનંદ પામે છે. આ ઉપરથી નિરાકાર અવસ્થા જે છે તેમાં ફાવે તેટલો આનંદ ભર્યો છે. પરંતુ ખાસ આનંદનો અનુભવ આનંદ કેવી રીતે લે? પાણીનો અનુભવ પાણી કેવી રીતે લે? અન્નને ભૂખ લાગી અને તેથી અન્ન અન્નને ખાય છે એમ તો કંઈ થતું નથી! પરંતુ ખરીસ્થિતિ એવીજ છે કે અન્નનેજ ભૂખ લાગે છે અને પાણીનેજ તૃષા લાગે છે. આપણને લાગે છે કે આપણને તૃષા લાગી પાણી પીએ; પરંતુ ખરૂં જોતાં પાણીનેજ તૃષા લાગે છે કોઇવાર તમને ભૂખ હોય છે, પણ અન્નને નથી હોતી; એથી ઉલટું પણ કોઇવાર હોય છે કે અન્નને ભૂખ હોય છે પરંતુ તમને નથી હોતી. તે એવી રીતે કે, એક માણસથી કંઈ પણ અન્ન ખાઇ શકાતું નથી તેથી તેના વ્હાલાં માણસો, ગળ્યું, ખારૂં, ખાટું, તીખું અન્ન તેના મ્હોં આગળ લાવી મૂકે છે; અથવા કંઇ પણ પ્રયત્ન કર્યાં શિવાય આપણી સામે ખાદ્ય વસ્તુ આવે છે (તેમ તેની પાસે આવે) એટલે અન્નને ભૂખ લાગી તેથી તે અન્ન તેની સામે આવ્યું; પરંતુ તેને ભૂખ નથી તેથી તે અન્ન તે ખાઈ શકતો નથી; અન્ન સામે આવે એટલે સમજવું કે અન્નને ભૂખ લાગી. વ્યવહારમાં કહે છે ને કે દેવે પુષ્કળ આપ્યું છે, પણ કર્મ ખાવા દેતું નથી. મારૂંજ જુઓને? મારૂં નશીબ ઉંધું પડ્યું છે તેથી તમો ગમે તેટલું આપો છો તો પણ તે તેનો ઉપભોગ લેવા દેતું નથી! તે અન્ન વસ્ત્રને અને બીજી વસ્તુઓને મારી ભૂખ લાગી પરંતુ મને તેમની ભૂખ નથી. કોઇકને ખૂબ ભૂખ લાગે છે. પરંતુ ખાવા મળતું નથી એટલે અન્નને ભૂખ નથી એમ કહેવું. તમો કહેશો 'અરે, અન્ન તો જડ વસ્તુ છે, તેને જ્ઞાન છે કે?'

**અન્નનેજ ભૂખ લાગે છે અને પાણીનેજ તૃષા લાગે છે.**

તો હું કહું છું કે જેટલી જડ વસ્તુઓ છે, તેમને મનુષ્યના કરતાં પુષ્કળ જ્ઞાન છે અને તે જ્ઞાનની શકિત અપાર છે, તેને લીધેજ તે જડ વસ્તુને, આપણા ઉપભોગ માટે ફાવે તેટલો ત્રાસ આપવામાં આવે, આખરે તેનો નાશ કરવામાં આવે, તો પણ તે જ્ઞાન શકિતના બળ વડે તેનાથી સર્વ સહન કરી શકાય છે. આપણે વ્યવહારકિ ડહાપણ લીધું હોવાથી પરમેશ્વર અને બીજી જડ વસ્તુની દૃષ્ટિમાં આપણેજ અત્યંત મૂર્ખ અને બેવકૂફ છીએ. પણ જ્યાં મૂર્ખપણાંની અવસ્થા આવે ત્યાંજ પૂર્ણ જ્ઞાન અવસ્થા આવે એવી યોજના છે. તે મૂર્ખપણાની અવસ્થા આપણામાં છેજ. પણ તે મેળવવાને વ્યવહારિક શાણપણું ( ડહાપણ ) બાજુએ મૂકવાની જરૂર છે. મનુષ્યની પાછળની જે યોનિઓ છે તેમાં સહન શકિત અને જ્ઞાન વધારે છે. વિશેષ જ્ઞાન અને સહન શકિત જેમાં પૂર્ણપણે છે તે સાક્ષાત્ પરમેશ્વરજ છે. તેથીજ યોગી લોકો તાપ, તરસ, ભૂખ વગેરે સહન કરવાનો તેમજ રાગદ્વેષ વગેરે જીતવાનો પ્રયત્ન કરી પાછળની યોનિઓ પેઠે એટલે જડ વસ્તુ જેવા બનવાનો પ્રયત્ન કરે છે અને તેઓ તે પ્રમાણે બને પણ છે.

**પરમેશ્વર પ્રાપ્તિ માટે બધું સહન કરવાની જરૂર.**

પરંતુ તમારાથી તો શરીર પર માખ બેસે તે સહન થતી નથી. તાપ તરસ સહન થતાં નથી; તો પછી તમો પરમેશ્વર કે'વી રીતે થાવ? પરમેશ્વર થવાની ફકત હોંસ, પરંતુ પરમેશ્વરના ગુણધર્મ કંઈ તમારે લેવાની ઈચ્છા નથી. તો પરમેશ્વર થવાની હોંસ કેવી રીતે પૂર્ણ થાય! આ માટે બધું સહન કરવું. કોઈ કહે તેનું અથવા ઠંડી તાપ તૃષાનું પરિણામ તમારી પર થવા ન દેવું. તેથી બાળપણથીજ તેવો અભ્યાસ કરવાનો વહિવટ રાખવો જોઈએ. જે ડાહ્યાં માબાપો છે તે છોકરાંને તેવી ટેવો પાડે છે. પરંતુ હવે બધુંજ ઉલટું થયું છે. નાનાં છોકરામાં જે સહનશકિત હોય છે તે કમી કરવાની માબાપ ખટપટ કરે છે! નાનાં છોકરાંને સહનશકિત હોય છે, પણ તમો તેના પગમાં

મોજાં, ઈજાર વગેરે કપડાં પહેરાવી તે શકિતનો નાશ કરવાનો પ્રયત્ન કરો છો ! ગરીબનાં છોકરાં ગમે ત્યાં પડે છે ! તેમનાં શરીર પર પૂરાં કપડાં પણ નથી હોતાં એવી તેમની સ્થિતિ હોય છે. તમો છોકરાંની સહન કરવાની શકિતનો નાશ કરો છો તેથી તેઓ ભવિષ્યમાં નાજુક થાય છે. તડકો બીલકુલ હોતો નથી, અથવા વરસાદનાં જો થોડાં થોડાં ટીપાં આવ્યાં તો છત્રી ધરે છે ! રસ્તો સરસ સાફ હોય છે, અથવા ઘરમાંની જગ્યા તો સાફજ હોય છે ને પરંતુ ચુલા સુધી જાય છે બૂટ પ્હેરીને. ત્યાં શું જમીન તપેલી છે કે ? એકંદર કહીએ તો જેટલી સહુનશકિત નષ્ટ થાય તેટલા પ્રયત્નો આજકાલ કરે છે. પ્હેલાં સેંકડો કોસ પગે જતા હતા; પરંતુ હવે અહીંથી શિરડી ૨-૩ મૈલ જવું તો પણ મોટર જોઇએ છીએ. કેટલાક કેટલાક ડાકટરો એવા પણ જોવામાં છે કે ૫-૭ ઘરજ દૂર જવાનું હોય છે પરંતુ તેટલામાંજ સાઈકલની જરૂર પડે છે ! અરે એ શા માટે ? તો કહે ડાકટરને એવું જોઈએજ ! તેજ પ્રમાણે આંખને ચસ્મા ઇત્યાદિ જોઇએ છે. અરે ! તમો ફકત દેખાવ દેખાડો છો ! પેશન્ટ ( દર્દી ) મરી જાય તો ચાલે. સાર એકે આપણેજ સહુન શકિત કમી કરી નાંખીએ છીએ. એવી રીતે સહન ન કરવાના ઉપાય કરી કંઇ સહન થતું નથી એમ થયું છે તેથી હવે ઉલટવું કઠણ થઇ પડે છે. આ બધું સહન થવાને કેટલાક જન્મ લેવા પડશે વારૂ ? સર્વ પ્રકારે સહનતા જ્યાં હોય ત્યાં પરમેશ્વરપણું છે એ તદ્દન નિશ્ચય પૂર્વક વાત છે તે જાણજો.

**જડમાં પરમેશ્વર શક્તિ વધારે છે.**

મનુષ્ય જન્મની પાછળનાં પશુ, પક્ષી, વૃક્ષ, પાષાણાદિકોમાં સહન શકિત વધારે છે. પશુ પક્ષીને કંઇ કપડાં પહેરવાં પડતાં નથી. ઠંડી હોય કે તાપ હોય તેનું તેમને કંઇ નથી. તમોને પોચું સારૂં અન્ન જોઇએ છે; તેમને ગમે તેવું ચાલે છે. વૃક્ષોને તો અન્ન ન નાંખો તોએ ચાલે, તેઓ ફકત પાણી પર રહી શકે છે. એવીજ રીતે ઉત્તરોત્તર પાષાણ વગેરેમાં

સહન શકિત વધારે છે. પત્થર પર ગમે તેટલા ઘા મારીએ તોએ ચાલે છે તેથી તેમનામાં પરમેશ્વરી શક્તિ વધારે છે અને તેથીજ પશુ, પક્ષી વૃક્ષાદિકોની પૂજા કરવાનું શાસ્રમાં કહ્યું છે. માણસની પૂજા કરવાનું કંઇ કહ્યું નથી. ગાયની, પિપળાની, વડની પૂજા કરવાની કહી છે કારણ તેમાં સહન શકિત વધારે છે. એમ થતાં થતાં પત્થરમાં શકિત વધારે છે તેથી તેનીજ મૂર્તિ કરી પૂજા કરવી પડે છે. તમને ન ફાવે તો પત્થરની પૂજા ન કરો પણ તેના ગુણધર્મ તો તમારામાં લાવો; એમ કરશો તો તમેજ પૂજા કરવાને યોગ્ય થશો અને તે ગુણધર્મ આપણામાં લાવવા માટેજ પત્થરની મૂર્તિ મ્હોં આગળ રાખી પૂજા કરવાનો વહીવટ છે. તાત્પર્ય શું કે, મારા અનુભવ ઉપરથીજ હું જે કહીશ તે કહીશ. મને જેવો અનુભવ આવે તેજ તમને કહેવાનો. બીજો ઉછીતો કયાંકથી લાવવાનો છે કે ? મને ઉછીતો પણ કોણ આપે ? મને ખાવાને કોઇ આપતું નથી તો પછી અનુભવ વળી કોણ ઉછીતો આપે ?

સ્થૂલમાં તમો એકેક એકેકનો ઉપભોગ લો છો અને અદૃષ્ટ જીવ જે છે તે તમારા શરીરનો આકાર સહિત ઉપભોગ લે છે, કારણ લહેજતને આકાર હોય વા ન હોય પણ લહેજત લેનારને ફકત આકારની જરૂરજ છે. પછી તે ન્હાનો હોય કે મોટો હોય, તે આકાર વડે જડ વસ્તુમાંની લહેજત તે લે છે. ગમે તેટલો આનંદ લેવાનો હોય અને આકાર ગમે તેવો નાનો મોટો હોય પરંતુ આપણી અંદરના સૂક્ષ્મ આકારનું એટલેજ આપણા મનનું જેટલું ન્હાનાપણું ( લઘુપણું ) આપણાથી લેવાય, તેટલો જડદેહ ભાસમાન અવસ્થામાં જાય છે અને તેનાજ યોગથી ફાવે તેટલો વધારે આનંદ આપણે લઇ શકીએ છીએ. જેટલું મનનું ન્હાનાપણું વધારે તેટલી દેહની ભાસમાન અવસ્થા વધારે અને તેટલો આનંદ પણ વધારેજ. તેથી મનના મોટાંપણાંનું અભિમાન છોડી લઘુપણું લેવાની જરૂર છે.

જેના દેહની ભાસમાન અવસ્થા થઈ હોય તેને પોતાના દેહની પુષ્ટતા માટે જડ વસ્તુ ખાવાનું પણ કારણ પડતું નથી.

ફક્ત તે વસ્તુનો સ્વાદ લઇ આનંદ લેવો. તે આનંદનો અનુભવ નિરંતર રહે છે. તેથી શરીરનું પણ અસ્તિત્વ રહે છે. " અલ્લા મિયાંકી બાત અલ્લા મિયાં જાને. "

એક હસનારો તો એક રડનારો, એક સુખ ભોગવનારો, તો એક દુઃખ ભોગવનારો- એવા જીવ છે. એકજ જીવ બેઉ વખતે જુદા જુદા પાર્ટ લે છે; પરંતુ એકજ વખતે બેઉ ચીજો ભોગવવાની એટલે એકજ વખતે રડવાની અને એકજ વખતે હસવાની ઈત્યાદિ એ પણ હોંસ તે જીવ પૂરી કરે છે. એ ઉપર તમો કહેશો " એકજ વખતે સુખ અને દુઃખ ભોગવી શકાય છે કે ? જે બાજુએ જોઇએ છે તેથી ઉલટી બાજુએ જોવું હોય તો પહેલી બાજુની દૃષ્ટિ છોડવી પડે છે. પરંતુ એકજ વખતે બેઉ જોવાનું કહો છો, તો એ માટે શી યુક્તિ ? એકજ વખતે બે કાર્યો કેવી રીતે થાય ? તો એ સર્વ અઘટિત ઘટના કરનારી જે માયા છે તે માયાએ બે વ્યક્તિઓ–બે આકાર ઉત્પન્ન કર્યા. એક મનુષ્યાકાર વડે હસે છે તેજ વખતે બીજો મનુષ્યાકાર રડે છે ! કિંબહુના તેનું રડવું જોઇ જાણે તે હસતો હોયની ! " ઠીક થયું, હવે કે'વો રડે છે, પ્હેલાં કેવો હસતો હતો. " એમ તે કહે છે. તે એકજ જીવે બે આકાર લીધા તેથી એકજ વખતે બે કાર્યો કરે છે. એકજ વખતે સુખભોગ અને એકજ વખતે દુઃખભોગ, એવી કંઇક કંઈક જગત્‌ની ભાંજગડો છે. જગજ તે, આગમાપાયી છે. આવવાનું અને જવાનું ઝોલા (ઝુલા) જેવું છે. અહીં આવે કે ત્યાં જશેજ. અને તે વગર તે કાર્ય પણ પૂરૂં થતું નથી. એક ઉલટું અને બીજું સુલટું થયાં શિવાય કાર્ય પૂરૂં થતું નથી. કુવામાં ફકત પોહરો નાંખવાથીજ કામ થતું નથી, ફરી તેને ઉપર કહાડવો પડે છે. બધું એમજ છે.

હું જે વખતે પૂજા કરાવતો નહોતો, હાથ લગાડવા દેતો નહોતો, તે વખતે ચંદ્રાબાઇ નામની બાઈ શિરડીમાં હતી. તે બહુ હોંશીઆર ને બહાદુર બાઇ હતી. ગુરૂપૂર્ણિમાનો દિવસ હતો.

સાઇબાબાની પૂજા કરી તે મારી પાસે આવી અને કહ્યું " સાઇબાબાએ પૂજાના સામાન તરફ હાથ કર્યો અને તમારા તરફ–ખંડોબાના દેવળ તરફ–હાથ કર્યો તેથી હું તમારી પૂજા કરવા આવી. મ્હેં કહ્યું " ધૂત " પરંતુ તે મોટી બ્હાદુર, તે બોલી " તમારો ઘોડો તો વેચાઇ ગયો હવે તમારૂં કંઇ થોડુંજ રહ્યું છે?

विक्रीते करिणि किमंकुशे विवाद : ।

હાથણી વેચાઇ ગઇ, હવે અંકુશને માટે શા માટે વાદ-વિવાદ ! ઘોડો વેચાઈ ગયો હવે લગામ માટે વાદ શો ! હવે તે લગામ. તે તોબરો, તે ઘોડો વેચનારને શું મ્હોંએ બાંધવાનાં છે કે ? એવી રીતે તે ચંદ્રાબાઇએ વાદવિવાદ કર્યો. તમારો ઘોડો તો જગતને વેચાઇ ગયો હવે શા માટે હાથપગ પકડી રાખો છો એમ તેણે કહ્યું. ત્યારે હું જોર જુલમથી મ્હોંપર કાંમળી ઢાંકી બેઠો; પરંતુ તેણે બળજબરીથી મારી પૂજા કરી અને જે ખાવાનું લાવી હતી તે મ્હોંમાં ઘાલવાને જોર જુલમ કરવા લાગી. હવે તો તમો નિરાંતે મારી પૂજા કરો છો અને હું પણ કરાવી લઉં છું; પરંતુ પ્હેલાંની પેલી યાદ આવે છે કે કોઈ કોઇ વાર હું હાંકી મૂકું છું, પરંતુ હવે કયાં સુધી એમ કરવું ?

કેટલાકોની ચીકણી ચીકણી પૂજા હોય છે. ચીકણી એટલે પૂરી થતીજ નથી ! અને બીજું ચીકણું એટલે દૂધ સાકર લાવી અહીં મૂકે છે અથવા મારે પગે પણ લગાડે છે ! અને પછી તેને પાણીથી ધોયાં વગર તેમને તેમ ચીકણો રહેવા દે છે. તેમને લાગે છે કે અમે મોટા લોકો, ગરીબો પેઠે પાણીથી શા માટે પૂજા કરીએ ! તેથી દેવળમાં પાદુકા ઉપર જેમ પંચામૃત સ્નાન કરે છે તેમ દુધ સાકરનું સ્નાન પગને કરાવે છે ! સાથે પાણી આણ્યુંજ નથી હોતું તો પંચામૃત સ્નાન પછી પાણી કેવી રીતે રેડે, તેથી પગને તેવાને તેવાજ ચીકણા રહેવા દે છે. પછી પગ પર માખીઓ બણબણે છે. સારાંશ, કોઇ વખત કોઇ જેમ કરે તેમ કરાવી લેવાનો અને કોઇ વખતે ફેંકી દેવાનો પ્રસંગ આવે

છે. જેવો જીવ હોય તેમ તે કરી લે છે. પૂજા કરાવી લેનારો હોય તો તે પૂજા કરાવી લે છે અને પૂજા ન કરાવી લેનારો હોય તો તે ફેંકી દે છે!

ઉપભોકતા, ઉપભોગ્ય અને ઉપભોગ એ આપણે આપણી મેળેજ બનવું પડે છે અને ઇશ્વરી સંકેતથી એ આપોઆપ બનેજ છે. ઉપભોકતા બનતી વખતે પોતાની ઉપભોગ્ય અવસ્થા હોય તો તે એની મેળેજ છુટી જાય છે. તેવીજ રીતે ઉપભોગ્ય બનતી વખતે આપણું ઉપભોકતાપણું પણ એની મેળેજ છુટી જાય છે અને આપણે ઉપભોગ્ય બની જઇએ છે. એવી આ ત્રિપુટી એની મેળેજ બને છે અને એની મેળેજ નાશ પામે છે. એવી ત્રણે અવસ્થામાંથી કોઇ પણ અવસ્થામાં ઇશ્વરી સંકેતથી આપોઆપજ જો આપણે બન્યા જઇએ તો દેહાતીત અવસ્થા એની મેળેજ આવી જે કંઇ કાયમની અવસ્થા મેળવવાની છે તે ઇશ્વરી સંકેતથી એની મેળેજ મળી જાય છે. પરંતુ ઇશ્વરી સંકેતને તાબે ન થતાં ઉપરની ત્રણે અવસ્થા બનવાની આપણે આપણી મેળેજ અહંકાર બુધ્ધિથી ખટપટ કર્યા કરીએ છીએ તેથી આપણાથી દેહાતીતપણાનો અનુભવ લઇ શકાતો નથી. શરીર હોવા છતાં તે ન હોયાનો અનુભવ જો આપણે લયા કરીએ તો આપણામાં આપણેજ આપણને જોઇએ છીએ. કોઇ વખતે આપણને ગમતી વાત સાંભળતી વખતે અથવા જોતી વખતે આપણે એટલા તો તેમાં લુબ્ધ બન્યા હોઇએ છીએ કે શરીરનું પણ ભાન આપણને રહેતું નથી; આજુ બાજુએ કોઇ આવ્યું ગયું પણ દેખાતુ નથી. એકવાર દેહાતીત થયાનો અનુભવ આવ્યો કે પછી તે ડગમગતો નથી. તે દેહાતીત અવસ્થા અનંત છે. પછી શરીર છોને રહે! કોઇવાર નવલકથા વગેરે વાંચતાં વાંચતાં મન તલ્લીન થઇ જાય છે. ભુખ લાગ્યાનું ભાન પણ આપણને થતું નથી; અથવા એમ પણ બને છે કે કોઈવાર ભુખ

**દેહાતીત અવસ્થાની જરૂર અને તેનો ઉપાય.**

લાગી હોય અને જમવાને વખત હોય તો એકાદું ગમતું પુસ્તક લઈ તેમાં આપણે તલ્લીન થઇ જઇએ છીએ અને કોઇ જમવાને બોલાવવા આવે તો પણ આપણે કહીએ છીએ "જરા થોભ" પહેલાંતો ભુખની ધાંધલ હતી પણ હવે કહે છે, "થોભ".

દેહાતીત થયા કે સૂર્યનારાયણના સર્કલની બ્હાર જઈ શકાય છે; અને એક વાર સૂર્યનારાયણના સર્કલની બ્હાર ગયા કે પછી શેનાં જન્મમરણ ! પછી આ સૂર્યનારાયણ–પૃથ્વીનું સર્કલ કોઠાંનાં જેવડું દેખાય છે અને તેમાં બધું દેખાય છે. પછી શું જ્યાં જુઓ ત્યાં સર્વ ઠેકાણે તમેજ એમ બની જાય છે ! હું શું તમને સંસાર છોડો એમ કહું છું ! તે અવસ્થામાં જઇને બેસો અને પછી ઘરબાર, સંસાર બધું કરો ! રામકૃષ્ણાદિકે મારામારી ઠોકાઠોકી કરી નહીં કે ! દેહાતીત થયા એટલે પછી પાપ પણ નહીં અને પુણ્ય પણ નહીં ! પાયખાનાંમાં જઇએ એટલે પછી વાસ લેવીજ પડે છે. તેવી રીતે સંસારમાં ગયાં પછી જુઠ્ઠી ખોટી વાતો કરવીજ પડે છે, પરંતુ આપણે બધાંથી અતીત થવાનો અભ્યાસ રાખવો. પહેલાંના ઋષિ, યોગી વગેરેએ શું લગ્ન નથી કર્યાં, કે શું સંસાર નથી કર્યો ? પણ તેમને સૂર્યનારાયણના સર્કલની બ્હાર જતાં આવડતું હતું અને અંદર જગતમાં પણ આવતાં આવડતું હતું. જગત્‌માં આવે એટલે પાયખાનામાં આવ્યાં જેવું કરતા ! પાયખાનામાં સાથીઆ પૂરી ઠાઠમાઠ કરી થોડુંજ બેસવાનું હોય છે. પાયખાનામાં તો દરવાજો ( બારણું ) બંધ કરી ગાંડ ઉઘાડી કરી બેસવું પડે છે. જ્યાં જેમ જવાનું હોય ત્યાં તેમ જવું. જગત્‌માં આવ્યા તો ધંધો લબાડી વગેરે કરોને; પરંતુ સૂર્યનારાયણના સર્કલની બ્હાર જતાં આવડે તો તેનો દોષ નથી. પરંતુ દેહથી મરી જે દેહાતીત થવાનું છે તેનાથી આમ થતું નથી માટે જીવતા છો એટલામાંજ શરીરથી બ્હાર જઇ અનુભવ લેવો. એમ કરતાં કરતાં કંઇ દેહને મારવો પડતો નથી. એટલે શું ? તો આપણે શરીરનું ભાન વિસરી દેહાતીત થયા એટલે દેહ ગયા જેવુંજ થાય છે અને ફરી ભાન આવી દેહ અવસ્થા પર

આવીએ એટલે પાછો દેહ છેજ. એને માટે કંઇ હઝારો હર્ષ તપ કરવાં પડતાં નથી. પરંતુ તમો ગૉળ પરની માખો પેઠે શરીરને એટલે જગત્‌ની ભોગ્ય વસ્તુને ચોંટી બેઠા છો! તો તેમ ન કરો! પરંતુ સહન કરવાની ટેવ તો પાડો! વેદના કેવી થાય છે તેની લહેજત જુઓ.

વીછુ કરડે તો, ઓમા ઓમા ન કરવું, એની લહેજત લેવી આપણે અલગ છીએ, શરીર અલગ છે, અને લહેજત લેવાવાળો પણ અલગ છે. દુઃખ ભોગવતી વખતે આપણે અલગ હોયાંનો અનુભવ લેવા મંડયા એટલે દુઃખનો અનુભવ ન આવતાં તેની ખૂબ લહેજત આવે છે તે ખૂબ મીઠું લાગે છે. શું કહેવું ? ન કહેવાય કે ન બોલાઈ શકાય! જેમ તમારૂં ઘર હોય અને ઘરમાંથી બ્હાર જવાનો અને અંદર આવવાનો વહિવટ તમને ખબર હોય છે, તે પ્રમાણે આપણું શરીર જે છે તેને ઘર સમજી તેમાંથી બ્હાર જવું અને આવવું. તમો કહેશો “ હમો મનથી જઇએ છીએ. ” “ પણ તેથી શું થાય ? તો જીવથી આવવું જવું જોઇએ. મનથી જવાનું બંધ કરીએ તો જીવ જા આવ કર્યાં કરે છે તમો મનના વ્યવહાર ચાલુ કરો છો તેથી જીવ કહે છે “ મારૂં હું સંભાળું છું (જોઉં છુ.) ” જેમ સ્ત્રી મરી જાય એટલે બધું કામ વરને કરવું પડે છે; તેમ મનનાશ પામે એટલે તેનો બધો કારભાર જીવને કરવો પડે છે. પ્હેલાં મન બ્હાર જતું હતું, પરંતુ જો મનજ નાશ પામે તો જીવ બ્હાર જાય છે અને બ્હારનુ કામ કરી પાછો અંદર આવે છે. કારણ આયુષ્ય પૂરૂં નથી થયું હોતું તે વખતે શરીર થોડુંજ કંઇ નાશ પામ્યું હોય છે! તમોએ મન અને જીવ બે કરી મૂકયાં છે. મનનું કાર્ય બંધ પડે એટલે જીવજ મન થઇ બેસે છે અને તેનું કાર્ય તેને ( જીવને ) કરવું પડે છે. તેથી મૌનની યોગ્યતા બહુ મોટી છે. મનના બધા કારભાર બંધ રાખવા એટલેજ મૌન. “ અરે, જો મનના કારભાર બંધ ન થતા હોય તો કંઇ નહીં તો મ્હોં તો બંધ રાખો ! ’

હું ફાવે ત્યારે સૂર્યનારાયણના મંડળની બ્હાર જાઉં છું કામ પૂરતાજ જેમ પાયખાનામાં જવાનું, તેમ સૂર્ય મંડળની અંદર જે છે તે બધું પાયખાનુંજ છે; અહીં હુઘવાને આવવાનુ એમ મ્હેં પહેલાં કહ્યુંજ છે તેવી રીતે અહીં આવું છું; હવે હું આ પાયખાનાંમાં કયાં સુધી બેસું? કયાં સુધી હઘું. હજી મારૂં હઘવાનું પૂરૂં નથી થયું કે? કે હઘેલુંજ હવે ખાતો બેસું! હઘવું, ઓકવું અને તેજ પૂરી કુત્રાં પેઠે ખાતા બેસવું! એવું હવે હું કયાં સુધી કરતો બેસું? પરંતુ શું કરૂં, તમારે માટે કંઈ નહીં તો હાલ મારે એ પ્રસંગ આવ્યો છે ખરો! કારણ તમોને હજી અહીંનો કંટાળો આવ્યો નથી. તેથી તમારે માટે મ્હારે કુતરાના જેવી ગંદીવાત સ્વીકારવી પડી. તમો કુત્રાં પેઠેજ તો કરી રહ્યા, પરંતુ તમારા લક્ષમાં આવતું નથી કે આપણેજ હઘીએ છીએ અને આપણેજ તે ખાઇએ છીએ! જન્મો છો અને મરો છો, અને પૂરી જન્મો છો અને ફરી મરો છો! પરંતુ હવે જવા દો એ વાત, ગમે તેટલું બોલું તોપણ તમો થોડાજ દેહાતીત થાવ છો! તમારી દેહાતીત થવાની કામગિરી મારેજ કરવી પડે છે, પરંતુ તમે મને પકડીને બેસશો ત્યારે. મારો જો તમો કંટાળો કરો, તોપણ મરણ સમયે કેમ ન હોય, પણ હું આવીશજ. તમો કહેશો, આવ્યો "આ નાગો." હું તમને હમણાં નહીં તો આગળ ઉપર નાગા કર્યાં વગર રહેવાનો નથી? માના પેટમાંથી તમો નાગાજ તો નીકળ્યા! નિરાકારમાંથી જ્યારે તમે આવ્યા ત્યારે ત્યાં આકાર હતો કે? મૂળ આપણે નાગાજ તો છીએ!

નંગ એટલે જેને અંગ, અવયવ ન હોય તે. આકાર રહિત અવયવ રહિત જે હોય તે નાગો. વ્યવહારમાં તમો જેને પૈસા ટકા નથી, ખાવાનું નથી, કપડાં નથી, તેને નાગો કહો છો, અથવા

**નંગ શબ્દની વ્યાખ્યા.**

વ્યવહારિક કપડાં જે તમે તમારા શરીર પર ચ્હડાવ્યાં છે તે કહાડી નાંખે એટલે તેને નાગો કહો છો. તેવીજ રીતે શરીર એ આપણું કપડુંજ છે. આપણે તેમાં છીએ. જેનું આ શરીર રૂપી કપડું નીકળી જાય તે મરે

નાગો. હાલ તમો ફાવે તેવી ચેન કરો, કપડાંપર કપડાં, ચસ્મા પર ચસ્મા. જે કરવું હોય તે કરી લો; આગળ હું છુંજ, જેવો હું તેવા તમે. જેમ દારૂ પીનારો કહે છે "મને સોબતી કયારે મળે કે લોકો મારા તરફ આંગળી ના કરે" તેવો હું છું નાગો. મને કોઇ આંગળી દેખાડે તેથી કંઇ નહીં તો હું તમને શા માટે નાગા ન કરૂં ? મારા તરફ કોઈ આંગળી ન બતાવે તેથી હું તમને નાગા કરવાને બેઠોજ છું ? "નંગા" (નાગો) એટલે અંગ રહિત, જન્મમરણ રહિત, એવા બનાવવાને હું છુંજ. મરતી વખતે હું તમને દેખાયો કે તમો અંગ રહિત થયાજ સમજો. હું શું ગપ્પા મારૂં છું ? ખરૂં ખરૂં તો બોલી રહ્યો છું. મારે ગપ્પાં મારી શું મેળવવાનું છે ? તમો જો મૂળથીજ આકારવાન્ હોત અને તે આકારનો ભંગજ નથી એમ જો સ્વાભાવિક રીતે હોત તો મારી પણ તમને નાગા કરવાની શી શકિત હતી ? પરંતુ મૂળમાં આ-કારજ નથી. જે દેખાય છે એ સર્વ ભાસમાન્ છે. તેનો ભંગ કરવાને કંઇ વખત લાગે છે કે ? તમને જે લાગતું હોય તે લાગો, પરંતુ મને તમો બધા નાગાજ દેખાવ છો. તમો મારી સેવા કરો છો તો હું તમારી સેવા શા માટે ન કરૂં ? મારૂં શરીર નાશ પામ્યું છે, પણ તમને તમારૂં શરીર દેખાય છે, તેથી મારૂં શરીર છે એમ તમોને લાગે છે. તમારૂં શરીર તમને દેખાતું બંધ થાય એટલે પછી મારૂં પણ તમને કેવી રીતે દેખાય? તમો સેવા કરી મારાં શરીરનો નાશ કરવાનો પ્રયત્ન કરો છો, તો હું તમનાં અંગ ( શરીર ) નો નાશ ન કરૂં કે ?

કોઈ લાખોલી ચ્હડાવે છે. એક માંખ ચ્હડાવી કે બીલ્લીનું પાંદડું ચ્હડાવ્યું એ સરખુંજ છે. માખ બિલ્લીના જેવી ત્રિવેણી હોય છે ! સ્ત્રીઓ ગમે તે કંઇ ગળ્યું લાવે છે અને ચ્હડાવે છે અને તેની સાથે લાખો માખીઓ ચ્હડાવે છે ! તે સર્વ બીલ્લી (નાં પાંદડાં) જ છે. ઠીક રહેવા દો, ઘડીભર ગમ્મત છે. મારે પણ કંઇ ગમ્મત જોઇએ ને ? હું હંમેશ દુઃખ ભોગવું છું પરમેશ્વરને મારી દયા આવે છે

થી તમો સ્ત્રી છોકરાંઓ મારી પાસે આવો છો; આથી મને ત્રાસ
ાય છે તો પણ તે દુ:ખમાં ફેરબદલ કરી બીજુ દુ:ખ લેવાનું.
મ્મત એટલે દુ:ખજ, પરંતુ પલટાયલું દુ:ખ. પેટમાં દુ:ખતું
ાય તો માથું દુખવાનું દુ:ખ કરી લેવું ! દુ:ખમાં સુખ માનવું
ેટલે દુ:ખનેજ રૂપાંતર આપી તેને સુખ કહે છે. તેની રીતે હું
ારી ગમ્મત કરી લેઉં છું. તમો લોકો દુ:ખી હોછો તેથી મારી
ાસે આવે છો. હું કંઇ ગમ્મત કરૂં એટલે તમારૂં સમાધાન થાય
! તે પણ એક પ્રકારનું દુ:ખજ છે. પરંતુ તમને તે ગમ્મત
ાગે છે. દુનિયામાં એકમેક જે દુ:ખ ભોગવે છે, તેનાજ રૂપાંતર
ડે બીજા દુ:ખને સુખમાની જ્યાં સુધી આયુષ્ય છે ત્યાં સુધી
ધાં પોત પોતાનાં દુ:ખો પૂરાં કરે છે એના કરતાં વિનાકારણ
વવહાર કરી આયુષ્ય પૂરૂં થાય તો સારૂં. આયુષ્ય હોય ત્યાં સુધી
ંઇ પણ ક્રિયા કરવીજ પડે છે. ક્રિયા શિવાય શરીર અને જીવ
ગો બેસતો નથી. તેથી તે ક્રિયા વિનાકારણ કર્યાં કરવી. એમ
રતાં કરતાં ગમ્મત પણ પડે છે. તે ક્રિયા વિનાકારણ કરવામાં
ાવે તો તેનું પરિણામ પણ શેનું થાય અને કંઇ પરિણામ નહીં
ાવે તો પૂરી ક્રિયા કરવા માટે આવવાની પણ શી જરૂર ?

**વિનાકારણ કર્મ કર્યાં કરવાં.**

પરમેશ્વર માટે જે જે કર્મો કરવામાં આવે છે તે વિનાકારણ હેવાય છે. વિનાકારણ કર્મની જરૂર છે, પરંતુ તમારી તો સર્વ ાહીક વાતો હોય છે અને વિનાકારણને તમે અવકાશ આપતા થી, તેથી પરમેશ્વર પ્રીત્યર્થ એટલેજ વિનાકારણ કર્મને કંઇ સાથે સાથે કરતા રહો. જેટલું વિનાકારણ હોય છે તેટલું તે પરમેશ્વર પ્રીત્યર્થ હોય છે એમ સમજવું કારણ કોઇપણ ક્રિયા કામનિ કરો એટલે તે ક્રિયાના માલીક થવા વારસ તમો થાવ છો, એટલે તેનો ફળભોગ તમારે માથે; ને વિનાકારણ કરીએ એટલે તે ક્રિયાનો વારસ કોઇજ (હોતો) થી. એટલે પછી જે ક્રિયાનો કોઇ વારસ નથી તેનો વારસ

પરમેશ્વર. એટલે તે ક્રિયાનું ફળ તમને મળશે એટલે પરમેશ્વરજ મળશે. બીજું શું મળે ? એજ તત્વ પ્રમાણે પરમેશ્વર માટે એટલે નિષ્કામ કર્મ કરવાનું શાસ્ત્ર કહે છે. પરંતુ ખરૂં જોઈએ તો પરમેશ્વર પ્રીત્યર્થ પણ કંઈ કરવાની જરૂર નથી. કોઈને માટે અને કશાને પણ માટે કર્મ ન કરીએ અને વિના કારણ કર્મ કર્યાં કરીએ તો બસ. પરતુ તમો તમારે માટે કર્યાં કરો છો તેથી પરમેશ્વર માટે ( કર્મ ) કરવાં પડે છે. શરીર. જીવ છે તો તે કર્મ કર્યાં શિવાય થોડાંજ રહે છે ? પરંતુ વિના કારણ કર્યાં કરવાં એટલે ત્રિભુવનનું રાજ્ય આપણુંજ બને છે અને કર્મ કરી મૂકીને પણ પાછા છુટાજ ! વિના કારણ કર્મ કરતાં કરતાં ત્રિભુવનનું કર્મ આપણું થાય છે. આપણે કારણ-રહિત વ્યવહાર કર્યાં કરીએ એટલે જે સુખરૂપ પરમેશ્વરી અવસ્થા તેજ આપણને મળશે. તેથી વિના કારણ એટલે પરમેશ્વર પ્રીત્યર્થં ( કર્મ ) કર્યાં કરવાં.



મંગળવાર, તા. ૧૨ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ શુ.૧૨ શકે ૧૮૪૬.

## ગુણધર્મ ઉપરથી નામ પડે છે–આપણે સચ્ચિદાનંદ રૂપ કેવી રીતે થઇએ–ભૂલનું ખાતું–વાળીની વાત

(નિત્ય નિયમ પ્રમાણે ભકત મંડળી પૂજા માટે આવી; પછી મહારાજે કાલે રાત્રે દેવળમાં કોનું કીર્તન થયું એમ પૂછયું ત્યારે એક ભકતે કહ્યું કે મુંબાઇના વાઘ નામના ગૃહસ્થે તે કર્યું હતું. તે પરથી મહારાજ બોલ્યાઃ—)

એ વાઘ છે કે? ત્યારે તો હવે મારે બ્હીને ચાલવાનો પ્રસંગ આવ્યો ! જ્યાં સુધી માણસને ખબર નથી હોતી ત્યાં સુધી ઠીક હોય છે. કેટલાક પ્રવાસી લોકો ફરતા ફરતા સંધ્યાકાળને વખતે એક ગામ પાસે આવ્યા. અંધારૂં થયું હોવાથી ગમે ત્યાં ઉતરવાનો વિચાર કરી ગામ આવેલું જોઇ તે ગામ બ્હાર એક દેવીનું દેવળ હતું અને તેની સામે એક વડનું ઝાડ હતું ત્યાં તેમણે મુકામ કર્યો. તે ઉન્હાળાનો દિવસ હતો, અંધારૂં હતું, પરંતુ તેવા તે અંધારામાં ગરીબ સ્થિતિ હોવાથી છોકરાંઓને ભાખરીના ટુકડા ખવરાવ્યા અને તેણે પણ જે ખાવાનું હતું તે ખાધું અને તે ઝાડ નીચે બધાં સુઇ ગયાં; આખા દિવસના થાકયાં પાકયાં હતાં તેથી આખી રાત તેમણે ખૂબ સરસ ઉંઘ લીધી. સ્હવાર થતાં ઉઠીને જુએ છે તો એ જગ્યાએ એક ભયંકર સ્મશાન ભૂમી હતી. ચારે બાજુએ મુડદાંની કબરો, ઝાડ ઉપર મુડદાંના કપડાં વગેરે ગમે તેવું મુકેલું, દેવળમાંની દેવી પણ અક્રાળ વિક્રાળજ હતી. આવે ઠેકાણે તેઓ આખી રાત સૂતા હતા, પરંતુ સ્હવારમાં આ દેખાવ જોતાંજ તેઓ ગભરાયા.

"સ્મશાનમાં બધાં મુંડદાં દાટેલાં, એવે ઠેકાણે આપણે રહ્યા, ખાધું, પીધું ! અરે રે એ તો ખરાબ થયું " એવા વિચારમાં તે છે એટલામાં ગામના લોકો ત્યાં જંગલ જવા આવ્યા. તેમણે તેને કહ્યું " અરે અહીં તો તો મસાણ છે, અહીં ફાવે ત્યાં મરેલાં મુડદા દાટવામાં આવે છે ! અહીં રહેલો મનુષ્ય જીવતો નથી ! " પ્હેલેથીજ તેને આ વિચાર આવ્યો હતો અને વળી લોકોએ કહ્યું તે ઉપરથી તો ખુબજ ગભરાયો ને તરતજ ત્યાંથી પોટલાં બાંધ્યાં ! આખી રાત ત્યાં રહ્યા ! ખાધું, પીધું, ઉંઘ કહાડી ત્યારે તેને કંઇ લાગ્યું નહીં; પરંતુ તે જગ્યા ભયંકર છે એમ જ્યારે તેને ખબર પડી ત્યારે તે ગભરાયો. આ માટે મનુષ્યને સમજાય નહીં ( ખબર ન પડે ) તેજ સારૂં. બિચારા દેખાય છે ગરીબ પણ ગુણધર્મ કે'વા છે તે કોણ જાણે ?

**ગુણધર્મ ઉપરથી નામ પડે છે.**

ગુણધર્મ વાઘના જેવા હશે ! આના કુળમાં કોઇ પણ વાઘના જેવા ક્રુર (કડક) થઇ ગયા હશે; ત્યારે તેને કોઇએ કહયું હશે કે "શું, આ તો વાઘ પેઠે શરીરપર ધસી આવે છે !" તેજ પ્રમાણે તે ત્રાસ આપી શરીરપર ધસી જતા હશે, જડબું બડબું ભયંકર હશે તેથી તેને કોઈએ વાઘ કહ્યો હશે અને તે પછી તેના કુળનું વાઘ નામ પડયું હશે. અથવા આના કુળમાં કોઇની પાસે કંઈ એવી વિદ્યા હોય કે તે વિદ્યાના યોગવડે તેણે વાઘની સાથે ભાઈબંધી કરી તેની સાથે નિરાંતે રમતા હોય તેથી લોકોએ વાઘના સોબતી હોવાથી આ નામ પાડયું હોય ! અટક તો એવાજ કંઈ કારણને લીધે પડે છે. જેવું નામ હોય તેવા ગુણધર્મ જોઇએ. રામકૃષ્ણ વગેરેનાં નામો રાખે છે; પરંતુ તેવા ગુણધર્મ હોતા નથી. તેથી ગુણધર્મ પ્રમાણે બીજું નામ પાડવાનો પ્રસંગ આવે છે, કુળમાં કોઇપણ કોઇ ગુણ ધરાવતું હોય તો તે પ્રમાણે તે કુળનું નામ પડે છે, તેને લાડનું નામ વા અટક કહે છે. અહીં કાર્લેકર નામના એક ગૃહસ્થ છે. તેને મેં પૂછ્યું " તમારૂં કાર્લેકર નામ કેવી રીતે પડયું ? ત્યારે

તેમણે કહ્યું "અમારૂં મૂળ નામ કાર્લેકર નથી, પરંતુ પિતાશ્રીના વખતથી આ નામ પડયું. મારા પિતાનું એક ખેતર હતું તેમાં તેમણે કારેલાં વગેરે ભાજીપાલો વાવ્યો હતો. ત્યાંના મામલતદાર મારા પિતાના સ્નેહી (મિત્ર) હતા. એક દિવસે સવારે પિતાશ્રી ખેતરમાં હતા તે વખતે ત્યાં મામલતદાર મળવા આવ્યા. મામલતદારની સાથે એક સીપાઈ પણ હતો. મામલતદારે મારા પિતા સાથે વાતચીત કરી. પિતાએ મામલતદારને જતી વખતે ખૂબ કારેલાં આપ્યાં, તે સીપાઇએ લીધાં અને તે ત્યાંથી ગયા. કર્મધર્મ સંયોગે સાત આઠ દિવસે મામલતદારે સીપાઇને કહ્યું અમુક ગૃહસ્થને બોલાવી લાવ. તે વખતે તેણે તેનું નામ, ગામ, કહ્યું. પરંતુ સીપાઈ નવો હતો; તેને તેટલાપરથી સમજાયું નહીં. ત્યારે મામલતદારે તેને કહ્યું કે જે ખેતરમાં કારેલાં ઉગાડયાં છે અને આપણને પણ જેણે કારેલાં આપ્યાં હતાં તે કારેલાં-વાળાને બોલાવી લાવ. આ ઉપરથી તે સીપાઈ બોલ્યો "હું હું. પેલા કારેલાં ઉગાડે છે તે કે?" મામલતદાર–"હા, હા, તેજ." પછી સીપાઇ મારા પિતા પાસે આવ્યો અને પૂછવા લાગ્યો કે પેલા કારેલાં ઉગાડનારા કયાં છે? અને પછી તેમને તેની સાથે લઈ જઇ મામલતદારને કહ્યું કે, "આ આવ્યા કાર્લેકર," મામલતદારે પણ વિનોદમાં કહ્યું "આવો કાર્લેકર." એમનું નામ લોકોને બહુ ખબર નહોતું તેથી ત્યાર પછી બધાજ તેમને કાર્લેકર કહેવા લાગ્યા. એ ઉપરથી તેમનું નામ કાર્લેકર પડયુ. એવાજ કંઈક ગુણધર્મો હોય છે તે પરથી લોકોમાં નામ પડે છે અને પ્રસિદ્ધ થાય છે. આવીજ રીતની બધી અટકોની ઉત્પત્તિ છે. બે ચાર પેઢીમાં કહો અથવા તેના પ્હેલાં કહો, કોઇ પણ એવા ગુણ ધર્મ વાળો પ્રસિધ્ધિમાં આવ્યો હોય છે. તેવીજ રીતે આ કરવંદેના કુળમાં કોઇ એવા હશે કે તે ગમે તેને વંદન કરતા હશે. મેં એવો એક ગૃહસ્થ જોયો હતો. તે કુત્રાં, બિલાડી, મનુષ્ય, કોઈ પણ હોય તેને વંદન કરતો હતો. તેના કુળમાં એવા કોઇ થયા હશે તેથી તેને કરવંદે કહેતા

હશે; અથવા કરમદાં નામનાં ફળ છે, તેનાં ઝાડો તેનાં કુળમાં કોઈએ રોપ્યાં હશે, અથવા તો તે ફળો વ્હેંચ્યાં હશે. એવુંજ કંઈ પણ હશે તેથી આ નામ પડયું હશે. નામ કેમ પડયાં, એ શી ભાંજગડ છે, તેનો કંઈ પણ રસ્તો કહાડવો કે નહીં? એવી અટકો ખૂબ છે. દેશપાંડે વગેરે નામો તે કામગિરી કરતા હશે, કોઈ પણ દેશનું પંડયાપણું કરતા હશે તેથી પડેલાં હોવાં જોઇએ; હવે શેના દેશપાંડે રહ્યા? પરંતુ છોકરાં છૈયાં બધાંજ દેશપાંડે કહેવાય છે. ચાંદૂરકર, ચાંદૂર નામનું ગામ છે તે પરથી પડયું છે. એવીજ રીતે ગુણ ધર્મ ઉપરથી, ગામ ઉપરથી, કામગિરી ઉપરથી નામ પડે છે. તેવીજ રીતે જાતિનો પણ સંબંધ એમજ થયો. જેણે જે કામગીરી કરી હોય તે આધારે તે જાત ઠરી ગઈ. તમો કોણ? તો કહે સોની. તમે કોણ? સુતાર. સોનાનું કામ કરે તેથી સોની; તેજ પ્રમાણે ચામડાંનું કામ કરનારા ચમાર કુંભ (ઘડા) ની કામગિરીનો ભાર જેણે ઉંચકયો તે કુંભાર. જેની તેની કરણી ઉપરથી તે નામ પડયું. જો તેનાં છોકરાં છૈયાં તે કામગિરી છોડે તો પણ આગળ પર તેજ નામ ચાલે છે. સારી રીતે ભણી ગણી, મામલતદાર થઇ બેસે, તોપણ એની જાત શી છે? તો કહે કુંભાર હાલ. જો કે તે તે કામ કરતા નથી, તોપણ તે જાતમાં, તે કુળમાં, તેમનો જન્મ થયો તેથી કુંભારજ. જગ વિવિધ રૂપાત્મક છે. આકારમાં આવેલી જે વસ્તુ છે તેનો ઉપયોગ કરતી વખતે તેના ગુણધર્મ પ્રમાણે તેને નામ આપવું પડે છે. નામ અને રૂપ તરફ દુર્લક્ષ કરીએ તો આપણુને જે જોઇએ છે તે મળે.

उपेक्ष्य नाम रूपेद्वे सच्चिदानंदधीर्भवेत्

**આપણે સચ્ચિદાનંદ રૂપ કેવી રીતે થઈએ?**

( વસ્તુના ગુણધર્મ પ્રમાણે તેનું નામ પાડવું અને તેનો ઉપયોગ કરી લેવો એ બુદ્ધિનો ધર્મ છે. આકારનું આકલન ( ગ્રહણ ) કરવું એ તો બુદ્ધિનુંજ કામ છે. જે બુદ્ધિએ ગુણધર્મ જોઇ ઉપયોગ માટે નામ આપ્યું, અથવા અમુક

આકાર તે વસ્તુનો છે એવું જે બુદ્ધિએ આકલન કર્યું, તે બુદ્ધિ એકજ; પરંતુ જે બુદ્ધિએ જુદા જુદા આકારના ગુણધર્મ જોઇ તે તે આકારોને અને વસ્તુને નામો આપ્યાં, તેજ બુધ્ધિ જો તે આકાર અને તે આકારના ગુણધર્મ ગ્રહણ ન કરે તો તેજ બુધ્ધિ સચ્ચિદાનંદ રૂપ થશે. તે સચ્ચિદાનંદ અવસ્થા જે છે તે જે વખતે નામરૂપ જેને આવ્યાં છે એવા આકારનું ગ્રહણ કરે છે તે વખતે તેના તેના ઉપયોગ પ્રમાણે તેને ફરી જુદાં જુંદાં નામો આપે છે. એવી કામગીરી કરી એટલે તેમાંનું સચ્ચિદાનંદપણું નાશ પામી તે વ્યવહારિક રીતની બુદ્ધિ બને છે પછી ફરી સચ્ચિદાનંદપણાંનો અનુભવ જોયતો હોય અથવા તેજ બુદ્ધિ પૂરી સચ્ચિદાનંદ રૂપ થાય એમ લાગતું હોય તો આકાર અને ગુણધર્મ ગ્રહણ કરવાની કામગીરી જે બુદ્ધિને આધારે થઇ ગઇ છે, તે આપણે બુદ્ધિના આધારથી તોડી નાંખવી જોઇએ. કારણ કામગીરી પત કરનાર ( માથે લેનાર ) જે સચ્ચિદાનંદ તેજ આપણે છીએ.

પ્હેલાં હોઇ ન હોયાં જેવું; પછી ન હોયાં જેવું છે તેથી ફરી હોયા જેવું કરવું. એ જે હોયાં જેવું લાગે છે તે ખોટું. એજ બનાવેલું જે હોયાં જેવું તેજ પૂરી ન હોયાં જેવું બનાવે છે. એ હોયા જેવાએ ન હોયાં જેવું જે બનાવ્યું તેજ ખોટું અને એજ દુઃખમાં નાખનારૂં અને દુઃખનો અનુભવ આપનારૂં છે. એટલે એકંદર ત્રણ પ્રકાર થયા. તેમાંના છેવટના જે બે, એટલે એક હોયા જેવું એટલે નામ રૂપાત્મક જેટલું અનુભવમાં આવે છે તે, અને તે હોયાં જેવામાં લુબ્ધ થનારા જે તેને માટે પૂરી તે હોયાં જેવામાંથીજ ન હોયા જેવાંની ઉત્પત્તિ. એટલે એક હોયાં જેવું અને ફરી ન હોયાં જેવું, તેમાં ન હોયાં જેવું ઉત્પન્ન થવું એટલે દુઃખ અને હોયાં જેવું એટલે જેને તમો સુખ સમજો છો તે. તો પછી જો તમારે

કોઈપણ પ્રકારનું દુઃખ ન જોયતું હોય તો નામ રૂપાત્મક જે હોયા જેવું આપણુને દેખાય છે તેમાં આપણે લુબ્ધ ન થવું; વધુ શું ? તે હોયા જેવું-છેજ-એમ આપણે સમજવુંજ નહીં, અથવા જો તે આપણુને હોયા જેવું દેખાય તો તે આપણે ઉપયોગમાં લેવું નહીં; અથવા જે હોયા જેવું આપણુને દેખાય છે તેજ ફરી કાયમ થાય એવી ઈચ્છા ધરી નવું નવું હોયાં જેવું ઉત્પન્ન કરવાની ખટપટમાં પડવું નહી. ત્યારે હોયાં જેવું જે છે તે તરફ કોઇ પણ પ્રકારે આપણે જો દુર્લક્ષજ કર્યાં કરીએ તો પછી ફરી તે હોયા જેવામાંથી ઉત્પન્ન થયેલું જે ન હોયાં જેવું તે ન હોયાં જેવાંમાંથી જે દુઃખ થાય છે તે શા માટે થાય ? એ બનેલું જે હોયાં જેવું એટલેજ બનાવેલું જે સુખ અને તેમાંથી ફરી ન હોયાં જેવું જે ઉત્પન્ન થાય છે એટલેજ સુખના અંતમાં ઉત્પન્ન થનારૂં દુઃખ, એજ એ સુખદુઃખમાં આખી દુનીઆ છે. હોયા જેવું અને ન હોયા જેવું એ છેવટના જે એ તે તદ્દન ખોટાં છે, અને આ એમાંજ જે જે ઉત્પન્ન થાય છે અને જે જે બધાં તમો મનુષ્યો સહિત બધાં ઉત્પન્ન થયાં તે બધાંજ ખોટાંનો અનુભવ દેખાડે છે, તેથી નાશવંતનો અનુભવ આવે છે તો આ એ છુટી જે પહેલાનું ન હોયા જેવું છે તેમાં જ્યારે તમો પૂરીજશો ત્યારે ત્યાં પણ દુઃખજ છે. પરંતુ તે દુઃખ ગમે તેવું (પસંદ પડે તેવું) છે. કારણ તે પહેલું ન હોયા જેવુ જે છે તે અને તેમાંનુ દુઃખ આરંભનું જે મુળમાં "છે" તેનુંજ નામ સચ્ચિદાનંદ-તે સચ્ચિદાનંદની ભેટ કરાવી આપે છે, તેથી તે દુઃખ અધિક ને અધિક મીઠું લાગે છે, તેથી કોઇ કોઇ ડાહ્યા લોકો "હોયાં જેવું" જે લાગે છે તેનેજ હોઈને "ન હોયા જેવુ" કરવાની ખટપટ કરે છે અને તે ખટપટ પૂરી થઈ એટલે કામજ થયું. એવી રીતનું જે "ન હોયા જેવુ" તેજ ખરૂં, કારણ કે તેજ ભવિષ્યમાં સચ્ચિદાનંદની ભેટ કરાવી આપે છે. એટલે પછી બધુંજ હાથમાં આવે છે. તેથી કહ્યું છે કે

उपेक्ष्य नाम रूपेद्वे सच्चिदानंदधीर्भवेत

પછી તેજ બુધ્ધિ "અનુભવ લેનાર પોતે" એ અવસ્થા એવી ને એવીજ કાયમ રાખી આપણને સચ્ચિદાનંદનો અનુભવ આપશે. ક્રિયા કર્તૃત્વવ્યવહાર બંધ થયો એટલે સચ્ચિદાનંદ રૂપજ છે. પણ તે કંઇ બંધ થતો નથી અને તે બંધ થયા શિવાય કંઈ હાથમાં આવતું નથી. જેમ શરૂ થાય તેમ બંધ થવું જોઈએ. આ ભુરકી (ભૂલ) છે. તેને લીધે ક્રિયા કર્તૃત્વવ્યવહાર શરૂ થયો. "હોઇ ન હોયા જેવી" જે અવસ્થા ઉત્પન્ન થઇ છે તે ભુરકી છે. તે ભુરકી અનેક પ્રકારના વ્યવહાર કરવા પ્રેરે છે. તે ભુરકીમાં લપટાયા એટલે તે અવસ્થાનું એક જુદું ખાતુંજ થઈ પડે છે. જેમ ડોકટરી ઇંજીનિઅરીંગ, ફોરેસ્ટ વગેરે ખાતાં છે તેમ આ એક ભુરકીનું ખાતું ! આ ખાતામાં અનેક તરેહનાં કારખાનાં છે. ભુરકીમાં સપડાયા તેથીજ આ ખાતું ઉત્પન્ન થયું. આ ભુરકીમાં બીજી કેટલીએ ભુરકીઓ છે. સેંકડો હઝારો ભુરકી થઇ એટલે જેમ સરકારને તમારી જેવી તહ્રા હોય તે પ્રમાણે હઝારો ખાતાં નિર્માણ કરવાં પડે છે, તેમ આ ભુરકીનાં હઝારો ખાતાં નિર્માણ થાય છે. મૂળારંભનો કારભાર ધ્યાનમાં આવ્યો કે પછી આ જુદાં જુદાં ખાતાંની જરૂર નથી, આ બધાં ભુરકીનાં ખાતાંનો માલીક કોણ છે ? તો પ્હેલું "હોઇ ન હોયાં જેવું" જે છે તેનાંજ આ બધાં ભુરકી ખાતાં છે અને તેનુંજ આ જગરૂપે મોટું તોફાન મચી રહ્યું છે. તેથી આ ભુરકીના ખાતામાં જ્યાં સુધી આપણે સપડાઈએ છીએ ત્યાં સુધી આપણા હાથમાં કાંઇપણ આવતું નથી.

**ભૂલનું ખાતું**

મેં નાનપણમાં હરિદાસના મ્હોંમાંથી એક વાત સાંભળી હતી. આ વાત ઘણાંને ખબર પણ હશે, એક ઘરમાં પતિ પત્ની બેજ હતાં. તે સ્રી જુવાન અને તેનો પતિ પણ જુવાન. વરને નવીનજ નોકરી મળી તેથી માબાપનું ઘર છોડી સરકારે જ્યાં નીમ્યો ત્યાં ગયો. સ્રી રાંધી ખવડાવા જેવી હોંશીઆર થઇ હતી. તેથી તેને પણ તે સાથે લઈ ગયો, તે સ્રી નવીજ, તેથી પતિના

**વાળીની વાત.**

ધાકમાં રહી તેની સેવા કરવાના વિગેરે ગુણો તેનામાં હતા, જુની પદ્ધતિની સ્ત્રીઓમાં આ ગુણ હોય છે. સ્ત્રી પરોઢીએ વ્હેલી ઉઠી પતિને ન્હાવા માટે પાણી આપી, રસોઇ કરી, તેના સ્નાન સંધ્યા વગેરે જે નિયમ હશે તે બધાની તૈયારી કરી મૂકી, જમાડી તેને ઓફીસમાં મોકલતી. એમ કેટલાક દિવસો ગયા. આડોસ પાડોસનાં ઓળખાણ પિછાણ થયાં. પાડોસમાં એક ડોસી હતી. તેને તે પતિએ કહી રાખ્યું હતું કે "મારી સ્ત્રી નવી છે. તેને કંઇ જરૂર પડે તો કહેતાં રહેજો." અને સ્ત્રીને પણ તે ડોસીને જરૂર પડે પૂછવા કહી રાખ્યું હતું. તેથી તે તે ડોસીને "સાસુ બાઈ, સાસુ બાઇ" કહી કંઇ કંઈ પૂછી લેતી. એક દિવસે ચૂલો લીપતાં જરા મોડું થઇ ગયું તેથી ઉતાવળ ઉતાવળમાં તેણે નાકમાંની વાળી લબડયાં કરતી હતી તે કહાડી લઈને બેસરમાં લટકાવી મૂકી અને કામે લાગી. હંમેશ પ્રમાણે સ્હવારના સર્વ કામો આટોપી, પતિને ઓફિસમાં મોકલી, નિશ્ચિંત જીવ થયો એટલે પોતાનું જમવાનું પીરસી, કંઈ કારણસર તેણે નાકે હાથ લગાડયો, તો ત્યાં વાળી નહીં ! આ સમજાતાંજ ગભરાયલે જીવે તેણે દેવતામાં, લાકડાંમાં, છાણામાં, ચૂલામાં, ચારે બાજુએ વાળી જોઈ, પરંતુ જડી નહીં, ત્યારે તે ખુબજ ગભરાઇ. બસો અઢીસોંની વાળી, પતિ શું કહેશે એ ચિંતાથી ગભરાઇને તેનો જીવ તદ્દન રડું રડું થઈ ગયો. બધી જગ્યાઓ જોઇ પણ વાળી જડી નહીં ! સંધ્યાકાળે પાંચ છ વાગ્યાને સુમારે હવે પતિ ઘેર આવશે, અને ગુસ્સે થશે એમ ધારી તે રડવા બેઠી. એટલામાં તે સાસુબાઈ ત્યાં આવ્યાં. તેણે તેને રડવાનું કારણ પૂછયું એટલે તો એનું હૈયું ખુબજ ભરાઇ આવ્યું. સાસુબાઇએ તેને છાતી સરસી ચાંપી કારણ પૂછ્યું. તે સાસુબાઇને તેના શરીરપરના દાગીના વગેરે બધો દેખાવ દેખાતો હતો.

પેલી—સાસુબાઈ, મારી એક મોટી ભૂલ થઇ છે, શું કહું ! વાળી જતી રહી !!

આ સાંભળતાંજ ડોસી સમજી કે ગળામાં વાળી છે પણ આ વિસરી ગઇ છે. પછી તેણે ફોગટજ તેને પૂછયું, " અરે, તે ક્યારે ગઇ ? "

પેલી–સ્હવારે હતી એમ યાદ આવે છે.

ડોસી–કયાં કયાં જોયું !

પેલી–બધે જોયું !

ડોસી–જવા દે. હમણાં તેનું શું કામ છે ?

પેલી–ના, ના, સાસુબાઇ, બસોં અઢીસોંની તે વાળી. તેનો સ્વભાવ હજી મને ખબર નથી. ગુસ્સે થશે કે મારશે તે કોણ જાણે ?

એમ કહી તે રડવા લાગી અને સાસુબાઇ હસવા લાગ્યાં. ત્યારે તેણે કહ્યું " સાસુબાઇ, તમને વાળી જડી છે, અથવા તો તેની ખબર છે, માટે કહો. એમ શું કરો છો ! તમો હસો છો તે પરથી તમને ખબર હોવી જોઇએ.

ડોસી–તું રડે છે તેથી હું હસું છું. અરે ! એક જણે રડવું અને બીજાએ હસવું.

પેલી–તમો સારાં દેખાવ છો હો. આ વખતે મારી બરી સાસુબાઇ હોત તો તેણે મારા પતિના મારતાં પ્હેલાંજ મને મારી હોત.

ડોસી–હું મારવાવાળી નથી હં. હું લાડ કરનારી છું. તને સરસ વાળી આપીશ. હં કે. (એમ કહી તેણે તેને પાસે લીધી અને કહ્યું), અરે તને ભૂરકી (ભૂલ) પડી છે. ત્હેં ગમે ત્યાં તે મૂકી હશે તેથી તે ન હોયાં જેવી બની અને તું દુઃખમાં પડીને ખટપટ કરે છે.

પેલી–ત્યારે મારી વાળી છે કે ?

ડોસી–છેજ તો. તે છે પરંતુ તે હોઇ ન હોયાં જેવી બની છે.

પેલી-સાસુબાઈ મારે તમારૂં તે બ્રહ્મજ્ઞાન જોયતું નથી. ઓફીસમાંથી ઘેર આવવાનો વખત થયો, જે હોય તે મને જલદી કહો.

ડોસી-ઠીક, ઠીક પણ તું એટલી બધી રડે છે શા માટે? આરસીમાં તારૂં મોં તો જરા જો કેવું થયું છે તે!

એમ કહેતાં કહેતાં તે સાસુએ તેના મ્હોં આગળ આરસો ધર્યો. તેણે મ્હોં બાજુએ કર્યું, કે "આ રડતું મ્હોં જોવું નથી" એમ કહીને. ડોસીએ જોર જૂલમથી તે આરસો તેના મ્હોં આગળ ધર્યો એટલે તરતજ તેને તે વાળી દેખાઇ! તે એકદમ હસવા લાગી અને કહ્યુ "મને કેવી ભૂરકી (ભૂલ) પડી જુઓ. તેનું રડવા બડવાનું બધું બંધ થયું અને તેને ખુબ આનંદ થયો.

સાસુબાઇ—મૂર્ખી રે મૂર્ખી!

પેલી—હું ગભરાઈ ગઈ તેથી એમ થયું.

બનાવટી જે હતું તે "ન હોયાં જેવું" થયું તેને લીધે આ બધી ખટપટ અને દુઃખનો તેને પ્રસંગ આવ્યો. તે વાળીની હોયાં જેવાના યોગથી ન હોયાં જેવી અવસ્થા થઈ તેથી તે બાઇને બાકીનો ઘરગુતી ઉદ્યોગ બંધ કરી તે માટેજ જીવની મનની તરફડ કરી તે દ્વારા ભૂરકીનું (ભૂલનું) એક ખાતુંજ સ્થાપવું પડયું. આરસો સામે આવ્યો ત્યાં સુધી તે ખાતાનું કામ ચાલુ રહ્યું. તેવુંજ આ બધું છે. જેને છેવટના ઉપર કહેલાં ઉદાહરણ પ્રમાણે આરસા જેવું કંઇ સાધન મળે તેનું આ ભુરકીનું ખાતું લખી નંખાશે (ઉડી જશે) એટલેજ નામ રૂપાત્મક વ્યવહાર બંધ થાય તો સચ્ચિદાનંદ અવસ્થા પ્રાપ્ત થાય. નામ રૂપાત્મક ખાતું એ ભૂરકીમાંહ્યનુ છે. તે ખાતું વળી શું કામ ઉત્પન્ન થયું? તેનો ઉપયોગ કરવો, નામ પાડવું એ પણ શા માટે? તો શરૂઆતના "ન હોયાં જેવા" માં સપડાઈ જે ભૂરકી [ભુલ=મોહ] પડી તેને

લીધેજ "ન હોયા જેવાં" ને રંગ રૂપ વગેરે નામો આપી ફરી "હોયા જેવાં" બનાવવાનો પ્રસંગ આવ્યો. જે આપણે જોઇએ છે તે આપણી પાસેજ છે; પરંતુ તે "હોઇ ન હોયાં જેવું" થયું અને ભુરકી (ભુલ) ઉત્પન્ન થઈ; તેને લીધે તમે. દુઃખમાં પડયા છો.

રોજ રોજ વાતો સાંભળી શું કરવું? "કાનો કહી સાંભળવા અને રોટલી કરી ખાવા" એક બાજુથી ભાખરી ખાવી એટલે ઉપરના છિદ્રથી ખાવી અને નીચેના છિદ્રથી કહાડવી! તેવી રીતનું આ તમારૂ વાત સાંભળવાનું છે. "**नळी फुंकिली सोनारें, इकडून तिकडे गेल वारें**" (નળી ફુંકી સોનીએ, અહીંથી ત્યાં પવન જાયે) એવી એક કહેવત છે. પરંતુ સોનીની નળીમાંથી અહીં નહીં જોકે પવન જાય તો પણુ તે અગ્નિને પ્રદીપ્ત કરે છે અને તેનાથી અશુદ્ધ સોનુ શુદ્ધ થાય છે, દાગીના બને છે, એવી રીતે તેમાંથી મોટાં કામો થાય છે; પરંતુ તમારા એક કાને સાંભળી બીજે કાને કહાડી નાંખવાથી કંઇ પણ કાર્ય થતું નથી. તમારો આત્મા શુધ્ધ થતો નથી તેમ બીજું પણ કંઇ કાર્ય થતું નથી. તુકારામ મહારાજે નળીનુ ઉદાહરણ આપ્યું, પરંતુ તે સોનારની નળીથી ખુબ કામ થાય છે; તમારાથી શું કામ થાય છે? હું પણ કંઇ કામ થાય તો માટે કયાં કહું છું! હું મારે હંમેશનો દુઃખી છું તેથી મારી ગમ્મત માટે ગમે તે બડબડું છું!

મનનું દુઃખ જુદું, શરીરનું જુદું, અને તમો આવો છો એ જંજાળનું જુદું. આ ગાંડી સાવિત્રી તો બહુ દુઃખ દે છે. હંમેશ પિંજરામાં આવી બેસવાને મથે છે. હું હુધવા બેસું તો તેજ પ્રસાદ આપો કહી ગાંડની ખેંચાખેંચ કરવા માંડે છે! એવી સ્ત્રી કયાંઇ નથી જોઇ! મને બરોબર હુધવા પણ દેતી નથી. પછી બીજી સ્ત્રીઓ તેને ખેંચી કહાડે છે! એવાં અનેક પ્રકારનાં દુઃખ છે. તેમાં કંઈ ફેર (=ફરક) જોઇએ તેથી મને તે બબડું છું. પરંતુ તે ગમ્મત પણ દુઃખરૂપજ છે; પરંતુ આ પલટાયલું દુઃખ છે, ગમે તેમ કરી આયુષ્યના દિવસ કહાડવાના છે, સારી રીતે

કહો કે ખરાબ રીતે કહો, જેવું હોય તેવું સોસવું અને દિવસ ક્હાડવા. બીજું શું ?

ચાલો, બહુ થયું હવે, દો આ છંદ છોડી. ફોગટ કોલસા શા માટે ઓગાળતા (ઘસતા) બેસવું. સ્રીઓ, જાવ હવે. તમારી બધાંની યથાસાંગ પૂજા થઈ! મારી પૂજા કરવામાં કંઈ કમી ના કરતાં. શ્રાવણ મહિનો છે ત્યાં સુધી હું કંઇ મના કરતો નથી. ચંદન ચ્હડાવો પુષ્પ ચ્હડાવો, ફાવે તે કરો. મને કંટાળો હોય તો પણ હાલ કંઇ હું ના કહેતો નથી.



બુધવાર, તા. ૧૩ ઑગસ્ટ ૧૯૨૪, શ્રાવણ શુ. ૧૪ શકે ૧૮૪૬.

**નિર્વિકાર ઉપભોગ્યનો ઉપભોગ લેવો-પશુ પક્ષી મનુષ્ય ઇત્યાદિ પાણીનાંજ રૂપાંતરો-આપણે નદીરૂપ થવાની જરૂર-શિવલિંગ-આપણે નદીરૂપ કેવી રીતે બનવું-જન્મ એટલેજ મરણ-મરણ શબ્દની વ્યાખ્યા.**

(નિત્ય પ્રમાણે ભકત મંડળીની પૂજા ચાલી હતી ત્યારે કેટલાક ગાનારાઓ આવી હારમોનીયમ સાથે ગાતા હતા. થોડોક વખત તે સાંભળી મ્હારાજે કહ્યું:—)

કોઇ પણ વાત હોય તે થોડામાં સારી, ભાઇ હવે બંધ કરો. જે આવે તે તેનો રંગ મને દેખાડે અને મને રંગવાનો પ્રયત્ન કરે. પરંતુ મને હવે રંગ લાગે કે ? જેમ જેમ આપણે એ રંગ એટલે રંગ રહિત થઇએ તેમ તેમ અનેક પ્રકારના રંગો આપનારા તૈયાર થાય છે. કોઇ ગમે તેટલો મને રંગ આપે તો પણ તે રંગ પવનથી ઉડી જશે. અહીં કોઇ પણ રંગ ટકતો નથી. તમો લોકો મારે પગે પડવા આવો છો, મારી પૂજા કરવા આવો છો, અનેક તરેહની સેવા કરવા આવો છો, એ પણ એક પ્રકારનો રંગ આપવોજ છે. રંગ અહીં ચ્હડે છે કે નહીં તેની પણ તમોજ પરીક્ષા લો છો. આ અદૃષ્ટ ખેલ છે. એમાં એમ બને છે કે મારી પાસેથી તમને ભકિતમાર્ગ બતાવાય, ઇશ્વર તમારૂં કલ્યાણ કરે અને મને રંગ ચ્હડે છે કે નહીં તેની પરીક્ષા થાય, એવી એ વાતો ઇશ્વરી સંકેતથી-એની મેળે થાય છે. તમારી પાસે જેટલા રંગ છે તેટલા બધા અહીં ગડપ થઇ જાય છે; અને કોઇ પણ

રીતનો રંગ મારી પર ચ્હડતો નથી એમ જાણી તમો થાકયા એટલે મારા જેવાજ તમો એ રંગ બની પછી જેવી મારી સ્થિતિ તેવીજ તમારી. આ બધો અદૃષ્ટ ખેલ ખેલાય છે તે તમને બાહ્ય રીતે દેખાતો નથી.

આજે એવો કંઈક યોગાયોગ છે કે આનંદજ આનંદ,

अचाट कलपना चालवावी, व बळेंच संपत्ति घरां आणावी:

(" અચાટ કલ્પના ચલાવી, બળે ઘેર આણો સંપત્તિ- ")

' બાબા હમારે ત્યાં દારિદ્રય છે, ખાવાનું મળતું નથી ' એમ કેટલાક લોકો મારી પાસે આવી કહે છે. તેમને હું કહુંછું કે ખાવાને ન મળતું હોય તો અચાટ બુદ્ધિ ચલાવો. લક્ષ્મી અનંત છે, તેનો અંત નથી. જમીનમાં ફાવે તેટલું પાણી છે; પરંતુ તે કહાડવા માટે જેવી જમીન હોય તેવાં હથિઆરો લેવાં પડે છે. અને તેનો ઉપયોગ કરી તે પાણી કહાડવું પડે છે. તેમ લક્ષ્મી ફાવે તેવી છે, પરંતુ તેને ખેંચવાના હથીઆરો તમારી પાસે છે. તે હથીઆર ક્યાં ? તો અચાટ કલ્પના. લક્ષ્મીની પણ કલ્પનાજ અને તે ખેંચી લેવાનાં સાધનો પણ કલ્પનાજ. તે વડે કાલ્પનિક જે લક્ષ્મી છે તે મેળવવી.

(કોઈ એક ભકતે મહારાજના પગપર પંચામૃત નાંખ્યું અને ફરી શુધ્ધ પાણીથી તે પગ ધોવા લાગ્યા. તેથી મહારાજે કહ્યું:—)

સાકર વાળું દુધ પગ પર રેડયું અને તરતજ તે ધોઈ નાંખ્યું. અરે જે દેવને આપ્યું તે પાછું ઝુટાવી લો છો કે ! ખરૂં તો એવું છે કે દેવને દુધનો અભિષેક કર્યો હોય તે તેમજ રેહેવા દેવો એટલે અદ્રશ્ય રીતે માખને રૂપે તે પરમેશ્વર તે દુધ ખાઈ જાય છે. તે કહાડી લેવાનો પણ એક પ્રકાર છે, પરંતુ તે રહેવા દો એમને એમ. બણુબણે માખી તો બણુબણે ! તમો મારી આ

પૂજા શામાટે કરો છો? તો તમો દેવ થાવ અને હું ભક્ત થઈ તમારી પૂજા કરૂં તેથી; અને એજ ખરૂં છે. ભકતવળી શો અને અને દેવ વળી શો! માટીનોજ દેવ અને માટીનાજ ભકત. ભકતપણાનો કંટાળો આવે એટલે તરત દેવ થવું અને દેવપણાનો કંટાળો આવે એટલે તરત ભકત બનવું. દેવેજ ભકત બનવું અને દેવેજ દેવ બનવું. કોઇ પણ બે બાજુ દેવેજ બનાવવી. બધું એમજ ચાલ્યું છે.

(એક ગૃહસ્થે મહારાજ સામે કેટલાંક ફળો મૂકયાં તેમને ઉદ્દેશી).

આ પ્રસાદ લો મહારાજ અને વ્હેંચીદો બધાંને. બધાં તમારાં છોકરાંજ છે એમ સમજવું. આપણાં છોકરાં જેવું આખા જગતને જોવું; અને એમ જો જોઇ ન શકાતું હોય તો તમારાં છોકરાંને પણ છોકરાં તરીકે ન જોવાં એટલે થયું. તમારાં છોકરાંનેજ જમાડો છો ખવડાવો છો બીજાને જમાડતા ખવાડતા નથી. એવી સ્થિતિ ન હોવી જોઇએ. પોતાનાં છોકરાં પેઠે કોઇપણ છોકરાં પર પ્રેમ કરવો એટલે તે બન્યો.

[એક ડોસી પૂજા કરી ગળામાં રૂનો હાર ઘાલે છે તેને ઉદ્દેશી]

દાદીમા તમો મારી પૂજા કરોછો ત્યારે જાણે કંઇ વાજાં વાગતાં હોયને તેમ તમારા ગળામાંની ચાવીઓ વાગે છે! ઠીક ઠીક બેઉ કામો થાય છે. ગભરાતાં નહીં હું કાલે તમે મને મંગળાગૌરી બનાવી હતી, આજે તેને ભાંગી નાખી, અને મને બુધ બનાવ્યો! આવતી કાલે મને બૃહસ્પતિ બનાવવાનો, અને પરમ દિવસે તે ભાંગી ' જીવત્યા (એક દેવતાનું નામ) બનાવવો. રોજને રોજ કંઇ પણ બનાવવું અને તે ફરી ભાંગી નાંખવું. ફાવે તેમ કરો. મારી સ્થિતિ ભીની માટી જેવી તો છે. ભકત માટે દેવે ભીની માટી જેવા બનવું. પોર ખેલજ તે! એક વાર એક ચિત્ર કરી ગમ્મત

કરે અને ફરી તે ભાંગી તેનુંજ બીજું ચિત્ર કરે. એમ કરતાં કરતાં અને ભાંગતાં ભાંગતાં તે કાદવ સૂકાઇ જાય છે એટલે તે મૂળ અવસ્થામાં આવે છે. પછી તેમાં ફરી પાણી રેડી તેજ કાદવને ઉપયોગમાં લેવો. તેવી રીતે તમો અહીં પ્રેમનું પાણી રેડી મને એક પ્રકારનો બનાવ્યો કે બીજો આવે છે અને તમારૂં કરેલું ભાંગી નાંખી તેને જોઇએ તે પ્રમાણે તે કંઇ બીજુંજ બનાવે છે. કાદવ નરમ કરતી વખતે પાણી રેડે છે અને તેને ખુંદે છે; તેમ મને દાબો છો ( ચાંપો છો ), પરંતુ તેમાં પ્રેમ છે. એવી રીતે પ્રેમથી ખુંદી તમે કંઇ પણ બનાવ્યાંજ કરો તો તેની જે એક મુદ્દત ઠરી છે તે પૂરી થાય એટલે પછી સદ્દગુરૂ તમને ખુંદવા (કાલવવા) આવે છે. તે કહે છે ‘ તેં જેમ આજ પર્યંત મને ખુંદયો (= દબાવ્યો) તેમ હવે હું તને ખુંદીશ. ’ એકે જડવત્ સ્થિતીમાં રહેવું અને બીજાએ ફાવે તેમ તેનો ખેલ કરવો. આ બીજો જે ખેલ કરનારો તેનું નામ ભકત. ભકત એટલે ભજન કરનારો, સેવન કરનારો અથવા ઉપભોગ લેનારો. એટલે જેણે કેવળ (જડવત) રહેવાની બાજુ સ્વીકારી તે થયો તેનો ઉપભોગ્ય એટલે દેવ. ઉપભોગ્ય વસ્તુઓ એ હંમેશ ફકત (જડવત્ ) હોય છે, તે ગડબડ કરે છે કે ? જેમ ચોખા પર ઘા પડવાના છે

**નિર્વિકાર ઉપભોગ્યનો ઉપભોગ લેવો.**

તેથી તે ગભરાઈ નાસી જતા નથી ! એવુંજ બધી ઉપભોગ્ય વસ્તુનું છે. ઉપભોગ્યને ભીતિ નથી. ઉપભોગ્યની અવસ્થા એવી છે કે તેને સુખ દુ:ખનો વિકાર થતો નથી. તેનુંજ નામ ઉપભોગ્ય. જો તેને કંઈ વિકાર થાય તો તેની પૂર્ણ ઉપભોગ્ય અવસ્થામાં ગણુના (ગણત્રી) નથી; જે લોકો બકરાં, મરઘાં, માછલી, ખાય છે તે લોકો તેને પોતાનાં ઉપભોગ્ય બનાવે છે. ખરી રીતે પૂર્ણ ઉપભોગ્ય અવસ્થામાંની તે વસ્તુઓ નથી. કારણ શુધ્ધ નિર્વિકાર અવસ્થામાં તે રહેતી નથી. શુધ્ધ નિર્વિકાર અવસ્થામાં જે હોય તેજ ખરાં ઉપભોગ્ય, તે ઉપભોગ્યનું ઉપભોકતાપર પણ

કંઈ પરિણામ થતું નથી. જેને વિકાર થતો હોય તેને ઉપભોગ્ય બનાવી, તેનો જો ઉપભોગ આપણે લઈએ તો આપણુને પણ વિકાર થાય છે આ માટે જેને વિકાર થતો નથી એવું ઉપભોગ્ય શોધવું. જે વાસી થતું નથી, સુકાતું નથી, નાશ પામતું નથી, અથવા કોઈ પણ પ્રકારે વિકાર પામી ખરાબ થતું નથી, એવા ખરા ઉપભોગ્યની શોધ કરી તેનો નિરંતર ઉપભોગ લેતા રહો. સુખ દુઃખ અથવા બીજા વિકારો જેને થતા નથી એવાનો ઉપભોગ લેવા જો આપણે તૈયાર થઇએ તો આપણે પણ નિર્વિકારજ થઇશું પછી સુખ કયાંથી અને દુઃખ કયાંથી ? હંમેશ માટે આનંદરૂપ અવસ્થાજ તમારી રહેશે. એવું છે તેનું તત્વ.

પાછળ પાછળ જઇએ ત્યારે ધ્યાનમાં આવે છે. કેટલીક ઉપભોગ્ય વસ્તુઓ એવી છે કે તે ખુબ દીવસ ટકે છે, જલદી ખરાબ થતી નથી. પરંતુ તેવી વસ્તુનો તમે ઉપભોગ લેતા નથી; ઉલટી જે ચીજો જલદી બગડી જાય છે એવી વસ્તુનોજ તમો ઉપભોગ લોછો તેથી તમો પણ જલદી બગડો છો; એટલે તમારૂં મન ચંચલ અને વિકાર વશ બની તમો સુખ દુઃખના અધિકારી બનો છો; પશુ પક્ષીનાં ખાદ્ય, ઘાસ, કડબ, વગેરે તરતજ ખરાબ થાય છે કે ? અન્ન રાંધીએ કે તે થોડા વખતમાં ખરાબ થાય છે, પરંતુ કડબ વર્ષનું વર્ષ રહે છે. તેનો ઉપભોગ લેનારાં જે પશુઓ તેમને જલદી વિકાર થતો નથી. ખાવાને જલદી ન મળે તો પિત્ત થયું ભાઇ એવું એમને થતું નથી. તેથી નિર્વિકાર વસ્તુનો ઉપભોગ જો આપણે લઇએ તો આપણુને પણ વિકાર નહિ થાય. પછી જ્યાં બીલકુલ વિકારજ નથી એવી શુદ્ધ નિર્વિકાર વસ્તુનો ઉપભોગ જેને મળે છે તે પણ તેવોજ શુદ્ધ અને નિર્વિકાર બને છે. સત્પુરૂષ જે છે તેમને જે સડતું નથી સુકાતું નથી, નાશ પામતું નથી એવાં શુધ્ધ નિર્વિકારનો ઉપભોગ મળે છે. એવાં તે શુદ્ધનો ઉપભોગ તેમને મળે છે તેથી તે આપો આપજ ઉપભોકતા બની જાય છે અને એવા સત્પુરૂષનો સેવા રૂપે જે કોઇ ઉપભોગ લેનારા હોય છે તેમને માટે તે ઉપભોગ્ય પણ બને છે. તમો અહીં સત્પુરૂષ માની

ઉપભોગ લેવા તયાર હો તો શુદ્ધ નિર્વિકાર જે અહીં છે તેનો ઉપભોગ તમને મળશે. તમારે તે શુદ્ધ નિર્વિકારનો ઉપભોગ જોઇએ પરંતુ તેનો ઉપભોગ પ્રત્યક્ષ લઇ શકાતો નથી તેથી તમો ઉપભોક્તા બનો છો અને મારી મારફતે તે શુદ્ધ નિર્વિકારનો ઉપભોગ લો છો. તમો કોઈ ઉપભોકતા ન હો, સત્પુરૂષનો ઉપભોગ તમો લો નહીં, એટલે તેમના ભકત થાવ નહી, એટલે કે તેનો સેવાધર્મ વગેરે સ્વીકારો નહીં તો પણ સત્પુરૂષ હંમેશ ઉપભોગ્ય અવસ્થામાંજ પડયા હોય છે (રહે છે).

**પશુ, પક્ષી, મનુષ્યો, ઇત્યાદિ પાણીનાંજ રૂપાંતરો.**

જેમ નદી વહે છે, તે કંઈ ઉપભોકતી નથી, ઉપભોગ્ય છે; પણ તેને જો ઉપભોકતી થવું હોય તો તેનું પાણી કોઈ પણ ઉપભોકતાના પેટમાં જવું જોઇએ. હવે તે પાણી તે પીનારાના પેટમાં ગયા પછી કેટલેક વખતે પૂરી તેને તૃષા લાગે કે ફરી તે તે નદી પર જાય છે અને પાણી પીએ છે. એટલે હવે તે નદી ઉપભોગ લેનારી થઈ. પહેલાંની ઉપભોગ્ય નદી તેમને તેમજ છે. પણ તેને પોતાને જો ઉપભોગ લેવો હોય તો તે કોઇના પણ પેટમાં જઇ ફરી જ્યારે તે પાણી પીનારો પાણી પીવા આવે ત્યારે તેજ નદી તેને (પેલાને) રૂપે ઉપભોકતી બને છે. પશુ, પક્ષી, મનુષ્ય ઈત્યાદિ પાણી પીનારાંને રૂપે તે નદીજ એટલે તે પાણીજ ઉપભોકતા બન્યું. એટલે પાણી અવસ્થામાંની જે નદી, તેજ તે પાણી પીનારી બની અને તેજ નદી ઉપભોકતી બની ઉપભોગ્ય નદીનું પાણી પીવા આવી. આવો પ્રકાર છે. ઉપભોકતી થયેલી નદી કાયમ ન રહેવી જોઇએ, ફરી તે ઉપભોગ્ય થવી જોઈએ, (એમ થાય) એટલે તેનું કાર્ય ખલાસ થયું.

મનુષ્ય પાણીથીજ જીવતો રહે છે. તે જીવતો હતો. ત્યારે પાણીનો ઉપભોકતા હતો. આ ઉપભોકતાપણું તેને કયાંથી આવ્યું? તો ઉપભોગ્ય અવસ્થામાં જે નદી,છે તેના પાણીનો તેણે ઉપભોગ લીધાં

પછી તે પાણીજ માણસને રૂપે ઉપભોકતા બન્યું. તો માણસોને અથવા બીજાં પ્રાણીઓને નદી કહેવામાં શી હરકત છે? મનુષ્ય અથવા બીજાં પ્રાણીએ પાણીનાંજ તો રૂપાંતર છે. તે નદીનાં પાણી પીનારાં માણસો, પશુ, પક્ષી ઇત્યાદિ જેટલાં જેટલાં છે તે તે આકારે તે નદીજ થઈ તે ઉપભોકતી બની. તેનું આ ઉપભોકતાપણું નષ્ટ થાય કે કામ થયું. પરંતુ પાણી પીવાની તૃષા છે ત્યાંસુધી ઉપભોકતાની અવસ્થામાં ગયેલું પાણી ઉપભોકતાને રૂપેજ રહેશે. જ્યારે સર્વ પ્રકારે તૃષા એટલે તરસ બંધ થશે, ફકત પાણીનીજ તરસ નહીં પણ પાણીમાંથી થયેલી જે કંઈ ભોગ્યરૂપે વસ્તુઓ નિર્માણ થઇ હોય તે બધી વિષયવસ્તુની જે વખતે તૃષા કાયમની બંધ થાય, ત્યારે તે ઉપભોકતાપણાની અવસ્થામાં ગયેલું પાણી ફરી પ્હેલાં પેઠે ઉપભોગ્ય અવસ્થામાં જશે. નદીનું પાણી પરંપરાથી મનુષ્યના આકારમાં આવ્યું છે, તેથી નદીનું પાણી એટલેજ મનુષ્ય અથવા બીજાં પ્રાણી. તેથી મનુષ્ય મરી જાય એટલે તેને નદીમાં નાંખી દે છે એટલે જ્યાંનું હતું ત્યાં તે ગયા જેવું થાય છે. બધાંમાં શ્રેષ્ઠ ગંગા. તેમાં નાંખીએ એટલે હાડકાંનું પણ પાણી થાય છે એમ કહે છે. ખરી રીતે મનુષ્યે જીવતાં છતાંજ નદી રૂપ થવાની જરૂર છે. તેથી મરણ પ્હેલાંજ આપણે પાણીરૂપ છીએ એમ જાણી નદી રૂપનો જો તે અનુભવ લે તો જીવતાંજ નદી રૂપ થયો એમ થશે. નદી રૂપનો અનુભવ લેવા માટે "નદી" એ શબ્દની ઉલટી અવસ્થાનો એટલે "દીન" અવસ્થાનો એટલેજ સર્વ તૃષા રહિત અવસ્થાનો જીવતાંજ અનુભવ લેવો જોઇએ એટલે નદી અવસ્થા આવે છે.

આપણે નદીરૂપ થવું જોઇએ, ત્યાં વગર ગતિ નથી એ સિધ્ધાંત છે. આપણે પાણીનાજ બન્યા છીએ. સર્વ પ્રાણી પણ તેવાંજ બન્યા છે. એની પેલી બાજુએ જે છે તે જુદું પાણીજ

છે; પરંતુ સ્થૂલ દૃષ્ટિથી તે એકદમ સમજાતું નથી. વિચાર કરીએ તો આપણે પાણીનાજ, નદીનાજ આકારો છીએ. તમો કહેશો કે, "અમે અન્ન ખાઇએ છીએ, અમે પાણીજ હોઇએ તો માછલી જેવા હોત." એ ઉપર હું કહું છું કે તમો પાણીમાંનાંજ છો, માછલીઓ છો એ પણ સિધ્ધ થશે.

**આપણે નદીરૂપ થવાની જરૂર.**

તમો કહો છો, "અમો ભાખરી ખાઇએ છીએ તેથી ભાખરીના બન્યા છીએ." તો, અરે, બાજરી, જુવાર, ગહું પણ પાણીમાંથીજ તો થયા છે, પાણીનો વર્ષાવ થાય છે, તેમાંથી ધાન્ય થાય છે. ધાન્ય એ પાણીનુંજ રૂપાંતર છે. જમીન પણ પાણીનુંજ રૂપાંતર છે. પાણીથી પૃથ્વીની ઉત્પત્તિ. પાણી કહે છે "હું મુખ્ય; મારા વગર પૃથ્વીનું અસ્તિત્વ નથી." પૃથ્વી એકલીજ ધાન્ય ઉત્પન્ન કરશે એમ કહીએ તો પાણી કહે છે કે "મારા વગર તે બનવાનું નથી." તમે કહેશો કે "હમો એકલું અન્ન ખાઇશું" તો પાણી કહે છે કે "એમ થવાનું નથી, પરંતુ ફકત પાણીપર તમો રહી શકશો." એવા જળાહારી પુષ્કળ છે. હાલમાં ચ્હાના પાણી પર કોઇ કોઇ રહેજ છે કે નહીં! ચ્હા, દૂધ, સાકર, એ બધાં પાણીનાંજ રૂપાંતરો છે. એમ ધારીને ચાલો કે પ્રત્યક્ષ પાણી નદી વગર આપણને ખબર નથી. જમીનમાં પાણી છે એ પણ જાણે કંઇ આપણને પ્હેલાં ખબર નહોતી. પ્હેલાં નદીનાંજ પાણીની ખબર હતી. વાવ, કુવા, કંઇપણ જાણતા નહોતા. તે વખતે વખતો વખત (વખતસર) વરસાદ પડતો હતો; તે વખતે કુવાની જરૂરજ નહોંતી. જ્યારે અનાવૃષ્ટિ થવા લાગી, ત્યારે નદીના પાણીને અભાવે કુવા વિગેરેની કલ્પના નીકળી હોવી જોઇએ. એટલે કે આપણી ઉત્પત્તિ, જીવન એ બધું નદીના પાણીમાંથીજ છે. નદી પ્રથમ ઉપભોગ્ય હોઇ પાણીને રૂપે તે ઉપભોકતી બની. ત્યારે જેટલા જેટલા પાણી પીનારા તેટલા સર્વે સ્ત્રીલિંગી બન્યા કે નહીં ? કારણ નદી સ્ત્રીલિંગી છે. જેમ જેમ રૂપાંતર થતું ગયું, તેમ તેમ નામ બદલાતું ગયું અને લિંગ પણ

કહેવાતી ગઇ ખરી રીતે મૂળમાં આપણે નદી છીએ; એવી સ્થિતિ
કુનાશ પહેલાંજ ઠેરવી હોય અને અનુભવ લઇ નાંખ્યો હોય તો
તેને જન્મમરણનો ફેરો નથી. કારણ જ્યાં સુધી ઉપભોકતાપણું
, વાસના, તૃષા છે, ત્યાં સુધી મરણ અને જન્મ છે. તેથી
આપણે પાણી છીએ એમ ઠેરવો. ત્યાં સુધી તો મજલ મારો
છી આગળનું આગળ જોઇશું. નદી થયાં પછી તેનો સ્વભાવ
મુદ્રમાં જઇ મળવાનો છે. કોઇ નાની નદી હોય તો તે મોટી
દીને મળશે; પરંતુ નદીની અવસ્થા આવે કે તે પ્રવાહ સમુદ્રમાં
કોઇ પણ રીતે જશેજ. પછી તે નદીને સમુદ્ર રૂપ આવ્યું કે તે
ઈ પુલ્લિંગી. સમુદ્ર એવી જુદી અવસ્થાજ નથી. નદીઓ સમુદ્રને
કે છે કે, "અમારા વગર તને અસ્તિત્વ નથી." બધી નદીઓ
એક જગ્યાએ એકત્ર થાય એટલે તેને સમુદ્ર એવી સંજ્ઞા પ્રાપ્ત
થાય છે. તેવીજ રીતે ખૂબ સ્ત્રીઓ એક જગ્યાએ ભેગી થાય એટલે
સ્ત્રીલિંગ જઇ "સ્ત્રી સમુદાય" એવું પુલ્લિંગી રૂપ થાય છે.
આવી સ્થિતિ હળધકંકુની વખતે ઘણી ખરી જોવામાં આવે છે.
પ્રથમ એક આવી, પછી બીજી આવી. એમ આવતાં આવતાં
સેંકડો, હજારો સ્ત્રીઓ ભેગી થાય છે. પછી પ્રેક્ષક કહે છે કે,
કેટલો મ્હોટો સ્ત્રી સમાજ ભેગો થયો! એટલે ત્યાં સ્ત્રિલિંગ જઇ
પુલ્લિંગ થઇ પડે છે. એજ પ્રમાણે ખરી રીતે જોતાં સમુદ્રને
સમુદ્રપણું નથી. ચારે બાજુથી નદીઓનો સમુદાય એકત્ર થયાંને
લીધે સમુદ્ર નામ પડી ગયું, અને નદીઓ કાયમની છે તેથી
સમુદ્ર પણ કાયમનોજ થઈ પડયો.

સત્પુરૂષ, મહાત્માઓને સમુદ્ર જેવા માનવામાં આવે છે.
સમુદ્રમાં શું નથી? નદીઓ એકી જગ્યાએ ભેગી થાય કે, પ્રત્યેક
નદીના ગુણધર્મો જુદા જુદા હોવાથી ત્યાં ખરાબ પણ ઉત્પન્ન થશે
અને સારૂં પણ ઉત્પન્ન થશે. ધારો સ્ત્રીઓ એક જગ્યાએ ભેગી
થઈ, એટલે પ્રત્યેકના ગુણધર્મ જુદા હોવાને લીધે તેમનામાં કોઇ
વાર સારી દેવધર્મની વાતો થાય છે તો કોઇ વાર કહોયલી સડેલી
વાતો થાય છે અને કોઇ વાર લ્હડા લ્હડી પણ થાય છે. તેથી

કહે છે કે સો પુરૂષો એક જગ્યાએ હોય તે સારા, પરંતુ બે સ્રીઓ એક ઠેકાણે હોય તો તે ખોટી. તેવુંજ આ છે. પોતાની મેળે સ્વતંત્ર નદી વહેતી હોય તો કંઇ ભાંજગડ નથી, પરંતુ સમુદ્રમાં તેઓ એકી જગ્યાએ મળે એટલે મોજાં રૂપે તેઓ મારી તારી પર આવી જાય છે. સમુદ્રમાં સારૂં એટલે મોતી ઉત્પન્ન થાય છે અને ખરાબ એટલે હળાહળ વિષ પણ ઉત્પન્ન થાય છે, અને લ્હડાઇને લીધે મગર વગેરે જેવાં ભયંકર પ્રાણી પણ ઉત્પન્ન થાય છે; પણ જે નદીઓ શાંત હોય છે તેના ગુણધર્મ પ્રમાણે માછલીઓ જેવાં ગરીબ પ્રાણી પણ ઉત્પન્ન થાય છે. તે ભિન્નભિન્ન સ્વભાવની નદી એકત્ર થયાંને લીધે સમુદ્રનું પાણી ખારૂં પણ છે અને મીઠું પણ છે. પરંતુ વિશેષ કરીને તો ત્રાસદાયક બહુ હોય છે. પરંતુ જેટલું ત્રાસદાયક તેટલું સારૂં પણ ખુબ હોય છે.

નદીમાંથી આપણી ઉત્પત્તિ થઇ, આપણે તેની સાથેના ઉપભોકતા તરીકેના સંબંધથી નદીજ બન્યા અને ફરી આપણે ઉપભોગ્યના સંબંધથી નદી થઇ સમુદ્રમાં જવાનું છે, તો શું ત્યાં ગયા પછી લ્હડાલ્હડી કરવાની કે ? મરેલાંને તે નદીરૂપ અથવા સમુદ્રરૂપ થાય તેથી નદીમાં નાંખે છે, એવી રીતે નાંખેલા પ્રાણી નદીના પ્રવાહને લીધે નદીરૂપ અને સમુદ્રમાં જઈ સમુદ્રરૂપ બને છે. ત્યારે શું તેણે ત્યાં જઇ લ્હડાલ્હડી કરી ઝેર ઉત્પન્ન કરવું કે અમૃત કરવું કે મગર બની વ્હાણુ ડુબાવવાનો ધંધો કરવો ? આ ગૂઢ કેમ ઉકેલવું ? તો આપણી નદી અવસ્થા જઇ સમુદ્ર અવસ્થા આવવી જોઈએ. સ્વતંત્ર નદીના ગુણધર્મો તે એક જગ્યાએ ભેગી થાય એટલે બદલાય છે. નદી એકલી હોય છે ત્યારે શાંત અને પરોપકારી હોય છે; પરંતુ તેઓ ભેગી થયાં પછી ઉપભોગ્ય બનતી નથી. જેમ સ્રીના સમાજમાં આપણી સ્રી હોય તો આપણને તે ઉપભોગ્ય નથી. તમારી સ્રી સ્રીલિંગી છે પણ સ્રીસમુદાયમાં જઈ તે પુલ્લિંગી બની બેઠી. તેથી તેનો ઉપભોગ લઇ શકાતો નથી. પછી તેને સમાજ અવસ્થામાંથી કહાડી તેને સ્રીત્વ આપી ઘેર લઇ જઇ તેને ઉપભોગ્ય વસ્તુ બનાવવી પડે છે. સમૂહની અવસ્થામાં

સ્વતંત્ર અવસ્થાના ગુણુ ધર્મો નાશ પામે છે. સ્ત્રીઓનું શરમાળ-પણું પણ તે સમૂહમાં નાશ પામી તેમનામાં નિર્લજ્જપણું આવે છે. નદીઓના સમુદાયમાં તે સમુદાયના સારા અને માઠા ગુણુધર્મ હોયજ છે. તો તેનો જે અભિમાની થયો તેનું નામ સમુદ્ર. પરંતુ તે સમુદ્ર સારાંનો પ્રેમ અને ખરાબનો દ્વેષ કરતો નથી. એવીજ અવસ્થા, સમુદ્રરૂપ બની, આપણુને આવવાની જરૂર છે. એવી નદીઓજ સમુદ્રરૂપમાં આવી છે, તેવીજ રીતે આપણુને પણુ નદી-રૂપ અવસ્થા આવી ફરી આપણે પણુ સમુદ્રરૂપ અવસ્થામાં જવું જોઈએ. તે આપણી નદીરૂપ અવસ્થા અને આપણીજ ફરી સમુદ્ર-રૂપ અવસ્થા એ અહીંની નદી અને સમુદ્ર અવસ્થાથી જુદી છે. નદી બની (એની મેળે) સમુદ્રમાં ગઇ તે શા માટે ? તો તેને સમુદ્ર અવસ્થા આવવા માટે. એટલે શું ? તો તેનામાંનું સ્ત્રીત્વ નષ્ટ થઇ તેને પુરૂષત્વ આવવા માટે.

પરમ પુરૂષ પ્રાપ્તિ માટે પુરૂષને પોતાના પુરૂષત્વનું અભિ-માન છોડી સ્ત્રીત્વ લેવું પડે છે. વ્યવહારમાંનુ પુલ્લિંગ બહુ ખરાબ હોય છે. તે પુલ્લિંગનું અભિમાન છોડે એટલે મૂળમાંની જે પરમ પુરૂષ અવસ્થા છે તે તે પુરૂષને આવે છે. એ મૂળમાંની જે અવસ્થા છે તે કહે છે કે, " મને સ્ત્રી કહેશો તો ચાલશે, પુરૂષ કહેશો તો પણ ચાલશે અને નપુંસક એટલે પુરૂષ નહીં અને સ્ત્રી નહીં એવું જે છે તે કહેશો તો એ ચાલશે.

**શિવલિંગ.**

વ્યવહારમાંના પુરૂષનું લિંગ બહુ ખરાબ અને બહુ જોરા-વર છે. શંકરને પણુ તે ત્રાસદાયક લાગ્યું તેથી તેણે તે રાવણુને આપી દીધું. લિંગ એટલે શિસ્ન, નિશાની, ધ્વજ, પતાકા ઇત્યાદિ નામો તે લિંગને આપ્યાં છે. અરે, શું કહું, મને ચિન્હ નથી, લિંગ નથી, તોપણુ તે લિંગની ઘાતક ચીજો મારી સામે દેખાવવા લાગી છે. ટુંકામાં વ્યવહારમાંનું પુલ્લિંગ બહુ ખરાબ છે અને વ્યવહારમાંનું સ્ત્રીત્વ સ્થિર છે; તમારામાં સ્ત્રી શબ્દના અર્થ પ્રમાણે

ગુણધર્મ છે તેથી યોગી લોકો તમને પુરૂષોને સ્ત્રીઓ કહે છે. જ્યાં સ્ત્રીત્વ છે ત્યાંજ ત્રણે ગુણનો સમુદાય છે. સ્ત્રીશબ્દના અર્થ પ્રમાણે એટલે ક્રિયાકર્તૃત્વ સહિત હોઈ જે પુરૂષ ખોટાં પુરૂષપણાં રહિત થયો હોય તેનું લિંગ 'શિવલિંગ'. વ્યવહારમાં જેને તમો લોકો પુરૂષ સમજો છો તેનામાંજ સ્ત્રીશબ્દના ત્રણે ગુણો પૂર્ણ હોય છે તેથી તમેજ સ્ત્રી રૂપ હોઈ તેની ઉપર પુરૂષપણાંનો આરોપ કરી લીધાંથી તમારાં લિંગને શિવલિંગ કહેવાતું નથી; અથવા જેનાં ખોટાં પુરૂષપણાંનો અને તેને આધારે અહંકાર ધારણ થઈ થતા ક્રિયાકર્તૃત્વ વ્યવહારનો નાશ પામ્યો હોય અને વ્યવહારમાંનું સ્ત્રીપણું જેનામાં આવ્યું હોય એટલે સ્ત્રીપણાંનો પાકકો આરોપ કરી આપણે સ્ત્રીજાતીજ છીએ એવી જેની પક્કી ભાવના થઈ હોય, એટલે વ્યવહારમાંની સ્ત્રીનામાં જે બાહ્ય ગુણધર્મો, (એટલે કે) ક્રિયાકર્તૃત્વ રહિત અને સર્વ પ્રકારની શાંત અને જડરૂપ અવસ્થા છે તે જેનામાં આવી હોય તેનું પણ લિંગ શિવલિંગજ થશે. સત્પુરૂષનામાં આ બેમાંથી એક અથવા બેઉ અવસ્થા હોય છે. તેથી તેનું લિંગ શિવલિંગ કહેવાય છે. એવી શિવરૂપ અવસ્થાના લિંગનો પણ શિવને કંટાળો આવ્યો તેથી તેણે તે રાવણને આપ્યું.

**આપણે નદી રૂપ કેવી રીતે બનવું ?**

નદી પ્રથમ ઉપભોગ્ય હોઈ પરંપરાથી મનુષ્યરૂપ છે. તે ઉપભોકતી થઈ. આ ઉપભોકતાપણાની અવસ્થા જઇ ફરી ઉપભોગ્ય અવસ્થા એટલે નદી અવસ્થા આવી સમુદ્રરૂપ થવાની આપણને જરૂર છે. તે શા માટે ? તો આપણામાં જે દ્વૈતભાવ છે તે તોડવા. માટે સમુદ્રમાં આમ ને તેમ કંઇ નથી. સારાં અને ખરાબ એ બેઉથી અલિપ્ત અવસ્થા તેમનામાં છે. તેથીજ મનુષ્યના હાડકાં ગંગાપ્રવાહમાં નાંખવાનો વહિવટ છે. મનુષ્યરૂપથી ઉપભોકતી થયેલી નદી જો ઉપભોકતીજ રહે તો તે વિકારી બની જન્મમરણના ફેરામાં પડશે. તેથી ઉપભોકતાપણું નષ્ટ થઇ ફરી ઉપભોગ્ય અવસ્થામાં જવું. નદી પોતે પોતાનો ઉપભોગ

પ્રાણીને રૂપે લે છે. તેની તે ઉપલોકતી અવસ્થા જો કાયમ રહે તો તે નદીને મુકતતા નથી. નદીનું નદીપણું નાશ પામી પાણીનું સ્વરૂપ પણ નાશ પામવું જોઇએ. નદીની મુક્તિ થઇ કે આપણી થઇજ. બધી નદીઓને મુકતતા આવવા માટે સમુદ્ર અવસ્થા આવી. સમુદ્ર અવસ્થા સ્વતંત્ર નથી. નદીઓના સમુદાયને લીધે સમુદ્રને સમુદ્રપણું આવ્યું, જેને સારા માટે પ્રીતિ નથી અને ખરાબ માટે દ્વેષ નથી એવી જે અવસ્થા તેનું નામ સમુદ્ર. એવી સદોદિતની આનંદ રૂપ અવસ્થા, સારાં માટે પણ આનંદ રૂપ અને ખરાબ માટે પણ આનંદ રૂપ અવસ્થા તે નદીને સમુદ્ર રૂપે આવી છે અને જે નદીમાં ઉપરની બે પ્રકારની આનંદરૂપ અવસ્થા આવે તે નદીને પણ સમુદ્રજ કહેવી. એટલે કે એવી રીતે સમુદ્ર એ અવસ્થા તે નદીજ બની છે એટલેજ નદી પોતાનાં નદીપણાંની અવસ્થામાંથી મુકત થઇ. આ બધી મનુષ્ય અવસ્થામાં જે નદીઓ છે તે નદીની મુકતતા માટે આપણે મનુષ્ય અવસ્થામાં જીવીએ છીએ તે પ્હેલાંજ જો ( પ્રયત્ન સફળ ) થાય તો નદીની મુકતતા અને તેની સાથે આપણી પણ મુકતતા થાય છે, પરંતુ આપણાથી આપણાં નદીપણાંમાંથી કહો વા મનુષ્યપણામાંથી કહો મુકતતા કરી લેવાતી નથી તેથી સત્પુરૂષ પાસે જવું પડે છે.

આપણે નદીઓજ તો છીએ. તમારૂં શરીર કયાંથી આવ્યું ? એવો સવાલ કરીએ તો તેનો ઉત્તર આપવાને તમારે પાણી સુધી જવું જોઇએ. પાણીમાંથી મુકત થઇ અગ્નિમાં જવું પડશે. અગ્નિત્વ હાથમાં આવે કે બાકીના ચાર તત્વો હાથમાં આવે છે. તેથી અગ્નિ હોત્રની જરૂર છે. એક અગ્નિત્વ હાથમાં આવે કે થયું. એ તત્વ મધ્યમાં છે તેથી તેની યોગ્યતા વધુ છે. એજ ઉદાહરણ સત્પુરૂષ ઉપર લેવું પડે છે. સત્પુરૂષ સમુદ્ર રૂપ છે. નદીઓને ફરી પાણી થવું, સમુદ્રમાં જવું, વગેરે કરતાં આવડતું નથી તેથી સત્પુરૂષ પાસે જવું. સત્પુરૂષના પેટમાં સાત સમુદ્ર છે; જે સમુદ્રમાંથી સાત સમુદ્રની ઉત્પત્તિ થઇ તે સમુદ્રની અવસ્થા તે સત્પુરૂષની હોય

છે. તમારૂં ખેંચાણ સત્પુરૂષ તરફ હોય છે અને હોવું પણ જોઇએ. તેથી તમો નદીજ તો છો; ના કહી કેમ ચાલે ! વ્યવહારમાં જે નદી તમો જુઓ છો તેનું ખેંચાણ વ્યવહારમાં દેખાનારો જે સમુદ્ર તે તરફ હોય છે. તો તે નદીઓ સમુદ્રમાં જઇને મળે પછી તેમની પૂર્ણ મુકતતા નથી થતી તેથી તે નદીઓ મનુષ્ય રૂપમાં આવી, મનુષ્ય દ્વારા સત્પુરૂષ જે સમુદ્ર છે તેને જઈ જ્યારે મળે છે ત્યારે તેની પૂર્ણ મુકતતા થાય છે. તમો મુકત થયા એમ ખરી રીતે કંઇ કહેવાનું કારણ જ તો નથી. નદીજ તમારે રૂપે સત્પુરૂષમાં લીન થઈ મુકત થઇ ગઇ એમજ કહેવું જોઇએ. પરંતુ તમો પોતે નદીજ છો એમ ન સમજતાં ફોગટ મનુષ્યપણાની અવસ્થામાં અમે એક કોઇ ગોમાજી છીએ એવો અહંકાર લઈ બેઠા છો, તેથી તમારી પણ મુકતતા થાય છે એમ કહેવું પડે છે. ખરી રીતે નદીજ તમારા રૂપમાં ઉપર ચ્હડે છે અને તેજ તમારી દ્વારા સત્પુરૂષની પાસેની ઉધ્ધાર અવસ્થામાં જઈ મુકત થાય છે.

એટલે કે નદીની ભાવનાથી આપણે સત્પુરૂષ પાસે જવું. સત્પુરૂષ અદ્વૈત અવસ્થાનો અનુભવ લે છે. તેઓ સારી માઠી સ્થિતિમાં હોવા છતાં પણ હંમેશ તેઓ તેની બ્હાર હોય છે. તેમનામાં જે સમુદ્ર છે તેની અહીંના સમુદ્રની જે અવસ્થા બની છે તેના જેવી અવસ્થા નથી. તે સ્વયમેવ હોઇ તેનેજ સત્ સમુદ્ર કહેવો. એવા તે સત્ સમુદ્ર સુધી એક સત્પુરૂષનાજ આત્માનો પ્રવાહ જઈ પહોંચે છે. કારણ સત્પુરૂષ એ અવસ્થા પ્હેલાં અમે કહીજ છે કે, તે અદ્વૈત અવસ્થાની પેલી પારની છે, એટલે શુધ્ધ સ્ત્રી પુરૂષ અવસ્થા તેમનામાં હોઈ તે તેની પણ પેલી પાર છે. જેમ પૃથ્વી ઉપર ઠેઠ સમુદ્ર સુધી પહોંચનારી આ'વી ગંગા જેવી મોટી મોટી નદીઓ છે તેમના દ્વારા અનેક નાની મોટી નદીઓ તેમજ નાના મોટા વ્હેળાઓ તેમને મળી સમુદ્રમાં જઇ પહોંચે છે. તે સમુદ્ર આનંદ આપનારો છે, જન્મ મરણ રહિત છે. ક્ષીર

ુદ્રની પેલે પારે તે છે. જેમ આપણે આ સમુદ્ર જોઇએ છે, ાં જે જલચરો છે તેને તૃષા લાગે તેમણે પાણી ક્યાંથી પીવું ? નું પાણી હશે કે નહીં ? અથવા તેમને તૃષા એ અવસ્થા- નહીં હોય, કેમ હશે વારૂ ? તો "जावे त्याच्या वंशा ांकळे ("જઇએ તેને વંશે ત્યારે કળે"). તે સ્થિતીનો ુભવ લેવા માટે આપણે જળચર બની જોવું. પરંતુ ધારો કે સ નામની એક અવસ્થા છે તે માટે લોકો પાણી પીએ છે, ી વાત તે જલચરોને કાને જાય અને તે તેનો પ્રયત્ન કરવા ે; અને એમ પણ ધારો કે તમો સમુદ્ર કીનારે હવા ખાવ તે વખતે તે પ્રાણીને વાચા ફૂટી, તેથી તેણે તેનું અર્ધું મોં ર કહાડી કિનારા પર બેસનારને પ્રશ્ન કર્યો, અથવા કોઈક મનુષ્ય છે એમ ધારો અને તેણે તીરપર બેસનારને પૂછ્યું "પાણી એ શી વસ્તુ છે?" તો તે કહેશે કે પાણી એ બહુ નંદ આપનારી વસ્તુ છે અને જીવતા રહેવાનું તે સાધન છે. ત સાંભળી તે જલ પ્રાણીને પાણીની લાલસા ઉત્પન્ન થઇ અને પાણી આપણને મળે તો સારૂં એમ ધારી "તે પાણી મને પો" એમ જો તે તીરપર બેસનારને કહે તો તે કહેશે, "અરે નને તરસ લાગે ને પાણીની જરૂર પડે છે ત્યારે હું અહીંથીજ ણી લઇ જાઉં છું. "એ ઉપરથી તે જલચાર કહે છે "તે હીંજ છે કે?" તો "હા જે પાણીથી હુ જીવું છું તે અહીંજ છે. તું પોતે પાણીમાંજ છેઃ" જો તે પાણી એમ તેને કહે પણ તે જલચર હંમેશ કહેશેજ કે તે પાણી ક'યું, કેવું છે. કે'વો છે ?" તે તીર ઉપર બેસનાર તેના માથાપર પાણી પવાનો આરંભ કરે તો પણ તે જલચરનો સવાલ બંધ પડશેજ ીં ! ગમે તેટલું તેને કહે તો પણ પાણીનો બોધ તેને થશે ીં. પાણી કંઇક વસ્તુ છે તે સાંભળ્યાંથી તેને તેની ફકત લાલસા ન્ન થઇઃ પરંતુ તે કંઈ તેને મળતું નથી. તેવીજ તમારી સ્થા છે. જલચરની ઉત્પત્તિને, અસ્તિત્વને તે સમુદ્રના પાણી ો અગાધ ભંડાર પૂરો પડી રહયો છે, પરંતુ તેનું તેને ભાન ી. તેવી રીતે આ મનુષ્ય પ્રાણીને અસ્તિત્વ, જીવન, અને ત દુઃખના અનુભવ વગેરે જ્યાંથી પૂરા પડે છે એવું જે સત,

પરબ્રહ્મ સચ્ચિદાનંદ ત્યાંજ તો તમો છો, તેમાંજ તમો છો. નહીં તો તમારૂં અસ્તિત્વ કયાંથી રહેશે ? પરંતુ જેમ તે જળચરો પાણી વગર મરે છે; તેમ તમો તે પરબ્રહ્મ અથવા સત્ સમુદ્રમાંથી બ્હાર પડયા છો; એટલે કે તમો જગત્માં આવ્યા છો; તેથી તમો પણ મરો છો. માછલી જેમ પાણીની બ્હાર પડતાંની સાથેજ મરણ પામતી નથી પણ મરણકાળ આવે ત્યાં સુધી તરફડ, તરફડ. દોડધામ દોડધામ કર્યા કરે છે; પરંતુ કદાચિત્ જો કોઇ થોડું પાણી તેના શરીરપર નાંખે તો તેટલા પુરતો તેનો તડફડાટ કમી થાય છે: એમ વચ્ચે વચ્ચે જો તે પાણીની બ્હાર પડેલી માછલીને ભીનાશ મળતી જાય તો કેટલાક દિવસ તે જીવશે, પરંતુ હંમેશ જીવશે નહીં; કારણ સમુદ્રમાં અથવા નદીના પાણીમાં હતી તે વખતે તે માછલીને બાહ્ય હવાના દોષ નહોતા અને પાણીની બ્હાર પડયાં પછી ઉપરના પાણીની ભીનાશ આપતા રહીએ તો પણ બાહ્ય હવાના દોષને લીધે આખરે તે માછલી મરશેજ. તેવુંજ આ સમજો. મનુષ્ય જે છે તે સત સમુદ્રમાંના આનંદરૂપ પાણીની બ્હાર એટલે જગત્માં આવ્યાં પછી મૂળ પાણીમાંથી બ્હાર પડયો હોવાથી તેને મરણની સ્થિતિ આવવા લાગી. તે મરણની સ્થિતિનો અનુભવ આવે નહીં તેથી બ્રહ્માનંદરૂપી પાણીનો કંઇપણ છંટકાવ મળતો રહે તેથી બ્રહ્મરૂપ જે અન્ન રસ તે વચ્ચે વચ્ચે લેવો પડે છે. મનુષ્ય જન્મ લઇને આવ્યો એટલે મરવાનેજ તે જગત્માં આવ્યો. તેથી જન્મે ત્યારથી હંમેશ તેનાં દોડધામ અને દોડધામ, તડફડાટ અને તડફડાટ ચાલુ હોય છે. આ દોડધામ તડફડાટ શેનો ? તો મરવાના. પરંતુ વચ્ચે વચ્ચે જે તેને અન્નરૂપી બ્રહ્મ-રસનો છંટકાવ મળતો જાય છે તેને લીધે તેને થોડું ઘણું સમાધાન અનુભવવામાં આવે છે; તેને લીધે આ મરવાનીજ દોડધામ ચાલુ છે. ભાઇ, તેનો તેને વિચાર નથી હોતો. જેમ તે માછલીને બ્હારના પાણીની ભીનાશ થોડી થોડી મળે તો તે કેટલોક વખત જીવે છે, તેવીજ રીતે અન્નરૂપી બ્રહ્મરસનો આપણે વચ્ચે વચ્ચેથી

**જન્મ એટલેજ મરણ.**

આધાર લયાં કરીએ છીએ તેથી આપણે વધારે વખત જીવીએ છીએ; પરંતુ દોડધામ થોડીજ ઓછી પડે છે? મનની, જીવની, હંમેશ દોડધામ ચાલુજ હોય છે, શાંતતા જેવું કદી હોતુંજ નથી. આખરે અન્નરૂપી બ્રહ્મરસનું પોષણ આપતાં છતાંએ જગતના ગુણધર્મનો દોષ લાગ્યાથી છેવટે દેહનો નાશ થઇ આપણને મરણ આવશેજ. સારાંશ, સમુદ્રની બ્હાર પડેલી માછલી પ્રમાણે આપણે પણ સત્ સમુદ્રની બ્હાર જન્મરૂપે પડી, મરીએ છીએ, તેથી હંમેશ આપણી દોડધામ મરતાં સુધી ચાલુજ રહે છે અને તોપણ આખરે આપણે મરીએ છીએજ. જન્મ એટલે મરણજ. પરંતુ જન્મ અને મરણ એકજ વખતે એકદમ થઇ શકતાં નથી; તેથી જન્મ્યા ત્યારથી મનુષ્યની જીવની અને મનની જે જે દોડધામ, તડફડાટ, વલવલાટ થાય છે તે મરણની પૂર્વ અવસ્થા છે. એમ ધારો. વીંછી, સાપ, અથવા બકરાં વગેરેને ઠાર મારતી વખતે તેનો વલવલાટ, દોડધામ, તડફડાટ થઇ આખરે તે મરે જ છે. તે કાનસળો નામનો જે લાંબો કીડો હોય છે તેના જો કે ટુકડા થાય છે તો પણ તેનો વલવલાટ જતો નથી. એવુંજ બધાં મનુષ્ય–પ્રાણીના સંબંધમાં સમજો મનુષ્યપ્રાણીની દોડધામ, તડફડાટ અને વલવલાટ જે છે તે કંઇ સુખ મેળવવા માટે નથી પણ મરણની પ્હેલાંની અવસ્થાનાં તે લક્ષણ થાય છે એમ સમજો. મરતાં પહેલાંજ જો તે બ્હાર પડેલી માછલીને સારે નશીબે કોઇ દયાવાન મનુષ્યે તેને ઝટ ઉંચકીને ફરી સમુદ્રમાં નાંખી દીધી હોય તો ફકત તે ફરી પોતાના પૂર્વ સ્થાનમાં, આનંદમાં, જાય. તેજ પ્રમાણે મનુષ્યના મરણ પ્હેલાંજ તેને સારે નશીબે તેને સત્પુરૂષની સંગતિ થઇ તેની કૃપા થાય તો તે સત્ પુરૂષ ઝટ તેના તડફડતા જીવને ફરી તે જૂના સત્ સમુદ્રમાં લઇ જઇ ફેંકે છે; એટલે પહેલાં પ્રમાણે તો પોતાને ઠેકાણે જાય છે. ત્યાં ગયા પછી આ જગત એટલે દુઃખનીજ દોડધામ તડફડાટ કરવાની જે જગ્યા છે તેનું એને પાકું ઓળખાણ થયું હોવાથી તે ફરી અહીં દોડધામ કરવાને અને મરવાને આવતો નથી. એટલે

ખરી મુક્તિ થઇ. તે એની મેળે પહેલાંના ખરા સુખમાં ગયો. આ ખરૂં પાણી, આ ખરો સમુદ્ર છે. એવોજે સમુદ્ર મેં કહયો તેમાંજ તમો જગતમાં છો છતાં છોજ અને તમારો જીવન રૂપી માલ પણ તેનેજ યોગે પુરો પડી રહયો છે. તે જલ જંતુના સવાલ પ્રમાણે તમારો પણ સવાલ, તે કેવું છે, કયાં છે એવો હોય છેજ. તે જલચરના માથા પર જોકે પાણી નાંખ્યું છતાં પણ તે કેવું છે એ તેનો સવાલ રહયોજ, તેમજ તમારી પ્રત્યક્ષ સામે જો કે હોય અને એજ સત છે. તેમાંજ તમારી ઉત્પત્તિ, જીવન, સર્વ ખેલ તેમાંજ તમો રમી રહ્યા છો, એમ કહીએ તો પણ ફરી તે દેખાડો, એવો તમારો સવાલ રહેશેજ. તે સમુદ્ર કિનારા પરનો મનુષ્ય તે જલચરને એમ કહેછે કે "અરે, તુંજ તો પાણી છે, પાણીનોજ તું બન્યો છું. પરંતુ તને જુદો અનુભવ આવતો નથી. જલચરપણાનો અનુભવ જ્યારે તું છોડશે, હું માછલી છું મઘર છું વગેરે અભિમાન જ્યારે તું છોડશે અને જ્યારે તને જડાંશની વિસ્મૃતિ થશે, પાણીનો જે ઘનીભાવ આવ્યો છે તે જ્યારે ભુલી જઇશ, ત્યારે તને પાણીનો અનુભવ આવશે.

પાણી વાયુ સ્ટેશનેથી આવ્યું છે તેથી વાયુનો ગુણધર્મ ચલન વલનપણું તે પાણીમાં આવ્યું અને તેજ પ્રાણીઓમાં પણ આવ્યું છે. તેજ પાણી અગ્નિ સ્ટેશનથી આગળ આવ્યું છે, અગ્નિના પણ ગુણધર્મ એટલે ચૈતન્ય અને જ્ઞાન શકિત તે પાણીમાં આવી તેજ ગુણધર્મો મનુષ્ય વગેરે પ્રાણીઓમાં આવ્યા, હાલચાલ રહિત અવસ્થા તે આકાશ તત્વની છે તેથી તેના પણ ગુણધર્મ લઇ આકાશરૂપ પહેલે સ્ટેશનેથી તે પાણી આવ્યું; તેથી તેમાં રહેલું સ્થિરપણું પણ પૃથ્વી ને રૂપે આ પ્રાણીઓમાં આવ્યું. આ પ્રમાણે વાયુ, અગ્નિ, ઇત્યાદિ સ્ટેશનના ગુણધર્મો લેતાં લેતાં આગળનું તત્વ જે પૃથ્વી ત્યાં સુધી તે પાણી આવ્યું. જડમાં ચૈતન્ય અને ચૈતન્યમાં પણ જડરૂપ કમી વધુ પ્રમાણમાં આવ્યું છે. એમ એનેલાઇઝ (પૃથકકરણ) કરીએ એટલે સમજાય છે અને એવી રીતે એનેલાઇઝ કરતાં કરતાં છેવટે કંઇજ રહેતું નથી. નાટક હોય ત્યાં સુધી ખેલ જોવાનો અને છેવટને પડદો પડયો કે થયું.

તેમ પૂર્ણ એનેલાઇઝ કરીએ તો કેવળ છેજ રહે છે તેની આગળ પછી કંઈ નથી.

તેમ તમને ગમે તેટલું કહ્યું કે તમો સચ્ચિદાનંદ અવસ્થામાંજ છો, ત્યાંજ જન્મ્યા, તેનાજ તમો બન્યા છો, તો પણ તે તમને દેખાતું નથી. જે વખતે તમો અભિમાન છોડશો તે વખતે બધું સમજાશે. તે જલચર સમુદ્ર છોડી જો બ્હાર આવે તોજ તેને પાણી દેખાશે; પરંતુ તે બ્હાર આવ્યું કે મર્યું જ. તેવીજ રીતે આપણે મરી જઈએ તો પણ, અથવા સચ્ચિદાનંદ રૂપ થઈએ તો પણ તેનો અનુભવ આપણને નહીં આવે; કારણ તેનાજ આપણે બન્યા છીએ તેથી તેનો અનુભવ આપણને નથી. આ ફારસી, આ ગૂઢ સઉએ પોતાની મેળે ઉકેલવાનું છે. અને આનંદ લેવાનો છે; એ કેમ ઉકેલવું અને આનંદ કેમ લેવો એ સદ્ગુરૂ શિવાય સમજાતું નથી. તેથી.

सद्गुरु वांचोनि सांपडे ना सोय । धरावे तें पाय आधीं आधीं.

(વિના સદ્ગુરૂ જડે ના સોઈ ધરો તે પગ દોડી દોડી.)

ગમે એટલી દોડ ધામ કરો; પરંતુ અમે બની ગયા એમ કહ્યું કે સમજવું કે ત્યાં અનુભવ નથી. બનીને કાંઈ બનાતું હશે કે ? તમો કહેશો કે ' બાપુ, તમારા હાથમાં આવ્યું તેથી તમો સ્વાદ લઇ લઇ ખાવ છો. ' તો હું કહું છું મને પણ તે અવસ્થા નથી હું મારે ઇંટર પ્રેટર વચ્ચેજ ત્રિશંકુ જેવો લટકું છું. નહીં પૂરો હિન્દુને નહીં મુસલમાન એવી સ્થીતિ મારી છે ! મને સચ્ચિદાનંદ પણાનો પણ અનુભવ નથી, તમારો પણ અનુભવ નથી, અને વચ્ચેની અવસ્થાનો પણ અનુભવ નથી ! જેમ પેલો ફોનોગ્રાફ, તેને શું સમજાય છે કે કોણ રડે છે, હસે છે, ગાય છે ઇત્યાદિ ? એનો વિચાર તે પ્લેટને કે ચિત્રને છે કે ? તમો ગમે તેમ કરો છો અને અનુભવ લો છો તેમ મારૂં છે. તમો ગમે તે આવો છો, ગમે તે બોલો છો અને બોલાવી લો છો મને તેની યાદ અથવા કલ્પના પણ નથી. એ ઉપરથી હું પણ ગોવોજ મૂર્ખ છું.

બેઉ બાજુએ સચ્ચિદાનંદનો અનુભવ આવતો નથી. તે માટે બેની વચ્ચે જઈ બેસવું.

મરણ પામવું-મરણ એટલે રમણ-આ ત્રણ અક્ષરની વ્યાખ્યા બહુ મોટી છે. મરણ એ અક્ષરની યોગ્યતા પણ રમણની યોગ્યતાની છે અને ત્યાં યોગી લોકો રમમાણ થાય છે. કહેવત છે કે "આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય" તેથી "મર" અવસ્થા સ્વીકારી હોય તો 'રમ' અવસ્થા આવે છે.

**મરણ શબ્દની વ્યાખ્યા.**

નારદે વાલ્મિકને આજ મંત્ર આપ્યો હતો, તેણે કહ્યું "તું માર અથવા મર અથવા મરા એમ કહેતો જા". પ્રથમ મર અવસ્થાનો અનુભવ લીધાં શિવાય રમ અવસ્થાનો અનુભવ આવતો નથી. સચ્ચિદાનંદ એ નિરાકાર અવસ્થામાં જે માલ છે તેની બનાવટ થતાં થતાં તમો સાકાર સચ્ચિદાનંદ થયા તો પછી તમોજ સચ્ચિદાનંદ હોવાને લીધે તમને હવે સચ્ચિદાનંદનું જુદું ઓળખાણ કેવી રીતે થાય? તેથી યોગી લોકો બ બાજુની વચ્ચે રહે છે, એટલે સાકાર અવસ્થા કાયમ રાખી તે નિરાકારનો પણ અનુભવ લે છે. સચ્ચિદાનંદ અવસ્થાનો છેવટનો છેડો મનુષ્યરૂપ છે. યોગી લોકો બેઉની વચ્ચે રહે છે અને ફાવે તે ભાંગફોડ કરે છે. ટુંકામાં જન્મમરણના ફેરાની અવસ્થામાં તે હોતા નથી. ખાસ સચ્ચિદાનંદ અવસ્થામાંથી નીકળી મનુષ્ય અવસ્થામાં આવવુંજ પડે છે અને પછી ત્યાંથી નીકળી વચ્ચે રહેવું પડે છે. તે યુક્તિ જડે એટલે તે મધ્યમાં રહે છે. પછી ફાવે તો મનુષ્ય અવસ્થામાં જાય છે અથવા સચ્ચિદાનંદ અવસ્થામાં જાય છે. એવા ત્રણે પ્રકાર છે. જ્યાં એ ત્રણે પ્રકારો નથી એવી એક અવસ્થા છે ત્યાં જઇ બેસવું; એટલે પછી ત્રણ શું હઝારો શું બધાજ પ્રકારો તેનાજ, અને બધાજ પ્રકારની બ્હાર પણ તેજ તે. એવી યુક્તિ જેને મળી તેને મળી, તેજ સદ્‌ગુરૂ, તેથી सद्गुरुवांचोतिसांपडेनासोय "વિના સદ્‌ગુરૂ જડે ના સોઇ." એની શું કયાંઇ નિશાળો હોય છે કે! એનો માસ્તર એકજ છે અને શિષ્ય બનનારો પણ એકજ હોય છે.

બાકીના બધા જીવો; તે માસ્તર કહો કે શિષ્ય કહો, તેમાં આકર્ષાઈ જઇ તે જીવો તે ગુરૂ શિષ્ય જેવા થતા જાય છે અને તે રૂપે તે સચ્ચિદાનંદનો અનુભવ લે છે. તમને પોતાને અનુભવ આવે તે માટે શરીરની બનાવટ પણ તેવીજ જોઇએ. શરીર એ સર્વ વાતનું સાધન છે. અનેક પ્રકારના વ્યવહાર કરવાને અથવા ન કરવાને સુખદુઃખ મેળવવાને શરીર એ સાધન છે. લોખંડી કામ હોય અથવા સોનાનું કામ હોય, તેને લોખંડના હથીઆરની જરૂર પડે છે. એટલે જે કામ જેવું હોય તેવું તેને સાધન જોઇએ. તેમ પરમાત્માની પ્રાપ્તિ માટે જો કે શરીર એ સાધન છે તો પણ તેની બનાવટ તેવી, તે યોગ્યતાની, જોઈએ. જેમ શીવવાનું કામ સોયના જેવા લોખંડી હથીઆર વડેજ કરવું પડે છે. ત્યાં કંઈ લુહારના હથોડાથી ચાલતું નથી; હથોડો હાથમાં લીધો અને કહે છે શું તો કે પાટલુન શીવું છું; કારણ તેને લોખંડી હથીઆરની જરૂર છે. અરે ! લોખંડી હથીઆરની જરૂર છે એ ખરૂં પરંતુ તે કામને લાયક હથીઆર જોઇએ ને ! તેવી રીતે શરીર એ સર્વ કર્મનું સાધન છે, તો પણ અખંડ સુખના યોગની જે કળા છે તે પ્રાપ્ત કરી લેવા માટે જે ગુપ્ત ચિન્હોની જરૂર હોય છે તે ચિન્હ સહિત શરીર હોય તોજ તે અખંડ સુખની પ્રાપ્તિ કરી લેવાય છે. જેમ શીવવાની જરૂર હોય તો તેવી રીતનું સાધન એટલે સોય લેવી પડે છે તેમ પરમેશ્વર પ્રાપ્તિની ગરજ હોય તો તેવી રીતનું શરીર મેળવી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ. સ્વધર્મ પ્રમાણે ચાલીએ તો આગળનું શરીર તે ચિન્હવાળું આવે છે અને પછી બધું હાથમાં આવે છે.

તેથી સંસારની જેટલી વિસ્મૃતિ થાય તેટલી થવા દો; બધું સહન કરતા રહેવું, દુઃખ સોસ્યા જવું, દુઃખની, સંકટની જરૂર છે; તે જેટલાં જેટલાં આવે તેટલો તેટલો જીવ વાસનાથી પરાંગમુખ થાય છે. જેમજેમ તે પરાંગમુખ થતો જાય તેમતેમ શુદ્ધ આત્માનુભવ આવશે; પછી તેમાંથી સુખજ સુખ. પછી ત્યાં દુઃખ કયાંથી ?

भोगावी ती विपद्दशा, संपद्दशा बळेंच सोडावी ।
मोडावी विषयाशा सच्चरणसंगती न सोडावी ॥

અર્થઃ—(તે વિપત્તિદશા ભોગવવી, બળજબરીથી સંપત્તિવાળી દશા છોડવી. વિષયાશા તોડવી, પણ સત્ ચરણ સંગતિ છોડવી નહી.)

બીજી તપશ્ચર્યા થતી ન હોય તો બધું જે કંઇ હોય તે સોસવાની તો ટેવ પાડો. હાથમાં બંગડી પહેરી છે કે એમ કહીએ અથવા ગધેડો છે એમ કહીએ તો ગુસ્સો આવે છે! કેમ! તો તું ગધેડાના કરતાં પણ નીચ છે તેથી તારાથી કંઇ સોસાતું નથી! ત્યારે તારા કરતાં ગધેડો પણ સારો એમ થયુંને! જો તું પુરૂષત્વને લીધે મનુષ્યપણાનું અભિમાન ધરે છે તો તારાથી બધુંજ સોસાવું જોઇએ. તેં તારૂ અને જગતનું શું કામ કર્યું? બધું હીત સાધવાને સહન શક્તિની તો ગરજ છે. આ માટે દુઃખો સંકટો આવતાંજ જાય અને આપણે તે સહન કર્યાં કરવાં. એમ કરતાં કરતાં પત્થર બની જવું જોઇએ. જ્યાંથી સુખ પૂરૂં પડે છે તે કેવળ પત્થર છે. તેથી સદ્ગુરૂ અવસ્થા જેનાથી હઝારો લોકો સુખનો અનુભવ લઇ શકે છે, તે પત્થરને કહે છે. બીજું છે શું અને નથી શું!



ગુરૂવાર, તા. ૧૪ ઓગસ્ટ ૧૯૨૪, શ્રાવણ શુ. ૧૫ શકે ૧૮૪૬.

( ખળેવ ચંદ્રગ્રહણ )

## આપણું મન પરમેશ્વરનું ઠેરવી તેના મન પ્રમાણે વ્યવહાર કરવા-ગ્રહણ વખતે સત્કર્મનું ફળ-માંગ શબ્દની વ્યાખ્યા-'ગ' અને 'અ' નો સંવાદ-પર્વ-કાળ-બ્રહ્મરંધ્ર-સત્પુરૂષને પ્રેમથી ચોંટી રહેવું-ગુસ્સો એટલે પ્રેમ.

**આપણું મન પરમેશ્વરનું ઠેરવી તે મન પ્રમાણે વ્યવહાર કરવા.**

જગત્‌ના કલ્યાણ માટે જે કામો કરવામાં આવે છે તે શરીરવડે કરવામાં આવે છે. શરીર પણ પ્રકૃતિજ છે. એ પ્રકૃતિ, મૂળમાંનું જે શુદ્ધ સત્ છે તેને આધારે ઉત્પન્ન થઇ, તે સત્‌ને આધારે તે જગત્‌ની ક્રિયા શરીરની હાલચાલ કરી, કરે છે. સત્‌ને મનની અવસ્થા આવે છે તે પણ તે પ્રકૃતિને લીધેજ આવે છે. જગત્‌માંની કોઇપણ રીતની ક્રિયા જેને લીધે થાય છે તેનું નામ મન; અથવા તે સત્‌ને પ્રકૃતિને આધારે વિચાર કરવાની જે અવસ્થા આવે છે તેજ મન. સત્‌માં મન એ અવસ્થા નથી; પરંતુ સત્‌નેજ આધારે પ્રકૃતિને આકાર આવ્યો તેથી તે પ્રકૃતિના જે ગુણધર્મ તે સત્‌માં ઉત્પન્ન થાય છે, એટલેજ તે મન ઉત્પન્ન થાય છે, તેને અશુદ્ધ સત્ કહેવું. એવી રીતે સત્‌ને આધારે પ્રકૃતિ અને પ્રકૃતિને આધારે સત્ એવો વ્યવહાર શરૂ થાય છે. પ્રકૃતિમાં સત્ છે પણ પ્રકૃતિના ગુણધર્મથી રહિત એટલેજ મન રહિત જો તે સત્ હોય તો તે સત્‌ને શુદ્ધજ સમજવું. મનુષ્યની સ્ત્રી અથવા પુરૂષ પ્રકૃતિમાં જો મન રહિત

અવસ્થા રહે તો ત્યાં શુદ્ધ સત્‌જ છે એમ સમજવું. પ્રકૃતિ ઉત્પન્ન થઇ તે કે'વી રીતે થઇ એ બદલ વ્યાખ્યાન થઇ ગયું છે. મન રહિત મનુષ્યનેજ સત્પુરૂષ કહેવામાં આવે છે. એ'વા સત્પુરૂષની પાસે વ્યવહાર કરવા માટે તેના સહવાસમાં સ્ત્રી અથવા પુરૂષ પ્રકૃતિ હોવી જોઇએ, અને એવી જે તે સ્ત્રી વા પુરૂષ પ્રકૃતિ, તેનું મન સત્પુરૂષમાં જઇ, ત્યાંથી શુધ્ધ વિચાર સહિત તેજ મન પાછું આવી, તેને આધારે તેજ સ્ત્રી અથવા પુરૂષ પ્રકૃતિ વ્યવહાર કરે છે. બીજાં કોઇપણ બાહ્ય સ્ત્રી પુરૂષોનાં મનો જો સત્પુરૂષમાં પ્રવેશ કરે એટલે કે તેમનામાં એક સરખું લક્ષ રાખે, તો તેનું પરિણામ એ આવશે કે તેમના મનો સદ્રૂપજ બની જશે; અથવા તેજ મનો સદ્વિચારયુક્ત બની સઉ સઉની પાસે જશે અને તેમના સદ્વિચારયુક્ત વ્યવહાર આપોઆપ શરૂ થશે. આ'વા સ્ત્રી પુરૂષો માટે સત્પુરૂષને બાહ્યરીતે ઉપદેશ કરી કંઇ કહેવાની જરૂર પડતી નથી. તેથી સત્પુરૂષના મનમાં જે વિચાર આવે તે તે પ્રકૃતિમાં જાય છે અને તે પ્રમાણે તે પ્રકૃતિને પોતાના શરીર વડે બધો કારભાર કરવાનો હોય છે. પછી તે પ્રકૃતિનું જે શરીર તેજ તે સત્પુરૂષનું શરીર થઈ પડે છે; એટલે કે તે સ્ત્રી વા પુરૂષ-પ્રકૃતિ અને સત્પુરૂષ એકજ થઇ જાય છે. તે સત્પુરૂષનું મન અને તે સ્ત્રી વા પુરૂષનું શરીર એમ બની (મળી) કારભાર ચાલે છે. એવીરીતે જેનું થાય છે તેજ તદ્રૂપ થઇ જાય છે. પરંતુ સત્પુરૂષના હૃદયમાં તમારૂં મન પ્રવેશ કરે એવી રીતે તમો ખરા અંતઃકરણથી તેમનામાં લક્ષ પરોવતા નથી તેથીજ હું હંમેશ કહુછું કે મારે તમારૂં મન ઉછીતું લઇ તમને ઉપદેશ કરવાનો વ્યવહાર કરવો પડે છે.

આપણી ઇચ્છાના કરતાં પ્રારબ્ધની ઈચ્છા અને તેના કરતાં ઈશ્વરની ઇચ્છા બલવત્તર છે.

मनसा चिंतितं कार्यं दैवमन्यत्र चिंतयेत् ॥

અને दैवात् ईश्वरेच्छा बलीयसी ॥

મનની અથવા દૈવની ઇચ્છાથી કારભાર ચલાવો છો; તો તેમ ન કરવું; ઇશ્વરની ઇચ્છાથી બધો કારભાર કરવો. શરીર આપણું અને મન ઇશ્વરનું એમ ઠેરવી તે પ્રમાણે કામ કરવું. આપણુ મન આપણે માટે કોઇ પણ પ્રકારે ઉપયોગમાં ન લઇએ એટલે તેજ મન એની મેળે પરમેશ્વરનું બને છે. જેમ કોઈ બિનવારસી થયેલી વસ્તુનો માલીક સરકાર બને છે, તેમજ આપણે આપણા મન ઉપરનો કબજો છોડી દઈ કોઈ પણ પ્રકારે તેનો ઉપયોગ કરીએ નહીં એટલે તે મન પરમેશ્વરનું થાય છે. ઇશ્વર અદ્રષ્ટ છે, તે કંઇ કહેતો નથી, બોલતો નથી, તેથી કહેવા માટે વાતચીત કરવા માટે કોઇને પણ આપણે આપણો પરમેશ્વર ઠેરવવો. એટલે આપણું મન તેનુંજ થઈ બેસે. પછી આપણું મન જેનું થયું હોય તેના મન પ્રમાણે વ્યવહાર કરવો. પછી શું તે વ્યવહાર આપણને બાધક થશે કે ? મન ઈશ્વરનું અને શરીર આપણું એમ ઠર્યાં પછી, આપણા શરીરને આધારે તે મન કામ કરે છે, તેથી તે શરીર પણ પરમેશ્વરનુંજ ઠરે છે. પછી તેનામાં અને આપણામાં શો ફરક રહ્યો ?

આજે રાત્રે ત્રણ કલાક ગ્રહણ છે. પુરશ્ચરણ કરવાને પૂરી સવડછે. કોઇપણ સત્કર્મ ગ્રહણ પૂરૂં થાય ત્યાં સુધી કર્યાથી તેને પૂર્ણતા આવે છે. આપણે લક્ષ જપ કરવા હોય તો તેને પુષ્કળ દિવસ લાગે છે; તેથી ગ્રહણ પૂરૂં થાય ત્યાં સુધીમાં જેટલા થઇ શકે તેટલા તે જપ કર્યાથી લક્ષ જપ કર્યાનું ફળ મળે છે. લક્ષ એ સંખ્યા પણ પૂર્ણ કયાં છે ? પરંતુ એક ધોરણ (વર્ગ) તો પૂરો થયાં જેવું થશે. આ માટે કોઇએ અભિષેક કરવો, જપ કરવો, દિક્ષિતને (ગુરૂજીને) પાદુકા ઉપર અભિષેક કરવાનું કહેવું. કોઈએ પહેરો ભરવો, કોઈએ પ્રદક્ષિણા ફરવી; જેને જે સૂઝે તેણે તે સત્કર્મ કરવું. ગમે તે રસ્તે ઈશ્વર પ્રીત્યર્થ કામ કરવું. ધર્મ કરવો. ગ્રહણમાં માંગને પણ કંઇ દાન આપવાની રીત છે. માંગ અને ભંગીની પ્હેલાં વ્યાખ્યા

**ગ્રહણ વખતે સત્કર્મ કર્યાનું ફળ.**

આપી છે. જે પોતે ભંગ થતો નથી અથવા બીજાને ભંગ થવા દેતો નથી તે ભંગી. જેવો માંગ તેવો ભંગી. તેથી માંગને જે દાન આપવાનું હોય તે આપો. હુંજ માંગ પણ છું.

**માંગ શબ્દની વ્યાખ્યા.**

અંગ રહિત જે તે માંગ; અથવા મા એટલે લક્ષ્મી તે લક્ષ્મી સહિત જે તે પણ માંગજ. લક્ષ્મી જેનું શરીર છે, એટલે લક્ષ્મીનાં જ્યાં લક્ષણ છે તે માંગ; અથવા **लक्ष्म** એટલે નિશાની, આ સત્‌ની નિશાની જેની પાસે છે તે માંગ. તેથી ભગવાન્ લક્ષ્મીપતિ, વૈકુંઠાધિપતિ પણ માંગજ તો છે. જગત્ લક્ષ્મીરૂપ છે તે સત્ અવસ્થાની એક નિશાનીજ છે. એ શિવાય પણ ખોતરી ખોતરી કહાડીએ તો ખુબ અર્થ નીકળશે, માંગ શબ્દમાં મ-કાર, આ-કાર, અનુસ્વાર, અને ગ છે. મકાર એટલેજ અનુસ્વાર અને અનુસ્વાર એટલે મકાર. અનુસ્વારને નાંખવો મકારમાં, એટલે પછી " માગ " શબ્દ થયો. " માગ " એટલે શું ? તો મા એટલે નહીં અને ગ એટલે ગતિ, એટલે ચલન વલન રહિત, ગતિ રહિત જે હોય તે " માગ " એટલે માંગનો જે અર્થ તેજ માગનો થાય છે. અથવા મા એટલે લક્ષ્મી એવો અર્થ લઇએ તો તે લક્ષ્મીની અવસ્થામાં જેની ગતિ હોય તે " માગ " એવો અર્થ નીકળે છે. હવે અનુસ્વાર એટલે શૂન્ય અને મકાર એટલે પણ અનુસ્વારજ. એટલે મકાર જાય એટલે મકારનું એક શૂન્ય અને અનુસ્વારનું એક શૂન્ય. આ બેઉ શૂન્યનો વાચક ( શૂન્ય જતાં ) ફક્ત " આ " રહ્યો. **अ+अ** મળી " આ ". અ એટલે કંઇ નહીં. અનુસ્વાર અને મકાર જઇ હવે " આગ " જ રહ્યું. મકાર અને અનુસ્વાર એ બેઉ નાસ્તિત્વનો બોધ કરે છે. તેથી તેને બદલે જે " આ " આવ્યો તે " આ " પણ જો નાસ્તિત્વનોજ અર્થ દેખાડે તો નાસ્તિત્વ માટે તે " આ " પણ શા માટે જોઇએ, તેથી તે " આ " પણ ગયો; હવે રહ્યો ફક્ત " ગ ". આ ઉપરથી સ્વામીને લાગ્યું હશે કે " **गं गणपतये नमः** " એમ કહેશે. પરંતુ હું તે ગણપતીને ઉડાવુંછું તે જુઓ.

તમને ગણપતી બનાવતાં કેટલો બધો ત્રાસ પડે છે, પણ મને તે ભાંગવામાં કંઈ વખત નથી લાગતો !

હવે જે "ગ" રહ્યો તે "ગ્ + અ" મળી "ગ" થયો. તે 'અ' શું શીખવે છે ? તો "અ" નાસ્તિત્વ બોધક છે. ગ એટલે અભિમાન ગર્વ; એવો વ્યવહારિક અર્થ છે. તે 'અ' 'ગ'ને કહે છે કે તારે અભિમાન ન કરવું, હું છુંજ તારી પાછળ. 'ગ' ની પાસે તે 'અ' છે, તે 'અ' વગર તે 'ગ' ને ગતિ નથી. તે 'અ' 'ગ' ને કહે છે કે હું તારો નાશ કરૂં છું, અને તે 'ગ' 'અ'ને કહે છે 'હું તારો નાશ કરૂં છું.' 'ગ' કહે છે તારાથી હું નાશ પામવાનો નથી. પરંતુ હું ફકત તારો નાશ કરીશ. 'અ' એ અભાવ દર્શક છે એટલે કે 'અ' ગયોજ. તે 'ગ' કારે 'અ' ને પોતાનામાં મેળવી લીધો. તે 'અ' 'ગ' માં મળતાં મળતાં 'ગ'ને કહેછે તેં મને ખાધો,

**'ગ' અને 'અ' નો સંવાદ.**

તેં મારો નાશ કર્યો, એટલે હું તારામાં પેઠો. એટલે મારો અર્થ જેમ અભાવ દર્શક છે તેમ તું પણ અભાવ અવસ્થામાં જશે; પછી 'ગ' કારનો અર્થ જવું એવોજ છે. તેથી આખરે તે 'ગ' કાર પણ ગયો. પછી કંઈજ રહ્યું નહીં. તેથી માંગ શબ્દનો અર્થ કંઈજ નહી એમ થઇ પડયો અને કંઇ નહી એ અવસ્થા જેના શરીર પર છે તે જે સત્ તેજ ફકત સિદ્ધક રહ્યું.

'ગ' અ' ને કહે છે, તેં મારો નાશ કર્યો તોપણ 'ગ' કાર રૂપે હું છુંજ. 'અ' ને લાગ્યું આણે મને જીત્યો. ગ' ની આગળ 'અ' ના જોયતો હોય તો નીચે લીટી કહાડે છે (ગ્). તે પરથી સમજવું કે 'ગ' કારની આગળની લીટી એટલે કાનો નથી, એટલે તે 'અ' ને બીજો અ લગાડીએ એટલે નીચેની લીટી 'અ' ની બોધક છે. એટલે તે 'અ' નાસ્તિત્વનો બોધક; પછી પહેલો જે 'ગ' માંના કાના માંહ્યનો 'અ' તે નથી એ દેખાડવા પેલો બીજો 'અ'જ છે એટલે તે બીજી લીટી છે. હવે તે લીટીને બળ આવ્યું. કારણ 'ગ' એ 'અ' ને કહ્યું હતું કે તું નહી હોયતો પણ હું અર્ધો

'ગ્' રહીશજ. 'અ' કહે છે હું નહી તો મારો ભાઇ બીજો 'અ' ત્યાં આવ્યોજ. મને શેને આધારે કહાડશે? અને કહાડશે તોપણ મનેજ (પાછો) લેશે. મારૂં નાસ્તિત્વ શકય નથી, પણ તારો ફક્ત હું તદ્દન નાશ કરૂં છું.

હવે 'ગ' ને ધાક લાગ્યો. છતાં તે કહે છે, "તું બીજે રૂપે હોય તો પણ તારૂં ફળ તને નથી. કારણ નીચે લીટી અકાર રૂપે હોય તો પણ પૂર્ણ 'ગ' નો ઉચ્ચાર થતો નથી. તેથી હું 'ગ' છું તે છુંજ."

ફરી 'અ' ને પણ જોર આવ્યું. તે કહે છે "તારૂં અસ્તિત્વ મારા શિવાય નથી. હું 'અ' છું છતાં મારૂં ફલ મને નથી મળતું એમ કહે છે. તો ભલે જવા દે, હું પણ નહીં અને મારો સોબતી એટલે નીચેનો લીટો પણ નહી, તો 'ગ' એવો તું રહયોને! હવે તારૂં સ્વરૂપ શું? તો ઉપર એક લીટી અને નીચે શુન્ય. આવી રીતનું તારૂ સ્વરૂપ રહ્યું. ત્યારે હવે તે લીટી પણ હુંજ અને તે નીચેનું શુન્ય પણ હુંજ. ઉપરની લીટી અને નીચે શુન્ય એટલે 'અ' એ નાસ્તિત્વ દર્શક છે. તે બધાં મળી જો 'ગ' થાય છે તો ગ' કારનો અર્થ જવું વગેરે એટલે 'ગ' કારનો અર્થ પણ નાસ્તિત્વ દર્શકજ થાય છે. હવે તારૂં અસ્તિત્વ કયાં રહ્યું?

'ગ' નું ગ પણ રહ્યું નહી તેથી 'ગ' ને ચટપટી લાગી. તે ફરી કહે છે અરે 'અ, તારૂ કહેવાનું મને કબુલ છે. જે 'ગ' હું છુ તે તુંજ છે. ઉપરની લીટી અને નીચેનુ શુન્ય તે તુંજ છે. પરંતુ એક વાત મહત્વની છે. બધું તુંજ બન્યાથી ચાલે એમ નથી. લીટી, શુન્ય, નીચેની લીટી અને તું એ નાસ્તિત્વનાં દર્શક છે એ હું કબુલ કરૂંછુ; પરંતુ લોક મારા આકારને શુન્ય અથવા લીટી કહેવાના નથી પણ લોકો મને 'ગ' જ કહેશે. ત્યારે તો તું હોઇ ન હોયા જેવોજ કે નહી?

અ — અરે 'ગ, મારી કામગિરી નાસ્તિત્વ દેખાડનારી જોકે બની તોપણ કાયમનું અસ્તિત્વ મારૂંજ તો છે. તારૂં 'ગ પણું કયાં સુધી ટકશે?

આ ઉપરથી 'ગ' ફરી યુક્તિ કરે છે. છેવટે આપણે 'ગ' નો જય કરી આપશું એટલે સ્વામીને ઠીક લાગશે.

ગ — તારૂં આ કહેવું મારે કબુલ છે. ખરૂં છે. મારૂં 'ગ' પણું લોકોને મ્હોં છે ત્યાં સુધીજ છે. આખરે મારૂ 'ગ' પણું જશે અને તારૂં નાસ્તિત્વજ રહેશે, પરંતુ બીજી એક વાત છે તે તારે કબુલ કરવીજ પડશે.

તે બેઉ વિચારવાનજ છે. એટલે ખરી વાત બેઉને કબૂલ થવાનીજ.

ગ—તારા 'અ' પણાના એટલે નાસ્તિત્વપણાના જોરપર મને 'ગ' પણું આવ્યું.

અ—હા. ખરૂં છે.

ગ—આખરે લોકોને મ્હોં છે ત્યાં સુધીજ મારૂં અસ્તિત્વ અને પછી તારૂં છેજ. તારા નાસ્તિત્વનું શૂન્યપણું અથવા તેની નીચેની લીટીને લીધે મને અસ્તિત્વ આવ્યું. આ બધી વાતો ખરી. પરંતુ મારૂં અસ્તિત્વ પહેલાં અવ્યક્ત સ્થિતિમાં હતુંજ; પણ તારા નાસ્તિત્વના યોગવડે તે બ્હાર પડયું (ખુલ્લું થયું.) અરે હું તો પહેલાં હતોજ અને તારી ઉત્પત્તિ મારામાંથીજ છે. હું બ્હાર પડયો નહોતો. મારી મનેજ ખબર નહોતી, તેથી હું બ્હાર પડું, મારી મને ખબર પડે તેથીજ મારામાંથી તારી ઉત્પત્તિ થઈ. તારા વડે મારૂં મને સમજાવા લાગ્યું તેથી તારી મને જરૂર છેજ. પરંતુ તું કંઇ મારા પ્હેલાંનો નથી. હું પ્હેલો અને તું પછી. એમ છે તેથીજ મારો ઉચ્ચાર કરતી વખતે પ્હેલાં મારો થઇ પછી તારો થાય છે. જો મારા પ્હેલાં તું હોત તો પ્હેલાં તારો એટલે 'અ' નો ઉચ્ચાર થઇ પછી મારો 'ગ' નો ઉચ્ચાર થઈ 'ગ' કહેવાને બદલે 'અગ' એમ લોકોમાં કહેવામાં આવ્યું હોત. પણ તેમ નથી અને લોકો 'ગ' જ કહે છે માટે પહેલાં હું અને પછી તું. તેથી મારૂં અસ્તિત્વ કાયમનું કાયમજ, ફક્ત હું 'ગ' જ શું, પણ જેટલું કંઈ હોય ન હોય

તે બધાંમાં હું એકલોજ છું. પરંતુ જેમ મારી 'ગ' અવસ્થા અવ્યકત હતી તેમ બધોજ હું અવ્યક્ત રૂપે એટલે ફકત કેવળ છું અવસ્થામાં હોઉંછુંજ અને હંમેશ છુંજ. 'ગ' અવસ્થાને બ્હાર લાવવા માટે તું 'અ' ઉત્પન્ન થયો, તે તું 'અ' એકલો છે તે એકલાપણું હું એકલો હોવાથી તને પણ આવ્યું. હું જે એકલો અવ્યકત અવસ્થામાં અનંત છું, તે બ્હાર પાડવાને જે જે રીતે તે ખુલ્લું પાડવામાં આવે છે (બ્હાર પાડવામાં આવે છે) તે સર્વ પ્રકારનો તું એકલોજ કારણભૂત છે. તું જે 'અ', તારૂં જેમ 'અ' નામ છે તેમ તારૂં બીજું નામ નાસ્તિ અથવા શૂન્ય અથવા એવી રીતનાં અર્થબોધક જે નામો હશે તે તારાંજ. તું એકલો હોઈ તારાં નામો પણ પુષ્કળ અને રૂપ પણ પુષ્કળ છે પરંતુ હુંજ તારે વડે તે રૂપે બ્હાર પડયો (વ્યક્ત થયો) એમ સમજ. મૂળની મારી અવ્યકત અવસ્થાજ કાયમની હોવાને લીધે તારે લીધે હું ગમે તેટલો વ્યક્ત બન્યો હોઉં તો પણ મારી અવ્યક્ત અવસ્થાનો ભંગ થતો નથી. તેથી હું અનંત, અવ્યકત અને પૂર્ણ આનંદરૂપ હોવા છતાં કોઇને અનુભવમાં આવતો નથી. તું મને વ્યક્ત કરવામાં કારણભૂત છે માટે સ્વાભાવિક રીતે જ તું આગળ અને હું તારી પાછળ. તેથી મારો અનુભવ લેનાર જે કોઈ હશે તેને પ્રથમ મારો અનુભવ ન આવતાં તારોજ અનુભવ પહેલો આવશે. કારણ તારામાં હું છું અને તારે લીધે હું ઢંકાયો છું. એટલે કે મારો અનુભવ લેનાર પ્રથમ તારોજ અનુભવ લેશે. તે તારો અનુભવ શું છે? તો નાસ્તિત્વ; તેથી તે-જ અનુભવ તે અનુભવ લેનારને આવશે.

તને ફકત મારો અનુભવ આવે છે. પરંતુ તારા શિવાય બીજો કોઇ હોય, પછી ગમે તો હું પોતે કાં ન હોઉં, પણ તેને મારો અનુભવ આવશે નહીં. ત્યારે તનેજ ફકત અનુભવ છે, મારો કહો અથવા મારા તારા યોગથી જેટલાં જેટલાં રૂપો થયાં છે તે સર્વનો અનુભવ લેનાર તું એકલો છે. એ બધાંનો તુ

એકલો અનુભવ લઇ પોતાનો પણ અનુભવ લેનાર તું એકજ છે. એ પરથી શું સાબીત થયું કે અનંત, અખંડ, આનંદનાં સ્થાનનો, શાશ્વત સુખનો અનુભવ મારે અથવા બીજા કોઈને લેવો હોય તો તેને તારી અવસ્થાજ સ્વીકારવી પડશે.

ગઃ—પહેલાં મને કંઇજ સમજાતું નહોતું. પણ હવે તારે જ લીધે તારી સાથે હું આટલી વાતો કરી રહ્યો હતો અને મને ખરૂં શું તે સમજાવા લાગ્યું છે. મારા સ્વસ્વરૂપનો એટલે અખંડ આનંદનો અનુભવ લેનાર હુંજ છું. અને આ મારી યોગ્યતા મને તારે લીધેજ આવી એમ મને સમજાવા લાગ્યું. પહેલાં તો હું ફક્ત પડી રહ્યો હતો. અનાયાસે તારી મારામાંથી ઉત્પત્તિ થઈ તેથી તુંજ મારૂં મને દેખાડનાર બન્યો. મારી ઉત્પત્તિ નથી ઉત્પત્તિ તારી છે. પરંતુ તે અનાયાસે થઈ છે તેથી તને સ્વયંભૂ કહેવો અને તારી વડેજ મારૂં મને સમજાવા લાગ્યું તેથી મને અથવા મારા જેવા કોઇને મારૂં આ આવું સત્ સ્વરૂપ સમજાવામાં કારણભૂત તુંજ છે, તેથી તને સદ્ગુરૂ પણ કહેવો. સદ્ગુરૂ, સદ્ગુરૂ કહે છે તે તુંજ. હું કેવળ સત્ છું. મારા સત્‌ની મને ઓળખાણ કરી આપનાર, અને હજારો જણાંને મારા સત્‌ની ઓળખાણ કરી આપનાર તું થયો તેથી તું સદ્ગુરૂ બન્યો. તે સત્ અથવા અસ્તિત્વ એ પણ મને ક્યાં ખબર હતાં? તેં તારી પર નાસ્તિત્વ શૂન્યત્વ, અસત્ વગેરે લીધાં તેને લીધે હું સત્ વા કોણ છું તેની મને ખબર પડી. તું છે તેથી ઠીક છે, નહીં તો મારી ફજેતી થાત! તું ન્હોતો ત્યારે મારી ફજેતીજ તો હતી. પરંતુ હું છું તો તું છે, તેથી મારે લીધે તારી ઉત્પત્તિ અને તારે લીધે મારાં અસ્તિત્વની જાણ. તું છે પણ તારી કંઇ ફજેતી નથી. તું મારી પર ચેન કરી રહ્યો છે. મારી ચેન ક્યારે થાય કે જ્યારે તું મને તારા જેવો બનાવે ત્યારે.

ગઃ—તમારે લીધે જો કે હું વ્યક્ત થયો તો પણ મારૂં મને સમજાતું નથી. માટે શું કહેવું 'अ' સાહેબ! મારૂં મને સમજાવું અથવા મને વ્યક્ત કરવો, અથવા તો મારો અખંડ

આનંદ જે કંઇ છે તે મારો મને મેળવી આપવો તે પણ તમારા હાથમાં ! શું કહેવું 'અ' સાહેબ, મારાથી તમારી ઉત્પત્તિ થઈ એટલે તમો મારા પુત્રજ છો, પરંતુ જો કે હું તમારો પિતા છું તો પણ તમારા વડે મારૂં અજ્ઞાન-મૂળ નાશ પામે છે. તેથી

पिता पाय वंदी नाशी अज्ञान मूळ

(પિતા પગે લાગે છે અને અજ્ઞાન મૂળનો નાશ કરે છે.)

તેથી તે 'ગ' પિતા હોવા છતાં છેવટે 'અ' ને પગે પડયો.

'અ' જે છે તે બન્યો પ્રકૃતિ અને ફક્ત 'ગ' શુદ્ધ સત થયો. શુદ્ધ સત્‌ને પ્રકૃતિ બ્હાર કહાડે છે અને જે કંઇ હોય તે પ્રકટ કરે છે; પછી તેને પ્રસાવે છે કહો કે ગમે તે કહો. ગુપ્ત અવ્યકત જે 'ગ' તેને નાસ્તિકપણાંએ એટલે 'અ' એ વ્યકત કર્યો. 'ગ્' એટલે શુદ્ધ સત્ તે કંઈ કરતો નથી, જ્યારે 'અ' એટલે પ્રકૃતિ સર્વ કારભાર કરે છે. પરંતુ તે 'ગ્' ના એટલે શુદ્ધ સત્‌ને આધારે કરે છે. જગત્‌ના કલ્યાણ માટે 'ગ્' નું 'ગ્' પણું એટલે માપેલી અવસ્થાનું સતનું સદ્રૂપ, જગદ્રૂપે એટલે 'અ' એટલે પ્રકૃતિએ વ્યકત કર્યું. પરંતુ તે બેઉ એકજ છે અને તે બેઉની આવશ્યકતા છે. એકનું મન અને એકનું શરીર (પ્રકૃતિ). આ શરીર પ્રકૃતિને લીધે તે 'ગ્' ને વિચાર અવસ્થા આવી. તે અવસ્થા લઇ પ્રકૃતિ એટલે 'અ' જગત્‌નો કારભાર કરે છે. મૂળ અવસ્થા વ્યકત થઇ ઉપભોગમાં આવવા માટે પ્રકૃતિની એટલે 'અ' ની એટલે નાસ્તિત્વની જરૂર પડે છે. આપણે જો ઉપભોગ ન લેવા હોય તો તે પ્રકૃતિ હોયા છતાં ન હોયા જેવીજ છે. આપણે આપણી મેળે સ્વસ્થ. પરંતુ ઉપભોગ લેવા હોય તો 'ગ્' ને 'અ' ની જરૂર છે. નહીં તો 'ગ્' હોય છતાં ન હોયા જેવોજ. આ 'અ' ને પ્રકૃતિ, શૂન્ય અથવા માયા કહેવી.

**પર્વકાળ.**

પર્વકાળની હંમેશ જરૂર હોય છે. પર્વકાળ હંમેશનોજ છે. પરંતુ પરમેશ્વર પ્રીત્યર્થે, તમારા પોતાના કલ્યાણાર્થે તમો તેનો ઉપયોગ કરતા નથી. તેથી વર્ષમાં કેટલાક દિવસ જુદા જુદા પર્વકાળના તરીકે ઠેરવ્યા છે. કંઇ નહીં તો તે વખતે

તમો તમારા કલ્યાણનો ઉપાય કરી લો તેટલા માટે આ યોજના છે. પર્વ એટલે સાંધો. બેઉ બાજુનો એક ઠેકાણે મેળાપ થઈ બનેલો જે સાંધો તેનું નામ પર્વ. શેરડીના સાંઠા વચ્ચે પાચરીઓ (ગાંઠા) હોય છે. પાયરી એ પર્વનો અપભ્રંશ છે. પર્વ એટલે સાંધો જે હોય છે તે દ્વારા ખરૂં કલ્યાણ સાધ્ય કરી લેવાય છે. મનુષ્યની ઉત્પત્તિ સાંધામાંથી છે. તે સાંધો છે તેથી જીવંતપણું અને અસ્તિત્વ છે. બ્રહ્મરંધની બેઉ બાજુએ ડાબા અને જમણા એવા બે ભાગ છે. તે બેઉ ભાગ માથાંથી તે ગુહ્ય સુધી પાસેને પાસે આવતા ગયા છે. હાથપગ જેમ જુદા છે તેમ ગુદદ્વાર સુધી અલગ હોઇ તેમને જોડવામાં આવ્યા છે અને તેની નિશાની પણ દેખાય છે. જેમ લોખંડી કામમાં સાંધો કર્યો હોય ત્યાં લીટીની નિશાની દેખાય છે, તેમ આપણા બે ભાગ એક ઠેકાણે જોડી તેનો જે સાંધો તેનાં દર્શક, ચિન્હ તરીકે બે નસકોરાં વચ્ચે એક લીટી (પડ) છે; તેમજ મૂછની વચ્ચે, તેની નીચે ઓઠ ઉપર પાછળના કણા ઉપર અને હૃદય ઉપર પણ સાંધો દેખાઇ આવે છે. જે વડે તે બન્યું છે તે વડેજ તે જોડાયું છે; એટલે આનંદથીજ બન્યું અને આનંદેજ જોડયું. થતાં થતાં ખરાબ પણ થતું જાય છે; તે નીકળી જવા માટે અને ભેગો થતો આનંદ ગ્રહણ કરી શકાય તે માટે પણ જે જે ઠેકાણે એવી જરૂર છે તે તે ઠેકાણે છિદ્રો છે અને તે છિદ્ર હોવાની પણ જરૂર છે. તેવુંજ માથામાં જે છિદ્ર છે તેને બ્રહ્મરંધ્ર કહે છે. સુખ દુઃખનો અનુભવ લેવા

**બ્રહ્મરંધ્ર.**

માટે શરીરમાં વાસ કરનારો જે,—તે તે છિદ્ર દ્વારા શરીરમાં પ્રવેશ કરે છે. પછી ધીમે ધીમે તે બ્રહ્મરંધ્ર જેમ બંધ થતું જાય છે તેમ તેમ બીજાં જે કેટલાંક છિદ્રો છે તે છિદ્રો દ્વારા તેનો વ્યવહાર શરૂ થાય છે. આ બ્રહ્મરંધ્રમાંથી પુત્રોત્પત્તિ થાય છે તે વિષે પહેલાં બોલવું થયુંજ છે, તેથી હવે વધુ બોલવાનું શું કામ ? જે માર્ગે આપણો આત્મા આવ્યો તેજ માર્ગે જો તે જાય તોજ આપણું સારૂં થાય છે; નહીં તો તો

જીવ નેત્ર દ્વારા અથવા બીજાં છિદ્રો વાટે જાય છે અને તેને લીધે તે ફરી સંધિ કરવાની ભાંજગડમાં પડે છે; પરંતુ જે ધર્મમાર્ગે તેનો પ્રવેશ થયો તેજ દ્વારમાર્ગે જો તે જાય તો કાર્ય થઇ જાય. તેથી સંન્યાસી લોકોમાં શંખ વડે બ્રહ્મરંધ્ર ફોડવાનો વહિવટ છે. પરંતુ તે ગમે ત્યાંથી જઇ શકે છે. બીજા વ્યવહાર માટે આંખ, નાક, ઈત્યાદિની જરૂર છે. પરંતુ જ્યારે બધા વ્યવહાર બંધ પડે ત્યારે, એટલે સર્વ વ્યવહારની જરૂર રહે નહીં તો તે આત્મા બીજાં દ્વાર માર્ગે બ્હાર પડતો નથી. એ દ્વારો સાથેનો એનો વ્યવહાર પૂરો થયો તેથી તે આત્મા તે રસ્તે નીકળતો નથી. બીજાં દ્વારો બંધ થાય એટલે જ્યાંથી પ્રવેશ થયો ત્યાંથીજ તે જાય છે; એટલે પછી આત્મામાં આત્મા મળ્યો એમ સમજવું.

ગણપતીના મૂળસ્વરૂપનું બીજ 'ગ' છે અને 'ગ' એટલેજ માંગ, અને માંગ એટલે ગણપતિજ. આ સાંભળી સ્વામી મહારાજ કહેશે કે "સારા ગણપતિને માંગ કહો છો કે?" ત્યારે હું કહુછું "ગણપતીને માંગ પણ કબૂલ કરવુંજ પડશે. કારણ માંગ શબ્દની વ્યાખ્યા પ્રમાણે જો તે હોય તોજ તે ગણપતી. તમો પુછશો, એવો ન હોય તે ગણપતિ નહી કે?" અને ગામેગામ જે માંગ છે તે ગણપતિજ છે કે! તો માંગની અવસ્થા પણ સત્પુરૂષમાં હોય છે, તેથી ગણપતી જો એમ કહે કે જ્યાં સત્પુરૂષના ગુણ હોય ત્યાંજ ફકત હું છું અને ગામેગામના માંગોમાં હું નથી, તો તે ગણપતિજ નહીં. સારૂં તેટલું જોઇએ અને ખરાબ ન જોઇએ એમ કેમ બને? સત્પુરૂષ અવસ્થામાં ગણપતિ ન હોય તો હરકત નથી, પરંતુ ખરાબ વ્યવહાર કરનારા જે માંગો ત્યાં તેમણે હોવુંજ જોઇએ. ખરેખર ગણપતિ જે છે તે કહે છે કે હું સર્વત્ર છું. ખરા માંગોમાં પણ છું અને ખોટામાં પણ છું. પરંતુ તે ગણપતિના અભિમાની જે ભકત હોય છે તે કંઇ તે કબૂલ કરતા નથી. "શુંઢ હોય તો ગણપતિ", એમ તે કહેશે. તો હું કહીશ કે માટીની શુંઢ લગાડી લે. નાટકના વેષધારીને પણ સુંઢ હોય છે. માટે તેને પગે પડ. ત્યારે કહે "તે કાગળની, લાકડાંની કરી છે." અરે,

ત્યારે તારે માટે માણસનો અવતાર લઇ સુંડવાળો માણસ કયાંથી ઉત્પન્ન થશે ! ખરો ભકત હોય તો ખરી સુંઢવાળો ગણપતિ પ્રકટ થશે. તેથી જ્યાં ત્યાં 'ગં' છે પરંતુ અંગ્રેજી ભાષાનો ગમ્ (gum) એટલે ગુંદર નહીં હું કે ! ઠીક, તેમ ભલેને હોય. 'ગં' વગર એટલે ગુંદર શિવાય જગત્માં બીજું કંઇ નથી. ગુંદર ચારે બાજુએ ભર્યો છે. ગુંદર અથવા લ્હાઇ શેને કહેશો ? તો જયાં એકએકને ચોંટી જવાનું સાધન જે પ્રેમ તે પ્રેમ એટલેજ લ્હાઇ કે ગુંદર. પ્રેમ વગર કંઇ ચોંટતું નથી. પ્રેમ એટલે લ્હાઇ, ભકિત, ગુંદર અથવા ગણપતિ. બધું જગત્ પ્રેમરૂપ લ્હાઇરૂપ એટલે ગમરૂપ છે ! એકાદો કોરો કાગળ લઈ તેને ન્હાની ન્હાની લાલ ધોળી ચીઠ્ઠીઓ ચ્હોડી દેવી; પછી તે ચિઠ્ઠીઓને ગૂ, અત્તર, સુગંધી પદાર્થ કે ગમે તે લાગ્યું હોય તો પણ તે મોટો કાગળ જયાં જશે ત્યાં તે જશે; પણ તે બરોબર ચોંટી હોય તો. તેમ આપણાથી દાન ધર્મ, સદ્ધર્માચરણ થતાં નથી, બાપદાદાની સદ્ગતિ માટે આપણને શાસ્ત્ર પ્રમાણે ચાલતાં આવડતું નથી; માટે છેવટનો ઉપાય એ કે કોઇને પણ પૂજ્ય માની તે પેલા કોરા કાગળ જેવો છે એમ સમજી તેને ચોંટી જવું. સંસારમાં સારાં માઠાં કર્મો થાય છેજ. સંસારનો અર્થજ સરકવું, અધોગતિએ જવું એવો છે. સારાં કર્મથી કયાંઇ

**સત્પુરૂષને પ્રેમથી ચોંટી રહેવું.**

સરવાનું થાય છે કે ? છોકરાં છૈયાં ઉત્પન્ન કરવાં, ફક્ત છોકરાં માટેનાં કર્મો કર્યાં શિવાય બીજાં ફાલતુ કર્મ કરવાં, એ બધાં અધોગતિએ લઇ જનારાં પાપો છે. જેમ ઉતાર પરથી ગાડી જલદી જાય છે (ઉતરે છે) અને ચ્હડતાં મુશ્કેલ પડે છે તેમ અધોગતિએ જવું સ્હેલું હોઇ પુણ્યકર્મ કરવાનું મુશ્કેલ થઈ પડે છે. તમો સંસારમાં છો ખોટા જુઠા વ્યવહાર થઈ રહ્યા છે, ને સત્કર્માદિ ક્રિયા થતી નથી. તો એકાદો સત્પુરૂષ શોધી કહાડવો. અધોગતિએ જવાનો ડાઘ લાગ્યો છે માટે સત્પુરૂષને ચોંટી રહેવું. તે કોરા કાગળને જેમ જુદાજુદા રંગની ચીઠ્ઠીઓ લાગી છે, તેમ સત્પુરૂષને

ચોંટી, બ્રાહ્મણ મહાર, માંગ, ગમે તે જાતના હોય પણ તે પેલી રંગીત ચીઠ્ઠીઓ જેવા છે અને તે ચીઠ્ઠીઓને લાગેલી દુર્ગંધ તે જાણે તેમનાં પાપ, અને જે કંઈ સુગંધી પદાર્થો લાગ્યા હોય તે જાણે તેમના પુણ્ય; પછી પાપી હોય કે પુણ્યવાન હોય ગમે તે જાતિના હોય પણ તે જો સત્પુરૂષને ચોંટી રહે તો જ્યાં તે સત્પુરૂષ ત્યાં તે. સત્પુરૂષનો સ્વભાવજ એ છે કે ચોંટેલાને કહાડવા નહીં. તમારામાં ક્રિયાકર્તૃત્વ વ્યવહાર છે તેવો સત્પુરૂષમાં નથી. તેથી તમને ચોંટાડી દેવાનો અથવા તો કહાડી નાંખવાનો એમનો સ્વભાવ નથી. ફક્ત તે જો ખરો સત્પુરૂષ હોય તોજ આમ હોય છે. હું એક તેવો છું એમ કોઈએ સમજવું નહીં. સત્પુરૂષ હંમેશ સત્‌અવસ્થામાં હોય છેજ, તેથી આપણે પણ જો તેમને પ્રેમરૂપ ગુંદર વા લ્હાઈથી ચ્હોંટેલા હોઈએ તો આપણે પણ તેજ અવસ્થામાં જઈશું. આવી રીતે આપણે સત્ અવસ્થામાં ગયા એટલે આપણાં પાપ વગેરે બધાં સદ્રૂપજ બની જાય છે.

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ।

મ૦ ગી૦ અ૦ ૪ શ્લો૦ ૩૩.

ગંગામાં મળ ગંગારૂપ બની જાય છે. અગ્નિમાં સુગંધી, લીલાં કે વાંકાંચૂકાં લાકડાં નાંખવામાં આવે તો પણ તે અગ્નિરૂપ બની જાય છે; અગ્નિ એક બાજુએ અને તે લાકડાં બીજી બાજુએ એમ થતું નથી. તે પ્રમાણે કેટલાંએ પાપકર્મો અથવા સારાં કર્મો કર્યાં હોય તો પણ જો સત્પુરૂષને ચોંટયા હોઇએ તો જ્યાં સત્પુરૂષ ત્યાં આપણે. કાગળ જેમ ગુંદરે ચોંટે છે, તેમ આપણે સત્પુરૂષને પ્રેમથી, ભાવથી ચોંટવું. એનુંજ નામ ગુંદર, લ્હાઇ, ગમ્, મીઠાશ, લહેજત, સ્વાદ. વિષય વસ્તુમાં જો ચોંટીએ તો આપણી હોંસો વધતી જાય છે અને તેજ પ્રેમ સત્પુરૂષમાં ચોંટે તો આપણે વાસના રહિત થઇ સદ્રુપ બની બની જઈએ છે. વસ્તુમાં પણ પ્રેમ અને તમારામાં પણ પ્રેમ, તે વસ્તુને આધારે પ્રેમ પ્રેમ એક થઇ જવા મથે છે અને ચ્હોંટે છે એટલે કે પ્રેમ એ ગુંદર વા લ્હાઇ જેવો ચીકણો છે. ગમ એટલે પ્રેમ એ

અત્યાર સુધી કહ્યુંજ છે. તેથી અંગ્રેજ સરકાર ગમે તે થાય તોએ પરમેશ્વરજ તે, જાણે કે તેને ખબરજ હોયની કે ગમ્ એ ચ્હોંટાડનાર પ્રેમરૂપજ છે; તેથી વ્યવહારમાંની ચ્હોંટાડનારી વસ્તુને એટલે શુંદરને તેમણે ગમ્ એજ નામ આપ્યું. પરમેશ્વર આપણને દેખાતો નથી. તેથી સત્પુરૂષ પર પ્રેમ કરવો. પ્રેમ ભાવ વગર રહી શકતો નથી. ભાવ એટલે આકાર અથવા જે ઉત્પન્ન થયું તે. ભૂ ધાતુમાંથી ભાવ, ભક્તિ, પ્રેમ; એ આકારને વળગીને રહે છે. ફકત પ્રેમની આપ લે થતી નથી; કારણ પ્રેમ નિરાકાર છે. પ્રત્યેક વસ્તુમાં પ્રેમ છે. તે ખેંચે છે. પરંતુ ખેંચવાને આકારની જરૂર છે. શરીર છે તે ભાવજ છે. મન પણ ભાવ અવસ્થામાંજ છે, તેને આકાર છે તેથી તે બીજી વિષય વસ્તુ ખેંચે છે. ઇશ્વર કહે છે કે ' ખરા સુખનો અનુભવ જોયતો હોય તો આકાર અને આકાર પર (સાથે) રહેલો પ્રેમ મને આપી દે. હું ભાવ ભક્તિનો ભૂખ્યો છું. તેથી તમારી શરીરરૂપી વસ્તુમાં ભરેલો જે પ્રેમ એટલે ભક્તિ, અને જે જે વસ્તુમાં તમારો પ્રેમ જતો હોય તે બધી વસ્તુ સહિત એટલે તન, મન, ધન અર્પણ કરી પૂર્ણપણે સત્પુરૂષને ચોંટી જાવ તો જે સત્પુરૂષની અવસ્થા તેજ તમારી. એકદમ જો તેમ ન થતું હોય તો બને એટલી ટેવ રાખ્યાથી સત્પુરૂષ તમને મદદ આપે છે અને પછી ધીમે ધીમે પોતાના જેવા કરી લે છે.

ત્યારે બીજે ઠેકાણે પ્રેમ કરીએ તો ઇશ્વર મળે કે નહીં ? તો મળે, પરંતુ ત્યાં ઇશ્વર સમજીને ચાલો તો, નહીં તો, તમારાં સ્ત્રી છોકરાં સમજી પ્રેમ કરો તો કંઇ વળશે નહીં. પરમેશ્વર સમજી પ્રેમ કરો. નહીં તો બેઠા પોર્યાં (છોકરાં) કહાડતા ! સ્ત્રી પાતને દેવ કહે છે, પરંતુ તે પ્રમાણે બેઉ ચાલતાં નથી; બેઉ મળીને પોર્યાં કહાડયાં કરે છે. તમારા અવયવોનો, મનનો, શરીરનો ઉપભોગ તમારા પોતાના ઐહિક સુખ માટે ન કરો એટલે તમો પરમેશ્વરજ તો છો.

शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्

શરીર છે તો તે ચાલે તે માટે જેટલો જરૂરી વ્યવહાર છે તેટલોજ કરવો.

સ્વામી મહારાજનો "ग" કાયમ રાખ્યો; પરંતુ તે માંગમાં પણ ગયો તેથી તેમને જો ખરાબ લાગે, તો ગણપતિને કમીપણું આવશે અને તે તમને નડશે. તેમને સર્વવ્યાપી માનીને જો તે ભકિત કરશે તો તેનું પરિણામ સારૂંજ થશે. અમુકજ ઠેકાણે છે અને અમુક ઠેકાણે નથી એવી બુદ્ધિથી જો તે ભકિત કરે તો તે ગણપતિને સર્વવ્યાપી ઠેરવે ત્યાં સુધી તેમને ફરી જન્મ લેવોજ પડશે.

ગુસ્સે થયાં શિવાય પરિણામ આવતું નથી. ગુસ્સો એટલે પ્રેમ. તે પ્રેમનો અતિરેક થાય ( ખૂબ વધી જાય ) એટલે તેમાંથી ઉત્પન્ન થનારો જે જડાંશ તેને નાશ કરવાને તે અવસ્થા હોય છે.

**ગુસ્સો એટલે પ્રેમ.**

તેથી તેને ગુસ્સે થવું કહે છે. તે જડાંશ ગુપ્ત રીતે હોઈ બાધક હોય છે. તેથી તેને કહાડી નાંખવો. તે તોડી નાખવો એટલેજ એકેક પર ગુસ્સે થવું, ગાળબોળ દેવી વગેરે અવસ્થા ઉત્પન્ન થાય છે. કારણ તે જડાંશને લીધે પ્રેમની અનુકુળ મીઠાશ નાશ પામે છે. બહુ પ્રેમ થાય તો તેનું પરિણામ ઉલટું થાયજ; એટલે જડાંશ ઉત્પન્ન થાય છે અને તેને લીધે પ્રેમની મીઠાશ રહેતી નથી; તેથી તે કહાડી નાંખવો. એટલે ફરી પ્રેમ તો છે તે છેજ. જેવી વર વહુની લ્હડાઇ. પ્રેમનો અતિરેક એટલે ગુસ્સો. ખરી ખરી અવસ્થા આ'વી છે. પરંતુ જગતને તે વિરૂદ્ધ લાગે છે.

( સ્વામી તરફ વળી )

આજના અધ્યાયમાં રાધાકૃષ્ણને શ્રાપ થયો. આજનો દિવસ તેમને તે અવસ્થામાં રહેવા દો; તે શાપ, તે દુઃખ, ભોગવવા દો. પછી કાલે તેમને શાપમુકત કરવા જેવું હશે તો જોઇશું.

અહીં આવી ખાવું અને ઉંઘ કહાડવી. એમ ન કરતા. તો આજે ગ્રહણનો મોટો પર્વકાળ છે તેથી ભજન કરો, પહેરો ભરો. જેનાથી બને તેણે સ્નાન કરવું. નહીં તો (ન બને તો) ન કરો. તેજ પ્રમાણે રાત્રે જમશો નહીં. જેને કંઇ વધુ ઓછું દરદ હોય તેણે પડ્યાં પડ્યાં નામ સ્મરણ કરવું. ગ્રહણ છે ત્યાંસુધી બધાંએ જાગવું અને દેવને જગાડવા.

શુક્રવાર, તા. ૧૫ ઓગસ્ટ, ૧૯૨૪, શ્રાવણ વદ ૧ શકે ૧૮૪૬.

## મહાલક્ષ્મી અને અલક્ષ્મીની વાત-શંકરની વાત-પુણ્ય અને પુણ્યથી ઉત્પન્ન થયેલું સુખ બ્રહ્માર્પણ કર્યા કરવું-ઉદ્યાપન શબ્દની વ્યાખ્યા.

(કેટલાક પ્હેલી વખત આવનાર લોકોએ આવી મહારાજને હાર, માળા, વસ્ત્રો વગેરે અર્પણ કર્યાં. તે પરથી મહારાજે બોલવાનો આરંભ કર્યો.)

એક ગામમાં એક દરિદ્રી વર વહુ હતાં. તેમને ખાવા પણ મળતું નહોતું; તેથી તેમની સ્થિતિ તદ્દન સુદામા જેવી થઇ ગઈ. આ વાત મેં સાંભળેલી છે, ઉદાહરણ તરીકે તેનો ઉપયોગ થાય તો કરો. તે સ્ત્રીએ પોતાના પતિને કહ્યું બબ્બે દિવસ ફાકા પડવાનો (ભૂખ્યાં રહેવાનો) વખત આવ્યો ત્યારે હવે કોઇને પણ શરણે જવું જોઇએ.

**મહાલક્ષ્મી અને અલક્ષ્મીની વાત.**

અહીંથી દસ પંદર કોસ પર એક ગામ છે, ત્યાં એક મહાલક્ષ્મીનું દેવાલય છે. તે લક્ષ્મીએ પ્રસન્ન થઇ તેણે સેંકડો લોકોનાં દારિદ્ર નિવાર્યાનું પ્રસિદ્ધ છે. માટે હવે તમો પણ ત્યાં જઇ જુઓ. ત્યારે તેનો પણ ત્યાં જવાનો વિચાર ઠર્યો અને તે પ્રમાણે તે નીકળ્યો. તે ચૈત્ર વૈશાખના દિવસ હતા; તેના પેટમાં અન્ન નહોતું. તેના મનની ભાવના એવી હતી કે, મહાલક્ષ્મીનાં દર્શન થશે કે દારિદ્ર દૂર થશે; તેથી તે તેમજ ભૂખ્યો તરસ્યો તે ગામમાં ગયો અને મહાલક્ષ્મીના દેવળ સામે ઉભો રહ્યો. હઝારો લાખો રૂપીઆ ખર્ચી તે દેવળ બાંધ્યું હતું. અંદર બે ચાર ચોક હતા. દરેક ચોકમાં પહેરો હતો. તે મહાલક્ષ્મીજ હતી તેથી તેની યોગ્યતાવાળા રાજા રજવાડા જે હતા તેજ દર્શને જતા, દેવને દ્વારે

કોઇને મના હોતી નથી તેથી તે ગરીબ ત્યાં ગયો. પરંતુ તે મેલો ઘેલો, હાડકાં બ્હાર નીકળેલાં, શરીર પર વસ્ત્ર ફૂાટેલાં, એવી સ્થિતીમાં હતો તેથી તેને અંદર જવામાં 'મત જાવ, ( મના) કરવામાં આવ્યો. ત્યાંના પહેરો કરનારે કહ્યું " તારા જેવા ગરીબને મહાલક્ષ્મીનાં દર્શન થતાં નથી." તે ગરીબે કહ્યું " અરે તે જગદંબા છે ને? ત્યારે શું તે મારી અંબા નથી?" સિપાઇએ કહ્યું " બસ, બસ, બોલ ના બામણા " તે ગરીબ બોલ્યો ' હે દેવી, મહાલક્ષ્મી બધા તારા આગળ તો સરખા, તારી પાસે મારા જેવા દરિદ્રીનું તો કામ છે.' આવી રીતે અનેક પ્રકારે તે મહાલક્ષ્મીને પ્રાર્થના કરતો રડતો બેઠો. થોડી વારે તે કંટાળી તે દેવી પર પણ ગુસ્સે થયો અને સ્ત્રી પર પણ થોડો ગુસ્સે થયો કે આ'વું તે કે'વું ઠેકાણું દેખાડયું ? બે ત્રણ કલાક તેણે સિપાઇઓને આગ્રહ કર્યો. પરંતુ કંઇ ઇલાજ ચાલ્યો નહીં; તેથી કંટાળીને હવે અહીં પાણી પણ પીવા ન રહેવું એવો વિચાર કરી ત્યાંથી સીધા ઘેર પાછા જવા માટે તે ગામ બ્હાર નીકળ્યો. ઉપરથી તાપ લાગતો હતો; નીચે પગ શેકાઇ જતા હતા. ગમે ત્યાં કયાંઇ છાંયડામાં બેસવા વિચાર કરે તો કયાંઈ ઝાડ પણ નહોતું. દેવ પાછળ પડે છે ત્યારે એવીજ રીતે મૂઠીવાળી પાછળ પડે છે. તે બ્રાહ્મણ એમજ આગળ ચાલવા લાગ્યો. આગળ જતાં જતાં તેને કેટલેક દૂર એક ખંડિયેર દેવળ દેખાયું. તે દેવળમાં કોઇ જતું આવતું નહોતું. તેણે ત્યાં વિસામો લેવા જવાનો વિચાર કર્યો. જતાં જતાં દેવળને અર્ધે રસ્તે ગયો એટલે તેને ગામના લોકોમાંથી એકે જોયો. તેણે વિચાર કર્યો કે આ કોઇ અજાણ્યો માણસ ત્યાં જાય છે, તે જો ત્યાં જશે તો મરશે, માટે એને સાવધ કરવો; તેથી તેણે આને પૂછ્યું " અરે, કયાં જાય છે ? તે દેવળમાં જઇશ તો મરીશને. તે અલક્ષ્મી દેવી છે. તારે જો સુખ જોયતું હોય તો ગામમાં મહાલક્ષ્મી છે ત્યાં જા. તે બ્રાહ્મણે કહ્યું " તેનું મ્હોં પણ ન જોવું." ગામવાળો કહે " ઠીક, ત્યાં ન જાય તોપણ અહીં તો ન જઈશ,

નહીં તો તારૂં નિકંદન થઈ જશે.” બ્રાહ્મણ કહે, “મારૂં નિકંદન થઇજ ગયું છે; હવે શું થવાનું છે? અહીં તાપથી દઝાય છે, પગ શેકાય છે, તો દેવળમાં થોડી છાયા તો મળશે.” ગામવાળો કહે “સંભાળજે બાપુ, મેં તો મારી મેળે તને સાવધ કરી દીધો.” બ્રાહ્મણે નિશ્ચય કર્યો કે મરણ આવે તો ભલે આવે. એમ વિચાર કરી તે તે ખંડિયેર દેવળમાં ઘુસ્યો; તો ત્યાં સાપના, ઘુસના દરો, પૂજા નહીં, વપરાશ નહીં, એક બાજુની ભીંત પડેલી, બીજી બાજુએ મોટું બાકું પડેલું, અને અંદર અંધું અંધારૂં એવી સ્થિતિ તે દેવળની હતી. તોપણ તે તેમજ અંદર ગયો. જતાંજ એક ખાડામાં તેનો પગ પડયો અને ત્યાં વીંછી હતો તેણે ડંખ માર્યો. ‘અરેરે, ખરેજ આ અલક્ષ્મીરે અલક્ષ્મી! ઠીક, કેટલુંક દુઃખ આવે છે તે તો જોઉં. મરવાનુંજ છે તો દેવીના પગ પર તો માથું મૂકવા દે.” એમ વિચાર કરી આગળ જઇ દેવીના પગપર તેણે માથું મૂકયું એટલે એક સાપ ફુ કરી બ્હાર આવ્યો. બ્હાર જાય તો તડકો, પગ શેકાય છે વીંછીની વેદના થાય છે તેથી તેણે દેવીને કહ્યું ‘હે દેવી, તું મને કંઇ નહીં તો મારી નાંખ. તું અલક્ષ્મીજ છે તો તારૂં જેટલું સામર્થ્ય હોય તે બધું તું ચલાવ અને મને મારી નાંખ; ગમે ત્યારે મારો અંત થવાનોજ; તો તે તારા પગ પાસેજ થવા દે.” એમ કહી તે થાકેલોજ હતો તેથી ત્યાંજ પડી રહ્યો. એટલામાં થોડી ઉંઘ તેને આવી (ડોલાં, ઝોકાં આવ્યાં). થોડીવારે તે જાગ્યો તો ચારે બાજુએ તેને સંકટનાં ચિન્હો દેખાવવા લાગ્યાં; ભયંકર કિકીયારીઓ સંભળાવા લાગી, વિકાળ રૂપો દેખાવા લાગ્યાં. પરંતુ સંધ્યાકાળ થઇ ગઇ હોવાથી હવે કયાં જવું અને શું કરવું એવો વિચાર કરી તેમનો તેમ આખી રાત તે ત્યાં પડી રહ્યો. રાત્રિ પૂરી થયાં પછી તેણે વિચાર કર્યો કે “અહીંથી કોઇ કહાડી મૂકતું નથી, ફકત દુઃખના ઘા પડે છે; ત્યારે જે થવાનું હોય તે થાવ, કંઈ હરકત નહીં; મરણ આવે તો આવે.” એમ વિચાર કરી તે તેમને તેમજ ત્યાં પડી રહ્યો. એકેક દિવસ જતાં જતાં

સાત દિવસ એમ ગયા. તે સાત દિવસનું તેનું અનુષ્ઠાન થયું અને તે દેવી તેને પ્રસન્ન થઇ. દેવની પાસે જે હોય તેજ તે પોતાના ભકતને આપશે. લક્ષ્મી પ્રસન્ન થાય તો ધન આપે અને અલક્ષ્મી પ્રસન્ન થાય તો તેની પાસેથી દુઃખજ મળશે. તેને આશ્ચર્ય લાગ્યું કે મારી પાસે આશ્રય માંગવા માટે અનુષ્ઠાન કરનારો આજ એક ભકત મળ્યો. તેણે પૂછ્યું "કોણરે બાપૂ, તું કોણ ?" તે બ્રાહ્મણ કહે છે "તું કોણ ?" તે દેવી કહે છે, "હું અલક્ષ્મી, તારા અનુષ્ઠાનથી પ્રસન્ન થઈ છું." મારા હાથમાં જે કંઇ છે તેમાંથી ફાવે તે આપીશ.

બ્રાહ્મણ–આ તો ખરૂંને ?

દેવી–હા.

બ્રાહ્મણ–ત્યારે હું માગું છું તે આપ.

પેલી મહાલક્ષ્મીએ તેને અક્કલ આપી. અલક્ષ્મી મહાલક્ષ્મીનુંજ રૂપ, તેજ પ્રસન્ન થવાની, પરંતુ અલક્ષ્મી રૂપે.

બ્રાહ્મણ–હે દેવી, તેં કબૂલ કર્યું છે હું કે માગું તે તું આપીશ ત્યારે આજથી તારો પગ મારે ત્યાં નહીં એવું વરદાન આપ. એટલુંજ કર કે તારૂં મ્હોં મને કદી દેખાય નહીં.

દેવી– ઠીક જા. આજથી તારી મારી ફારગતિ. આપ્યું વર. થયું !

આ પ્રમાણે અલક્ષ્મીનો સંબંધ છુટયો કે તરતજ મહાલક્ષ્મીનાં ચિન્હો એની મેળે એની પાસે આવવા લાગ્યાં. તે દેવળમાંથી બ્હાર આવ્યો એટલે કેટલાક ગામના લોકોએ તેને જોયો, તેમાં પેલો પહેલાંનો ગૃહસ્થ–જેણે એને પ્રથમ જતો નહીં એમ કહ્યું હતું તે પણ ત્યાં હતો. 'અરે, આ દેવળમાં ગયેલો કોઈ જીવતો આવતો નથી અને આ આવ્યો; માટે આ સાક્ષાત્ પરમેશ્વર હોવો જોઈએ ! એમ સમજી તેણે ગામમાં જઇ લોકોને એ વાત જણાવી અને પાલખી વગેરે સર્વ સુખદાયી સામાન લાવી મોટા ઠાઠથી તેને પાલખીમાં બેસાડી ગામમાં લઇ જઇ એક મોટા રાજવિલાસી ઘરમાં રાખ્યો. અને અલક્ષ્મીના દેવળમાંથી જીવતો

આવ્યો તેથી એ ઇશ્વર હોવો જોઇએ એમ સમજી બધા લોકો તેને દર્શને આવવા લાગ્યા. ખાદ્ય પેય પદાર્થો દાસ દાસી બધું યથેચ્છ ! તે કહે ' વગર બોલાવે લક્ષ્મી આવી કે નહીં ! " આ પ્રમાણે કેટલાક દિવસ ત્યાં રહી તેણે પોતાને ગામ જવાનો વિચાર કર્યો, ત્યારે ત્યાંના લોકોએ તેને ધન ધાન્ય, વસ્ત્રાલંકાર વગેરે આપી ત્યાં મોકલી આપ્યો.

સારાંશ, સારૂં ખાવાપીવાનું મળે એટલે દેવ પણ મસ્ત બને છે. તે મહાલક્ષ્મી રાજારજવાડાનો આશ્રય લઇ મોહમાં ફસાઇ ગઇ હતી. જે ભિખારી શરણાંગત છે તેને પોતાના ગુણધર્મ આપવા જોઇએ એ વાત તે વિસરી ગઇ. દેવ જો મસ્તીમાં આવી જાય તો માણસને મસ્તી સૂઝે એમાં શી નવાઇ ! પણ જે દેવ ગરીબ હોય છે તે જલદી પ્રસન્ન થાય છે. તેમને પણ ભૂખ લાગેલી હોય છે. કોઇ પણ દર્શને આવે એમ એમને થાય છે. તેવું તે અલક્ષ્મીને લાગ્યું અને તે બ્રાહ્મણ તેની પાસેથી પોતાની અક્કલની મદદ વડે લક્ષ્મી ઘેર લાવ્યો.

" अचाट कल्पना चालवावी, बळेंच लक्ष्मी घरा आणावी "

(ખુબ કલ્પના દોડાવવી અને બળ જબરીથી લક્ષ્મી ઘેર લાવવી.) આ વાકયનો ઉપયોગ તે બ્રાહ્મણે બરોબર કરી લીધો. પ્રબળ કલ્પના ચલાવતાં જે જે ત્રાસ થાય તે સહન કરતા જઇએ એટલેજ અક્કલ આવે.

આ વાત મને ભીમાબાઇ નામની સાંઇબાબાની એક ભક્ત સ્ત્રી હતી તેણે હું શિરડીમાં ખંડોબાના દેવળમાં હતો ત્યારે કહી. તે દેવળ તદ્દન ખંડીયેર સ્થિતીમાં હતું અને મારી આવી વિદ્રૂપ થયેલી સ્થિતી જોઇ, કોઇ પૂજારી પણ ત્યાં આવતો નહોતો; તે ઠેકાણે મને ખુબવાર વિંછીઓ કરડતા અને સર્પ પણ ત્યાં ખુબ આવતા હતા એ તે બાઇને ખબર હતી. તે સંકટદશાજ હતી. તે વખતે તે બાઇએ કહયું "બાપુ, લોકો સાંઇબાબા પાસે જાય છે, ખાયછે, પીએછે, ત્યાં તમો કેમ જતા નથી ? " મેં કહયું તે લક્ષ્મી છે. ત્યાં મોટામોટા લોકો દિક્ષીત, બુટી, ચાંદોરકર, સાઠે વગેરેનો પત્તો

લાગે. અમારા જેવા ગરીબને તે 'હકાલ દેવ' (કહાડી મુકો) કહે છે. ત્યારે ત્યાં મારી કોણ દાદ લે !" તે કહે; તું અન્ન પાણી વગર મરી જાય છેને, જાને ત્યાં; એમ કહેતાં કહેતાં તેણે આ વાત કહી અને કહ્યું તારી અવસ્થા પણ તેવીજ દેખાય છે. આ ખંડોબાનુ દેવળ અલક્ષ્મીના દેવળ જેવું છે. અહીં ઝાડઝુડ નથી, દીવોબત્તી નથી, પૂજા નથી, મસાણખાઈની આ જગ્યા છે. તો પછી અહીં વીંછી ન કરડે તો બીજું શું થાય ?

ચાર વર્ષની તે મને શિક્ષાજ હતી. પછી ત્યાં શું સુખ હોય ! તે અલક્ષ્મી પાસે તે બ્રાહ્મણે માંગી લીધુ કે તારો પગ નહી જોઈએ; તેવી રીતે તને પણ આ ખંડોબા મળશે અને સાંઈબાબાએ પણ તને "મ્હાળસાપતિ (ખંડોબા) મળશે" એમ કહ્યું હતું એમ તે બાઇએ મને કહ્યું. મેં તે બાઈને કહ્યું કે મારે તેની પાસે કંઈ માગવાનુ નથી. હવે મને આ ત્રાસજ ઠીક લાગવા માંડયો છે. થવા દે જેટલો ત્રાસ થાય એટલો.

**શંકરની વાત.**

એવીજ એક શંકરની વાત હરિદાસે કહી હતી. એક મોટા મહાદેવના દેવળમાં રાજાનું અનુષ્ઠાન ચાલી રહ્યું હતું. હઝારો રૂપીઆનો ખર્ચ થતો હતો. એક ભીલ ત્યાં દેવને દર્શને આવ્યો. તેને કોઈ દર્શનમાટે જવા ન દે. મહાદેવની પિંડીપર પાણીની ધારા એકસરખી ચાલુ હતી. તે ભીલે આ જોયું ને આ એક પુણ્યકામ છે એમ એ સમજ્યો તેથી ગામ બહાર એક ખંડિયેર મહાદેવનું દેવળ હતું ત્યાં ગયો. તેની પાસે વાસણ પાત્ર કંઇ નહોતું તેથી તેણે પોતાના મ્હોંમાં પાણી લઇ પિંડીપર રેડવાનો ક્રમ કેટલાક દિવસ ચાલુ રાખ્યો; અને તે ચાલુ હતો ત્યારેજ એક વાર તે ભીલ તે મોટા દેવળની સામે આવ્યો. અંદર તે રાજા અનેક બ્રાહ્મણો સાથે રૂદ્રાભિષેક કરતાં કરતાં ખુબ ઠાઠ માઠથી મંત્ર ઘોષ કરતો હતો. અંદરના બ્રાહ્મણોએ આ ભીલને જોતાંજ તેને અંદર આવવાની મના કરી અને "અડીશ માં" એમ કહ્યું તેથી તે ભીલ દૂરથીજ નમસ્કાર કરી દરવાજા પાસે ઉભો રહયો;

એટલામાં એવો એક ભયંકર અવાજ થયો કે, હમણાં દેવળ પડશે કે કેમ એવી અંદરના લોકોને બિની ઉત્પન્ન થઇ અને બધા લોકો બ્રાહ્મણ રાજા વગેરે ગભરાઇ જઇ પોત પોતાનો જીવ બચાવવાને બ્હાર નીકળ્યા. આ જોઇ તે ભીલ અંદર ગયો અને દેવળ પડી, મહાદેવની પિંડી ભાંગી જશે એમ ધારી તે તેની ઉપર ઉંધો પડયો એવા હેતુથી કે દેવળ પડે તો એની પીઠ પર પડશે પણ પિંડી ભાંગશે નહીં. તેનો આવો ભાવ જોઇ શંકર પ્રસન્ન થયા અને તેને કહ્યું "ચાલ મારા કૈલાસમાં" આ પ્રમાણે તે કૈલાસમાં જતો હતો તે રાજાને દેખાયો. ત્યારે રાજાએ પુછ્યું કે 'ઓ દેવ, હું પુષ્કળ દીવસથી અનુષ્ઠાન કરતો હતો છતાં મને છોડી તમો એને કૈલાસમાં લઇ જાવ છો, એમ કેમ?' દેવ કહે 'તું પણ ભક્ત અને એ પણ ભકત, પરંતુ એણે મારા સંરક્ષણ માટે પોતાના દેહને સંકટમાં નાંખ્યો; એણે એનું સર્વસ્વ અર્પણ કર્યું તેથી એ આજેજ કૈલાસમાં લઇ જવા યોગ્ય છે. તારી પાસે પૈસા પુષ્કળ છે તે તું ફકત ખર્ચ કરે છે; તેથી હજુ તને અવકાશ છે. તું પણ તન મન ધન સર્વસ્વ અર્પણ કર, એટલે તું પણ કૈલાસમાં આવીશ." પછી તે રાજાએ તેમ કર્યું અને તે પણ કૈલાસમાં ગયો. આવી આ કથા છે.

જેમ સર્કસમાં એકાદા વાઘ ઇત્યાદિ હિંસ્ર પ્રાણીને માણસના ખાવાના પદાર્થ ખવડાવી તેને શણગારી શોભાવી તેના હિંસ્ર ગુણધર્મોનો નાશ કરે છે અને તેને માણસાળુ કરી નાંખે છે, તેમ સત્પુરૂષને તમો માણસાળુ કરવાનો પ્રયત્ન કરો છો, તેને ખાવા પીવાનું આપી, વસ્ત્રાલંકાર આપી તમારા જેવા તેમને કરવા મથો છો; પરંતુ કોઇક જનાવર માણસાળુ બને છે અને કોઈ પોતાની જાત પર જઇ પોતાનો ગુણધર્મ દેખાડે છે, તેવું આ છે. તે સત્પુરૂષજ હોય તો તે માણસાળુ બને છે કે? ઉપર ઉપર થોડો માણસાળુ બન્યા જેવો દેખાવજ ફકત તે કરશે. જેમ વખત આવે કે વાઘ થપ્પડ મારી તેના માલીકને ઉંધો પાડે છે, તેમ સત્પુરૂષ ગમે તેટલો માણસાળુ થાય તોપણ તે પોતાનો પંજો ફાવે

તેના માથાંપર મૂકશેજ ! સત્પુરૂષનો પંજો એટલેજ તેનો હાથ. સત્પુરૂષનો હાથ માથાંપર પડે તો સત્પુરૂષ ગમે તેટલો માણસાળુ બન્યો હોય તોપણ તે પોતાના ગુણધર્મ તેમાં ઘુસાડશેજ. તે છોડે છે થોડોજ ! જેની ઉપર કોઈપણ રીતે સારી રીતે કહો અથવા મારવાની રીતે કહો, તે સત્પુરૂષનો પંજો (હાથ) પડે તેનું કલ્યાણજ થશે, એવો નિયમ છે.

**પુણ્યપાપથી ઉત્પન્ન થયેલું સુખ બ્રહ્માપર્ણ કર્યા કરવું.**

સત્પુરૂષપર પુણ્યપાપનું પરિણામ થતું નથી. પાપથી દુઃખનો અનુભવ તેને આવતો નથી અને પુણ્યથી તેને સુખનો અનુભવ આવતો નથી. જેમ અગ્નિમાં સારી અને ખરાબ ચીજો સમાઈ જાય છે પરંતુ તેનું પરિણામ તે અગ્નિ ઉપર, તે નાંખનારા પર, થતું નથી તેવીજ સત્પુરૂષની અવસ્થા હોય છે. પાપ નાંખવામાં આવે કે પુણ્ય નાંખવામાં આવે તો એ તે સત્ અવસ્થામાંજ જાય છે. પાપનું પાપપણું અથવા પુણ્યનું પુણ્યપણું ત્યાં રહેતું નથી. મનુષ્યનો ધર્મ પુણ્ય સંચય કરવાનો છે, પરંતુ પુણ્ય સંચય થતાં થતાં અદૃશ્ય રીતે પાપ થાયજ છે. તેથી પુણ્ય કરી તે સત્પુરૂષને ત્યાં નાંખવું એટલે તે સદ્રૂપ થાય છે, અને તેની સાથેજ પુણ્ય કર્મ કરનાર પણ સદ્રૂપ થાય છે. તેથી પુણ્ય પુષ્કળ કરી 'તત્સત્ બ્રહ્માર્પણમસ્તુ' અથવા 'કૃષ્ણાર્પણમસ્તુ' એમ કહેવાનો વહિવટ છે.

જેને તમો સારાં સારાં સમજો છો એવાં ઉત્તમ ઉત્તમ દાગીના, પંચ પકવાન્નો વગેરે પુણ્યનાં ફળ છે તેથી તે કૃષ્ણાર્પણ કરવાં જોઈએ અને કરનારા તે પ્રમાણે કરે પણ છે. એમ શા માટે કરે છે અને શા માટે કરવું પડે છે ? તો, તે વ્યવહારનું સારૂં સારૂં ઉત્પન્ન કરનારૂં પુણ્ય છેવટે પાપનું ફળ એટલે દુઃખ દેનાર થાય છે. તેથી એવી રીતનું પુણ્ય ફળ સારે માર્ગે આપી દેવાની રીત છે. માટે મનુષ્યનું કર્તવ્ય છે કે, કોઈ પણ પ્રકારે પુણ્ય કરતાજ રહેવું અને તેમાંથી વ્યવહારમાં જે જે સારાં ફળો

:પન્ન થાય તે બ્રહ્માર્પણુ કૃષ્ણાર્પણુ કર્યાંજ જવાં. આપણે પોતેજ પુણ્યનાં ફળ એટલે વ્યવહારનાં સુખ ભોગવવાં નહીં.

स्त्रयं सपादितं द्रव्यं स्वमेवोपभोगितं ।
स्त्रयं उत्पादितं धान्यं स्वयमेवौपभोगितं ।
स्त्रयं उत्पादिता कन्या स्वयमेवोपभोगिता ।
एतादृशं महापापं नैवं लोकत्रयेपि च ॥

અથવા

भुंजते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥

મ० ગી० અ० ૩ શ્લો० ૧૩

એટલે શું ? તો આપણે ઐહિકસુખની લાલચથી પુણ્ય રી તે પુણ્યમાંથી ઉત્પન્ન થયેલાં ઐહિકસુખ ધનદોલત વગેરે ।પણેજ આપણાં ભોગવવાં, એટલે પોતાની કન્યાનો ઉપભોગ પોતેજ ધા બરોબર છે. પોતે ઉત્પન્ન કરેલું દ્રવ્ય, ધાન્ય પોતે ઉત્પન્ન રલી છોકરી વગેરેનો પોતે ઉપભોગ લેવો કે ? ધાન્ય, દ્રવ્ય ળવવાં, ઉત્તમ કન્યા થવી એ પુણ્યનાં ફળ સમજવાં. આ ઉપરથી કરી થવી તે સુદ્ધાં પુણ્યનું ફળ છે, છોકરો થવો પુણ્યનું ફળ ી; એ તમારા ધ્યાનમાં નહી હોય તો હવે લક્ષમાં રાખો. તેથી ।સ્રમાં પ્હેલી છોકરી થવી જોઈએ એમ છે. **तत्सतब्रह्मार्पणमस्तु** રવામાટે તે કન્યા છે, કારણુ તે એક પુણ્યવસ્તુ છે. તેથી

ब्रह्मस्वरुपिणे वराय इमां कन्यां प्रदाम्यामि ।

મ કહી બ્રહ્મસ્વરૂપ સમજીનેજ તેને તે અર્પણ કરવામાં આવેછે. ન્યા જો પુણ્યનું ફળ છે અને જેમ તેનો ઉપભોગ લેવો એ મહા દોષ પરાધ છે, તેમજ બાકીની પુણ્ય વસ્તુનો ઉપભોગ લેવો એપણુ મોટો ગુન્હો છે. એટલેકે સુખની જે વસ્તુઓ છે તે પરમેશ્વરાર્પણુ રવામાટે છે. એમ ન કરીએ તો આપણે પરમેશ્વરના ગુન્હેગાર એ છીએ.

કોઈપણુ વ્રત અથવા અનુષ્ઠાન જે કોઇ કરે છે તેને છેવટને

દિવસે સમાપ્તિ અથવા વ્રતનુ ઉદ્યાપન એમ કહે છે. જે પુણ્ય અથવા અનુષ્ઠાન કર્યું હોય તે જેટલા પ્રમાણમાં કર્યું હોય તેટલું તે કૃષ્ણાર્પણ કરવું એટલેજ ઉદ્યાપન કરવું. ઉદ્યાપન એ શબ્દમાં ઉત્+યાપન એવા બે શબ્દ છે.

**ઉદ્યાપન શબ્દની વ્યાખ્યા.**

"ઉત્' એટલે સર્વમાં જે ઉંચુ, શ્રેષ્ટપદ છે તે ઠેકાણું અને 'યાપન' એટલે નાંખવું. તેથી તે પુણ્ય ત્યાં નાંખવામાં આવે તો આપણેજ ત્યાં જઈએ એવું થાય છે, કારણ તે પુણ્ય આપણાજ મનદ્વારા થયું છે; તેથી ઉદ્યાપન શિવાય પુણ્યની અથવા અનુષ્ટાનની સમાપ્તિ થતી નથી. કારણ સમાપ્તિ અવસ્થા એ કૃષ્ણમાં બ્રહ્મમાં છે. 'આપ્તિ' એટલે મિલ્કત; અને 'સમ'ની મિલ્કત તે 'સમાપ્તિ.' સમ એટલે પાપ અને પુણ્ય એકજ; આપણે તેજ બ્રહ્મ, અને બ્રહ્મ તેજ આપણે, સુખ તેજ દુઃખ અને દુઃખ તેજ સુખ એવી જે સમ અવસ્થા તેની પ્રાપ્તિ એટલેજ સમાપ્તિ, અને તે સમાપ્તિ કૃષ્ણ, રામ, બ્રહ્મ વગેરેમાં છે. તે સમાપ્તિ આપણે જોયતી હોય તો બ્રહ્મ તેજ આપણે અને આપણે તેજ બ્રહ્મ એવી અવસ્થા આપણને આવે તે માટે ખૂબ પુણ્ય કરવાં અને તે પુણ્ય અને તેના અનુભવો તે અવસ્થામાં લઇ જઈ નાંખવાં. તે પુણ્ય અપાયું કે નહીં તેનો અનુભવ આપણને આવતો નથી. તેથી પુણ્ય અર્પણ કર્યું તો તેની સાથે આપણે પણ અર્પણ થયા એવો પક્કો નિશ્ચય આપણો થવો જોઈએ. એમ કરવામાં આવે તો પણ પુણ્ય કર્મ કર્યાનું અભિમાન આવે છે કે મેં અમુક પુણ્ય કર્યું અને તે બ્રહ્માર્પણ કર્યું. તેથી જો કે તે પુણ્ય અર્પણ થાય છે તો પણ તે પુણ્ય આપણે કર્યું એમ ભાન રહે છે તેથી તેનું ફળ ભોગવવાનો આપણે પ્રસંગ આવે છે. તેથી પુણ્ય અર્પણ કર્યા પછી જ્યાં સુધી તેનું ભાન હોય ત્યાં સુધી તેનું ફળ એટલે સુખ એ મળશેજ. જેટલું પુણ્ય હોય તે પ્રમાણે રાજસુખ વગેરે મળશેજ. પરંતુ તે પુણ્ય અહંકાર છોડીનેજ કરવામાં આવે તો ફક્ત ઐહિક સુખની પ્રાપ્તિ થઈને પણ બ્રહ્મ સુખની પ્રાપ્તિ થાય છે. તેથી પુણ્ય કરી

તેનું ઐહિક સુખકારક ફળ ઉત્પન્ન થાય તે પ્હેલાંજ જો તે પુણ્ય બ્રહ્માર્પણ કરી છોડી દેવામાં આવે અને પછી જો કે તેનું ભાન રહે અને કદાચિત્ ઐહિક સુખનું ફળ પણ ઉત્પન્ન થાય તો પણ તે પુણ્ય પહેલેથીજ **तत्सत् ब्रह्मार्पण** કરવામાં આવ્યું છે તેથી ઐહિક સુખ ભોગવીને પણ આખરે બ્રહ્મ સુખમાં જઇ શકાય છે. જેમ પાંડવ વગેરે ઐહિક સુખ ભોગવીને પણ આખરે બ્રહ્મ સુખ પામ્યા તે પ્રમાણે.

અનેક પ્રકારે મોટાં મોટાં પુણ્યો કરી તે બ્રહ્માર્પણ કર્યાથી જે બ્રહ્મ સુખમાં નિમગ્ન થયા છે, તેમને જો પ્રસંગવશાત્ જગત્માં દૃષ્ટિ નાંખવાનું કારણ પડે અને જગત્માંના તમારા જેવા હઝારો જણા ઐહિક સુખમાં મુગ્ધ બની ગયાનું તેમને ભાન થાય, તો તેમને બહુ દુઃખ થાય છે. ત્યાં તો બીલકુલજ દુઃખ નથી, પરંતુ તમારે લીધે તેમને દુઃખ ભાસવા લાગે છે. પછી તેઓજ સંતને રૂપે જગત્માં આવી પોતાના જેવાં અખંડ સુખમાં લઈ જવા માટે તમારે માટે પુણ્ય-માર્ગ બનાવે છે અને તે બ્રહ્માર્પણ કરવાનો ઉપદેશ કર્યા કરે છે. તેથી ઐહિક સુખમાં લુબ્ધ ન થાવ. એની યુકિત એટલીજ કે જે જે પુણ્ય કરવામાં આવે તે તરતજ તત્સત્ **ब्रह्मार्पणमस्तु** અથવા **कृष्णार्पणमस्तु** કહી છોડી દેવાં; એટલું પણ કરી જો પુણ્યનું તે ફળ હોવાથી કોઈ પણ રૂપે ઐહિક સુખની ઉત્પત્તિ થઇજ તો તે અર્પણ કર્યાં કરવી.

ઐહિક સુખરૂપે પુણ્યનો અનુભવ લેતી વખતે કોઈ કોઈ કહે છે કે હરામનું દ્રવ્ય આણ્યું, અથવા પુણ્ય હતું તેથી ચરૂ જડયો. એક દુકાનદારે એક ઓલીઆને જોઇ પાંચ રૂપીઆની કિંમતના લુગડાંનાં સાત રૂપીઆ લઈ નફો મેળવ્યો. તો એવી રીતે કેમ ન હોય અથવા કોઈ પણ સ્હેલા ઉપાયથી તેણે પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હોય તો તે પણ પુણ્યનુંજ ફળ. તેથી થોડો શ્રમ કરી ખૂબ દ્રવ્ય આવે તો તેને લાગે છે કે આપણે લુચ્ચાઇ મારામારીથી આ દ્રવ્ય મેળવ્યું. તેથી એવા ધનને કોઇ કોઈ પાપથીજ કમાયલું અથવા પાપનુંજ તે ધન સમજે છે. તેને લીધે

તેને તેનું મન ડંખ્યાં કરે છે. પુણ્યનાં ફળ તરીકે તેને તે દ્રવ્ય મળ્યું; પરંતુ તે પુણ્ય ઐહિક સુખ માટે હતું તેથી તેને પાપ એ નામ આવ્યું. તે પાપનું ધન પચે નહીં. તેથી તે તેનું દાન કરવાનો વિચાર કરે છે. એકવાર એને લાગ્યું કે આ પાપના પૈસા છે કે પછી સ્ત્રી, છોકરાંને કંઇ દુઃખવા માંડે અથવા તો પોતાના વ્હાલાં માણસનું નુકસાન થવા માંડે એટલે એને સંશય આવે છે અને મનમાં ડંખે છે; તેથી તે પાપ ગમે ત્યાં નાંખવા માટે સત્પુરૂષ પાસે જાય છે અને કહે છે કે, “બાબા, મ્હારી પાસેથી સેવા લો.” હું કહું છું, “ઠીક બાપુ, કર ફલાણું ફલાણું સત્કર્મ.” પછી તે તે પ્રમાણે ચાલે છે. ટુંકામાં એવા ધનને જો પાપ ઠેરવ્યું તો તે ગમે ત્યાં આપવું જોઈએ. આ હરામનું, પાપનું દ્રવ્ય સમજી કોઇને આપીએ તો તે બીજાને પણ નડેજ. આ માટે તે સત્પુરૂષને આપવું અથવા કોઇ સત્કર્મમાં તેનો ઉપયોગ કરવો એજ તેને નાંખવાનું ઠેકાણું છે. પછી એવી રીતે તે બ્રહ્માર્પણ થયાં પછી તે પુણ્ય જેમ બ્રહ્મરૂપ થાય છે તેમ પાપ પણ બ્રહ્મરૂપ અને નાંખનારો પણ તેની સાથે બ્રહ્મરૂપ કૃષ્ણરૂપ થાય છે. આ પરથી શું ઠરે છે ? તો પાપરૂપ અને પુણ્યરૂપ પણ ‘તત્સત્ બ્રહ્માર્પણ’ કરવાની જરૂર છે. આ પરથી જો કોઇ એમ કહે કે “સત્પુરૂષને ત્યાં પોતાનું પાપ સમજી પુષ્કળ લોકો ગમે તે વસ્તુ આણી નાંખે છે અને તેમને પોતાને તો તે વસ્તુનો કંઇ ઉપયોગ નથી અને તે ઉપયોગ કરતાપણ નથી; પરંતુ જે વસ્તુ જ્યાં આપવી યોગ્ય નથી એવે ઠેકાણે જો તે સત્પુરૂષે તે વસ્તુનો દુરૂપયોગ કર્યો તો પછી કેમ? તો એમ સમજો કે તે વસ્તુ સત્પુરૂષને આપી એટલે તે સત્ અવસ્થામાંજ જઈ પડી અને સત્પુરૂષ જો બ્રહ્મરૂપ છે તો તે જો તે વસ્તુનો દુરૂપયોગ કરે તો પણ તે જ્યાં જશે ત્યાં બ્રહ્મરૂપજ કરશે. જેને તે વસ્તુ આપવી ઉચિત નથી તેવાને પણ જાણીજોઇને સત્પુરૂષ તે ચીજ આપે છે એવા હેતુથી કે તેમને બ્રહ્મરૂપ અવસ્થા આવે; એટલે સ્વભાવિક રીતે તો તે વિસંગત દેખાય. સતપુરૂષની ઇચ્છા પ્રમાણેજ જે

કરવાનું છે તે જ્યાંસુધી તે સત્પુરૂષ તરફથી થાય નહી ત્યાંસુધી તમારા વ્રતની સમાપ્તિ થતી નથી; અને આ માટેજ સત્પુરૂષ જાણી જોઇ એમ કરે છે. સમાપ્તિનો એટલે સારી અને ખરાબ અવસ્થાના સમાન અનુભવ માટે તેમની આ યુકિતઓ છે. તેઓ તે વસ્તુ ચોરને અથવા દુર્વ્યસનીને આપે તોપણ તે બ્રહ્માર્પણુજ. ચોર, રાંડ, અને બાબા એકજ, એવી સમાન બુદ્ધિ થશે તે વખતે સમાપ્તિનો અનુભવ આવશે. સત્પુરૂષ પણ પરમેશ્વરજ છે; તે જે કરે તે જગતને સમાપ્તિનું ફળ આપવા માટેજ કરશે એમ સમજવું.

મહારાજે પૂછયું, કાલે ગ્રહણ વખતે કોઇએ પુરશ્ચરણ કર્યું હતું કે ? તેપરથી કેટલાક ભકતે "હા મહારાજ, કોઇએ જપ તો કોઇએ ભજન તો કોઇએ પ્રદક્ષણા વગેરે કર્યાં, એમ ઉત્તર આપ્યો. મહારાજે કહ્યું. "સારૂં થયું" પુરશ્ચરણ એટલે બ્રમવર્ષે જે એક પગલું આગળ જવાય છે તે ફળ થોડા વખતમાં મેળવવાનો આ ઉપાય છે. ચરણ એટલે પગ, જેટલાં પગલાં આગળ જવાનું છે, તેમાંથી એક પગલું આગળ નાંખવું (મૂકવું, જવું), એટલે એક પરીક્ષા પાસ થવી. થોડા વખતમાં પાસ થવાની આ યુક્તિ છે.



શનિવાર, તા. ૧૬ ઓગસ્ટ, ૧૯૨૪ શ્રાવણ વદ ૨ શકે ૧૮૪૬

**જે અત્યંત અપવિત્ર તેજ પૂર્ણ પવિત્ર-કઠણ માર્ગ વગર આત્મા શુદ્ધ થતો નથી-જગતની ઉત્પાત પૂર્ણ અમંગલમાંથી અને તેજ પૂર્ણ મંગલ-પૂર્ણ અપવિત્ર જે સાંઇમૌલા તેમાં હોયાં શિવાય પવિત્રપણું એટલે અખંડ સુખ નથી-કોઇપણ જાતીનો પૂર્ણ સત્પુરૂષ તે સાંઇમૌલાજ.**

ખોદવાને બળ, અક્કલ અને તેને લાયક સાધન જોઇએ. આ બે ત્રણ પ્રકાર હોયાં શિવાય રીત પ્રમાણે ( ફકત ) ખોદયાથી વસ્તુ મળવી શકય નથી.

“ નાના રત્ના વસુંધરા ”

“ વસુંધરા ” એટલે પૃથ્વી, વસુ=ધન. ધન એક પ્રકારનું થોડુંજ હોય છે. અનેક પ્રકારનાં સારાં માઠાં ધન હોય છે. સારૂં પણ ધનજ અને માઠું પણ ધનજ. જે ખરાબ હોય તે પણ રત્ન જેવાં અને સારાં હોય તે પણ રત્ન જેવાં. પરંતુ વ્યવહારમાં સારી વસ્તુને રત્ન નામ આપવામાં આવ્યું છે. સારી વસ્તુ હોય એટલે કહે છે કે, “ કેવી રત્ન જેવી છે ! ” “ આ છોકરો કેવો રત્ન જેવો છે, આ છોકરી રત્ન જેવી છે. ” વગેરે કહેવાનો વહીવટ છે. કોઇ બાઇ પ્રસૂત થાય અને શું આવ્યું એમ પૂછવામાં આવે તો પુત્ર રત્ન અથવા કન્યા રત્ન થયું એમ કહે છે. ટુંકામાં સારાંપણાંનું વર્ણન કરવા માટે રત્નની ઉપમા આપે છે. રત્ન એ પ્રત્યક્ષ સારૂં છે. કારણ સારાપણું તેમાં પૂર્ણપણે છે એમ ઠર્યું છે. જેમ સારી વસ્તુને રત્ન કહેવામાં આવે છે તેમ પૂર્ણપણે ખરાબ વસ્તુ હોય તેને પણ રત્ન કહેવું. તેથીજ **નાના રત્ના વસુંધરા** એમ કહ્યું છે. તેવીજ રીતે સમુદ્રને રત્નાકર કહે છે. ચૌદ રત્નો સમુદ્રમાંથી નીકળ્યાં એમ કહે છે. ચૌદ રત્નમાં જે ચૌદ વસ્તુ છે

તે બધાંને રત્નજ કહી છે. તે ચૌદમાંથી કેટલીક ઉત્તમ અને કેટલીક તદ્દન ખરાબ પણ વસ્તુ છે. "लक्ष्मी कौस्तुभ पारिजातक सुरा" એવો એક શ્લોક છે. લગ્નની વખતે બ્રાહ્મણો તે બોલે છે. તેમાં ચૌદ રત્ન ગણાવ્યાં છે. લક્ષ્મી, પારિજાતક ઇત્યાદિ કેટલીક સારી અને સુરા હલાહલ વિષ જેવી કેટલીક ખરાબ વસ્તુ પણ તેમાં છે. એ પરથી શું થયું તો તમોએ જેને સારી માનેલી વસ્તુઓ છે તેનેજ રત્ન કહેવાં એમ નથી પણ ખરાબને પણ રત્નજ કહેવાં. તમો જેને સારાં સારાં સમજો છો તે અધકચરાં સારાં હોવા છતાં તમો તેને પૂરાં સારાં માનો છો. તેથી તે સારાંને રત્ન કહેવાનો તમો રિવાજ પાડો છો; પરંતુ ખરાબને કોઇ રત્ન કહેતું નથી, કારણ તે ખરાબ અધકચરાં (અપૂરાં) હોય છે તેથી. જો તે પૂરે-પૂરાં ખરાબ હોય તો તેને રત્નજ કહેવાં જોઈએ, પરંતુ તેને પણ તમો રત્ન નામ આપવાને રાજી નથી તો અપૂરાં ખરાબને તો શું તમો રત્ન કહેશો! જે ખરાબમાં બીજું

**જે અત્યંત અપવિત્ર** ખરાબ ઉમેરવાની જરૂર પડતી નથી એવું **તે પૂર્ણ પવિત્ર.** જે પૂર્ણ ખરાબ અથવા જે સ્વયંભૂજ પૂર્ણ ખરાબ હોય, તો તેને રત્નજ સમજવું. હલાહલના કરતાં પૂર્ણ વિષ બીજું નથી તેથી તે રત્નજ. તેવીજ રીતે જે અત્યંત અપવિત્ર તે પૂર્ણ પવિત્ર એવો સિદ્ધાંત છે. પૂર્ણ અપવિત્ર હોય તેને પવિત્ર કરવાને બીજું સાધન નથી. તેથી એવી વસ્તુ પવિત્રજ. એનું ઉદાહરણ ગુ, જેને પૂર્ણ અમંગળ, અપવિત્ર માન્યું છે. તેને પવિત્ર કરવાને કંઇ સાધન નથી. તે સ્વયંભૂ ખરાબ છે. એવી જે વસ્તુ તે પૂર્ણ પવિત્ર અને રત્ન જેવી સમજવી. ત્યારે શું ગુ પવિત્ર છે, રત્ન છે? તો, ગૂ એ પવિત્ર રત્ન હોવા છતાં તમો તેને માનતા નથી તેથી તમારે લેખે તે પવિત્ર અથવા રત્ન નથી. છતાં હું કહું છું કે ગુના કરતાં પવિત્ર વસ્તુ બીજી નથી; અને જો કદાચિત્ હોયજ તો તેનો પહેલો નંબર થશે

અને ગુનો બીજો નંબર આવશે. એ ઉપરથી તમો એમ પૂછો કે "ગૂને જો એટલી પવિત્ર વસ્તુ ઠેરવી છે, એને આપણને તો ચિત્ત શુધ્ધિની આત્માની પવિત્રતાની જરૂર છે, તો ગુથી તે કાર્ય થશે કે? અને એમ જો હોય તો ચિત્તશુધ્ધિ માટે વિવિધ તરેહનાં અનુષ્ઠાન કરવા કરતાં આ તો સ્હેલું છે. આના જવાબમાં હું કહું છું "હા, સ્હેલું છે." આ ઉપર ફરી એવો પ્રશ્ન થાય છે કે "ત્યારે લોકોમાં એ વહિવટ કેમ નથી?" તો હું કહું છું. શું કહું તમોએ શા માટે વહિવટ પાડયો નહીં? જો પવિત્ર થવું હોય, ચિત્તશુદ્ધિ કરી લેવી હોય તો ગુ ખાવ. "બાબા, તમો આવી વાતો કહો છો, તો તમને ગુરૂ કેમ મનાય?" ત્યારે હું કહું છું "ના માનો' "દુનિઆમાં જે કોઈએ કર્યું નથી તે કરવાને તમો અમને શા માટે કહોછો? પરંતુ દુનિઆને પોતાનો આત્મા પવિત્ર થાય, ચિત્તશુધ્ધિ થાય, એવી ઇચ્છા પણ કયાં છે? હઝારોમાં એકાદને એવી ઇચ્છા હોય છે અને તે એકાદાને એવી ઇચ્છા થાય કે તરત તે તેમ કરે પણ છે. તે ગુમાં આળોટે છે. 'એટલો સ્હેલો ઉપાય છે તો આપણે એ કરીએ, ચાલો' એમ જો તમો કહો તો હું કહું છું કે કરો પરંતુ તેમ કરવું જો તમને કઠણ લાગે તો તેનું ફળ નથી. જેમ સાકર, આંબા મ્હોરનો ભાત, અથવા હાપુસ, પાયરીની કેરી વગેરે માટે જીવ તણાય છે, તેવી રીતનો પ્રેમ તે ગુ માટે આવવો જોઇએ. ખરાબ વસ્તુમાંથી પણ પ્રેમ ઉત્પન્ન થાય છે. જેમ લસણ, કાંદા ખાય છે તેની શું થોડી વાસ આવે છે? તેમાં શી મીઠાશ કે શું સુખ છે? બીડી પીઓ છો, તંબાકુ પીઓ છો, એમાં શી લ્હેજત? ઉલટી ઉધરસ આવે છે. દારૂ પીતાં નાક મ્હોં વાંકુ ચુકું કરો છો કારણ તે બળતો બળતો ગળાં નીચે ઉતરે છે. છતાં ઘડી બે ઘડીએ તે પાછો જોઈએ. એવી રીતે ખરાબમાં લહેજત હોય છે. જો કે તેમાં સાકરની મીઠાશ આવતી નથી તો પણ તેમાં અનેક પ્રકારની લહેજત છેજ.

તે ગુમાં તમને પ્રેમ ઉત્પન્ન થતો નથી તેથી ચિત્ત શુદ્ધિ થતી નથી. કોઈને પણ તેના પર પ્રેમ નથી એજ સારૂં છે. બધાંનેજ જો તેના પર પ્રેમ હોત તો તે વડે પવિત્રપણું પણ આવ્યું ન હોત. કોઈનેજ જો તેનો પ્રેમ ન હોય ને એકદાનેજ તે પર પ્રેમ આવે તો તે એક પવિત્ર થશે. ગુમાં વિશેષ મીઠાશ અને લ્હેજત છેજ. પરંતુ તે જેના નશીબમાં હોય તેના. નાનાં છોકરાં પણ કોઈ પાસે ન હોય ત્યારે હગેલું ચુંથતાં ને ખાતાં બેસે છે. તેને તે ખાવાને જો પ્રતિબંધ કરીએ તો તે છોકરૂં ઉલટું વધારે રડે છે. તે ગુમાં લહેજત અથવા તેને તે પર પ્રેમ હોયાં શિવાય શું તે છોકરૂં ગુ ખાય છે? તમો કહેશો 'બાબા, તે છોકરૂં નાનું અજ્ઞાની હોય છે, તેને સમજ નથી' અરે સમજ કેમ નથી? તેને મીઠાશ લાગેલી સમજાય છે. ને તેથીજ તો તે ખાય છે ને? તેની મીઠાશ તે નાનપણની અવસ્થામાંજ હોય છે અથવા તો જો કોઈ મોટો થયો હોય છતાં નાનપણની અવસ્થામાં જાય તેને હોય છે. ગુ ખાઈ પવિત્ર થવું એ જેટલું સ્હેલું છે, તેટલુંજ કઠણ પણ હોઈ બધામાં શ્રેષ્ઠ છે એ ખરૂં; પરંતુ જેને નશિબે તે બાજુ તેના પર આવી તે એકજ પૂર્ણ પવિત્ર થયો. પછી તેની મારફતે હઝારો જણા ગુ ખાધાં શિવાય પણ પવિત્ર થાય છે. તેથી તમારે લોકોએ પણ તેવી રીતે તમારી જાતને પવિત્ર કરી લેવાની જરૂર નથી. કારણ ગુના કરતાં તેથી આગળ અમે તેટલું અપવિત્ર હોય તો પણ તેનાથી પણ આગળ જે અવસ્થા છે એટલે પવિત્ર અને અપવિત્ર એ બેઉ બાજુની આગળની જે અવસ્થા છે તે અવસ્થામાં જે પૂર્ણપણે ગયો છે તેની સાથે જો તમો સબંધ બાંધો છો, અથવા જોડ સાંધો છો, તો સ્વભાવિકજ છે કે તે જોડ (સબંધ) જેમ મજબુત બને તેમ તેમ તમને પણ તેજ ફળ મળશે.

કઠણ માર્ગ વગર આત્મા શુદ્ધ થતો નથી. પણ તે કઠણ

માર્ગ હોય છતાં અને તેની કઠણાશનો અનુભવ આવે છતાં તે આપણને સ્હેલો લાગવો જોઇએ. તો આત્મા શુદ્ધ થાય છે. જે ગુ ખાય છે તેને લોકો પવિત્ર માને છે. ગાય ગુ ખાય છે તેથી તે પવિત્ર. ગુ પેટમાં જાઓ અને પવિત્ર થાવ. પરંતુ પ્રત્યક્ષ (ખરેખરૂં)

**કઠણ માર્ગ વગર આત્મા શુદ્ધ થતો નથી.**

ગુ ખાઈ શકાતું નથી તેથી ગુ ખાનારી ગાયનું છાણ મનુષ્યે ખાવું એમ ઠર્યું. ગાયનું છાણ, ગોમૂત્ર, દહીં, દૂધ, ઘી વગેરે એકત્ર કરી પંચગવ્ય કરી ચિત્ત શુધ્ધિ માટે તે ખાય છે. ખરૂં કહીએ તો ગાયનું છાણ અને ગોમૂત્રજ લેવાં જોઇએ અને લેનારા તેજ લે છે. પરંતુ તે લેવામાં ખરાબ લાગે અને એકલાં લેવામાં આવે તો ગરમી પણ વધી જાય એ ઉદ્દેશથી દહીં, દુધ, ઘી એ ત્રણ અંદર વધારામાં નાંખવાં એમ ઠરાવનારે ઠેરવ્યું. તે પણ ત્રણે વસ્તુ ગાયનીજ હોય છે તેથી લેવામાં આવે છે. ગાયનું છાણ, મુત્ર ખાવામાં આવે તો પરંપરાથી માણસનાંજ ગુ ખાધા બરોબર થાય છે; કારણ ગાય પણ માણસનુજ ગુ ખાય છે. એકંદર ગુ ખાવું જોઈએ એમ નિર્ણય થયો.

આ ઉપરથી કુતર્કી લોક એવી કલ્પના કરે કે "ગાયનું છાણ ખાઇએ તો ગુ ખાધાનુ ફળ મળે છે. તો ડુક્કરો પણ માણસનુ ગુ ખાય છે. તેમનું ગુ ખાઇએ તો પવિત્રતા આવશે કે ?" તો હુ કહું છું કે ગાયની જે યોગ્યતા તેજ ડુક્કરની; પરંતુ તમો માણસો છો; તમારે સારૂં સારૂં જોઇએ. જો કે ગાય ગુ ખાય છે છતાં તેનાં છાણની ખરાબ વાસ આવતી નથી તેથી તમો તે લોછો. પરંતુ ડુક્કર જે હગે છે તેમાં દુર્ગંધ વધારે હોય છે તેથી તમો તે લેતા નથી. પરંતુ જો તે લો તો બહુજ સારૂં. પ્રત્યક્ષ પરમેશ્વરે વરાહ અવતાર લઇ ડુક્કરનું પવિત્રપણુ દેખાડી આપ્યું કે પરમ પૂજ્ય અવસ્થા ત્યાં છે. પરંતુ ડુક્કરના ગુનો ઉપયોગ તમો કરવાનાજ નહી માટે તત્વવેત્તાઓએ ગાયના છાણની યોજના કરી

મૂકી છે. તમારા જીવનું પુષ્કળ અપવિત્રપણું દેખાય તો પંચગવ્ય લેવું, અથવા છાણમુત્ર લેવું; નહી તો કંઇનહી તો ગાયની પુંછડીએ તો હાથ લગાડવો.

સારાંશ, પૂર્ણ અપવિત્ર વસ્તુ પવિત્ર સમવી. માણસોમાં પણ કેટલાક કેટલાક લોકો અપવિત્ર ઠર્યા છે. તેમાં પણ પૂર્ણ અપવિત્ર યવનથીં બીજો કોઈ નથી.

न नीचो यवनात्परः

એવા પૂર્ણ અપવિત્રની પાસેથી પણ પૂર્ણ પવિત્રતા કરી લેવાય છે. એવી એક જુની રીત ધ્યાનમાં આવે છે કે અભડાયલાં કપડાં વા અશૌચવાળાં શાલ વગેરે જેવાં ભારે કપડાં જે ધોઇ શકાતાં નથી તે કોઇ ઓળખીતો હજરત હોય તો તેને બોલાવીને કહે છે કે " હજરત, આ કપડાં બે ચાર દિવસ તમારે ત્યાં રાખો." તે હજરત પણ જુના રિવાજનો, તેને પણ ખબર હોય છે, તેથી તે પણ રાજી થાય છે. પછી તે હજરત બે ચાર દિવસ તે કપડાં પોતાને ઘેર રાખી પાછાં આપી જાય કે તે પવિત્ર થયેલાં ગણવામાં આવતાં. આ મુસલમાનનું થયું. આજ પ્રમાણે અપવિત્ર થયેલાં ભારે લૂગડાં ધોબીને ત્યાં પણ રાખીને પવિત્ર કરી લેવાનો વહિવટ છે. બ્રાહ્મણને આ નિયમ ખબર હોય છે કે તેની પાસે એ વસ્તુ રાખી કે તે પવિત્ર થાય છે. નહીં તો તો ગોમૂત્ર વગેરે છાંટી તે વસ્તુ શુદ્ધ કરી લેવી પડે છે. તેથી તે તેમ કરે છે. આ ઉપરથી એ સિદ્ધ થયું કે વધુ અપવિત્ર પાસેથી કમી અપવિત્ર વસ્તુ શુદ્ધ કરી લેવાય છે. ત્યારે આપણું શરીર એ પણ એક કપડુંજ છે. આ શરીર વડે જે કાંઇ વિરૂદ્ધ વિરૂદ્ધ કર્મો થયાં તેને લીધે તે શરીર અપવિત્ર થયું. પરંતુ તે અપૂર્ણ રીતે અપ-વિત્ર થયું તે જો પૂર્ણ પણે અપવિત્ર થાય તો તેને પવિત્ર ગણવામાં આવે; પરંતુ તે અપૂર્ણ હોય છે તેથી તે અપવિત્ર પણાંનું પરિણામ દુઃખરૂપે શરીર પર, જીવ પર, મન પર થાય છે.

જગતની ઉત્પત્તિનું કારણભૂત જે છે તે બધાંથી પૂર્ણ અમંગલ, ખરાબ, અપવિત્ર, અને અશુદ્ધ છે. તે કેવળ અપવિત્ર અમંગલ વગેરે છે તેથી તેજ પૂર્ણ મંગલ પવિત્ર અને શુદ્ધ પણ તેજ છે. પૂર્ણ અમંગલ, અપવિત્ર, અશુધ્ધ જે છે તેને આધારે ખરાં મંગલ પવિત્ર અને શુધ્ધનો અનુભવ લેવાનો છે. પરંતુ અપવિત્ર અમંગલ અમંગલ અને ખરાબ એવા જે તમો છો તે તેનો અનુભવ લો છો, તે તમો ખરાબનો અપવિત્રપણાંનો નાશ કરવાને જે ક્રિયા કરો છો તેને લીધે તે અનુભવ આવે છે. કારણ તે અપવિત્ર સ્વયંભૂ છે પરંતુ ક્રિયા સ્વયંભૂ નથી. તે સ્વતઃ સિદ્ધ હોવાને લીધે તેનો નાશ કરવામાં તમારી કૃતિનું શું ચાલે? તે કૃતિ વડે તેનો નાશ થતો નથીજ પરંતુ તેની પૂર્ણતામાં કમીપણું આવે છે અને તે અપૂર્ણતા તમને બાધક થાય છે.

**જગતની ઉત્પત્તિ પૂર્ણ અમંગલમાંથી અને તેજ પૂર્ણ અમંગલ.**

આ ઉપરથી શું સાબીત થયું કે સ્વયંભુ જે ખરાબ તેનો નાશ કરવાને જીવે શરીરદ્વારા પ્રયત્ન કર્યો, પરંતુ તે અપૂર્ણ થયો; અને તેને લીધે શરીરમાં અપવિત્રપણું આવ્યું. જેમ વાઘને પકડવાની અથવા જીતવાની તમારી શકિત નથી, પરંતુ તેનું હિસ્રપણું કહાડવા માટે કંઇ અપૂર્ણ ક્રિયા થાય તો તે ગમે ત્યારે પોતાનો હિંસ્રપણાંનો ગુણ પ્રકટ કરી તમારી ઉપર ઉલટશે અને તેને લીધે તમારોજ નાશ થશે. તમારો પૂર્ણ નાશ ન થાય તો પણ તમો ઘાયલ તો થશોજ. તે પ્રમાણે તે સ્વયંભૂ અપવિત્રને પૂર્ણ પવિત્ર કરવાનું સામર્થ્ય હોય તો તેનો નાશ થઇ શકશે. તે એક સત્-ક્રિયા છે અને તે કરનારા કરે છે. સ્વયંભૂનો નાશ કરવો એટલે તે વાઘનો પૂર્ણ નાશ કર્યા જેવું થશે. પરંતુ એમ છે તો પણ તે સ્વયંભૂનો નાશ કરવા માટે જો અપૂર્ણ ક્રિયા થાય તો તે વાઘથી જેમ જખમી થયા તેવું કંઇ થતું નથી. એ અધુરી સત્ક્રિયાનો પણ સારોજ ફાયદો થાય છે.

મુસલમાન જાતનો ધર્મ એટલે શુદ્ધ અપવિત્રપણું, જેમાં કૃતીનાં પવિત્રપણાંનો લેશ પણ નથી, એવું અપવિત્રપણું જે મુસલમાનમાં આવ્યું હોય તે સાંઇમૌલ્લા. પરંતુ શરીર અને આત્મા અધુરી ક્રિયાથી અપૂરો અપવિત્ર થયો છે તેથી જન્મ-મરણના ફેરા અને સુખ દુઃખના ભોગ છે. એક તો પૂર્ણ રીતે પવિત્ર થવું કે પૂર્ણ અપવિત્ર તો થવું. એકમેકમાં એકમેકની ભેળસેળ ન હોવી જોઇએ.

આત્માને જે પહેલી વાસના થઇ તેજ પહેલું વસ્ત્ર. તેજ વાસનાને લીધે પછી તેણે શરીર રૂપી બાહ્ય વસ્ત્ર, તૈયાર કરી લીધું. વસન એટલે વસ્ત્ર. એટલે કે શરીર એ આત્માનું વસ્ત્ર ઓઢવાનું છે. આરંભમાં થયેલી વાસના તૃપ્ત કરવા માટે જે સારી માઠી ક્રિયા કરવામાં આવે છે, તે પૂર્ણ અથવા અપૂર્ણ થાય તો તેનું પરિણામ શરીરપર થશેજ. જેમ ઘાસલેટનો કારભાર કરીએ તો દુર્ગંધ આવેજ, અથવા કોલસાનાં કામ કરનારનાં કપડાં અને શરીર કાળાં થાયજ તેમ આપણા જીવ વડે શરીર રૂપ સાધનથી જે ક્રિયાઓ કરવામાં આવે છે તેને લીધે તેનું પરિણામ આપણાં શરીર પર, જીવ પર, મન પર થઇ આપણાં મન અને જીવ અપવિત્ર થાય છે. તેને પૂર્ણપણે પવિત્ર કરી લેવા માટે જેમ અભડાયલાં ભારે કપડાં મુસલમાનને ત્યાં મૂકી પવિત્ર કરી લેવામાં આવે છે, તેમ આપણાં જીવ મન અને શરીર પવિત્ર કરી લેવાને બીજું સાધન ન હોવાથી આ શરીર રૂપી ભારે કપડું જીવન મન સહિત જે પૂર્ણ અપવિત્ર એટલે પૂર્ણ પવિત્ર એટલે કે પૂર્ણ પવિત્ર અને પૂર્ણ અપવિત્રની પેલી પાર જે છે તેજ સાંઇમૌલાના તાબામાં આપવાં જોઇએ.

આ શા માટે? તો આપણને પૂર્ણ પવિત્રપણાંનો અનુભવ આવે તે માટે; તો જેનો અનુભવ લેવો પડે છે તેની ઉલટી બાજુમાં (અવસ્થામાં) હોયાં શિવાય તેનો અનુભવ આવતો નથીજ. ત્યારે આપણે જો પૂર્ણ પવિત્રપણાંનો અનુભવ લેવો હોય તો

આપણે પૂર્ણ અપવિત્ર અવસ્થામાંજ રહેવું જોઇએ. એટલે પવિત્રપણામાં રહી અપવિત્રપણાંનો અનુભવ અને અપવિત્રપણામાં રહી પવિત્રપણાંનો અનુભવ લેવો. આપણે બ્રાહ્મણ હિંદુ છીએ તેથી પવિત્રજ છીએ એમ હંમેશ કહ્યાં કરીએ છીએ, પરંતુ પવિત્રપણાંનો અનુભવ આપણને નથી. ત્યારે પછી આપણે પૂર્ણ પવિત્ર છીએ એમ શા પરથી સમજવું? તો પૂર્ણ પવિત્રતાનું જે પૂર્ણફળ એટલે અખંડ સુખની પ્રાપ્તિનો અનુભવ જો આપણને આવવા માંડે તો આપણે પૂર્ણ પવિત્ર છીએ એમ સમજાશે. ત્યારે તો તે અનુભવ આવવા માટે તેથી ઉલટી બાજુ પૂર્ણ અપવિત્ર જે સાંઇમૌલા કે જેમના યોગથી પૂર્ણ પવિત્ર અખંડ સુખનો અનુભવ મેળવાય છે, એવા સાંઇમૌલાના ઘરમાં ગયા શિવાય તે પૂર્ણ પવિત્રપણાંનો એટલે અખંડ સુખનો અનુભવ આવવો શકય નથી. આ ઉપરથી તમો કહેશો કે તમો તો બ્રાહ્મણ છો છતાં મુસલમાનનું માહાત્મ્ય કેમ વધારો છો?" તો, અરે, મને જે બ્રાહ્મણપણું આવ્યું તે તે પૂર્ણ અપવિત્ર અવસ્થામાં ગયાથીજ તો આવ્યું. પૂર્ણ પરબ્રહ્મનું ભાન અથવા તેમાં જે અખંડ સુખની લહેજત છે તે મળવા માંડે એટલેજ ખરો બ્રાહ્મણ, અને તે લહેજત પૂર્ણ અપવિત્રપણું મળે એટલેજ મળે છે. એવો છે ભાઇ સિદ્ધાંત.

**પૂર્ણ અપવિત્ર જે સાંઇમૌલા તેમનામાં હોયાં શિવાય પવિત્રપણું એટલે અખંડ સુખ નથી.**

અરે, આપણે ઉત્તમ ઉત્તમ પકવાન્નનો સ્વાદ લઇ સમાધાન મેળવવાનું છે તો પ્રત્યક્ષ રીતે આપણેજ અન્ન અથવા પંચ પકવાનો બની આપણે આપણી મેળે કેવી રીતે તૃપ્ત થઇ શકીએ? ખાવાના પદાર્થથી ખાનાર આપણે જુદા હોવા જોઇએ. આપણે પૂર્ણ પવિત્ર જે અખંડ સુખ તેનો ઉપભોગ લેવો છે એટલે કે તેને ઉપભોગ્ય બનાવવાનું છે, તો તેનાથી ઉલટી બાજુ જે પૂર્ણ અપવિત્ર સાંઇમૌલા છે તેનામાં રહ્યાં શિવાય તે અનુભવ કેવી રીતે આવે? એટલે કંઇ મુસલમાનનું શરીર લેવાનું કારણ

નથી. શરીર ગમે તે જાતીનું ભલેને હોય, પરંતુ સાંઇમૌલા જો અવસ્થા જે ગુણધર્મવડે આવી હોય છે તે ગુણધર્મ બ્રાહ્મણ જાતી સહિત કોઈ મનુષ્ય પ્રાણીમાં આવે કે તે સાંઇમૌલાજ થાય છે અને ત્યારેજ તે પૂર્ણ પવિત્ર જે અખંડ સુખ તેનો અનુભવ લેવાનો અધિકારી બને છે. બ્રાહ્મણ ધર્મ કહો, કે કોઈ પણ ધર્મ કહો, તે તે ધર્મ પ્રમાણે પૂર્ણપણે ચાલીને જે પુણ્ય ભેગું થાય છે તેજ પુણ્ય એની મેળે આપણને અખંડ સુખ અને પવિત્રપણાનો અનુભવ આપે છે એમ નથી, પણ સાંઇમૌલા પાસે તેમના ધર્મનું જે પુણ્ય ભેગું થયું હોય તે આપણી પાસે લઇ આપણે આપણા ધર્મવડે જે કંઇ પુણ્ય કર્યું હોય તે તેમને આપવું પડે છે; એટલે મુસલમાની ધર્મ પ્રમાણે જે પુણ્યના ગુણધર્મ હોય તે ગુણધર્મ આપણી પાસે લઇ તેને બદલે આપણા ધર્મના પુણ્યના ગુણધર્મો તેમને અપાવવા જોઈએ. આપણે આપ્યાં શિવાય તેમના તરફના આપણને મળતા નથી અને તેમનાં એટલે સાંઈમૌલાના આપણને મળ્યાં શિવાય આપણું જે પવિત્રપણું અથવા આપણી પાસે જે અખંડ સુખ છે તેનો અનુભવ લઇ શકાતો નથી. આ પૈસા પેઠે છે. આપણે પુષ્કળ પૈસા કમાયા પણ તે પૈસાજ પ્રત્યક્ષ રીતે ખાઇને આપણને સમાધાન થતું નથી; પણ તે પૈસા વાણિઆને ત્યાં આપી, વાણિઆએ વાણિઆપણાની રીતનું જે ધાન્ય ભેગું કરી રાખ્યું છે તે આપણે લઇએ નહીં ત્યાં સુધી આપણને ખરૂં સમાધાન મળતું નથી. તેથી તે ધાન્ય આપણને મળે તે માટે તે બનિઆને પૈસા આપવા માટે તે ભેગા કરવાજ પડે છે. તેવુંજ આ છે. આપણું આપણા ધર્મ વડે ભેગું કરેલું પુણ્ય આપણું આપણને ઉપયોગી થઇ પડતું નથી; તેવીજ રીતે સાંઇમૌલા પાસે જે તેમની રીતનું પુણ્ય છે તે પણ તેમના ઉપયોગમાં આવતું નથી. તેથી આપણે સ્વધર્માચરણ વડે ખૂબ પુણ્ય ભેગું કરવું અને તે સાંઇમૌલાને આપવું; એટલે સાંઇમૌલા પાસેનું પુણ્ય આપણી પાસે આવી તેના યોગ વડે પૂર્ણ પવિત્ર, ખરૂં એવું જે અખંડ સુખ

તેનો અનુભવ લેવામાં આવે છે. આવો તદ્દન પકકો નિયમ છે. કોઇ કહેશે ' અમે અમારા ધર્મ પ્રમાણે પુષ્કળ પુણ્ય ભેગું કર્યું છે, પણ તે આપવાને સાંઇમૌલાજ ન હોય તો તે કયાં નાંખવું ? અરે કયાં નાંખવું ? પૂર્ણ સત્પુરૂષ કોઇ પણ જાતીમાં હોય તો પણ તે સાંઇમૌલા વગર થયોજ નથી હોતો;

**કોઇ પણ જાતનો પૂર્ણ સત્પુરૂષ તે સાંઇમૌલાજ.**

કોઇ પણ જાતનો તે સાંઇમૌલાજ તો હોય છે, સાંઇમૌલાને કંઈ મુસલમાનીજ આકાર હોવો જોઇએ એમ નથી. મુસલમાની આકારનો જે પૂર્ણ પહોંચેલો હોય તેને સાંઇમૌલા કહેવો, સત્પુરૂષ પણ કહેવો, અને શુદ્ધ બ્રાહ્મણ પણ કહેવો. તેવીજ રીતે બ્રાહ્મણોમાં કોઇ પૂર્ણ સત્પુરૂષ હોય તો તેને સાંઇમૌલા પણ કહેવો અને શુદ્ધ બ્રાહ્મણ પણ કહેવો. તે બે રહ્યાજ નથી હોતા, બે પણું ( દ્વૈત ) ત્યાં નથી હોતું. તેથીજ સાંઇમૌલા અથવા સત્પુરૂષ એ નામ તેમને માટે વપરાય છે. બ્રાહ્મણ જાતીનો આકાર એ બ્રાહ્મણી ધર્મ પ્રમાણે પુણ્ય ભેગું કરવા માટેજ છે અને મુસલમાન જાતીનો આકાર એ મુસલમાની ધર્મ પ્રમાણે પુણ્ય ભેગું કરવા માટેજ છે. એવી રીતે બેઉ બાજુથી પુણ્ય ભેગું કરવું એટલુંજ તે તે જાતીના આકારનું કામ છે. જેનું જેનું પુણ્ય હોય તેને તેનેજ તે સુખ આપે એમ કંઇ નથી પણ બેઉ બાજુએ તે પુણ્યની અદલા બદલી થવીજ જોઇએ અને એવી અદલા બદલી થાય છેજ. આવી રીતે બ્રાહ્મણ અને મુસલમાન એવી બેઉ બાજુનું ઐકયત્વ પામી ખરા અખંડ સુખનો અનુભવ લે છે. આવી રીતે ખરા અખંડ સુખનો અનુભવ લેનારા તેજ હોય છે.

આ ઉપરથી શું સિધ્ધ થયું કે " **નાના રત્ના વસુંધરા.** " ખરાબ હોય પરંતુ જો તે પૂર્ણપણે ખરાબ હોય તો તે રત્નજ. તેમ મુસલમાન હોય તેથી શું થયું ? તે જો પોતાના ધર્મથી પૂર્ણ હોય તો તે રત્નજ છે.

મ્હેલાં એવી વિદ્યા હતી કે જે કરે તે ઉધ્ધરી જાય, તેથી ઘેરઘેર પ્રણાયામ વગેરે યોગાભ્યાસ કરતા હતા; પરંતુ કલિયુગમાં યોગ, તપ, અનુષ્ઠાન વગેરે થાય નહી તેથી પોતાના સ્વધર્માચરણથી બનેલો એક બ્રાહ્મણ અને યવનની રીતે પૂર્ણ બનેલો એક સાંઇ એવા એ બે બન્યા કે તેમના વડે હઝારો બેઉ બાજુના (બ્રાહ્મણ મુસલમાન) ઉધ્ધરી જાય છે. કલિયુગના લોકો માટે એવી યુક્તિ ઇશ્વરી સંકેતથી થવાની હતી તેથી મ્હેલાંના જે તત્વવેત્તા બ્રાહ્મણ હતા તેમણે પોતાના તપોબળથી યવનોને ઉત્પન્ન કર્યા. આ યુક્તિ મ્હેલાં હતીજ; પરંતુ કૃષ્ણાવતારના વખતથી ફરી કલિયુગમાં પ્રાદુર્ભુત થઇ છે.



